# આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે.

આવતા ( સં. ૧૯૭૩ ના ) વર્ષનું ચરિત્રમાળાનું પહેલું પુસ્તક દીવાળી પછી માગશર વદમાં પ્રત્યેક ગ્રાહકોપર વેલ્યુપેબલ પોસ્ટથી મોકલવાનું શરૂ થનાર હોવાથી સવિનય જણાવવાનું કેઃ—તે આવી પહોંચતાં વી. પી. ખર્ચ સહિત રૂ. ૨–૧–૦ ( પાકા પૂઠાનાં ગ્રાહકોએ રૂ. ૩–૧–૦ ) ભરીને સત્વર સ્વીકારી લેવા તસ્દી લેવી. બહારગામ જવું પડવાથી કે બીજા કોઈ કારણથી માલિકથી ઘર આગળ ન રહી શકાય તેમ હોય, ત્યારે વી. પી. આવ્યેથી પૈસા ભરીને સ્વીકારી લેવાની ખબર પોતાના ઘરના માણસોને પ્રથમથી આપી રાખવી; અથવા તો વધુમાં વધુ દશ દિવસની મુદ્દત સુધી પોસ્ટ ઑફિસમાં વી. પી. રખાવી શકાતાં હોવાથી તેમ કરવાની ખબર પોસ્ટમેનને અથવા પોસ્ટમાસ્તરને પ્રથમથીજ આપી રાખવી.

## ગ્રાહકમાંથી બંધ પડવા વિષે—

આવતા વર્ષથી જેમને ગ્રાહકમાંથી બંધ પડવું હોય તેમણે કાર્તિક માસની આખર સુધીમાં પોતાના રજીસ્ટર્ડ નંબર સાથે આ સાથેના કાર્ડપર યા બીજી રીતે અવશ્ય ખબર મોકલવા તસ્દી લેવી. કેટલાકો આ સાદી સીધી બાબતપર પણ ધ્યાન નહિ આપતાં વી. પી. આવ્યેથી પાછું વાળીને આ સંસ્થાને નાહક બે ત્રણ આનાના ખર્ચ અને મહેનતમાં ઉતારે છે; એ બહુજ શરમભરેલું હોઈને તે નુકસાન ભરી આપવાને તેઓ જવાબદાર છે.

## લાયબ્રેરીઓ વિષે—

જે લાયબ્રેરીઓ નવા વર્ષની મંજુરી મળ્યા પછીજ ગ્રાહક થતી આવી હશે; તેમના તરફથી તેવો ઑર્ડર મળ્યેથીજ પુસ્તકો મોકલવાં શરૂ થશે. તેઓ પ્રથમથી નાણું નહિ મોકલતાં વી. પી. થીજ

મંગાવશે તો તે ઉભયને વધુ અનુકૂળ થઇ પડશે, છતાં જેવી તેમની અનુકૂળતા. આવી લાયબ્રેરીઓને ખાસ જુદી પાવતીની આવશ્યકતા રહેતી હોવાથી તેમનાપર પહેલું પુસ્તક વી. પી. થી કે બુકપોસ્ટથી મોકલાશે તેની અંદરજ તેવી પાવતી મોકલી અપાશે.

જે લાયબ્રેરીઓ સાથે અન્ય ગ્રાહકોની પેઠે પહેલું પુસ્તક વી. પી. થી મોકલવાનું ધોરણ ચાલુ છે, તેમનાપર તેજ પ્રકારે મોકલાશે.

## આફ્રિકા ઇ૦ અન્ય દેશો વિષે—

આફ્રિકા ઇ૦ જે અન્ય દેશોમાં વી. પી. જઈ શકતાં નથી, ત્યાંનાં ગ્રાહકોને પોતાનું લવાજમ સત્વર મોકલી આપવા વિનતિ છે. લવાજમ મળતાં તરતજ તેમના તરફ પુસ્તકો મોકલવાં શરૂ થશે.

## લવાજમ અગાઉથી ભરવા વિષે—

કોઇ કારણસર જેમને વી. પી. ને બદલે મનીઑર્ડરથી કે બીજી રીતે નાણું મોકલવાં કે ભરાવવાં વધુ અનુકૂળ હોય, તેમણે કાર્તિકની આખર સુધીમાં મુંબઈ કે અમદાવાદના કાર્યાલયમાં તે પહોંચાડીને પાવતી મેળવવી.

## ઠેકાણું બદલાવવા વિષે—

જેમનું ઠેકાણું બદલાયું હોય અથવા તરતમાં બદલાનાર હોય તેમણે તે વિષે પણ ઉપલા સમય સુધીમાં લખી જણાવવું. એ પછી પણ જેમનું ઠેકાણું બદલાય તેમણે તે બદલવા પૂર્વેજ ખબર આપી દેવી જોઇએ. મહીના બે મહીના માટે બદલવાનું હોય તો ત્યાંની પોસ્ટ ઑફિસને તે વિષે લખી દેવું. વધુ સમય માટે બદલવાનું હોય તોજ આ ખાતાપર લખવું જોઇએ. કેટલાકો ઠેકાણું બદલ્યા પછી મહીનાઓ સુધી ખબર નહિ આપવાની ગફલત કરતા હોવાથી તેના ફળરૂપે તેમનાં પુસ્તકો ગેરવલ્લે જઈ ફરીથી તેમને ખરીદવાં પડે છે.

## સાદાંને બદલે પાકાં પૂઠાંનાં પુસ્તકો લેવા વિષે—

સાદાં પૂઠાં કરતાં પાકાં પૂઠાંનાં પુસ્તકોમાં માત્ર એકજ રૂા. નો ફેર, તેમાં પણ ચારેક આના તો એકલા પોસ્ટેજમાંજ વધુ ખરચાવાના, એટલે ખરૂં જોતાં માત્ર બાર આનામાંજ પાકાં પૂઠાં ગ્રાહકને મળી શકે છે. સાદાં પૂઠાં કરતાં પાકાં પૂઠાં અનેકગુણ પોચવડાં થઈ પડે છે. આ વાતની સ્મૃતિ આ પ્રસંગે પણ પ્રત્યેક ગ્રાહક સજ્જનને આપીને સૂચવવામાં આવે છે કે જેમનાથી બની શકે તેમણે પાકાં પૂઠાનાં વર્ગમાંજ ગ્રાહક થવું ઉચિત છે. જેમને આવી ફેરફારી કરાવવી હોય તેમણે પણ ઉપલી મુદ્દત સુધીમાં તે વિષે લખી જણાવવું જોઈએ.

## ચાલુ વર્ષનાં પુસ્તકો વિષે ગ્રાહકોનો અભિપ્રાય—

વિવિધ ગ્રંથમાળા તેમજ ચરિત્રમાળાનાં ચાલુ વર્ષનાં પુસ્તકોમાંથી પોતાને કયાં વધુ ગમ્યાં, કયાં સાધારણ ગમ્યાં અને કયાં ઓછાં ગમ્યાં કે સાવ નજ ગમ્યાં, તે બાબત જાણવા માટે ગત વર્ષની માફક આ વખતે પણ કાર્ડની પાછળ દરેક પુસ્તકનું નામ છપાવેલું છે, અને (બનતાં સુધી ઉપર લખ્યા જેવાજ શબ્દોમાં ) ટુંકાણથી ઉત્તર લખી શકાય તે માટે સામે જગ્યા ખાલી રાખી છે; માટે પ્રત્યેક ગ્રાહકને પોતપોતાની મરજી પ્રમાણેના ઉત્તરો તે જગ્યાએ ભરી મોકલવા વિનતિ છે.

વિવિધ ગ્રંથમાળાનું છેલ્લું પુસ્તક હજી નીકળ્યું નથી, તે નીકળ્યેથી તેની સાથે આવું કાર્ડ મોકલાયેથીજ તે માળા વિષે ઉત્તર લખવાનો છે.

# નવાં નીકળેલાં પુસ્તકો ઈ૦ માહિતી.

## ૧ શ્રીદાસબોધ.



મહારાષ્ટ્રમાં છેલ્લાં છસો વર્ષ દરમ્યાન થઈ ગએલા જે ચાર મહાત્માઓ તે દેશમાં મહર્ષિઓરૂપે પૂજ્ય છે અને તેમના રચેલા ચાર મુખ્ય ગ્રંથોને મહારાષ્ટ્રના ચાર વેદોની ઉપમા અપાઇ છે, તેમાંના છેલ્લા મહાત્મા સમર્થ રામદાસ સ્વામી હોઇને તેમનો રચેલો ચોથા વેદરૂપ મુખ્ય ગ્રંથ આ **દાસબોધ** છે. આ મહાત્મા -જેમનું ચિત્ર બાજુપર છે તેઓ- વીરકેશરી શિવાજી મહારાજના સદ્ગુરૂ હોઇને આ ગ્રંથમાં અમુક ભાગ શિવાજી મહારાજને તેમણે કરેલા ઉપદેશનો પણ છે. આ ગ્રંથમાં વ્યવહાર તેમજ પરમાર્થ બંને સંબંધી ઉત્તમ ઉપદેશો સમાયલા હોવાથી માત્ર જિજ્ઞાસુ કે ભક્તો માટેજ નહિ પરંતુ સર્વ કોઇ માટે પણ તે વાંચવા યોગ્ય છે.

વીશેક વર્ષ અગાઉ આ ગ્રંથનું ભાષાંતર એક પારસી વિદ્વાન તરફથી રૂ. ૪)ની કિંમતે નીકળ્યું હતું, તે જોતાં આ નવીન ભાષાંતર કેટલું સસ્તું છે તે ખુલ્લુંજ છે. ભાષાંતરની ઉત્તમતા વિષે કાંઈ પણ લખવા કરતાં સરખામણી કરીનેજ નિર્ણય કરવા વિનવીશું.

ગ્રંથકર્ત્તા સમર્થ રામદાસ સ્વામીનું ઉત્તમ અને બોધપ્રદ જીવન-ચરિત્ર તથા તેમના જીવનના જુદા જુદા પ્રસંગોને લગતાં આર્ટપેપર-ઉપર છાપેલાં સાત ચિત્રો પણ ગ્રંથની શરૂમાં આપેલાં છે.

આ ગ્રંથમાં **કાગળ** ૭૦ રતલી ગ્લેજ; **પૂંઠાં** પાકાં કપડાનાં તથા દસ્કત આ લીટીમાં છે તેવી જાતના લીધેલા છે. **કદ** રૉયલ અષ્ટપત્રી પર, ફૉર્મ એટલે કે ૪૦૦થી વધુ પૃષ્ઠનું છે; છતાં તેનું મૂલ્ય (એ પુસ્તકમાંજ છાપીને પ્રકટ કરેલા હિસાબ પ્રમાણે) માત્ર રૂ. ૧ાા જ રાખવામાં આવ્યું છે.

**ખાસ છુટ**—કારતક માસની આખર સુધીમાં ખરીદનાર પાસેથી બે આના કમી લેવાશે. પોસ્ટેજ ૦ાં જુદું સમજવું.

## ૨—આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.

ભારતભક્ત શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી કૃત આ પુસ્તક વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રકટ થયા પછી છુટક પણ તેની વિશેષ માગ-ણીઓ આવવાથી આ ગ્રંથની નવી આવૃત્તિ છપાવવામાં આવી છે. પૃષ્ઠસંખ્યા ૧૪૦ હોઈ તેનું છુટક મૂલ્ય આગલી આવૃત્તિમાં છાપ્યા પ્રમાણેજ રૂ. ૦ા તથા પાકા પૂંઠા સાથે રૂ. ૦ાઽ છે. વહેંચવા અથવા વેચવા માટે સેંકડાબંધ સામટી પ્રત લેવા ઇચ્છનારને તે પોણી કિંમતે અપાશે.

## ૩–શ્રીમદ્ દેવી ભાગવત અથવા ભગવતી ભાગવત.

આ ગ્રંથનું મૂલ્ય રૂ. ૨॥ હોઇ દિવાળી સુધીને માટે તે રૂ. ૨॥ હતું તે પુસ્તક પણ કાર્તિક આખર સુધી રૂ. ૨॥થી અપાશે.

## ૪–આર્યભિષક્ અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજ.

ઉપલા પુસ્તકની નવી આવૃત્તિ દશરા સુધી રૂ. ૨) ને બદલે રૂ. ૧॥ થી અપાતી હતી, તે મુદ્દત પૂર્ણ થએલી હોવાથી હવે પૂરી કિંમતથીજ મળી શકશે. ઓછી કિંમતે માગનારને ઉત્તર કે પુસ્તક કશુંજ મળી શકશે નહિ.

## ૫–શ્રીમદ્ ભાગવત ભાષાંતર.

## ૬–સ્વામી રામતીર્થ ભાગ ૧ થી ૫.

ઉપલાં બંને પુસ્તકો હવે શિલક નહિ હોવાથી લડાઇ ગટયા પછી કાગળો સસ્તા થયેથી ફરીથી છપાશે ત્યારે 'વિવિધગ્રંથમાળા'-દ્વારા ખબર અપાશે.



# નિવેદન

આ પુસ્તકની સાથે ચરિત્રમાળાનું પાંચમું વર્ષ પૂરૂં થાય છે. આમાં યુરોપના બે સમકાલીન મહાન પુરુષોનાં સંક્ષિપ્ત જીવનવૃત્ત અપાયલાં જણાશે. 'તખ્તે જમીપે સેકડો આગે ચલે ગયે " આ કવનની પેઠે આ બંને પણ જગતની રંગભૂમિપર પોતપોતાનો પાઠ ભજવી પરલોકવાસી થયા છે; પરંતુ જગતના ઇતિહાસમાં કરોડે એકાદના પ્રમાણમાં પણ ભાગ્યેજ નોંધાતાં, અસામાન્ય નામોની અમર નામાવળીમાં, તેમનાં નોંધાઇ ચૂકેલાં નામો, ઇતિહાસની હયાતી પર્યંત જગતમાં કાયમ રહેશે.

ઉક્ત બંને પુરુષો સમકાલીન અને અસામાન્ય હતા. બંનેએ પોતપોતાના દેશના મુખ્ય રાજમંત્રિપદને શોભાવ્યું હતું. બંનેએ સ્વદેશની અસામાન્ય સેવાઓ પોતપોતાના દેશના સંયોગોને અનુસરીને પોતપોતાની પ્રકૃતિની રીતે બજાવી હતી. જુદા જુદા પ્રકારની ખાસ વિશેષતાએ બંનેને જગતના ઇતિહાસમાં મહાન પુરુષની પદવી અપાવી છે. બિસ્માર્કે વિકટ સંયોગોમાં એક છિન્ન ભિન્ન થઇ પડેલા દેશના અનેક ભાગોનું ઐક્ય સાધી એક બળવાન સામ્રાજ્યનું સ્થાપન કર્યું હતું. જર્મનીની નાની નાની, છુટી પડી ગયેલી, એક બીજા પ્રત્યે અવિશ્વાસ ધરાવતી અને આસ્ટ્રિયા જેવા મોટા રાજ્યના સ્વાર્થી કાબૂમાં જઇ પડીને દુર્દશામાં ડૂબી રહેલી અનેક રિયાસતોને તે રાજ્યના કાબૂમાંથી તથા ફ્રાન્સના ભયમાંથી મુક્ત કરીને ઐક્યના સળંગ સૂત્રમાં પરોવવી; તે પરોવાયલા મણકાઓની માળાના મેરરૂપે પ્રશિયાનું સ્થાપન કરીને પોતાના રાજાને સમ્રાટપદે સ્વહસ્તે બેસાડવો; ભય અને ઉપરીપણું દાખવતાં મોટમોટાં રાજ્યોને હરાવી નરમ પાડવાં; તથા

જર્મન સામ્રાજ્યના પિતાની અતિ અસામાન્ય પદવી જગતના ઇતિહાસમાં પ્રાપ્ત કરવી; એ જેવી તેવી વ્યવહારકુશળતાનું કામ નથી. વળી આ સઘળું બજાવવાનો માર્ગ પણ તેને ખુદ સ્વદેશ (પ્રશિયા)ની રાજસભાના વિરોધ અને અવિશ્વાસ વચ્ચેથીજ કહાડવો પડ્યો હતો. ગ્લૅડસ્ટનની ખાસ વિશેષતામાં તેની કાર્યકુશળતા ઉપરાંત તેનામાં રહેલું અસામાન્ય નૈતિક બળ અને ધાર્મિકતા અગત્યની જગ્યા લે છે. પરમાર્થસિદ્ધિ, એ તેના જીવનનું મુખ્ય લક્ષ્ય હોઇને શુદ્ધ વ્યવહારને તે તેના સાધનરૂપ માનીનેજ સર્વ બાબતમાં વર્તતો હતો.

મહાન ધર્મપ્રવર્તકોએ ઉપદેશેલા નિષ્કામતાના તથા ઇશ્વરાર્પણ બુદ્ધિના મહાન ધર્મને અનુસરીનેજ તે સ્વદેશસેવાના કાર્યમાં વર્તતો હોવાથી ઇષ્ટ પરિણામથી અભિમાનનું લાકડું અથવા તો અનિષ્ટ પરિણામથી દુઃખનો ઘા તેના હૃદયના ઉંડાણમાં પ્રવેશી શકતો નહિ. તાત્પર્ય એ કે બિસ્માર્કની મહત્તા, બહારની અસામાન્ય પ્રતિકૂળ પરિસ્થિતિઓ વચ્ચે રસ્તો કાપીને સ્વદેશનું અપ્રતિમ હિત સાધવામાં જણાય છે; અને ગ્લૅડસ્ટનની મહત્તા ધર્મ, નીતિ તથા ન્યાયની ઉચ્ચતામાં અને ચાર દહાડાના ચાંદરણારૂપ સ્થૂલ જીવન કરતાં અનંતગુણ ઉચ્ચ એવા પરજીવનની સિદ્ધિ અર્થે વર્તમાન જીવનને બને તેટલું વિશુદ્ધ અને લોકોપયોગી બનાવવામાં જણાય છે. બિસ્માર્કનું જીવન માત્ર સ્થૂલ કીર્તિ અને સત્તાના સંકુચિત લક્ષ્યવાળું હોવાથી, ગ્લૅડસ્ટનના અને તેના જીવનનાં કેટલાંક ધોરણોમાં અને પાછલા જીવનમાં જે આસ્માન જમીનનો ફેર જણાઇ રહે છે તે સ્વાભાવિકજ છે.

ગ્લૅડસ્ટન બ્રાહ્મણ પ્રકૃતિનો હતો અને બિસ્માર્ક ક્ષાત્ર પ્રકૃતિનો હતો. એક સુલેહ અને શાંતિને વધારે ઇચ્છતો અને બીજાને "લોહ તથા લોહી" એટલે કે લડાઇથી કામ લેવું પડતું. એક ખાનપાનમાં અને શ્રમ ઇત્યાદિ વ્યવહારોમાં નિયમિત રહેતો ત્યારે બીજો સ્વેચ્છાચારી

હતો. એકને ખુદ રાજકર્ત્તા તરફથી ઉત્તમ ઇલ્કાબો આપવાની માગણીઓ થવા છતાં તે મીસ્તરના સાદા સંબોધનવાળો રહેવાનુંજ પસંદ કરે છે, ત્યારે બીજો રાજાના વડીલ પુત્રને અપાતી પ્રિન્સની અતિ માનભરી પદવીને ભોગવે છે. મુખ્ય મંત્રિપદના ત્યાગસમયે એક પોતાની રાજી–ખુશીથી રાજીનામું આપીને તથા પોતાના રાજકર્ત્તાની મહેરબાની અને દિલગીરી વચ્ચે પોતાનો હોદ્દો છોડે છે, ત્યારે બીજાને હજી ચાલુ રહેવાની ઇચ્છા છતાં રાજકર્ત્તા પરાણે હોદ્દો છોડાવે છે. મંત્રિપદને છોડ્યા પછી પણ એક પૂર્ણ નિવૃત્તિ અને શાંતિપૂર્વક ધાર્મિક જીવન ગાળે છે, ત્યારે બીજો મંત્રિપદ જવાની હાય વોય કરી જીવ બાળે છે. એકને ઘોર વ્યાધિગ્રસ્ત અવસ્થામાં ધાર્મિકતા શાંતિપ્રદ થઇ પડે છે, ત્યારે બીજાની સશક્ત અવસ્થાને સ્વસત્તાના નાશની પીડા રોગમાં ડૂબાવે છે. નિવૃત્ત અવસ્થામાં એકની પાસે તેની યોગ્યતા અને ધાર્મિકતાનો લાભ મેળવવાને માટે દેશવિદેશનાં અનેક ધાર્મિક તથા પરોપકારી મનુષ્યો આવે છે, ત્યારે બીજાની પાસે તેની કર્મકથા, તેના આગલા દાવપેચ તથા હૃદયના ઉંડા બળાપાઓ સાંભળવાને માટે દેશવિદેશના રાજપ્રકરણી તથા વ્યવહારિક મનુષ્યોનાં ટોળાં ઉતરી પડે છે. પ્રધાનપદના ત્યાગ પછી એક પોતાને મળવા આવનારાઓ પ્રત્યે "ધર્મ" સિવાય બીજી વ્યાવહારિક વાત કરવાની પણ મના કરે છે, ત્યારે બીજો પોતાના અપમાન અને પદભ્રષ્ટતાથી હૃદયમાં સળગી રહેલી જ્વાળાઓને ચાહી ચાહીને વાણીદ્વારા ખાલી કરીનેજ હૃદયને હલકું કરે છે. અંતકાળે એક પૂર્ણ શાંતિ વચ્ચે પ્રભુની કૃપાનો અનુભવ કરતો દૈવાજ્ઞાને આધીન થાય છે, ત્યારે બીજાને વેર ઝેર સહિત શરીર છોડવું પડે છે.

મનુષ્ય ગમે તેટલો વ્યવહારકુશળ, બહાદુર અને સાધનસંપન્ન હોય અને તે પરોપકારનાં ગમે તેવાં મહાન કાર્યો કરે; પણ જ્યાં-

સુધી પરજીવનનો મહિમા સમજાઈને તેની સિદ્ધિ અર્થે નિષ્કામતા તથા ઈશ્વરાર્પણ બુદ્ધિ તે પ્રાપ્ત કરી શકયો ન હોય, ત્યાં સુધી આ સ્થૂલ સત્તા અને પદાર્થોની પ્રાપ્તિ તથા નાશજન્ય હર્ષશોકના આચકાઓમાંથી તે કદી પણ છુટી શકતો નથી. બિસ્માર્કની પાછલી દુઃખી અવસ્થા એ ઉચ્ચ સમજણના અજ્ઞાન અને અપાલનનુંજ અનિવાર્ય પરિણામ હતું. બિસ્માર્ક તો શું, પરંતુ એથીએ અનેકગુણ સાધન, સત્તા અને સામર્થ્યસંપન્ન સમ્રાટોની પણ એ કારણને લીધે એથી પણ વધારે દુર્દશા થયેલી હોવાના દાખલા ઇતિહાસમાં ડોકીઆં કરી રહ્યા છે. એ દાખલાઓ મુક્ત કંઠે માનવ જાતિને કહી રહ્યા છે કે "તમે પણ આવી રીતે ભૂલતા નહિ."

આમાંનું ગ્લેડસ્ટનનું ચરિત્ર મરાઠીમાં સ્વ૦ વિનાયક કોંડદેવ ઓકના લખેલા અને નિર્ણયસાગર પ્રેસના અધ્યક્ષ શ્રીમાન તુકારામ જાવજીએ પ્રસિદ્ધ કરેલા "**ગ્લાડસ્ટન હ્યાંચેં ચરિત્ર**" ઉપરથી તથા પ્રિન્સ બિસ્માર્કનું ચરિત્ર કાંગડી ગુરૂકુળના સ્થાપક મહાત્મા મુન્શીરામના સુયોગ્ય પુત્ર શ્રીયુત ઇંદ્ર વેદાલંકારને હાથે હિંદીમાં લખાઇને પ્રસિદ્ધ થએલા "**પ્રિન્સ બિસ્માર્ક**" ઉપરથી અનુવાદિત કરાવવામાં આવ્યું છે. શ્રીયુત ઇંદ્ર વેદાલંકાર તથા શેઠ તુકારામ જાવજીએ ઉપલાં ચરિત્રોનો અનુવાદ પ્રસિદ્ધ કરવાની પરવાનગી ઉદારતાથી આપવા બદલ અત્ર તેમનો ખાસ આભાર માનવામાં આવે છે. બન્ને લેખકો તરફની પ્રસ્તાવનાઓ પણ બંને ચરિત્રોની શરૂમાં અપાયલી જણાશે.

ગ્લેડસ્ટનના ચરિત્રમાં જરૂર જણાઈ ત્યાં સંક્ષેપ કરવાની છુટ લેવામાં આવી છે, અને બિસ્માર્કનું ચરિત્ર બનતાં સુધી મૂળને વળગી રહીનેજ અનુવાદિત થએલું છે.

ગ્લેડસ્ટન અને બિસ્માર્કનાં જીવન ચરિત્રો પરથી શીખવા જેવી મુખ્ય બાબત આ પણ છે કે ઈશ્વરે ઠરૂ પેટ રોટી ખાવાની નિરાંત

આપી હોય તે છતાં પણ અધિકાધિક લોભમાં તણાયા કરીને લક્ષ્મી-
ની ભરતીઓટમાં ગોથાં ખાતે ખાતેજ મૃત્યુના મુખમાં સ્વાહા થઈ
જવું, એના કરતાં લોકોપકારનાં સત્કર્મો કરીને જગતમાં સ્થાયી કીર્તિ
મૂકી જવી તથા પરલોકમાં પુણ્યરૂપી શ્રેષ્ઠ ધનને લઇ જવું, એ અત્યંત
હિતકારક અને ડહાપણ ભરેલું છે. લોકોપકાર કરવામાં નિષ્કામતા સાથે
ડહાપણ અને કાળજીની પણ જરૂર છે; નહિ તો પછી **વૃથાવારિ
સમુદ્રેષુ** ની પેઠે તે નકામો થઇ પડે છે. જનસમાજની અને દેશની
હીનતાનાં ખરેખરાં કારણો શોધી સમજીને તેને દૂર કરવાના કાર્યને
પૂર્ણ તનમનથી પોતાના જીવનનું લક્ષ્ય બનાવે, એવા સદાચારી અને
લાગણીવાળા નરદેવોનીજ ભારતને સર્વથી વધારે અગત્ય છે; અને
આજીવિકાની નિરાંતવાળા મનુષ્યો ધારે તો એ પ્રકારે દેશને તેઓ
પુષ્કળ ઉપયોગી થઈ પડે તેમ છે. ગ્લૅડસ્ટન અને બિસ્માર્ક પણ એ
વર્ગમાંનાજ હોઇને દેશસેવાના ક્ષેત્રમાં જીવન ગાળનારા હતા.

પરંતુ એથી એમ નથી ઠરતું કે ધનવાળાઓજ સમાજસેવા
કરી શકે અને ગરીબ તથા મધ્યમ સ્થિતિવાળાઓ નજ કરી શકે.
ગરીબ મનુષ્યો પણ આશ્ચર્યકારક લોકહિત સાધી શકે છે. જે સાદું જીવન
તેમના વ્યવહારનો પાયો હોય છે, તે પાયાને પકડી શકવાનું બળ
ભપકાદાર મકાનોમાં જન્મી નોકરીઆટ સ્ત્રીઓના દૂધથી પોષાયલા
અને હલકટ નોકરોના હાથથી ઉછરેલા મનુષ્યોના નસીબમાં ભાગ્યેજ
હોય છે. જર્જરિત ઝુંપડીમાં મહેનતુ માબાપને પેટ જન્મેલાં દિવ્ય
બાળકોજ એ સૌભાગ્યનાં વિશેષ કરીને ભોક્તા બની શકે છે; અને
આજીવિકાની છતી નિરાંતે તૃષ્ણારૂપી મહા નદીમાં તણાયા કરનારા
લોભીદાસોને દંગ કરી નાખે એવા અનેકગુણ સદ્ગુણ, ત્યાગવૃત્તિ,
શ્રમ તથા પ્રભાવને દર્શાવી શકે છે. જગતના મહાન પુરૂષોનાં જીવન-
ચરિત્રોમાંના ઘણાખરા અસામાન્ય ચરિત્ર નાયકો એજ કોટીના જણાય છે.

પરમાત્મા એવા ધનિક કે નિર્ધન સેંકડો પરોપકારી નરદેવોને ઉત્પન્ન કરી પ્રાણિમાત્રનું સત્ય હિત સધાવવા કૃપા કરે, એ ભાવના સહિત ૐ **તત્સત્.**

સં. ૧૯૭૨–શરત્પૂર્ણિમા.
ઈ. સ. ૧૯૧૬–ઓક્ટોમ્બર.

**મંત્રી.**

**તાજા કલમ—**

૧. આ પુસ્તકના પૃષ્ઠ ૨૮૮ની બારમીલાઇનમાં "વિરોધાભાસના કારણ" એમ છપાયું છે તેને બદલે "વિરોધાભાસની પરંપરા" એમ સુધારી લેવું.

૨. આ સાથે વહેંચાયલાં કાર્ડ તરફ તથા નવા વર્ષનું પુસ્તક વી. પી. થી મોકલવાની બાબત તરફ વાંચક બંધુઓનું ખાસ લક્ષ્ય ખેંચવામાં આવે છે.



# પ્રિન્સ બિસ્માર્કના મૂળ હિંદી ચરિત્ર વિષે પત્રકારોના અભિપ્રાય.

**મૉડર્ન રિવ્યુ**—* * * * વર્ણનની શૈલી મનોરંજક છે, અને વિષયને સ્પષ્ટ રીતે ઐતિહાસિક દૃષ્ટિથી ઉઠાવવામાં આવેલો છે. બિસ્માર્કના જીવનના સર્વ અંશોની નિયમપૂર્વક સમાલોચના કરવામાં આવી છે, અને જે ઢંગપર યુરોપના આગલા ઇતિહાસ સાથે સંબંધ જોડીને આ જીવન ચરિત્રની ભૂમિકા બાંધવામાં આવી છે તે પાંડિત્યપૂર્ણ છે. અમે પુસ્તકની લેખનશૈલીને અનુકરણીય સમજીએ છીએ અને તેને હિંદીમાં લખાનારા ઇતિહાસિક ગ્રંથોને માટે એક નમૂનારૂપ માનીએ છીએ.

પુસ્તક નિઃસંદેહ ભાષાસાહિત્યનો ભંડાર વધારનારૂં છે.

**"વૈદિક મૅગઝીન"**—"લેખનશૈલી દૃશ્ય ગ્રાહક છે. એકવાર પ્રારંભ કર્યા પછી વચમાં પુસ્તકને છોડવું અસંભવિત છે. પુસ્તક એક જીવન ચરિત્રની દ્રષ્ટિથી પોતાની જોડી વિનાનું છે, આને એક અસામાન્ય પુસ્તક અમે કહી શકીએ છીએ.

**પ્રતાપ (કાનપુર)**—"ઇસ પુસ્તક મેં જર્મની કે ઇસ નિર્માતા કા જીવન ચરિત હૈ. પુસ્તક અચ્છે ઢંગ ઔર ઓજસ્વિની ભાષા મેં લિખી ગઇ હૈ. ઇસ સમય યુદ્ધ ઔર જર્મની કે વિષય મેં જીતની પુસ્તકે મિલતી હૈં, ઉન સબ મેં હમારી સમ્મતિ મેં, યહ પુસ્તક અધિક સ્થાયી ઔર ઉપયોગી સિદ્ધ હોગી. હમ શ્રીયુત ઇન્દ્રજી કો ઇસ ઉપયોગી પુસ્તક કે લિખને પર વધાઇ દિયે બિના નહી રહ સકતે."

**પ્રભાત (લાહોર)**—"કિતાબ બહુત અચ્છી હૈ ઔર પરિમાર્જિત ભાષા મેં લિખી ગઈ હૈ. ગ્રન્થકર્તા ને ઇતિહાસોદધિ કા મંથન કર કે જો અપૂર્વ તત્ત્વ નિકાલે હૈ ઉન કા સંક્ષિપ્ત સમાવેશ ઇસ પુસ્તકમેં બહુત હી અચ્છા હુઆ હૈ. વર્તમાન જર્મની કી ચાલોં ઔર ઉસ કે ભવિષ્યત્ કા કુછ પતા લગાને કે લિએ ઉસ કા ભૂત જાનના જરૂરી થા, યહ ગ્રન્થ ઉસી કમી કો પૂરા કરતા હૈ."

# ચરિત્રમાળાનો ચાલુવર્ષનો પૃષ્ઠમેળ.

| અંક. | પુસ્તકનું નામ. | પૃષ્ઠસંખ્યા. | ચિત્ર. |
|---|---|---|---|
| ૪૯–૫૦ | **રાજા રામમોહનરાય** | ૨૪૦ | ૦ |
| ૫૧–૫૪ | **સમ્રાટ્ અકબર** | ૫૫૨ | ૦ |
| ૫૫–૫૬ | **જગવિખ્યાત પુરૂષો** ભા.૩ જો | ૨૪૮ | ૧ |
| ૫૭–૬૦ | ,, ,, ,, ૪ થો | ૪૨૪ | ૨ |
| | | ૧૪૬૪ | ૩ |

ચાલુ ધોરણ મુજબ ઉપલી કુલ ૧૪૬૪ની સંખ્યામાં ચિત્ર ખર્ચ બદલનાં પૃષ્ઠ ૨૦ ઉમેરી તેમાંથી બહારની મૂલ્યથી લેવાયલી જાહેર-ખબરનાં ચાર પેજ બાદ કરતાં નક્કી પૃષ્ઠ ૧૪૮૦ રહેશે; જેમાં આ સંસ્થા તરફની તેમજ લોકહિતાર્થે વિના મૂલ્યે લેવાયલી જાહેર ખબરનાં પંદરેક પેજ પણ આવી જાય છે. પુસ્તકોના કામમાં પૃષ્ઠ સંખ્યાનો પુરેપુરો મેળ નહિ આવી શકતાં કોઇ વખત થોડાં વધે તો કોઇ વખત ખુટતાં રહે એ સ્વાભાવિકજ છે.

**ખાસ છુટ**—ચરિત્રમાળાનાં ઉપર જણાવેલાં પુસ્તકોનો ૧૯૭૨નો સૅટ દિવાળા પછી ખરીદનાર પાસેથી પોસ્ટેજ જુદું લેવા નિયમ છતાં ખાસ છુટ તરીકે કાર્તિકની આખર સુધી વિના પોસ્ટેજે મોકલવામાં આવશે.

## આવતા વર્ષની ચરિત્રોની પસંદગી.

આવતા ૧૯૭૩ના વર્ષમાં ચરિત્રમાળાદ્વારા નીચલામાંનાં બની શકશે તે તે ચરિત્રો નીકળશે. વધુ પસંદગી જારી રહી ફેરફારીની છુટ રહેશે.

**મહાન અશોક, ચંદ્રગુપ્ત, મહાન આલ્ફ્રેડ અને પીટર, મહાકવિ બાણભટ્ટ, મયર અને શ્રી હર્ષ, અહલ્યાબાઇ**

**હોલ્કર અને બાઈજાબાઇ શિંદે, પ્રેસીડેન્ટ ગારફિલ્ડ, વૉશિંગ્ટન અને લિંકન, બ્રહ્માનંદ સ્વામી, નાના ફડનવીસ, કર્નલ સુરેશ વિશ્વાસ, મહાત્મા ટૉલ્સટૉય, મુસલમાન મહાત્માઓ, વીદેશી વીર પુરૂષો, બંકીમચંદ્ર, નેલસન, મીલ, બુકર ટી વોશિંગ્ટન ભાગ ૨ જો, સીતા, કેશવચંદ્ર સેન ઈ૦.**

# પુસ્તકો ગેરવલ્લે જવા બાબત

**ખાસ સૂચના:**—ચરિત્રમાળા તથા વિવિધ ગ્રંથમાળાની રવાનગી બહુજ ચોકસીથી થતી રહે છે; છતાં કોઈનું કોઇ પુસ્તક ગેરવલ્લે જાય તો તે માટે અત્ર લખવા ઉપરાંત પોસ્ટ ખાતાને પણ ફરીયાદ લખી મોકલવી જોઇએ. કોઇ કોઈ ગ્રાહક એવા પણ જણાયા છે કે જેમનું લગભગ દરેક પુસ્તક ગેરવલ્લે જાય છે! અને તેને માટે આ ખાતુંજ જવાબદાર હોય એમ સમજીને ધમકી સાથે ઉઘરાણી કરવા મંડી પડે છે. કોઇ કોઈ લાયબ્રેરીવાળા કે બીજા અનેક હાથે ઉપયોગ અને વ્યવસ્થાવાળા માણસો પુસ્તક આવ્યા છતાં કોઇ રીતે ખોવાયું કે ગેરવલ્લે ગયું અથવા વર્ષ આખરે અંક મેળવતાં ખુટયું કે તરતજ 'તે મળ્યુંજ નથી' એમ અહીં લખીને ઉઘરાણી કરે છે. પુસ્તક નહિ આવવાને બહાને એવડાં મેળવવાની નીચ કોશીશ કરનારા પણ કોઈ કોઇ જણાયા છે. ચરિત્રમાળાના આગળ પ્રસિદ્ધ થયેલા નિયમોમાં સ્પષ્ટ જણાવ્યું છે કે અહીંથી રવાનગી થયા પછી પોસ્ટમાં કે બીજી કોઇ રીતે ગેરવલ્લે ગયેલા પુસ્તક માટે આ સંસ્થા જુવાબદાર નથી. આ સ્થળે ફરીથી પણ એ બાબત તરફ નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચી જણાવવાનું કે "પુસ્તક રસ્તામાં ગેરવલ્લે નજ જાય અને જાય તો તે આ સંસ્થા ફરીથી આપે" એવી ખાત્રી ઇચ્છનારા સજ્જનોએ નીચલા બેમાંનો એક માર્ગ લેવા કૃપા કરવી.

૧. દરેક પુસ્તક પોસ્ટમાં રજીસ્ટર્ડ કરીને મોકલવા બદલ દરેક માળાના વાર્ષિક મૂલ્ય ઉપરાંત બાર બાર આના વધુ મોકલવા. તેમાંથી જો કાંઈ વધશે તો પાછું અપાશે.

૨. ચાલુ ગ્રાહક તરીકે ન રહેતાં વર્ષનાં બધાં પુસ્તકો છપાઈ રહેથી એટલે કે દિવાળીના અરસામાં એક સાથેજ મંગાવી લેવાં.

## આવતા વર્ષના નિયમો

ઉપલી સૂચના તથા ગયા વર્ષની આખરે "વર્ષ પૂરૂં થયા પછી- થી તે વર્ષનાં પુસ્તકોના સૅટનું પોસ્ટેજ ખર્ચ જુદું લેવાશે" એ મત- લબની અપાયલી સૂચના સિવાય 'ચરિત્રમાળા'ના સર્વે નિયમો આગળ પ્રમાણે ચાલુ સમજવા.

## વાર્ષિક મૂલ્ય જેનું તેજ

લડાઈ શરૂ થયા પછી પ્રત્યેક વર્તમાનપત્રો તેમજ માસિકોએ કાગળોની મોંઘવારીને લીધે કાંતો લવાજમ વધાર્યું છે, કાંતો કદ ઘટા- ડયું છે અને કાંતો કાગળો રફ જાતના વાપરવા માંડયા છે. ઈશ્વરની કૃપાથી અને ગ્રાહક વર્ગના પુણ્યને યોગે લડાઈની શરૂમાંજ આ સંસ્થા પુષ્કળ દેવું કરીને પણ કાગળોનો કેટલોક જથ્થો સંગ્રહી રાખવાને શક્તિ- વાન થએલી હોવાથી મોંઘવારીનાં એ વર્ષ વીતવા છતાં ઉપલામાંનું કાંઈ પણ કરવાની તેને જરૂર પડી નથી. આવતા ૧૯૭૩ ના વર્ષ માટે કાગળોની કેટલીક તૂટ અવસ્ય પડશે અને મોંઘવારીને આધીન થવું પડશે એ નિઃશંક છે, પરંતુ તે બદલ ગ્રાહકોપર કાંઈ પણ બોજો ન ચડાવતાં સંસ્થાના ફંડમાંથીજ તે નુકસાની વેઠી લેવામાં આવશે.



यदि रामा यदि च रमा यदि तनयो विनयधीगुणोपेतः<br>तनये तनयोत्पत्तिः सुरवरनगरे किमाधिक्यम्.

ગ્લેડસ્ટન અને તેમનાં<br>પત્ની, ઇ. સ. ૧૮૯૬

# મૂળ ગ્રંથકારના ઉલ્લેખ

## પ્રસ્તાવના

મેં આજ સુધીમાં પિટર ધી ગ્રેટ, સિકંદર બાદશાહ, આલફ્રેડ ધી ગ્રેટ, ડ્યુક ઑફ વેલિંગ્ટન વગેરે કેટલાક મહાન પુરૂષોનાં ચરિત્રો ઇંગ્રેજી ગ્રંથોને આધારે મરાઠીમાં લખ્યાં છે. એ સઘળાં ચરિત્રો લખતાં મને કાંઇ વિશેષત્વ લાગ્યું નહિ; પરંતુ ગ્લૅડસ્ટનનું ચરિત્ર લખવાનો વિચાર કરી મેં જ્યારે તે સંબંધીના ગ્રંથો વાંચ્યા અને ચરિત્ર લખવાનો આરંભ કર્યો ત્યારે હું મોટા વિચારમાં પડી ગયો. કયા ક્રમને અનુસરીને આ ચરિત્ર લખવું તેનો નિર્ણય એકદમ હું કરી શક્યો નહિ. જો ઇંગ્રેજી ગ્રંથોનું અનુકરણ કરૂં તો આ ચરિત્ર ઇંગ્રેજ લોકોને માટે—એટલે કે ઇંગ્લાંડનો રાજ્ય કારભાર, ઇંગ્રેજ લોકોની સમજુતી, ઇંગ્રેજી રાજ્યોની રચના, ઇંગ્રેજી પ્રજાના હક્ક, ઇંગ્રેજ રાજ્યનો અધિકાર વગેરેની જેમને સારી માહિતી છે, એવા લોકોને માટે લખ્યું છે એમ ઠરશે અને એવું લખાણ આપણા વાંચકવર્ગને સમજાશે નહિ તેમજ પસંદ પણ પડશે નહિ; એમ લાગવાથી ઇંગ્રેજી ગ્રંથકારોનો ક્રમ એક બાજુએ રાખવો પડ્યો. સમયના ક્રમથી લઇએ તો તેના ચરિત્રનાં અનેક અંગ—અને તે સઘળાં અંગ સરખાં જરૂરી હોવાથી તથા તે અરસ્પરસ ગુંથાઇ રહેલાં હોવાથી—તે મને અતિશય વિકટ જણાયાં; તેથી એ માર્ગનો મેં ત્યાગ કર્યો. વળી મનમાં તો એવી મોટી આશા હતી કે, ગ્લૅડસ્ટન કેવા પ્રકારના નરરત્ન હતા, કેવા મહાન્ હતા, તેમણે સ્વદેશને માટે શું શું કર્યું, તેમણે **परोपकारार्थमिदं शरीरम्** એ મહા સૂત્રનું કેવી રીતે પ્રતિપાલન કર્યું, મનુષ્ય ખરો જ્ઞાતા, ખરો ધર્મનિષ્ઠ અને ખરો સ્વદેશહિતકર્ત્તા હોય

તો તે એકલો કેટલાં મનુષ્યોનું કલ્યાણ કરીને જનપૂજ્ય થઈ શકે છે એ આપણા સઘળા વાંચકોને—તેમાં પણ આધુનિક યુવકોને—સંપૂર્ણ અંશે નહિ તો થોડે ઘણે અંશે પણ સારી રીતે સમજાય—તે એટલી સારી રીતે કે, તેના અનેક ગુણોમાંના એકાદ ગુણનું અનુકરણ કરવાની પ્રવૃત્તિ પણ થાય એવું આ લખાણ થવું જોઇએ, આવા વિચારથી આ ગ્રંથના આંગ્લ સ્વરૂપને એક બાજુએ રાખીને—તથા મનને ઘોટાળામાં નાખવાનો વિચાર માંડી વાળી, આપણા તરૂણ વાંચકોના અંતઃકરણમાં સહેલાઇથી આ ચરિત્રનું થોડું ઘણું પણ જ્ઞાન ઉત્પન્ન થાય એવી યોજના કરી છે. તે કેવી કરી છે તે અહીં કહી શકતો નથી; કેમકે હાથ—કંકણને આયનાની જરૂર નથી. તેમાં આ ઇચ્છાની ઉત્કંઠાને લીધે જો પુનરૂક્તિ યા તો કવચિત્ અતિશયોક્તિ જેવો પ્રમાદ—દોષ થયો હોય તો કૃપાળુ મર્મજ્ઞોએ તે માટે ક્ષમા કરવી.

ચરિત્રલેખનનો હેતુ જગદાત્મા પૂર્ણ કરો.

( વિનાયક કોંડદેવ ઓક )

---

## વિષયનું અભિનન્દન.

પોતે આ પૃથ્વીપર ધારણ કરેલા જીવનનું કાંઇ પણ સાર્થક્ય થાય એમ પ્રત્યેક વિચારશીલ મનુષ્યને લાગે છે, એ સાર્થક્ય થવાના માર્ગ બે છે. વ્યવહાર અને પરમાર્થ. એ બે માર્ગ સંબંધી કહ્યું છે કે:

प्रपंच परमार्थ संपादीन दोन्ही एकही निदानीं न घडे त्यासी. १
दोन्ही पेवांवरी ठेवूं नातां हात शेवटीं अपघात शरीराचा २
तुका ह्मणे तया दोहींकडे धका शेवटीं तो नरकामाजी पडे ३

એટલે કે એ બન્ને માર્ગ કોઇ પણ મનુષ્યને સાધતાં આવડશે નહિ એવો એનો આશય જણાય છે; પરંતુ પરમાર્થ એટલે શું તથા તેને કેવી રીતે સાધી શકાય તે તરફ જોતાં આ શંકાનું નિવારણ થાય

છે. સામાન્ય રીતે ભક્તિમાર્ગમાં પરમાર્થનો અર્થ, પાપોથી તદ્દન દૂર રહીને પ્રભુભક્તિ કરવી એવો સમજવામાં આવે છે. તુકારામ મહારાજનુંજ કહેવું છે કે,

अंतरीं निर्मळ वाचेचा रसाळ त्याचा गळां माळ असो नसो १
आत्मा अनुभवीं चोखाळिल्या वाटा त्याच्या माथां जटा असो नसो २
परस्त्रीचे ठायीं जो का नपुंसक त्याच्या आंगा राख असो नसो ३
परद्रव्या अंध निंदेशीं नो मुका तोच संत देखा तुकाह्मणे. ४

વળી સંત એટલે પરમાર્થી પુરૂષ હોય છે. જ્યારે આમ છે અને પ્રપંચમાં રહીને જો કોઇ મનુષ્ય ઉપલી કવિતામાં દર્શાવેલા ગુણો ધારણ કરવાને શક્તિમાન થાય તો પછી તે માણસે વ્યવહાર સાધીને પરમાર્થ પણ સાધ્યો એમ કેમ ન કહેવું ?

બીજો એક વિચાર એવો છે કે, પરમાર્થ—સંસ્થા જેવી રીતે ઇશ્વરનિર્મિત છે તેવીજ રીતે વ્યવહાર—સંસ્થા પણ ઇશ્વરનિર્મિત છે. આ બન્ને સંસ્થાઓ મનુષ્યને માટેજ નિર્માણ થયેલી છે, તેમાં મનુષ્યની ઉત્પત્તિ અને મનુષ્યના જીવનું સંગોપન પ્રપંચમાંજ થાય છે. એટલે વ્યવહાર અને પરમાર્થ, એ બન્ને પૈકી વ્યવહારની સત્તા મનુષ્ય ઉપર વિશેષ પ્રમાણમાં ચાલે એ સ્વાભાવિક અને વાજબીજ છે તથા એજ પ્રમાણે ચાલે છે. પ્રથમ વ્યવહાર અને પછી પરમાર્થ, એવોજ ક્રમ જોવામાં આવે છે. તે સિવાય બીજું એમ છે કે, પરમાર્થસાધનના જે ગુણો ઉપર દર્શાવવામાં આવ્યા છે તે વ્યવહારિક માણસોને પોતામાં ધારણ કરતાં આવડે છે; પરંતુ વ્યવહારિકોનાં કામ પરમાર્થીઓને કરતાં આવડતાં નથી. એટલે કે વ્યવહારિકો વ્યવહારમાં રહીને પરમાર્થ સાધી શકે તેમ છે, પરંતુ પરમાર્થીઓને પરમાર્થમાર્ગમાં રહીને વ્યવહાર સાધતાં આવડશે નહિ. આ વિચાર અંતઃકરણમાં રાખીનેજ શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું છે કેઃ—

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥**

અર્થાત્–" કર્મને લીધેજ જનકાદિકને ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થએલી છે. વળી લોકસંગ્રહ તરફ જોઇને પણ તારે કર્મનુંજ આચરણ કરવું ઉચિત છે." અહીં કર્મનું આચરણ કરવું એનો અર્થ વ્યવહાર લઇએ તો કાંઇ પ્રત્યવાય નથી.

આ ઉપરથી એમ થયું કે, મનુષ્ય જો નિશ્ચય કરશે, શાસ્ત્ર જોશે, તથા પોતાનો નિશ્ચય સફળ કરવામાં ઇશ્વરની સહાયતા માગશે તો તે વ્યવહારની સાથે પરમાર્થ પણ સાધી શકશે. હવે એક માણસે વ્યવહાર સહિત પરમાર્થ સાધ્યો એમ આપણે કેવી રીતે સમજવું. તે સમજવાનું સાધન શું? એમ જો કોઇ પૂછે તો તેને એટલોજ ઉત્તર આપવો ઉચિત છે કે, જેણે સારો સંસારવ્યવહાર કર્યો, લોકોમાં યશ મેળવ્યો, જન્મપર્યંત ઇશ્વરનો ડર રાખીને સઘળાં કામ કર્યાં, ઇશ્વરની ભક્તિ કરી, એટલે તેણે વ્યવહાર અને પરમાર્થ બંને સાધ્યા એમજ કહી શકાય. આવાં માણસો જગતમાં ઘણાં થોડાંજ નિપજે છે. તેઓ જીવતાં હોય છે ત્યાં સુધી તેમની ખરી કિમ્મત કળી શકાતી નથી. તેમનો સ્વર્ગવાસ થયા પછીજ તેમનું પૂર્ણ સ્વરૂપ જનસમાજની જ્ઞાન-દૃષ્ટિ સમક્ષ ખડું થઇને તેઓ પ્રકાશમાં આવે છે. એવાં માણસોની મોટાઇનાં સઘળાં બીજ તેમના ધાર્મિકપણામાં રહેલાં જોવામાં આવે છે. એટલે કે પાસે દ્રવ્ય હોય છે તો જેમ ઇચ્છિત વસ્તુ પામી શકાય છે તેજ પ્રમાણે જો માત્ર એક ધર્મપરાયણતા મનુષ્યના અંતરમાં સારી રીતે હોય છે તો તેની પાછળ અન્ય સર્વ સદ્‌ગુણ તેનામાં આવી શકે છે. એવાં માણસો સમસ્ત મનુષ્યજાતિના ભૂષણરૂપ છે. તેઓ પરમેશ્વરના અંશસ્વરૂપ હોય છે. શ્રી ગંગાધર મોરોપંતે કહ્યું છે કેઃ—

जे वर्ततात धर्मे कर्मे करितात ईश्वर स्मरुनी
अवतार ईश्वराचे ते नर इतरांसतारिती तरुनी

આવાં માણસોની જગતમાં ઘણીજ જરૂર છે; પરંતુ તે તૈયાર કરવાથી તૈયાર થતાં નથી. આવાં મનુષ્યો તો ઇશ્વરી યોજનાથીજ ઉત્પન્ન થાય છે. તેઓ માણસોને કિલ્લાની પેઠે ઉપયોગી થઇ પડે છે જો કે તેમનું જોઇને બીજાં માણસો તેમના જેટલાંજ સારાં અને ધર્મ-કર્મપરાયણ તૈયાર નહિ થાય તોપણ તેમનાથી કાંઇક અંશે ઉતરતાં તો તૈયાર થશેજ. એવાં મહાન મનુષ્યોનું અનુકરણ કરવાનો પ્રયત્ન ઘણાં માણસો કરે છે, અને તેઓ સર્વ રાષ્ટ્રને માટે ઘણાં ઉપયોગી થાય છે. તેથી કરીને એવા મનુષ્યોનાં ચરિત્ર પ્રસિદ્ધ થયાં હોય તો તે સકળ મનુષ્યોને માટે અને વિશેષે કરીને યુવકોને માટે ઘણાં લાભદાયક થાય તેમ છે. આથીજ મહાન ગ્લૅડસ્ટનનું ચરિત્ર અત્ર સાદર કરવાનો પ્રયત્ન કર્યો છે. ગ્લૅડસ્ટને હમણાંના સમયમાં વ્યવહાર અને પરમાર્થ બંને સાધીને ઇ૦ સ૦ ૧૮૯૮ ના મે મહીનાની ૧૯ મી તારીખે પરલોકયાત્રા કરી છે હવે તેમણે પ્રપંચ અને પરમાર્થ કેવી રીતે સાધ્યો તેનાં થોડાં પ્રમાણો અત્ર નિવેદન કરીએ છીએ.

(૧) વિદ્યાની ઘણી પ્રાપ્તિ કરી. ઘણું દ્રવ્ય મેળવ્યું. કુટુંબનાં સઘળાં માણસોને ઘણો સંતોષ આપ્યો. લાખો મનુષ્યોને મુખે તેમણે પોતાનાં યશોગાન ગવડાવ્યાં. મહારાણી સરકારે જાતેજ તેમને એમ લખ્યું કે:–" તમે અમારા રાજ્યનાં અનેક સારાં સારાં કાર્યો કર્યાં છે એ આપણા દેશ ઉપર તમારો મોટો ઉપકાર થયો છે."

(૨) તેમણે ચાર વખત મહારાણી સરકારના મુખ્ય પ્રધાનનું કામ બજાવ્યું. આ કારકીર્દીમાં તેમણે નિર્લોભ રહીને પ્રજાનું બની શકે તેટલું કલ્યાણ કર્યું. પ્રજાજનો ઉપરથી કરનો બોજો ઘણો ઓછો કરી નાખ્યો. તે ઉપરાંત લોકોમાં જ્ઞાનનો પ્રચાર પુષ્કળ થાય એવા અનેક ઉપાયો

યોજ્યા; અને રાષ્ટ્રની આવક વધારી.

(૩) તેમણે કદાપિ કોઇનો જીવ દુભાવ્યો નહિ. બની શકે તેટલું સગાંવ્હાલાંને તેમજ પ્રજાજનોને સુખ આપ્યું, તથા અત્યંત એક-નિષ્ઠાથી સ્વધર્માચરણ કર્યું.

(૪) સઘળાં કાર્યો સ્વધર્મને સ્મરીને કર્યાં. જીવનપર્યંત તેમણે ધર્માચરણો કરવામાં પાછી પ્હાની ન કરી.

(૫) તેમની પાસે છેવટની મુલાકાત લેવા માટે જે કોઈ મિત્રો ગયા હતા તેમને તેઓ એમજ કહેતા કે, તમે હવે આલોક સંબંધી કાંઈ બોલશો નહિ, પરલોક સંબંધી જે બોલવું હોય તેજ બોલો. આવું તેમનું અંતઃકરણ ભક્તિભાવથી ભરેલું હતું. વળી તેઓ છેવટનો જે શબ્દ બોલ્યા તે એ હતો કે "આમેન." આ શબ્દ ખ્રિસ્તિ પ્રાર્થનાને અંતે આવે છે. આથી ગ્લૅડસ્ટનનું જીવિત એક મહાપ્રાર્થના સ્વરૂપજ હતું એમ કહીએ તો ખોટું નથી.

(૬) તેમનું શરીર છુટવા પછી એકજ દિવસમાં એક લાખ સિત્તેર હજાર મનુષ્યો તેમના પ્રેતનું દર્શન કરવાને આવ્યાં હતાં તથા ત્રણ ચાર લાખ મનુષ્યો સ્મશાનમાં પ્રેતની પાછળ ગયાં હતાં.

(૭) છેવટે ખાંધ આપવાને મહારાણી સરકારના મોટા ચિરંજીવ નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ, તેમના ચિરંજીવ નામદાર ડયુક ઑફ્ યોર્ક, મહારાણી સરકારના મુખ્ય પ્રધાન લૉર્ડ સૅલ્સબરી તથા લૉર્ડ રોઝબરી જેવા મોટા મોટા મનુષ્યો હતા. એમાં લૉર્ડ સૅલ્સબરી તો કૉન્ઝર્વેટિવ એટલે કે ગ્લૅડસ્ટનના વિરૂદ્ધ પક્ષનો અગ્રેસર હતો.

(૮) ગ્લૅડસ્ટનનો સ્વર્ગવાસ થયા પછી તેમનાં કુટુંબી માણસો ઉપર મહારાણી વિક્ટોરિયા, નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ, ફ્રાન્સના પ્રજા-સત્તાક રાજ્યના અધ્યક્ષ, અમેરિકામાંનાં સ્વતંત્ર સંસ્થાનોના અધ્યક્ષ, રશિયાના નામદાર ઝાર, ઇટાલીના રાજા, ગ્રીસના રાજા, ઑક્સફર્ડ

યુનિવર્સિટી જેવી મોટી મોટી સંસ્થાઓ વગેરે તરફથી, તથા બીજાં નાનાં મોટાં હજારો મનુષ્યો તરફથી આશ્વાસનના તાર અને પત્રો આવ્યા હતા.

આવી બીજી સેંકડો વાતો જણાવી શકાય તેમ છે, કે જે ઉપરથી હઠાગ્રહી તેમજ વિતંડાવાદી મનુષ્યો પણ એમ કબૂલ કરશે કે, ગ્લૅડસ્ટને વ્યવહાર અને પરમાર્થ એ બન્ને ઉત્તમ પ્રકારે સાધ્યા હતા.

આ સઘળી વાતો કરતાં એક મુખ્ય વાતને લીધે આ ચરિત્ર હમણાંના જમાનામાં સઘળાં વિચારશીલ મનુષ્યોને વિશેષ ગ્રાહ્ય લાગે તેમ છે. ઓગણીસમી સદીમાં ઉચ્ચ પ્રકારનું શિક્ષણ અને ધર્મશ્રદ્ધા એકજ ઠેકાણે હોઈ શકતી નથી–વિદ્વાન મનુષ્ય નાસ્તિક યા તો સંશયમતનો પક્ષકાર તો થવોજ જોઈએ. આવો જે એક પ્રકારનો મત લોકોમાં ફેલાયો છે, અને વિશેષ ફેલાતો જાય છે–તેનું આ ચરિત્રથી ઉત્તમ પ્રકારે ખંડન થાય છે. ગ્લૅડસ્ટનમાં ઉચ્ચ પ્રકારનું શિક્ષણ તથા પ્રેમમય ધર્મશ્રદ્ધા એ બંને બાબતો એક પ્રેમાળ કુટુંબનાં મમતાળુ બંધુઓની પેઠે સાઠ વર્ષ સુધી કાયમ રહ્યાં હતાં, અને તે તેમના પોતાના તેમજ દેશના ઉદ્ધારાર્થે ઘણાંજ ઉપયોગી થયાં હતાં, એમ અનુભવથી પ્રત્યક્ષ થયું છે.

વળી ઉપલી સર્વે બાબતો સિવાય આ મહાપુરૂષના ચરિત્રમાં બીજી એક મુખ્ય જાણવા જેવી વાત એ છે કે " હમ્મેશાં રાજકીય વિષયોમાં સત્ય ઉપર ચાલી શકાતું નથી–તેમાં કેટલીક વખતે અસત્યનો પણ આશ્રય લેવો પડે છે–તેમ કર્યા સિવાય ચાલતુંજ નથી " એવો ઘણાકોનો દૃઢ મત બંધાયલો હોય છે. આ પ્રકારનું તદ્દન તાજુંજ ઉદાહરણ જર્મનીના બાદશાહના જગત્પ્રસિદ્ધ મુખ્ય પ્રધાન પ્રિન્સ બિસ્માર્કનું છે કે જેણે ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધમાં સમસ્ત યુરોપખંડને કેટલાક સમય સુધી પોતાના અર્ધા વચનમાં રાખ્યો હતો. પ્રિન્સ બિસ્માર્કે એક વખત કહ્યું હતું કેઃ–" અમારા વિલિયમ બાદશાહ સત્યને વિશેષ

મહત્વનું સમજે છે. હું પણ તેજ પ્રમાણે રાજ્યપ્રકરણમાં સત્યને અનુ-
સરીને વર્ત્તવાનો પ્રયત્ન કરૂં છું; પરંતુ કોઇ કોઇ સમયે એવા પ્રસંગો
આવે છે કે, અમારે બન્નેને થોડે ઘણે અંશે અસત્યનો આશ્રય સ્વીકા-
રવોજ પડે છે. આવે પ્રસંગે બાદશાહને ઘણું લાગી આવે છે, અને
તેમનું મુખ એવું તો ઉતરી જાય છે કે જેથી તે સમયે હું તેમના
મુખ સામું જોઇ શકતો પણ નથી; અને તેથી મુખ ફેરવી લઇને
બીજી તરફ જોવા લાગું છું.'' તાત્પર્ય એજ કે, થોડો ઘણો પણ
અસત્યાશ્રય લીધા સિવાય રાજ્યકારભાર ચાલી શકતો નથી એવો મત
લોકોના મનમાં દૃઢ થઇ ગયો છે, અને આ મતનું પ્રાબલ્ય એટલું
બધું થયું છે કે, રાજકાર્યમાં જુઠું બોલવું એને કોઇ પાપ ગણતું
નથી. ઉલટું એવું જુઠું બોલનાર મનુષ્ય ઘણો ચતુર ગણાય
છે! આમ છતાં આટલી મોટી કારકીર્દીમાં અને આટલી બધી ભાંજ-
ગડોના કામમાં ગ્લૅડસ્ટનના વર્ત્તનમાં તેમજ ભાષણમાં સહજ પણ
અસત્ય આવ્યું નથી. ઉલટું તેમણે પ્રત્યેક વ્યક્તિ તરફથી યશ મેળવ્યો
તથા જે વર્ત્તનથી તેમને યશ મળ્યો નહિ તે વર્ત્તન માટે પણ લોકોએ
તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ તો આપ્યોજ. ગ્લૅડસ્ટને ઇંગ્લાંડ જેવા
મહાન રાષ્ટ્રનો રાજ્યકારભાર તેર ચૌદ વર્ષ સુધી ઉત્તમ પ્રકારે ચલાવ્યો
તેના સંબંધમાં કેસરીકારે (કેસરી પત્રના તે સમયના સંપાદક—
તિલક મહારાજે) કહ્યું છે કે:—"ગ્લૅડસ્ટન સાહેબે રાજ્યકારભાર
ચલાવતાં શત્રુઓનો પરાજય કરવાને માટે અસત્ય તેમજ પાપમય ઉ-
પાયો યોજ્યા નહિ. સત્યાચરણને સહજ પણ દૂર કર્યું નહિ, તથા
'રાજ્ય કરવું એટલે નરક મેળવવાની તૈયારી કરવી' એ વાક્યને ખોટું
ઠરાવ્યું. રાજ્યકારસ્થાની પુરૂષો સ્વદેશના હિત માટે અસત્ય વર્ત્તન કરે
એ માટે હરકત નથી, અધિકારીઓને ધર્મનો ભય નથી, યમદંડની
પરવા નથી, પરમેશ્વરની તેમને ધાક નથી એવા પ્રકારની જેની દૃઢ

સમજ થઇ ગઇ હોય તેણે ગ્લૅડસ્ટન સાહેબનું ચરિત્ર સંપૂર્ણ લક્ષપૂર્વક વાંચવું; એટલે જણાઇ આવશે કે રાજકાર્યધુરંધરોને અસત્ય તેમજ પાપ માર્ગે જવાની જરૂર નથી. રાષ્ટ્રહિત અને ધર્મહિત ભિન્ન નથી, અને નીચ કામ કરીને પર રાષ્ટ્રોને ઠગીને મેળવેલી સંપત્તિ કરતાં પ્રામાણિકતા તેમજ ધર્માચરણથી મેળવેલી સંપત્તિ અને વૈભવ વિશેષ દેદીપ્યમાન અને શ્રેયસ્કર છે." આ સઘળી હકીકતનું તાત્પર્ય કે, ગ્લૅડસ્ટન સાહેબ ધર્મશીલ હતા, ધર્મશીલ હતા તેથી સત્યશીલ હતા, તથા સત્યશીલ હતા તેથી તેઓ વ્યવહાર અને પરમાર્થ ઉભયને સાધી શક્યા હતા.

सत्ये हा रवि तपतो सत्ये भूमि प्रतिष्ठिता जाण
सत्यांत पुमर्थ सकल सत्यचि जीवासि पवि तनुत्राण.

मोरोपंत.

• અમારી સમજ પણ એજ છે કે, રાષ્ટ્રનો ઉદ્ધાર થવાને માટે આવા ધર્મશ્રદ્ધાવાન, બુદ્ધિમાન તેમજ મહાવિદ્વાન માણસોનીજ અતિ આવશ્યક્તા છે. અંધકારમાં જેમ દીપક સિવાય પ્રકાશ ફેલાતો નથી તેમ આવા મહાપુરૂષો સિવાય રાષ્ટ્રનો ઉદ્ધાર થતો નથી; અને તેથીજ આ ચરિત્ર અતિ સંક્ષિપ્તમાં આપણા યુવક બંધુઓને વાંચવાને માટે યથામતિ તૈયાર કર્યું છે. આ ચરિત્ર આપણા જનસમાજમાં પ્રેમપૂર્વક વંચાય, તેનો સારી રીતે વિચાર થાય, તથા બની શકે ત્યાં સુધી ગ્લૅડસ્ટન જેવા થવાનો આજના યુવકવર્ગનો નિશ્ચય તેમજ પ્રયત્ન થાય એવું હું પ્રભુ પાસે યાચું છું, મારી યાચના પરમકૃપાળુ પરમાત્મા પુર્ણ કરશે એવી મને આશા છે.

( વિનાયક કોંડદેવ ઓક )

# ગ્લૅડસ્ટન

## પ્રકરણ ૧ લું.

### માતાપિતા, જન્મ અને વિદ્યાભ્યાસ.

**एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ॥**
**वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥**

चाणक्य नीतिसार.

ઇંગ્લાંડની ઉત્તરે લિવરપૂલ નામનું એક મોટું શહેર છે. ત્યાં પૂર્વે સર જોન ગ્લૅડસ્ટન નામનો એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ રહેતો હતો, તે કેટલાક દિવસ સુધી પાર્લામૅન્ટનો સભાસદ હતો. તે તથા તેનું કુટુંબ ઘણું સુશિક્ષિત અને ધર્મશીલ હતું. તેનું વર્તન નિયમિત હતું. એ ગૃહસ્થનાં ૭ સંતાનો પૈકી ચાર પુત્ર અને બે પુત્રીઓ હતી. ચોથા પુત્રનું નામ વિલિયમ એવર્ટ ગ્લૅડસ્ટન રાખવામાં આવ્યું હતું. આ બાળકજ આપણા આ આદર્શ ચરિત્રનો નાયક છે. તેનો જન્મ ઇ. સ. ૧૮૦૯ ના ડિસેમ્બર માસની ૯ મી તારિખે થયો હતો.

સર જોન ગ્લૅડસ્ટન પોતાનાં સંતાનોનું ઐહિક તેમજ પારલૌકિક કલ્યાણ થાય એ માટે બની શકતા સર્વ યત્નો કરતો હતો. તેમનું ઐહિક કલ્યાણ કરવાના હેતુથી તે તેમને ઘેર તેમજ નિશાળમાં સારા શિક્ષકો પાસે અભ્યાસ કરાવતો હતો, તેમજ તેમનું પારલૌકિક કલ્યાણ કરવાના હેતુથી તેમને પોતાના ધર્મગ્રંથો ઘણી આસ્થાથી વાંચી

સંભળાવી તેનું રહસ્ય સમજાવતો હતો. વિદ્યા એ જેમ મનને પોષનાર છે, તેમ ધર્મજ્ઞાન એ આત્માનું પોષણ કરે છે એમ તે સમજતો હતો; તથા આવી માનસિક તેમજ આત્મિક પુષ્ટિ પોતાનાં સંતાનોને પ્રાપ્ત કરાવવાની તેને અતિ ઉત્કંઠા હતી.

સર જોન ગ્લૅડસ્ટન પોતાનાં સંતાનો પ્રત્યે ઘણું પ્રેમાળ વર્તન રાખતો હતો. તે તેમને વિવિધ પ્રકારના પદાર્થો દર્શાવીને, અનેક પ્રકારની વાર્તાઓ કહી સંભળાવીને તથા એ વાર્તાઓનું તેમને રહસ્ય સમજાવી આનંદ આપીને તેમની માનસિક શક્તિને ખીલવવાનો યથાશક્તિ શ્રમ કરતો હતો. આથી કરીને તેનાં સંતાનોની બુદ્ધિનો ઘણો સારો વિકાસ થયો. આ કાર્ય માબાપો જેવું બજાવી શકે છે તેવું શિક્ષકો બજાવી શકતા નથી; કારણ કે **માતા અને દાઈ વચ્ચે જેટલું અંતર છે તેટલુંજ અંતર માબાપ અને શિક્ષકો વચ્ચે છે.**

સર જોન ગ્લૅડસ્ટન વખતોવખત પોતાનાં સંતાનોની સાથે વિવિધ વિષયોપર વાદવિવાદ કરતો હતો. વિષય નીકળતાં તે પોતે તે વિષે થોડી હકીકત કહેતો અને પછી થોડી ઘણી હકીકત પોતાનાં સંતાનો પાસે કહેવરાવતો, તથા છેવટે તેમાં સત્ય શું છે તેનો નિર્ણય તે પોતે કરતો. આ પ્રકારથી શીખવ્યા વિના એમને એમજ ફલાણું કરો કે ન કરો એમ આજ્ઞા આપી દેવાથી બાળકો તે વાત બરાબર સમજી ન શકેલાં હોવાથી તેનું પાલન પણ બરાબર કરતાં નથી. પ્રત્યક્ષ જોનાર એક સદ્‍ગૃહસ્થે આ સંબંધી લખ્યું છે કે: " અમુક એક પદાર્થ કાચો ખાવો કે રાંધીને ખાવો, અમુક ખડકી ઉઘાડી રાખવી કે બંધ રાખવી, આવતી કાલે આકાશમાં વાદળાંઓ આવશે કે નહિ આવે, આવા સાધારણ વિષયો ઉપર તેમનો વાદ–વિવાદ ચાલતો હતો; અને એમાં ખાસ વિશેષતા તો એ જોવામાં આવતી કે તેઓમાંનું કોઇ પણ ખોટી દલીલ કરતું ન હતું. પોતે જે કાંઈ બોલે તે સપ્રમાણ હોવું જોઇએ એ સંબંધી

તેઓ ઘણી કાળજી રાખતાં હતાં." આવા પ્રકારનો વાદવિવાદ કરવાનો સુયોગ બાલ્યાવસ્થાથીજ પ્રાપ્ત થાય એ મોટું સૌભાગ્યજ ગણાય.

આવી રીતે ઘરમાં તેમજ ઘરની પાસે આવેલી એક નિશાળમાં ગ્લૅડસ્ટનનો આરંભનો વિદ્યાભ્યાસ થયા પછી તેમની ઉંમર અગીઆર વર્ષની થતાં તેમને ઇટનની એક પ્રખ્યાત નિશાળમાં મૂક્યા. આ શાળા બહુ પ્રાચીન હોઇ ઈ. સ. ૧૪૦૦ માં સ્થપાયલી છે; તેનું મહત્વ વધતું જઇ હાલ તેના જેવી બીજી એક પણ શાળા ઇગ્લાંડમાં બીજે નથી. ખાસ કરીને ગ્રીક તેમજ લૅટિન ભાષાનો અભ્યાસ બહુ ચાલતો હતો અને બીજા વિષયો તરફ ઝાઝું લક્ષ્ય અપાતું નહિ. આ શાળાની બીજી એક વાત એવી છે કે, ઉપરના બે વર્ગના વિદ્યાર્થીઓની આજ્ઞા તેમનાથી નીચેના વર્ગના સઘળા વિદ્યાર્થીઓને ચાકરની માફક પાળવી પડતી. અંતઃકરણ-પૂર્વક અભ્યાસ કરવાની વૃત્તિ ધરાવનાર વિદ્યાર્થીઓ અહીં ઘણો સારો અભ્યાસ કરી શકતા હતા; દશથી અઢાર વર્ષની ઉંમરના વિદ્યાર્થીનેજ આં શાળામાં રાખતા. ગ્રેટબ્રિટનમાં આજ સુધીમાં જે નામાંકિત પુરુષો થઈ ગયા છે તેમાંના ઘણાખરાએ આ શાળામાંજ અભ્યાસ કરેલો હતો. ગ્રે, શેલે, ડ્યુક ઑફ વેલિંગ્ટન, પિટ, ફાક્સ, લૉર્ડ નૉર્થ, સર જોન લબક વગેરે પ્રસિદ્ધ પુરુષોએ અહીંજ અભ્યાસ કર્યો હતો. હિંદુસ્તાનના પહેલા વૉઇસરાય લૉર્ડ કેનિંગ પણ ગ્લૅડસ્ટનના એક સહાધ્યાયીજ હતા. આ શાળાનું ખર્ચ નીભાવવાને વીસ લાખ રૂપિયાની સ્વતંત્ર વાર્ષિક આવક કરી રાખવામાં આવી છે. આ શાળામાં જ્ઞાનના શિક્ષણ સાથે ધર્મનું શિક્ષણ પણ મળે છે.

ઇટનની શાળામાં જવા પૂર્વે વિલિયમ ગ્લૅડસ્ટનને ઘરમાંથીજ ઘણું સારૂં શિક્ષણ મળેલું હોવાથી જ્ઞાન સંપાદન કરવાની તેમજ ધર્મ-નિષ્ઠાની યોગ્યતા તેમનામાં વિશેષ આવી હતી. તેઓ બાલ્યાવસ્થામાં ઘણા દેખાવડા—હજાર બાળકોમાં પણ તેમના જેવો સુંદર બાળક

ભાગ્યેજ મળી શકે એવા સુંદર—હોઈ તેમની પ્રકૃતિ તદ્દન નીરોગી હતી. વિદ્યાભ્યાસમાં તેઓ બીજાઓ કરતાં ઘણુંજ લક્ષ્ય આપતા હતા. વળી ધર્મશ્રદ્ધાવાન હોવાથી તેમનું વર્તન ઘણું શુદ્ધ, નમ્ર અને પરોપકારી હતું. આથી બીજા વિદ્યાર્થીઓ કરતાં તેમનું વજન પણ સારૂં પડતું હતું. બિશપ હૅમિલ્ટન નામનો ગ્લૅડસ્ટન સાહેબનો એક સહાધ્યાયી હતો. તેણે તે પછી કેટલેક વર્ષે એક ઠેકાણે લખ્યું છે કેઃ—“ઇટનની શાળામાં હું તદ્દન આળસુ વિદ્યાર્થી હતો, અને મને મારા સુદૈવે ત્યાં ગ્લૅડસ્ટન સાથે સહવાસ થયો તેથીજ હું મારી જીંદગીને સુધારી શક્યો; નહિ તો ખરાબ સોબતથી મારા સર્વસ્વનો નાશ થાત.” આ તેમના ભણવાના સમયને સાઠ વર્ષ વીત્યા પછી એક બીજા સહાધ્યાયીએ કહ્યું હતું કેઃ—“એક મિજબાનીના પ્રસંગે ગ્લૅડસ્ટને મદ્યપાન કરવાની કેવી ચોખ્ખી ના પાડી હતી તે મને સારી રીતે યાદ છે.” ગ્લૅડસ્ટન સાહેબ જેવા મહાન વિદ્યાભિલાષી અને નીતિમાન હતા તેવા દયાળુ પણ હતા. ઇટનમાં એક જાત્રાના પ્રસંગે ડુક્કરોની પૂંછડી કાપીને તેમનાપર જુલ્મ ગુજારવાનો ક્રૂર રિવાજ ઘણાં વર્ષથી ચાલતો હતો. એ રિવાજ ખરાબ છે અને સભ્ય મનુષ્યોને ઉચિત નથી એવો તેમણે ઉપદેશ આપવાથી કેટલાક વિદ્યાર્થીઓએ તેમની ઘણી મશ્કરી કરી; પરંતુ તેમણે તે તરફ લક્ષ્ય આપ્યું નહિ અને છેવટે પોતાનો ઉપદેશ સર્વે પાસે કબૂલ કરાવ્યો. બીજો એક એવો ખરાબ રિવાજ ઘણા કાળથી ચાલ્યો આવતો હતો કે વિદ્યાર્થી ઉપલા વર્ગમાં ચઢ્યો એટલે તેણે એક મિજબાની આપવી જોઇએ તથા તે પ્રસંગે હસાવે એવી નવીન કવિતાઓ રચીને ગાઇ બતાવવી જોઇએ. એ કવિતાઓ ઘણી બીભત્સ રચવામાં આવતી. આ બાબતનો ગ્લૅડસ્ટનને તિરસ્કાર ઉપજવાથી તેમણે એ રિવાજને પણ બંધ કરાવી નાખ્યો. આ પ્રમાણે બાલ્યાવસ્થામાંજ બરાબરીઆ વિદ્યાર્થીઓપર પોતાનો આટલો બધો

પ્રભાવ પાડવો એ કાંઈ જેવી તેવી બાબત નથી. આ પ્રમાણે સઘળા સદ્‌ગુણોના અંકુર બાલ્યાવસ્થાથીજ તેમનામાં દેખાઈ આવ્યા હતા અને દિનપ્રતિદિન તે વિકાસ પામતા ચાલ્યા હતા.

ઇટનની શાળામાં ઉપલા વર્ગમાં વિદ્યાર્થીઓને ભાષણ કરતાં શીખવવામાં આવે છે. વળી ત્યાં એવો પણ નિયમ છે કે, શાળા છોડતી વખતે વિદ્યાર્થીએ પોતાની ઇચ્છામાં આવે તે ગ્રીક યાતો લૅટિન ભાષાનું કોઈ પણ ભાષણ કંઠે કરીને શાળાની સભામાં તે બોલી બતાવવું જોઇએ. તે પ્રમાણે ગ્લૅડસ્ટને નામાંકિત વક્તા સિસરોએ જે ભાષણ કેયસ વેરિસની વિરૂદ્ધ કર્યું હતું તે સારી રીતે કહી સંભળાવ્યું.

ઇટનમાં ગ્લૅડસ્ટન પોતાના બીજા સહાધ્યાયીઓ સાથે રમતા પણ હતા. તેમને પોતાના મિત્રમંડળ સાથે ઘણે દૂર સુધી ફરવા જવાની ટેવ હતી. આથી તેમના શરીરને કસરત મળવા સાથે વાર્તાલાપનો માનસિક લાભ પણ મળતો. કસરત જેમ તેમના શરીર સુખમાં સહાયભૂત થતી તેમ વાર્તાલાપ તેમની બુદ્ધિને વધારવામાં સહાયભૂત થતો હતો. ગ્લૅડસ્ટનની સાથે ફરવા જનાર મિલનેસ ગૅસ્કેલ નામના વિદ્યાર્થીએ એક પ્રસંગે પોતાની માતાને લખ્યું હતું કેઃ—"કાલે સંધ્યાકાળે હું ગ્લૅડસ્ટન સાથે ફરવા ગયો હતો. ગ્લૅડસ્ટન ઘણોજ હોશિયાર હોઈ તેના જેવો શાણો તેમજ હોશિયાર છોકરો મેં હજી સુધી જોયો નથી." આ એક વિદ્યાર્થીનો બીજા વિદ્યાર્થી માટેનો અભિપ્રાય છે. એમાં જો કે કાંઇ ખાસ અર્થ નથી તોપણ ગ્લૅડસ્ટનને માટે બીજા વિદ્યાર્થીઓને કેવું માન હતું તે આપરથી સ્પષ્ટ જણાય છે.

ઇટનની શાળામાં વિદ્યાર્થીઓની એક સભા હતી. તેમાં વ્યાખ્યાનો થતાં, નિબંધો વંચાતા અને વાદ-વિવાદ ચાલતો. એ સભામાં ગ્લૅડસ્ટને દાખલ થઇને સભાના કામકાજમાં મુખ્ય ભાગ લેવા માંડયો. એ સભાનો એક નિયમ એવો હતો કે, વર્તમાન રાજકીય વિષયોની ચર્ચા

તેમાં કદિ ચલાવવામાં આવશે નહિ; પરંતુ એવા જુના વિષયો ઉપર ચર્ચા કરવાને હરકત નહોતી. એ ચર્ચા ઉપરથી ખરા વિષયો સંબંધી ત્યાંના સભાસદોના મત સ્પષ્ટ થતા હતા; તથા તે ઉપરથી ઇંગ્લીશ રાજકીય વિષયોમાં જે બે મહાન પક્ષ લીબરલ અને કૉન્ઝર્વેટિવ-નામના છે તેમાંના કયા પક્ષનું અભિમાન કોને છે એ સ્પષ્ટ થતું હતું. તે પૈકી વિલિયમ ગ્લૅડસ્ટન ઘણું કરીને હમ્મેશાં કૉન્ઝર્વેટિવ પક્ષમાં હતા.

ખેલવા-કૂદવામાં વિલિયમ ગ્લૅડસ્ટન ઘણા અગ્રગણ્ય નહોતા; પરંતુ સભાસદોના વાદ-વિવાદમાં તેઓ સૌથી અગ્રેસર રહેતા હતા. તેઓ એકાદ વિષય ઉપર બોલવાને ઉભા થતા એટલે આખી સભાને ગજાવી નાખતા. તેઓ જે કાંઇ બોલતા તેની સાથે તેનાં ઉત્તમ પ્રમાણો પણ દર્શાવતા. જો કોઇ તેમની વિરૂદ્ધ વાચાળતા દર્શાવવા જતો તો તો તેની વાચાળતાને ક્ષણ માત્રમાં ઉડાવી દેતા હતા. પોતાની સભાના સભાસદો બુદ્ધિવાન હોવા જોઇએ, ગહન તેમજ ઉપયુક્ત વિષયોપરજ વાદ-વિવાદ ચાલવો જોઇએ અને તે ઉપર યોગ્ય ચર્ચા થવી જોઇએ અને તેના પરિણામે સભાસદોના જ્ઞાનની વૃદ્ધિ થવી જોઇએ એ માટેના યત્નો તેઓ હમ્મેશાં કર્યા કરતા હતા.

ઇ. સ. ૧૮૨૭ માં ત્યાંના વિદ્યાર્થિમંડલે એક માસિક ચાલુ કર્યું. તેમાં નિબંધો લખવાનાં વચન ઘણાકોએ આપ્યાં હતાં તેમાં વિ-લિયમ ગ્લૅડસ્ટન પણ એક હતા. એ માસિક જુનથી ડિસેંબર સુધી તો ગમે તે રીતે ચાલ્યું અને તેમાં ગ્લૅડસ્ટનના પુષ્કળ લેખો આવ્યા તે ઉપરથી તેમને યશ પણ ઠીક મળ્યો; પરંતુ પછીથી બીજા લખ-નારાઓ બંધ પડી જવાથી તે બંધ પડી ગયું. સર્વત્ર થોડા ઘણા પ્રમાણમાં પણ આરંભશૂરત્વ તો છેજ. તેનો આરોપ કાંઇ એકલા હિંદીઓ ઉપરજ સમજવાનો નથી.

ઇટનની શાળામાં ગ્લૅડસ્ટન સઘળા વિદ્યાર્થીઓને પ્રિય થઇ પડ્યા હતા. સૌ કોઇ તેમને શ્રેષ્ઠ સમજતા હતા તથા તેમના સહવાસમાં વિશેષ વખત પસાર કરી નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા હતા. ગ્લૅડસ્ટનના સહાધ્યાયી જેમ્સ મિલનેસ ગૅસ્કેલને, કેંબ્રિજના વિશ્વવિદ્યાલયમાં દાખલ કરવાનો તેનાં માબાપનો વિચાર હતો તથા ગ્લૅડસ્ટન ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં દાખલ થનાર છે એમ સાંભળીને ગૅસ્કેલે તેનાં માબાપને લખ્યું કેઃ—"ગ્લૅડસ્ટન સાથે મારો પરિચય ઘણો ગાઢ થયો છે અને અમે એક બીજાના અંગત સ્નેહીઓ થયા છીએ, તેથી જો તમે મને ઑક્સફર્ડ મોકલો તો અમારો સ્નેહ હમ્મેશને માટે કાયમ રહી શકશે. ગ્લૅડસ્ટન કાંઇ સામાન્ય વિદ્યાર્થી નથી. જો મને કદાચ કોઇ એમ પૂછે કે, તમારા મિત્રમંડલમાં અત્યુત્તમ કોણ છે, તો હું ગ્લૅડસ્ટનનુંજ નામ કહું...આમ છતાં જો તમે મને કેંબ્રિજ મોકલવાનોજ નિશ્ચય કરશો તો હું ત્યાં જઇશ; પરંતુ ગ્લૅડસ્ટનના વિયોગથી મને અપાર દુઃખ થશે." આર્થર હૅલમે આ સંબંધી લખ્યું છે કેઃ—"આજ સુધીમાં મેં ઘણાની યુવાવસ્થા જોઈ છે, પરંતુ ગ્લૅડસ્ટનની યુવાવસ્થા જોતાં મને એમ લાગે છે કે, એ હજી ખીલતી કોમળ કળી છે. એ સમય આવે પૂર્ણરૂપે ખીલશે એટલે તેની સુગંધ સર્વત્ર ફેલાશે." આ ઉપરથી ઇટનની શાળામાં ગ્લૅડસ્ટન કેવા સારા વિદ્યાર્થી ગણાતા હતા, તથા તેમના વ્યવહારમાં તેમના ભાવી મોટાપણાની છાયા કેવી દેખાતી હતી તે સમજી શકાય છે.

ગ્લૅડસ્ટન ઇટનની શાળામાં હતા ત્યારે તેઓ પોતાની રોજનિશી નિયમસર લખતા હતા. તે ઉપરથી એમ જણાય છે કે, ગ્લૅડસ્ટન પોતાની બાલ્યાવસ્થામાં પણ કલૅરેંડન, બ્લેર, હિરોડોટસ, ગિબન, હોમર વગેરે મહાવિદ્વાન ગ્રંથકર્ત્તાના ગ્રંથો વાંચતા હતા. તેઓ નિબંધો લખતા હતા, સભાઓને માટે ભાષણો તૈયાર કરતા હતા; તેમજ ક્વચિત્

ક્વચિત્ કવિતાઓ પણ રચતા હતા.

વિદ્યાભ્યાસ, સદાચરણ અને ઉદ્યોગશીલતા વગેરેમાં ઉત્કૃષ્ટ નામના મેળવીને ગ્લૅડસ્ટને ઇ૦ સ૦ ૧૮૨૭ માં ઇટન શાળામાંનો પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો. એ સમયના અરસામાં તેમણે એક માસિક પત્રમાં '**વક્તૃત્વ**' વિષયપર જે એક નિબંધ લખીને પ્રસિદ્ધ કર્યો તેમાં લખ્યું છે કેઃ—"જે તરૂણ મનુષ્ય પોતાના સદ્‌ગુણોથી લોકસ્તુતિને પાત્ર થાય છે, તેના મનમાં એવી કલ્પના ઉપજે છે કે, પોતાને કોઇ સારો રાજકીય અધિકાર મળશે અને પોતે રાજાનો મુખ્ય કારભારી યાતો પ્રધાન થશે." આ તેમની પોતાની કારકિર્દીનું ભવિષ્યજ તેમના અંતઃકરણમાં આવ્યું હતું. ઇટન શાળાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી તેમની ઇચ્છા ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં જવાની હતી, પરંતુ થોડી વિશેષ યોગ્યતા મેળવવાને માટે તેમણે કેટલાક વિદ્વાન શિક્ષકો પાસે રહીને ખાનગી શિક્ષણ મેળવ્યું. તેમાં ડૉક્ટર ટર્નર એક પ્રસિદ્ધ ગૃહસ્થ હતો. એ ગૃહસ્થ પાછળથી કલકત્તાનો બિશપ થઇને આવ્યો હતો. એ સમયના એક બનાવ વિષે ગ્લૅડસ્ટને ઘણા દિવસ પછી એક ઠેકાણે લખ્યું છે કેઃ—"એક દિવસે અમે કેટલાક મિત્રો મળીને માક્લેસફિલ્ડ ફરવા ગયા હતા. ત્યાં અમે એક રેશમી કાપડનું કારખાનું જોયું. કારખાનાના માલિકે અમને કેટલાક રેશમી રૂમાલ બતાવ્યા, તથા સરકારે પરદેશી માલની બંધી કાઢી નાખી એ માટે ઘણો બડબડાટ કર્યો. આંથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે, આવા ખરાબ નમુનાના તથા હલકી જાતના પદાર્થ લોકો તૈયાર કરી શકે એવા કાયદાજ શા માટે કરવા જોઇએ ?" આ ઉપરથી એમ જણાય છે કે, ગ્લૅડસ્ટનનું મન બાલ્યાવસ્થાથીજ અર્થશાસ્ત્રના વ્યવહાર તરફ લાગેલું હતું.

ઇ. સ. ૧૮૨૯ ના ઑક્ટોબરમાં ગ્લૅડસ્ટન ઑક્સફર્ડના વિશ્વ-

વિદ્યાલયની ક્રાઇસ્ટચર્ચ નામની શાખામાં દાખલ થયા. એ સ્થળે ન્યાય-શાસ્ત્ર, લૅટિન તથા ગ્રીક ભાષા, એરિસ્ટોટલના ગ્રંથ અને ધર્મશાસ્ત્ર-સંબંધી શિક્ષણ વિશેષ આપવામાં આવતું હતું. આ વિશ્વવિદ્યાલય પણ ઘણું નામાંકિત છે. ઓગણીસમી સદીમાં એ વિદ્યાલયમાંના વિદ્યાર્થીઓ-માંના સાત ગૃહસ્થો—લૉર્ડ લિવ્હરપૂલ, જૉર્જ કૅનિંગ, સર રૉબર્ટ પીલ, લૉર્ડ ડર્બી, લૉર્ડ સૅલ્સબરી, ગ્લૅડસ્ટન અને લૉર્ડ રોઝબરી—ઇંગ્લીશ રાજ્યના મુખ્ય પ્રધાન થયા છે; અર્થાત્ ઑક્સફર્ડનું વિશ્વવિદ્યાલય ઇંગ્લાંડને માટે મુખ્ય પ્રધાનો તૈયાર કરવાને માટેજ હોય એવી સહજ કલ્પના ઉપજે છે ! ગ્લૅડસ્ટને એ વિદ્યાલયમાં લક્ષ્યપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો. તેઓ જાતેજ ઘણા બુદ્ધિશાળી હોવા ઉપરાંત તેમને શિક્ષકો પણ ઉત્તમ મળ્યા હતા. વળી વિદ્યાનો ઉપયોગ ઉત્તમ પ્રકારે કેમ કરવો, એ વાત પણ ધર્મશ્રદ્ધાના યોગથી તેઓ સારી રીતે જાણતા હતા તેથી આ ઉત્તમ સંયોગોનું પરિણામ ઉત્તમજ નિવડે એ સ્વાભાવિક છે.

ગ્લૅડસ્ટનનો વિદ્યાભ્યાસ ઘણી સારી રીતે થવા લાગ્યો. તેમને તે વિદ્યાલયમાં ઘણું માન મળવા લાગ્યું. તેમના મોટા મોટા વિદ્વાન ગુરુઓ પણ તેમની પ્રશંસા કરવા લાગ્યા, તથા જેની જેની સાથે ગ્લૅડસ્ટનનો સહવાસ થયો તે સર્વને એમજ લાગવા માંડ્યું કે ગ્લૅ-ડસ્ટન અસાધારણ પુરૂષ છે અને તે મોટી યોગ્યતા પ્રાપ્ત કરશે. ઇ. સ. ૧૮૨૯ ના ડિસેંબરમાં કેંબ્રિજના વિશ્વવિદ્યાલયનું કેટલુંક મંડળ ત્યાં ગયું હતું, તેમાં રિચર્ડ મૅંકટન નામનો એક તરૂણ વિદ્યાર્થી પણ હતો; જે પાછળથી લૉર્ડ હૉટન થયો હતો. તેણે ગ્લૅડસ્ટન સંબંધી લખ્યું છે કે:—"સર્વ કરતાં ગ્લૅડસ્ટન તરફ મારૂં લક્ષ્ય વિશેષ ખેંચાયું. હું ખાત્રીપૂર્વક કહું છું કે, ગ્લૅડસ્ટન ઉત્તમ વિદ્યાર્થી હોઇ, તેનું વર્તન એક સદ્‌ગૃહસ્થના જેવુંજ છે."

ઑક્સફર્ડમાં સર્વ કોઇના મનપર ગ્લૅડસ્ટનનો ઘણો પ્રભાવ પડયો. આ પ્રભાવ માત્ર તેમના સતત વિદ્યાભ્યાસને લીધેજ નહિ; પરંતુ તે સાથે તેમના ઉત્કૃષ્ટ વર્ત્તનને લીધે પડયો હતો. ગ્લૅડસ્ટનનું ઉત્તમ વર્ત્તન જોઇને બીજા નફ્ફરા અને વ્યસની વિદ્યાર્થીઓને ઘણી શરમ ઉપજતી હતી. ગ્લૅડસ્ટન તદ્દન નિર્વ્યસની હતા તેથી તેમજ તેમના આવા સાધુ ચરિત્રને લીધે બીજા વિદ્યાર્થીઓ પણ મદ્યપાન કરતા બંધ પડયા હતા. ગ્લૅડસ્ટન આ વિદ્યાલયમાં રહ્યા ત્યાં સુધીજ નહિ પરંતુ વિદ્યાલયનો ત્યાગ કર્યા પછી પણ એ વિદ્યાર્થીમંડલ ભાગ્યેજ મદ્યપાન કરતું હતું.

આ વિદ્યાલયમાં ગ્લૅડસ્ટનના ઉત્તમ અભ્યાસને લીધે તેમને દર વર્ષે એકહજાર રૂપિયાની સ્કૉલરશિપ મળવા લાગી. આ સ્કૉલરશિપ કોઇ ગરીબ વિદ્યાર્થીને નહિ મળતાં ગ્લૅડસ્ટનને મળવાથી ત્યાંનું કેટલુંક મંડળ નારાજ પણ થયું; પરંતુ એ સમયે એમ સમજવાંમાં આવતું હતું કે, આવી સ્કૉલરશિપ જેને મળે તેણે સતત શ્રમથી અભ્યાસ કરીને વિદ્યાલયના ભૂષણ સ્વરૂપ થઈ પડે એવી યોગ્યતા મેળવવીજ જોઇએ. જેથી અધિકારીઓને ગ્લૅડસ્ટનજ આ સ્કૉલરશિપ મેળવવાને યોગ્ય છે એમ લાગતાં તેમણે આ સ્કૉલરશિપ તેમનેજ આપી હતી. પોતાના ઉપર આ મોટું ઋણ છે, એ ઋણ આપણે યોગ્યતા મેળવીને વાળવુંજ જોઇએ એમ ગ્લૅડસ્ટનને વારંવાર લાગતું હતું; અને તેથી તેમને વિદ્યાભ્યાસ કરવામાં બહુજ ઉત્સાહ રહેતો હતો.

આ સમયની એક બીજી વાર્તા લક્ષ્યમાં રાખવા જેવી છે. ગ્લૅડસ્ટનનો વિચાર એવો હતો કે પોતાની ભાષાને ઐચ્છિક વિષય તરીકે લઇને તેમાં એમ. એ. થવું. તેમનું મન ગણિતશાસ્ત્ર તરફ લક્ષ્ય આપવાનું નહોતું. આ પ્રકાર તેમના પિતાના જાણવામાં આવ્યો; તેથી એક વખત તેમણે પોતાના પુત્રને એમ લખ્યું કેઃ—“ જેને ગણિત-

શાસ્ત્રનું જ્ઞાન નથી તે મનુષ્યજ નથી, માટે પરીક્ષામાં ગણિતશાસ્ત્રજ લેવું જોઇએ." આ ઉત્તર વાંચી ગ્લૅડસ્ટને સહજ પણ વાંધો ઉઠાવ્યા સિવાય ગણિતશાસ્ત્રનો અભ્યાસ શરૂ કરીને ભાષાના અભ્યાસની પેઠેજ સતત ચાલુ રાખ્યો. આ કાર્ય માતાપિતાની આજ્ઞા પાળવાની ખાતરજ તેમણે કર્યું હતું, તોપણ પોતાની પ્રૌઢાવસ્થામાં તેઓ એમ બોલતા હતા કેઃ–"તે વખતે હું ગણિતશાસ્ત્ર શીખ્યો તેથીજ હિસાબી કામ મને સારી રીતે આવડયું અને મને દરબારમાં કારભારીની જગ્યા મળી; નહિ તો એ જગ્યા મને મળી ન હોત." આ ઉપરથી પોતાને જે યશ મળ્યો તેનું માન વડિલને ઘટે છે એમ દર્શાવવાનો તેમનો આશય છે. આ પ્રમાણે વડિલોના ઉપકારનું સ્મરણ કરવું એ પણ ઉત્તમતાનુંજ લક્ષણ છે.

ગ્લૅડસ્ટન ત્યાં પોતાની એક પળ પણ નકામી જવા દેતા નહિ. આઠ આઠ દશ દશ કલાક સુધી તેઓ સતત વાંચ્યાજ કરતા અને જે કાંઇ વાંચતા તે લક્ષ્યપૂર્વક સમજી લેતા તથા એ વાંચનમાંથી પોતાને શું શીખવાનું છે તેમજ શું લક્ષ્યમાં રાખવાનું છે તેનો સંપૂર્ણ વિચાર કરતા. આનું પરિણામ એ આવ્યું કે, તેમણે પરીક્ષામાં જેટલી ઉત્તમતા દર્શાવવાની જરૂર હતી તેથી બમણી ઉત્તમત્તા દર્શાવી. બન્ને વિષયો–ભાષા તેમજ ગણિત–માં તેમને ઉત્તમોત્તમ માર્કસ મળ્યા. ગ્લૅડસ્ટને આ વિશ્વવિદ્યાલયમાં હિબ્રુ ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો.

આ પાઠશાળામાં એક એકતા વધારનારી સભા સ્થાપિત કરેલી હતી. તેમાં ઘણા વાદવિવાદ થતા હતા અને નિબંધો વંચાતા હતા. એ સભામાં સારા સારા વિદ્વાન વિદ્યાર્થીઓ સભાસદ હતા. એ સભાના કારભારીનું કામ થોડા દિવસ સુધી ગ્લૅડસ્ટને કર્યા પછીથી તેઓ પોતાની વિદ્યાના પ્રભાવે એ સભાના અધ્યક્ષ થયા. ત્યાં તેમનાં જે જે ભાષણો થયાં તે ઘણાં વખણાયાં અને તેમને ઘણો યશ મળ્યો. આ

સિવાય તેમણે ત્યાં એક નિબંધ–સભા પણ સ્થાપન કરી હતી.

પિતા ધર્મશીલ, માતા ધર્મશીલ અને સર્વથી પ્રથમ જેની પાસે અભ્યાસ કર્યો તે વિદ્યાગુરુ પણ ધર્મશીલ હોવાથી ગ્લૅડસ્ટનના મનપર બાલ્યાવસ્થાથીજ જે ધર્મસંસ્કારો પડયા હતા તે ધર્મસંસ્કારો દિવસે દિવસે પ્રગતિ પામવા લાગ્યા. હમ્મેશાં ઈશ્વરનો ભય રાખીને વર્તવું, બની શકે તેટલો પરોપકાર કરવો, મનોવિકારને વશ રાખવા, નિયમિત સમયે પ્રભુપ્રાર્થના કરવી વગેરે બાબતોનું તેઓ બાલ્યાવસ્થાથીજ જેવું પાલન કરતા હતા તેવુંજ પાલન ઈટન અને ઑક્સફર્ડના વિદ્યાલયમાં પણ કરતા હતા. બિશપ ચાર્લ્સ વડર્ઝવર્થે વર્ણન કર્યું છે કેઃ–“સઘળાં વિશ્વવિદ્યાલયોમાં ગ્લૅડસ્ટનની માફક નિયમિત રીતે ધર્મશાસ્ત્ર વાંચનાર તથા તેના મર્મને સમજનાર બીજો એક પણ માણુસ નથી. મને એકલાનેજ નહિ; પણ ઘણાખરા માણસોને એમ લાગે છે કે, ગ્લૅડ-સ્ટન એક દિવસે જરૂર ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન થશે.” કાર્ડિનલ મૅનિંગ નામના એક ધર્મપ્રચારકે આ સંબંધી કહ્યું છે કેઃ–“હું ગ્લૅડસ્ટનને હમ્મેશાં નિયમિત સમયે ધર્મનાં પુસ્તકો બગલમાં મારીને દેવળમાં જતો જોઉં છું.” આમ બાલ્યાવસ્થાથીજ આવી ધર્મપ્રિયતા હોય એ કાંઇ જેવું તેવું મહાભાગ્ય નથી. આ ધર્મપ્રિયતા ગ્લૅડસ્ટનમાં-તેમના જીવન પર્યંત હતી.

આ પ્રમાણે ઈ. સ. ૧૮૩૧ માં પોતાનો સઘળો વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને તેમજ ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાંથી સંપૂર્ણ માનપાન તેમજ યશકીર્ત્તિ મેળવીને ગ્લૅડસ્ટન સાહેબ બહાર નીકળ્યા. વિદ્યા સંપાદન કરી રહ્યા એટલે તેમના મનમાં ઉદ્યોગ–ધંધા સંબંધીના વિચારો આવવા લાગ્યા. તેમને પોતાના નિર્વાહને માટે ઉદ્યોગ કરવો પડે એવું જરા પણ નહોતું. સુખથી વ્યવહાર ચાલી શકે એટલી સંપત્તિ તેમના વડીલે એકઠી કરેલી હતી; પરંતુ પોતે ઉદ્યોગ નહિ કરતાં,

બીજાએ મેળવેલું અન્ન ખાઇને બેસી રહેવું એ ગ્લૅડસ્ટન જેવા તેજસ્વી અને વિચારવાન પુરુષને ક્યાંથી રૂચે? તેથી કયો ઉદ્યોગ કરવાથી લાભ થશે એ સંબંધી ગ્લૅડસ્ટન હવે વિચાર કરવા લાગ્યા. ગ્લૅડસ્ટન સાહેબનું લક્ષ્ય પ્રથમથીજ ધર્મ તરફ હોવાથી તેમણે ધર્મશિક્ષણના કાર્યમાંજ પડવાનો નિશ્ચય કર્યો; કેમકે આથી ઇશ્વિરના મહત્વનો પ્રચાર તેમજ મનુષ્યોની સેવા એ બન્ને પ્રકારે સાધી શકાય તેમ હતું. આ નિશ્ચય તેવામાંજ તેમના એક સહાધ્યાયી કાર્ડિનલ મૅનિંગના જાણવામાં આવ્યો હતો. એ સંબંધી તેણે પોતાની ઉત્તરાવસ્થામાં એક સ્થળે લખ્યું છે કેઃ—"ધર્મપ્રચારક થવાનો સંભવ મારા કરતાં ગ્લૅડસ્ટનને માટે વિશેષ હતો; તથા મને એમ લાગતું હતું કે, ધર્મપ્રચારક થવાને એ સમયે હું જેટલો અયોગ્ય હતો તેટલાજ ગ્લૅડસ્ટન યોગ્ય હતા." આમ છતાં ગ્લૅડસ્ટન સાહેબના પિતાની ઇચ્છા જુદાજ પ્રકારની હતી. તેમને એમ લાગતું હતું કે, પોતાનો પુત્ર ઘણો બુદ્ધિમાન છે, તેમજ વિદ્વાન પણ થયો છે; માટે તેણે દેશહિતના કાર્યમાં જોડાઇને કીર્ત્તિ મેળવવી જોઇએ. આવો મતભેદ પડયો; પરંતુ ગ્લૅડસ્ટન સાહેબને આ માટે બિલકુલ માઠું લાગ્યું નહિ; કેમકે **'જે પોતાનાં માતાપિતાને સંતુષ્ટ કરે છે તેજ સુપુત્ર કહેવાય છે'** એ કવિવાક્યાનુસાર ગ્લૅડસ્ટન સાહેબ સુપુત્ર હતા. તેમણે પોતાની સઘળી ઇચ્છાઓને એક બાજુએ રાખીને પિતાના મત અનુસાર દેશહિતના કાર્યમાં પડવાનો નિશ્ચય કર્યો. પ્રત્યેક મનુષ્ય સ્વતંત્ર છે, તેની સ્વતંત્રતામાં હાથ નાખવાનો બીજા કોઇને અધિકાર નથી; એમ કહીને સ્વતંત્રતાના બહાનાથી સ્વેચ્છાનુસાર વર્ત્તનારા યાતો બીજાને સ્વેચ્છાથી વર્ત્તવાનો ઉપદેશ આપનારાઓએ ગ્લૅડસ્ટન સાહેબનું આ ઉદાત્ત વર્ત્તન જોઈ શરમાવું ઘટે છે. અમે તો એમજ સમજીએ છીએ કે, ગ્લૅડસ્ટન સાહેબ પોતાના પિતાની ઇચ્છાને માન આપતા તેનું કારણ તેમની પ્રબળ

ધર્મશ્રદ્ધાજ હતી. બીજાં ધર્મશાસ્ત્રોની પેઠે તેમના ધર્મશાસ્ત્રમાં પણ પિતાની આજ્ઞા માનવા વિષેનાં પુષ્કળ વચનો છે. જેમાંનાં થોડાં અત્ર ટાંકીએ છીએઃ—

**બાળકો ! પિતાના ઉપદેશને સાંભળો.**

**સુજ્ઞ પુત્ર પોતાના પિતાના ઉપદેશને સાંભળે છે.**

**મારાં બચ્ચાંઓ ! વડિલોનો ઉપદેશ સાંભળી તે પ્રમાણે વર્ત્તો.**

**બાળકો ! તમે સર્વ પ્રકારે માતાપિતાની આજ્ઞા માન્ય કરો; કેમકે એમ કરવાથી તમે પ્રભુપ્રીતિ મેળવી શકશો.**



# પ્રકરણ ૨ જું.

## જનસ્થિતિ, યોગાયોગ તથા ઉદયનો આરંભ.

"દેશકાલ જોઇને તેને અનુસરતું પોતાનું વર્ત્તન રાખવું એજ મુખ્ય સદ્‌ગુણ છે." — એક રોમન તત્ત્વજ્ઞ.

રાજ્ય ત્રણ પ્રકારનાં હોય છે. રાજસત્તાક, રાજાપ્રજાસત્તાક, અને પ્રજાસત્તાક. રાજસત્તાક એટલે એક માત્ર રાજાની ઇચ્છા પ્રમાણે જે રાજ્ય ચાલતું હોય તે, રાજાપ્રજાસત્તાક એટલે રાજા અને પ્રજા બન્નેની ઇચ્છાનુસાર જે રાજ્ય ચાલતું હોય તે, તથા પ્રજાસત્તાક એટલે પ્રજાજનોની—ઇચ્છાનુસાર ચાલતું હોય તે રાજ્ય. આ પૈકી, ઇંગ્લાંડમાં રાજાપ્રજાસત્તાક રાજ્ય આજે કેટલીક સદીઓથી ચાલુ થયેલું છે. રાજા યાતો રાણીના હાથમાં રાજ્યસત્તા હોય છે; પરંતુ તે નિયમિત હોય છે. સઘળી સત્તા તેના હાથમાં હોતી નથી. એ રાજા યાતો રાણીને રાજકારભારમાં સહાય કરવાને પાર્લામેન્ટ નામની સભા હોય છે અને તેનાજ હાથમાં બાકીની સર્વ સત્તા હોય છે. એ સભાની અનુમતિ સિવાય રાજા યા તો રાણીથી કોઇ પણ કાર્ય કરી શકાતું નથી; તેજ પ્રમાણે રાજાની સંમતિ સિવાય આ પાર્લામૅન્ટથી પણ કોઇ કામ કરી શકાતું નથી. ઇંગ્લાંડના રાજ્યની આવી વ્યવસ્થા છે અર્થાત્ ત્યાં જેમ રાજા એક મોટી શક્તિ છે તેવીજ રીતે પાર્લામૅન્ટ પણ એક મહાશક્તિ છે. દેશનું કલ્યાણ કરવું જેવી રીતે રાજાના હાથમાં છે, તેવીજ રીતે પાર્લામૅન્ટના હાથમાં પણ છે. આ પાર્લામૅન્ટની બે શાખાઓ છે. એક લૉર્ડની એટલે કે રાજ્યના અમીર ઉમરાવોની સભા અને બીજી કૉમન્સોની સભા એટલે કે સામાન્ય પ્રજાજનોએ નીમેલા પોતાના પ્રતિનિધિઓની સભા. લૉર્ડસની સભામાં એકંદર ૫૭૦

સભાસદો છે. આ ૫૭૦ સભાસદો પૈકી ૬ રાજકુળમાંના, ૨ આર્ચ બિશપ, ૨૨ ડ્યુક, ૨૨ માર્કિવસ, ૧૨૦ અર્લ, ૨૬ વાઈકાઉન્ટ, ૨૪ બિશપ, ૩૦૪ બેરન અને ૧૬ સ્કૉટલૅન્ડ તરફના તથા ૨૮ આયર્લૅન્ડ તરફના પ્રતિનિધિ છે. કૉમન્સની સભામાં એકંદર ૬૭૦ સભાસદ છે. એ પૈકી ઇંગ્લાન્ડ અને વેલ્સ તરફથી ૪૯૫ છે, સ્કૉટલૅન્ડ તરફથી ૭૨ છે અને આયર્લૅન્ડ તરફથી ૧૦૩ છે.

આ બન્ને સભાઓ પૈકી લૉર્ડની સભામાં પ્રવેશ થવો એ માત્ર રાજા યાતો રાણીની ઇચ્છા ઉપરજ રહેલું છે; પરંતુ કૉમન્સની સભામાં સ્થાન મેળવવાનું કાર્ય કોઈ પણ માણસની પોતાની બુદ્ધિ તેમજ વિદ્વત્તા ઉપર આધાર રાખે છે. લોકો જે પુરુષને સારો સદ્‌ગુણી તેમજ વિદ્વાન જુએ છે તેને પોતાનો પ્રતિનિધિ બનાવીને એ સભામાં મોકલે છે. આવી રીતે જે જે પુરુષોની નિમણુક થાય છે તેમને અપાર માન મળે છે; કારણ કે પોતાના દેશને ઉપયોગી થઇ પડવાનું, પોતાના દેશનું કલ્યાણ કરવાનું એ સભામાં વિશાળ ક્ષેત્ર છે, એમ સર્વે લોકો સમજે છે. આથી કરીને મોટી મોટી પરીક્ષાઓ આપીને, વિદ્યા સંપાદન કરીને તથા પદવીઓ મેળવીને પછી મોટો દિગ્વિજય ત્યાં એજ કરવાનો હોય છે કે, કૉમન્સ સભાના સભાસદ બનવું અને ત્યાં પોતાની કર્તૃત્વશક્તિ દર્શાવવી. ઇંગ્લાંડના સઘળા સુશિક્ષિત અને કીર્તિપ્રિય મનુષ્યોની આ માન્યતા હોવાથી ગ્લૅડસ્ટનના મનમાં પણ આવો વિચાર ઉપજે એ સ્વાભાવિકજ છે.

આ સિવાય ઇંગ્લાંડના દરબારમાં બીજો પણ એક અતિ ચમત્કારિક પ્રકાર છે. સર્વે દરબારોમાં કોઇ પણ સ્વરૂપથી તે હોય છે તો ખરોજ. એ પ્રકાર એ છે કે આજે કેટલાંક વર્ષથી દરબારમાં બે પક્ષ પડેલા છે. તે બે પક્ષમાં ઈ. સ. ૧૮૩૪–૩૫ સુધી ‘વ્હિગ’ અને ‘ટોરી’ એવાં નામ ચાલતાં હતાં. હમણાં તેનાંજ ‘લિબરલ’ અને

'કૉન્ઝર્વેટિવ' એવાં નામ પડયાં છે. એ બે પક્ષોમાં મોટો ભેદ એ છે કે લિબરલ નામથી ઓળખાતા પક્ષનો મત એવો છે કે, રાજ્યવ્યવસ્થામાં અનુભવને અંતે લોકહિતાર્થે જે જે ફેરફાર કરવાનું સમયને અનુસરીને યોગ્ય જણાય તે તે ફેરફારો અવશ્ય કરવા જોઇએ. કૉન્ઝર્વેટિવ પક્ષનો મત એવો છે કે, જે રાજ્યવ્યવસ્થા પ્રથમથીજ ચાલતી આવી છે તેજ ચાલવા દેવી. આપણી હમણાંની લોકસ્થિતિપ્રમાણે લિબરલ પક્ષને નવીન પક્ષ, અને કૉન્ઝર્વેટિવ પક્ષને જુનો પક્ષ કહીએ તો તે ઉચિતજ છે; અને એ નામ વાંચક બંધુઓ સારી રીતે સમજી શકે તેમ પણ છે. આ બન્ને પક્ષનું મંડળ પાર્લામેન્ટમાં હોય છે; તથા આ સભાનું સઘળું કામ બહુ મત પ્રમાણે ચાલતું હોવાથી જે પક્ષના લોકો પાર્લામેન્ટમાં વિશેષ સંખ્યામાં હોય તેમનો અભિપ્રાય સૌને કબુલ કરવો પડે છે અને જે પક્ષના લોકો ઓછા પ્રમાણમાં હોય છે તે પક્ષને નિરાશ થવું પડે છે. વળી જે પક્ષ ફાવે છે તેના હાથમાંજ સઘળો રાજ્યકારભાર જાય છે તેથી સઘળું પ્રધાનમંડળ પણ એ લોકોમાંથીજ ઉભું થાય છે. રાજા યાતો રાણીને કોઈ પણ પક્ષનું અભિમાન હોતું નથી. તેમને જે પક્ષ પ્રબળ હોય યાતો શ્રેષ્ઠ હોય તેનું અભિમાન રહે છે, એમ કહીએ તોપણ ખોટું નથી. આ બન્ને પક્ષ એક બીજાનો પરાજય કરવાને માટે હમ્મેશાં મથ્યા કરે છે. આ ઝઘડો સદા ચાલ્યાજ કરે છે; તેથી કુસ્તીથી જેમ મલ્લનું શરીર સુદ્દઢ થાય છે તેમ રાજ્યનું ઘણું હિત થાય છે, એવું સુજ્ઞ જનોનું માનવું છે.

પોતાની સમજ બદલાવાથી કિંવા વિશેષ અનુભવ મળવાથી કોઇ મનુષ્ય ધારે તો એક પક્ષમાંથી બીજા પક્ષમાં પણ ભળી શકે છે. ગ્લૅડસ્ટન સાહેબને પણ તેમજ થયું હતું. જ્યારે તેઓ વિદ્યાલય તેમજ વિશ્વવિદ્યાલયમાં હતા ત્યારે તેઓ કૉન્ઝર્વેટિવ પક્ષના ચુસ્ત હિમાયતી

હતા અને તેમને સઘળી જુની રાજ્યવ્યવસ્થાજ ઉત્તમ જણાતી હતી. જો તેમની આગળ કોઇ એમ કહેતું કે, જુની રાજ્યવ્યવસ્થામાં ફેરફાર થાય તો ઠીક, તો તેઓ અકળાઇ જતા હતા. ઇટન અને ઑાકસફર્ડની સભામાં આ સંબંધી ઘણો વાદવિવાદ ચાલતો હતો. એ પ્રસંગે લિબરલ પક્ષના લોકોના મતનું ખંડન કરીને તેઓ પોતાનો મત સ્થાપિત કરતા હતા. ઈ. સ. ૧૮૩૧ ના વર્ષમાં રિફૉર્મબિલ એટલે કે પાર્લામેન્ટની સુધારણાનો કાયદો લૉર્ડ ગ્રેએ પાર્લામેન્ટ પાસે રજુ કર્યો હતો. તેમાં પાર્લામેન્ટના સભાસદો નિમવાની જુની પદ્ધતિમાં જે અવ્યવસ્થા હતી તે દૂર કરવાનો આશય દાખલ કરેલો હતો; એટલે કે કેટલાંક મોટાં શહેરો અને પ્રાંતો તરફના સભાસદો પાર્લામેન્ટમાં બિલકુલ નહોતા, ત્યારે કેટલાંક સાધારણ સ્થળોના સભાસદો પ્રથમથીજ નિમાતા આવતા હતા. આ જુની અયોગ્ય પદ્ધતિ કાઢી નાખીને સ્થળના મહત્વને લક્ષ્યમાં લઇ સભાસદોની નિમણુક કરવી, એવો એક મુખ્ય નિયમ એમાં હતો. તે સિવાય બીજા પણ કેટલાક સારા જરૂરી નિયમો હતા. તોપણ એ નિયમો ચાલુ કરવા જતાં જુની નિમણુક કરવાની પદ્ધતિમાં ઘણો ફેરફાર થઇ જાય તેમ હોવાથી ગ્લૅડસ્ટનને એ મુસદ્દો પસંદ પડયો નહિ. આ વિષય ઉપર ઑાકસફર્ડ વિશ્વવિદ્યાલયની સભામાં એક પ્રસંગે ચર્ચા ચાલતાં ગ્લૅડસ્ટને પૂર્ણ જુસ્સાથી કહ્યું કેઃ—“ આ નવા નિયમોથી રાજ્યવ્યવસ્થા ઉલટી જશે, તથા આપણી સામાજિક વ્યવસ્થાનો પાયો ખળભળી જશે. ” આ તેમનાં વચનો તેઓ કૉન્ઝર્વેટિવ મતના હતા તે વખતનાં હતાં. પછીથી ધીમે ધીમે તેઓ ઇ. સ. ૧૮૫૯ માં લિબરલ મતના થયા; ત્યારથી તેમને પોતે પ્રથમ કૉન્ઝર્વેટિવ પક્ષના હતા એ બાબતનો ઘણો પશ્ચાત્તાપ થયો હતો. તેઓ જાહેરમાં પણ આવો પશ્ચાત્તાપ કરતાં સંકોચાતા નહિ. ઇ. સ. ૧૮૭૮ માં એક પ્રસંગે ઑાકસફર્ડની એક સભામાં તેમણે કહ્યું

હતું કેઃ-" મારા સમયના ઑક્સફર્ડના અધ્યાપનક્રમમાં એક મહાન દોષ હતો એમ મને લાગે છે. કદાચ તે મારો પોતાનો દોષ હશે તે એજ કે, હું ઑક્સફર્ડમાં જે ન શીખી શક્યો તે ઑક્સફર્ડ છોડયા પછી શીખ્યો. મનુષ્યની સ્વતંત્રતાનાં અવિનાશી તેમજ અમૂલ્ય મૂળ-તત્ત્વોની ખરી યોગ્યતા હું ઑક્સફર્ડ છોડયા પછીજ સમજી શક્યો યા શીખી શક્યો છું." અમને આ વચનોથી સહજ પણ આશ્ચર્ય થતું નથી. કોઇ પણ સ્થળેથી મનુષ્યને સઘળું જ્ઞાન એકદમ મળતું નથી. જ્ઞાનની કાંઈ ગાંસડી બાંધેલી નથી; કે જેથી તે એકદમ આપી શકાય કે લઈ શકાય. વળી કેટલુંક જ્ઞાન તો એવું છે કે તે શિક્ષણથી શીખાતું નથી પણ અનુભવથીજ શીખાય છે. ગ્લૅડસ્ટન સાહેબને પણ એ પ્રમાણે નવીન અનુભવ તથા જ્ઞાન મળ્યા પછી તેઓ પોતાના પ્રથમના વિચા-રોને બાજુએ મૂકતાં સંકોચાયા યાતો શરમાયા નહિ. આ ઉપરથી આ વાત પણ જાણી શકાય છે કે, તેમનામાં નીતિ-ધૈર્યના અંકુરો પ્રથમથીજ દઢ હતા.

પુસ્તકો સંબંધીનો અભ્યાસ તો તેમનો સંપૂર્ણ થયો, પરંતુ દેશાટન સિવાય સંપૂર્ણ જ્ઞાન મેળવી શકાતું નથી એવી માન્યતા યુરો-પમાં સર્વત્ર હોવાથી ગ્લૅડસ્ટન સાહેબ, લૉર્ડ લિંકન અને આર્થર હૅલૅમ ત્રણે જણા સાથે યુરોપના દેશો જોવા નીકળ્યા. તેમણે ફ્રાન્સ તેમજ જર્મનીનો કેટલોક ભાગ જોયો. એ પ્રસંગે ફ્રાન્સમાં ઈ. સ. ૧૮૩૦ ની રાજ્યક્રાંતિ તરતજ આટોપાઇ થોડી ઘણી સ્થિરતા થઈ હતી. ત્યાં લુઇ ફિલિપને ગાદી ઉપર બેસાડીને પાર્લામેન્ટની વ્યવસ્થા કરવામાં ઘણું મંડળ ગુંથાયું હતું. ત્યાં ગ્લૅડસ્ટન સાહેબને ઇંગ્લાન્ડ તરફના વકીલ લૉર્ડ ગ્રેનિવલને ત્યાં થૅયર્સ, ગીઝો, લૅફયત વગેરે નામાંકિત ફ્રેંચ નર-રત્નોનો સહવાસ થયો. વિશેષમાં તેમણે ત્યાંના દરબાર તેમજ ન્યાયઃ સભાનું લક્ષ્યપૂર્વક નિરીક્ષણ કર્યું, તથા એ સંબંધી ઘણી માહિતી

મેળવી. પછીથી તેઓ પોતાના બન્ને મિત્રોને મૂકી ઇટાલી દેશમાં ગયા. ઇટાલીના રાજ્યમાં તેમણે ઘણી અવ્યવસ્થા જોઈ. તેઓ ત્યાં એ સંબંધી માહિતી મેળવવામાં તથા ઇટાલિયન ભાષાનો અભ્યાસ કરવામાં પોતાના દિવસો પસાર કરવા લાગ્યા.

આ સમય દરમ્યાન ઇંગ્લાંડમાં ઘણી ગરબડ ઉપસ્થિત થઈ હતી. એ ગરબડનું થોડું ઘણું વર્ણન અત્ર કરવાની જરૂર છે. એ સમય ઈ. સ. ૧૮૩૨ નો હતો. એ વર્ષમાં ઇંગ્લાંડમાં અને તેની આસપાસ કેવી સ્થિતિ હતી અને શા શા બનાવો બન્યા હતા તે જાણવાથી સઘળી માહિતી મળી આવશે. એ સમયે ઇંગ્લાંડની ગાદી ઉપર ચોથો વિલિયમ રાજા હતો. ફ્રેંચ લોકોએ પોતાના દેશમા ચાર્લ્સ રાજાને પદભ્રષ્ટ કરીને દેશમાંથી હાંકી કાઢયો હતો. બેલ્જીયમ હોલેન્ડ સાથે તકરાર કરીને જુદું થઈ ગયું હતું. આવો પ્રકાર જોઇને ઇંગ્લાંડના લોકો આવેશમાં આવી ગયા હતા. તેમને એમ લાગતું હતું કે, ફ્રાન્સ, બેલ્જીયમ વગેરે દેશોમાં જેવી રીતે લોકસત્તાનું માહાત્મ્ય વધી પડયું છે તેવું ઇંગ્લાંડમાં પણ વધવુંજ જોઇએ, રાજ્યવ્યવસ્થામાં સુધારણા થવી જોઇએ, અને પાર્લામેન્ટના સભાસદની ચુંટણીના કાર્યમાં જે ઘોટાળા છે તે દૂર થવા જોઇએ. આ લોકોની તીવ્રતા સરકારના સમજવામાં આવી; તેથી તેમને પણ એમ લાગ્યું કે, લોકોનું કહેવું કબુલ રાખવું જોઇએ. તે પ્રમાણે ઈ. સ. ૧૮૩૧ ના માર્ચ મહિનામાં પાર્લામેન્ટ સભા ભર્યા પછી લૉર્ડ જોન રસેલે કૉમન્સ સભા આગળ રિફૉર્મબીલ રજુ કર્યું. એ બીલ વાંચવામાં આવ્યા પછી તેના ઉપર મત લેતાં એમ જણાયું કે, તેને પ્રતિકૂલ કરતાં અનુકૂળ માત્ર એકજ મત વધારે મળ્યો હતો. આ બીલ સારૂં હતું તો પણ કૉન્ઝર્વેટિવ પક્ષના મંડળને તે ઘણુંજ ત્રાસદાયક તેમજ અપમાનકારક લાગ્યું. સરકારે આવા સંયોગને લીધે લોકમત જોવાને માટે પાર્લામેન્ટ સભા બરખાસ્ત કરીને નવી

ચુંટણી કરવાનો હુકમ કર્યો. આથી દેશમાં જુદે જુદે સ્થળે તોફાન થવા લાગ્યાં. નૉટિંગહૅમ કેસલ નામની ઈમારતને આગ લગાડવામાં આવી, તથા બ્રિસ્ટલમાં લોકોએ આખું શહેર પોતાને સ્વાધીન કરીને ત્યાંના કેદખાનામાંના સઘળા કેદીઓને છોડી દીધા. આવાં તોફાનોથી કેટલાંક માણસોનો જીવ ગયો તથા લાખો રૂપિયાના સરસામાનનો નાશ થયો. આ સઘળો પ્રકાર રિફૉર્મબીલના પ્રતિપક્ષીઓને બ્હીવડાવવાને માટે હતો. એક તરફ આવાં તોફાન ચાલતાં હતાં ત્યારે બીજી તરફ પ્રતિનિધિઓની નવી નિમણુકો થઇને તેમની સભા ભરાઈ, તથા એ સભાએ રિફૉર્મબીલને પસંદ કર્યું; પરંતુ આ બીલ ઉમરાવોની સભાએ નામંજૂર કર્યું તેથી તે અદ્ધરજ રહ્યું.

આ સમયે ઇંગ્લાંડની કેવી સ્થિતિ થઇ ગઈ હતી તેનું વર્ણન રસેલ નામક ગ્રંથકારે કર્યું છે. તેનું તાત્પર્ય એવું છે કેઃ—“ જેઓ સ્વતંત્રતાના હિમાયતી હતા તેમને એમ લાગતું હતું કે, આ નવો કાયદો પસાર થવાથી સ્વતંત્રતાનો વધારો થશે. ઘણા લોકોને એમ લાગતું હતું કે, સરકારે વખતસરજ લોકોને લાભ આપ્યાથી રાજ્યક્રાંતિનું વિઘ્ન ટળશે. ભાવિકોને એમ લાગતું હતું કે, લોકોને રાજકીય હક્ક મળશે એટલે સત્વર તેમનું દુઃખ તેમજ દરિદ્રતા દૂર થશે; પરંતુ ઉપર જણાવ્યા જેવા અનર્થ થતા હોવાથી બીકણ લોકો ગભરાઇ ગયા હતા. તેમને એમ લાગતું હતું કે, ફ્રાન્સના જેવી રાજ્યક્રાન્તિ પોતાના દેશમાં થશે કે કેમ તે કોણ જાણે છે ! ” આયર્લૅંડમાં છુપી રીતે બંડની તૈયારી ચાલી રહી હતી. લુચ્ચા લોકો વિજયી નિવડતા હતા તેથી તેઓ સરકારનો વિશેષ ભય રાખતા નહોતા. આથી સર્વ લોકો પોતાના સરસામાનને સુરક્ષિત રાખવાની મોટી ચિંતામાં પડી ગયા હતા; અને વ્યાપાર ધંધામાં આગળ પડવાનું સાહસ કોઇથી કરી શકાતું નહોતું. અલ્પ કાળમાંજ મોટી રાજ્યક્રાન્તિ થઇ જશે એમ

સૌને લાગતું હતું. એવામાં મોટાં મોટાં શહેરોમાં એક ભયંકર રોગ ફેલાવાથી હજારો માણસો મરવા લાગ્યાથી લોકો ગભરાઈ ગયા હતા. ધર્મભોળા માણસો પ્રલયકાળ પાસે આવ્યો છે એમ ધારતા હતા. આ સ્થિતિ સંબંધી કાર્લાઇલ નામના એક નામાંકિત તત્ત્વવેત્તાએ કહ્યું છે કે:–"આપણે સઘળા દેવોને ભૂલી ગયા છીએ એજ આ અનર્થનું મૂળ છે."

આ બીલ પાસ થાય એવી અનેક મોટા મોટા દેશહિતેચ્છુ લોકોની ઇચ્છા હતી. તેમના આગ્રહ વિરૂદ્ધ સરકારથી કાંઈ કહી શકાતું નહિ, ત્યારે જુના પક્ષના મંડળને એ પસંદ નહોતું; તેથી લૉર્ડસની સભામાં તેને બહુ મત મળ્યા નહિ. બીલ નપાસ થશે એવી શંકાથી અજ્ઞાન લોકો તોફાનો કરતા હતા. તેઓ કોઈ પણ રીતે શાન્ત થતા નહોતા. આ સમયે જગવિખ્યાત ડ્યુક ઑફ વૅલિંગ્ટન મુખ્ય પ્રધાન હતો. તેણે વૉટર્લુના યુદ્ધમાં મહાન દિગ્વિજય કરીને લોકોમાં પોતાના નામને ગજાવ્યું હતું; તોપણ આ કામમાં તેનું કહેવું કોઇએ સાંભળ્યું નહિ, તેથી તેને આ કામ છોડી દેવું પડયું અને અર્લ ગ્રેને મુખ્ય પ્રધાન થવું પડયું. હમણાંના ઉમરાવો આ બીલને બહુ મત મળવા દેતા નથી,' તેથી એ પક્ષમાં બીજા નવા ઉમરાવો કરવા, જેથી આ બીલને આપોઆપ બહુ મત મળશે એવી સલાહ આ નવીન પ્રધાન રાજાને આપતો હતો; પરંતુ આ સલાહ રાજાને પસંદ પડી નહિ. તેથી કોઇ પણ પ્રકારે આ બીલને ઉમરાવોની સભામાં બહુમત મળે એ માટે એવી યુક્તિ યોજવામાં આવી કે, જે ઉમરાવો આ બીલની વિરૂદ્ધ હતા તેમાંના સૌ તે સભામાં હાજરી આપી શકે નહિ. આથી અંતે આ બીલ પસાર થઇ ગયું અને તરતજ તેનો અમલ થવા લાગ્યો.

આ નવા કાયદાના અમલથી પાર્લામેન્ટના સભાસદોની નિમણુક કરવા સંબંધી જે સુધારો થયો તે આ પ્રમાણે છે. ૧. જે પ્રાંતમાં

મતદાર લોકો થોડા હતા તે પ્રાંતના પ્રતિનિધિઓની ચુંટણી કરવાનો હક્ક ઉડી ગયો. ૨. બર્મિંગહામ, લીડસ, માન્ચેસ્ટર વગેરે જે શહેરો ગયાં સો વર્ષમાં ઘણાં ઉન્નત થયાં હતાં તેમને પોતાના તરફથી પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો પ્રથમ અધિકાર મળ્યો. ૩. પ્રતિનિધિની ચુંટણીમાં મત આપવાનો અધિકાર અનેક નવા માણસોને મળ્યો. ૪. શહેરમાં જે કોઇ પોતાના ઘરમાં રહેતા હતા યાતો દર વર્ષે દશ પાઉન્ડ આપીને ભાડાના મકાનમાં રહેતા હતા તેમને તથા ગામડાંઓમાં જેમનું પોતાનું ઘર યાતો જમીન દશ પાઉન્ડની કિંમતની હતી તેમને મત આપવાનો અધિકાર મળ્યો. આથી પ્રથમની સઘળી અંધાધુંધી બંધ થઈ ગઇ, અને કૉમન્સની સભા એટલે કે લોકોના પ્રતિનિધિઓની સભામાં લોકોનો ખરો મત પ્રદર્શિત થાય અને તે પ્રમાણેજ રાજ્યનાં કાર્યો થાય એવી તેની રચના થઇ.

આ પ્રમાણે રિફૉર્મબીલ પસાર થયા પછી પાર્લામેન્ટ બરખાસ્ત થઈ તથા નવીન કાયદા પ્રમાણે સભાસદોની નિમણુંક તરતજ થવા લાગી. આ નિમણુંકમાં ગ્લૅડસ્ટન સાહેબ કેવી રીતે આવી શક્યા તે હવે જણાવીશું. ડ્યુક ઑફ ન્યુકૅસલ નામનો એક મોટો કૉન્ઝર્વેટિવ જમીનદાર હતો. ન્યુયૉર્કમાં તેની ઘણી પ્રતિષ્ઠા હોવાથી તે પોતાની ઇચ્છામાં આવે એ માણસને પાર્લામેન્ટની સભામાં નિમી મોકલતો હતો; પરંતુ ૧૮૩૧ ના વર્ષની નિમણુકમાં તેનું કાંઈ ચાલ્યું નહિ અને એક લિબરલ પક્ષના મનુષ્યની નિમણુક થઇ; તેથી આ નવીન નિમણુકના સમયે તેને પોતાના પક્ષનો કોઈ સારો ઉમેદવાર જોઇતો હતો. તે ડ્યુકનો છોકરો લૉર્ડ લિંકન ઑક્સફર્ડમાં ગ્લૅડસ્ટનનો સહાધ્યાયી હતો. તેણે ત્યાંની સભામાં ગ્લૅડસ્ટનનું ભાષણ સાંભળ્યું હતું, તથા શ્રોતાઓપર તેના ભાષણનો કેટલો બધો પ્રભાવ પડ્યો હતો તે પણ એ જાણી શક્યો હતો. તેણે પોતાના પિતાને એમ કહ્યું કે, જો

તમે આ કાર્ય માટે ગ્લૅડસ્ટનને બોલાવશો તો સઘળી હરકતો તરતજ દૂર થઈ જશે. આથી ડ્યુક ઑફ ન્યુકૅસલે ગ્લૅડસ્ટનને ઇટાલી દેશમાંથી પોતાની પાસે બોલાવ્યા. ગ્લૅડસ્ટને પણ આવી પહોંચીને ન્યુયૉર્કના મતદારોને એવી રીતે પોતાનો બુદ્ધિવૈભવ દર્શાવ્યો કે તેમનું ભાષણ સાંભળતાંની સાથેજ તેમણે તેમની નિમણુંક કરી. એ ભાષણ ઘણું લાંબુ છે. તોપણ તેમાંનો એક ભાગ ઘણોજ ચિત્તવેધક છે. તેનું તાત્પર્ય એવું છે કે:–"અમુક એક માણસના અથવા તો અમુક એક પક્ષના મતો પ્રમાણે હું મત આપીશ એવું તમને કહીને, તમે મારી નિમણુંક કરો એમ હું તમને કહેતો નથી; પરંતુ મારા વિચારો કે જે મેં સ્પષ્ટ રીતે તમને કહી સંભળાવ્યા છે તે તમને પસંદ પડતા હોય તોજ તમે મારી નિમણુંક કરો એમ મારૂં કહેવું છે. મારો વિચાર એવો છે કે, કોઈ પણ પ્રકારની શોધ નહિ કરતાં તથા સારાસારનો વિચાર નહિ કરતાં રાજ્યપદ્ધતિમાં એકાએક કાંઇ ફેરફાર કરવાનો પ્રયત્ન કરવાનો પ્રતીકાર કરવો જોઇએ. કદાચ તે ફેરફારથી થોડું ઘણું હિત થતું હોય તોપણ તે સાથે અહિત પણ ઘણું થશે તેથી એવા પ્રયત્નો થતા અવશ્ય અટકાવવા જોઇએ. મારી ચોક્કસ ખાત્રી છે કે, એવા ફેરફારોથી આપણા સમાજમાં જે કાંઈ ખોટું છે તે સબળ થતું જશે અને દીન દુઃખી માણસોના શીરપર દુઃખનો ભાર વધતો જશે. સમાજમાંની શાંતિ દૂર થઈ જશે, લોકોનો અવિશ્વાસ વધી પડશે અને દેશની ઉન્નતિ થતી અટકશે; માટે એવા ફેરફારનો અટકાવ કરવાની જરૂર છે એમ મારૂં ધારવું છે." આ ભાષણ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવ્યું કે, ગ્લૅડસ્ટન સાહેબ ચુસ્ત કૉન્ઝર્વેટિવ મતના હતા. આ પ્રકાર મતદારોને ઘણો પસંદ પડયો; તેથી આવી રીતે ઇ. સ. ૧૮૩૨ માં ગ્લૅડસ્ટન સાહેબ ન્યુયૉર્ક તરફથી પાર્લામેન્ટના સભાસદ થયા. આથી તેમને તેમજ તેમનાં માતાપિતાને ઘણો સંતોષ થયો.

અહીં એક વિશેષ લક્ષ્યમાં રાખવા જેવી વાત એ છે કે, તેમનો રાજ્ય-દ્વારમાં જે પ્રવેશ થયો તે તેમના વિશ્વવિદ્યાલયમાંના વક્તૃતાના પ્રભાવથીજ-વિદ્વત્તાના અપૂર્વ બળને લીધેજ-થયો.

જ્યારે ગ્લૅડસ્ટન પાર્લામેન્ટના સભાસદ થયા ત્યારે તેઓ કૉન્ઝર્વેટિવ પક્ષના હોવાથી એ સમયે તેમના મત કેવા હતા એનું વર્ણન એક ગ્રંથમાં કરેલું છે. તેનું તાત્પર્ય એવું છે કે, તેઓ અમુક એકનું સાંભળનારા યાતો અમુક એકને અનુસરીને ચાલનારા નહોતા. તેઓ માત્ર પોતાના મતને અનુસરીનેજ ચાલતા હતા. તેમની ઇચ્છા એવી હતી કે, રાજ્યકારભારમાં વારંવાર ફેરફાર કરવાની જે પ્રવૃત્તિ લોકોમાં વધવા લાગી હતી તેનો પ્રતીકાર કરવો; કેમકે તેથી હિત કરતાં અહિત વિશેષ થશે એમ તેમને લાગતું હતું. રાષ્ટ્રના ઉદ્ધારનો ઉત્તમ માર્ગ એજ છે કે, રાજ્યકર્ત્તાએ ધર્મનીતિને અનુસરીને પોતાનાં કર્ત્તવ્ય કર્મ કરવાં અને કાયદામાં પણ એ ધર્મબંધનો યોજી રાખવાં જોઇએ. ગરીબોની સ્થિતિ પ્રત્યે વિશેષ લક્ષ્ય આપવું જોઇએ. મજુરોને યોગ્ય મજુરી મળવી જોઇએ. ગુલામગિરી ધર્મશાસ્ત્રપ્રણીત છે; પરંતુ ગુલામોનાં સંતાનોને વિદ્યા શીખવવી જોઇએ તેમજ યથાસમયે તેમને ગુલામીમાંથી મુક્ત કરવા જોઇએ. આ મતો લિબરલ પક્ષનાં મતોથી તદ્દન વિરૂદ્ધ હતા એ સ્પષ્ટજ છે.

નવીન કાયદા પ્રમાણે નિમાયેલા લોકોના પ્રતિનિધિઓની પહેલી સભા ઇ. સ. ૧૮૩૩ ના જાન્યુઆરી મહિનાની ૧૯ મી તારીખે ભરાઇ. પાર્લામેન્ટમાં ગ્લૅડસ્ટનનો આ સમયે પ્રથમજ પ્રવેશ થયો; અને ત્યારથી માંડીને બરાબર ૬૧ વર્ષ એટલે કે ઈ. સ. ૧૮૯૪ સુધી તેઓ પાર્લામેન્ટમાં રહ્યા. દરેક ચુંટણી વેળાએ તેઓ એકજ પ્રાંત તરફથી ચુંટાતા નહોતા, અનેકવાર તેમની નિમણુંક જુદા જુદા પ્રાંતોએ અને સંસ્થાનોએ કરી હતી. એક વખતે તો તેઓ જે વિશ્વ-

વિદ્યાલયમાં આવા મહાન વિદ્વાન થયા હતા તે ઑક્સફર્ડના વિશ્વ-વિદ્યાલય તરફના સભાસદ હતા. એ માટે તેમને ઘણું સ્વાભિમાન ઉપ-જતું હતું. તે ઉપરાંત આ મુદત દરમ્યાન તેમણે જુદા જુદા સરકારી હોદ્દાઓની જગ્યા સ્વીકારીને ઉત્તમ કામગીરી બજાવી હતી અને દેશનું ઉત્પન્ન ઘણું વધાર્યું હતું તથા લોકોપરથી કરનો ભાર ઓછો કર્યો હતો. એ સંબંધી થોડું વર્ણન અમે આગળ કરેલુંજ છે. દરબા-રમાંના બે પક્ષની સખ્ત હરીફાઈ છતાં પણ તેઓ ચાર વખત મહા-રાણી સાહેબના મુખ્ય પ્રધાન થયા હતા. પ્રથમ ઈ. સ. ૧૮૬૮ થી ઈ. સ. ૧૮૭૪ સુધી, બીજી વખત ઈ. સ. ૧૮૮૦ થી ઈ. સ. ૧૮૮૫ સુધી, ત્રીજી વખત ઈ. સ. ૧૮૮૬ માં કેટલોક વખત અને ચોથી વખત ઈ. સ. ૧૮૯૨ થી ૧૮૯૪ સુધી.

આ ૬૧ વર્ષમાં કેટલાક વખત સુધી કૉમન્સ સભાનાં કામોનાં સૂત્રો તેમણે પોતાના હાથમાં રાખ્યાં હતાં; તથા તેમણે પોતાના અસાધા-રણ બુદ્ધિબળથી માત્ર સ્વદેશનાં તો શું પરંતુ પરદેશનાં સુદ્ધાં અનેક મહાન કાર્યો કર્યા હતાં. આ સભામાં આવીને બેસતાં પહેલાં પ્રત્યેક સભાસદને એવી પ્રતિજ્ઞા કરવી પડે છે કેઃ—"હું પરમેશ્વરનું સ્મરણ કરીને કહું છું કે, હું સઘળાં કામો પ્રમાણિકતાથી કરીશ. રાજાની સાથે, તેની ગાદીના વારસોની સાથે તથા તે પછી જે કોઈ ગાદીપર બેસશે તેની સાથે હું પ્રજાધર્મથી વર્તીશ. આ કાર્યો કરવામાં ઈશ્વર મને મદદ કરો." આ પ્રમાણે બીજાઓની સાથે ગ્લૅડસ્ટને પણ પ્રતિજ્ઞા કરી હતી અને અંત પર્યંત તે પ્રતિજ્ઞા પાળી હતી; એટલુંજ નહિ પરંતુ પોતાના ઉત્તમ વર્તનથી તેમણે રાજા તેમજ પ્રજા ઉભયને સંતોષ આપ્યો હતો.

પાર્લામેંટની સભા એક વખત શરૂ થઈ એટલે પછી તે કેટલાક દિવસ સુધી ભરાયજ છે અને સઘળાં કાર્યોનો નીકાલ થઈ જાય

ત્યારેજ તે બરખાસ્ત થાય છે. એ કાર્યો ઘણાં મહત્ત્વનાં હોય છે, તેથી અનેક લોકો પોતાનો મત સ્થાપિત કરવાના તથા પોતાની તરફ બહુ મત મેળવવાના પ્રયત્નો કરે છે. એ વાણીયુદ્ધ ઘણુંજ જોવા અને સાંભળવા જેવું હોય છે. ત્યાં જય મેળવવો એ મોટી કીર્તિ મેળવવા બરાબર હતું, તેથી મોટા મોટા વક્તાઓ ત્યાં પોતાની વિદ્વત્તાનો સંપૂર્ણ પરિચય કરાવવાનો યત્ન કરતા હતા. આજ સુધીમાં ઇંગ્લાંડના રાજ્ય-કાર્યમાં જે પુરુષો મહાન યોગ્યતાએ ચઢીને કીર્તિદેવીના મંદિરમાં વિભૂષિત થયા છે, તેમાંના ઘણાખરા પાર્લામેન્ટમાં પ્રસિદ્ધ થયા પછીથીજ ઉન્નતિના સોપાનપર ચઢ્યા છે. ગ્લૅડસ્ટન પણ તેવામાંનાજ એક છે. તેઓ જ્યારે આ નવી પાર્લામેન્ટમાં દાખલ થયા ત્યારે તેમાં સર રૉબર્ટ પીલ અને આયર્લાંડનો કૅવારી ઓકોનેલ નામના બે ગૃહસ્થો અગ્રગણ્ય હતા. તેઓ પૈકી સર રૉબર્ટ પીલના ધોરણને અનુ-સરી ગ્લૅડસ્ટન સાહેબ વર્તવા લાગ્યા અને પછીથી તો તેઓ એ ગૃહસ્થના શિષ્ય બન્યા. આથી કરીને લોકો તેમને પીલમતવાદી કહેવા લાગ્યા. આ સમયે પાર્લામેન્ટમાં આયર્લાંડના લોકોની સામાજિક સ્થિતિ, આયર્લૅન્ડમાંનાં સરકારી ધર્મખાતાં, ઇંગ્લાંડમાંના દરિદ્ર લોકોનો અસંતોષ, તથા ઇંગ્લાંડ દેશમાંના ગુલામોની સ્થિતિ એ વિષયોપર વિચારો અને વાદવિવાદ થવા લાગ્યા હતા. આ સઘળા વિષયો ઉપર ગ્લૅડસ્ટન સાહેબે પણ ભાષણો કર્યાં. તે ઉપરાંત બીજા પણ કેટલાક વિષયો ઉપર તેમણે ભાષણો કર્યાં. એ ભાષણોથી તેમની ઘણી પ્રસિદ્ધિ થઈ. જે હકીકત બીજા કોઇના ભાષણમાં આવી ગઈ ન હોય તેમજ જે હકીકત પાર્લા-મેન્ટને સંભળાવવાની આવશ્યકતા જણાતી હોય તેજ હકીકત પર તેઓ ભાષણો કરતા હતા એવી લોકોને ખાત્રી થઈ ચૂકેલી હોવાથી જ્યારે પણ ગ્લૅડસ્ટન સાહેબ ભાષણ કરવાને ઉભા થતા ત્યારે સઘળા લોકો તેમનું ભાષણ લક્ષ્યપૂર્વક સાંભળતા હતા; જેથી અનેક લોકોના મુખ-

માંથી એવા ઉદ્ગારો નીકળતા કે, ગ્લૅડસ્ટન સાહેબ કોઇ પ્રસંગે સરકારના મુખ્ય પ્રધાન પણ થશેજ. લોકોએ ભાખેલું આ ભવિષ્ય માત્ર એક વખત નહિ, બે વખત નહિ, ત્રણ વખત નહિ પરંતુ ચાર વખત ખરૂં પડયું હતું. તેઓ ક્યારે ક્યારે મહારાણી સરકારના મુખ્ય પ્રધાન થયા અને ઈ. સ. ૧૮૩૫ થી ૧૮૯૪ સુધીમાં બીજા કયા કયા મુખ્ય પ્રધાનો કયે કયે સમયે થયા તેની નોંધ આ પ્રમાણે છે:—

૧૮૩૫ થી ૧૮૪૧ સુધી લૉર્ડ મેલબોર્ન.
૧૮૪૧ થી ૧૮૪૬ સુધી સર રૉબર્ટ પીલ.
૧૮૪૬ થી ૧૮૫૨ સુધી અર્લ રસેલ.
૧૮૫૨ થી ૧૮૫૫ સુધી અર્લ ઑફ ઍબર્ડીન.
૧૮૫૫ થી ૧૮૫૮ સુધી લૉર્ડ પામરસ્ટન.
૧૮૫૮ થી ૧૮૫૯ સુધી અર્લ ઑફ ડર્બી.
૧૮૫૯ થી ૧૮૬૫ સુધી લૉર્ડ પામરસ્ટન.
૧૮૬૫ થી ૧૮૬૬ સુધી અર્લ રસેલ.
૧૮૬૬ થી ૧૮૬૮ સુધી અર્લ ઑફ ડર્બી.
૧૮૬૮ માં થોડા દિવસ સુધી લૉર્ડ બીકન્સફીલ્ડ.
૧૮૬૮ થી ૧૮૭૪ સુધી **મિસ્ટર ગ્લૅડસ્ટન.**
૧૮૭૪ થી ૧૮૮૦ સુધી લૉર્ડ બીકન્સફીલ્ડ.
૧૮૮૦ થી ૧૮૮૫ સુધી **મિસ્ટર ગ્લૅડસ્ટન.**
૧૮૮૫ થી ૧૮૮૬ સુધી લૉર્ડ સૅલ્સબરી.
૧૮૮૬ માં થોડા દિવસ સુધી **મિસ્ટર ગ્લૅડસ્ટન.**
૧૮૮૬ થી ૧૮૯૨ સુધી લૉર્ડ સૅલ્સબરી.
૧૮૯૨ થી ૧૮૯૪ સુધી **મિસ્ટર ગ્લૅડસ્ટન.**
૧૮૯૪ થી આગળ લૉર્ડ સૅલ્સબરી.

આ ઉપરથી સહજ લક્ષ્યમાં આવશે કે, ગ્લૅડસ્ટન સાહેબ છવ્વીસ

વર્ષમાં ચાર વખત મહારાણી સરકારના મુખ્ય પ્રધાન થયા, તથા તેમની પ્રધાન તરિકેની કારકીર્દિ એકંદરે તેર ચાદ વર્ષની હતી. અહીં એક વાત વિશેષ લક્ષ્યમાં રાખવા જેવી એ છે કે આ પ્રધાનપદ વગ-વશીલાથી અગર તો અન્ય કોઈ ઉપાયથી મેળવી શકાતું નથી. તેમ એ પ્રધાનપદ સ્વીકારવાને કોઇ પોતાની જાતે જઇ શકતું નથી; તો પણ એક પક્ષ નિરૂપાય થઇને દરબારનો ત્યાગ કરે છે એટલે બીજા પક્ષના આગેવાનને સરકાર પોતાની જાતેજ બોલાવે છે અને તેને મુખ્ય પ્રધાનનાં વસ્ત્રો આપે છે—આપવાંજ પડે છે—બીજો કોઈ માર્ગજ હોતો નથી. આનેજ "ભાગ્ય ઘર શોધતું આવ્યું" એમ કહીએ તો ખોટું નથી. આવું ભાગ્ય ચાર વખત ગ્લૅડસ્ટન સાહેબના ઘરને શોધતું આવ્યું હતું, એ કાંઇ સાધારણ વાત નથી.

આ સ્થળે ઇંગ્લિશ દરબારની એક વાત જણાવવાની જરૂર છે કે, મુખ્ય પ્રધાન નિમ્યા પછી તે જગ્યા સ્વીકાર્યાના ચિહ્ન તરીકે નવીન પ્રધાનને રાજાના દર્શને જઇ તેના હાથનું ચુંબન કરવું પડે છે. આવી રીત ક્યારથી અને શા કારણથી ચાલુ થઇ છે તેનો ઇતિ-હાસ કોઇ સ્થળે જોવામાં આવતો નથી; પરંતુ આ સંસ્કારને ઘણો ભૂષણાવહ માનવામાં આવે છે.



# પ્રકરણ ૩ જું.

## પાર્લામેન્ટમાંનાં કેટલાંક કાર્યો.

---

**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ॥**
**नश्यंति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥**

चाणक्यनीतिसार.

**સંપત્તિ પ્રાપ્ત કરવા કરતાં પણ તેનો યોગ્ય ઉપયોગ કરવો એ બહુ કઠિન છે;** તેજ પ્રમાણે એકાદ મોટી જગ્યા મેળવવી તેના કરતાં પણ એ જગ્યાને અનુસરતાં કર્તવ્ય ઉત્તમ પ્રકારે બજાવીને જનસમાજ તરફથી પ્રશંસા પ્રાપ્ત કરવી એ બહુ કઠિન છે. આવોજ પ્રસંગ હવે ગ્લૅડસ્ટન સાહેબ ઉપર આવ્યો હતો. ન્યુયૉર્ક કસ્બાની તરફથી સભાસદ તરીકે નિમાઇને તેઓ પાર્લામેન્ટમાં તો આવ્યા; પરંતુ હવે તેમને પોતાની વક્તૃત્વશક્તિથી પોતાના મતો સ્થાપિત કરવાનું તથા પોતે જે સ્થાન પ્રાપ્ત કર્યું હતું તે સ્થાનને તેઓ સર્વાંશે યોગ્ય છે એવી જનસમાજની ખાત્રી કરી આપવાનું કામ તેમને કરવાનું હતું. ગ્લૅડસ્ટન સાહેબે આ કામ પણ ઉત્તમ પ્રકારે કર્યું.

પાર્લામેન્ટમાં તેમનો પ્રવેશ થયો તે સમયે ત્યાં ગુલામગીરી ઉપર વાદવિવાદ ચાલતો હતો. અનેકનું કહેવું એવું હતું કે, ઇંગ્લાંડમાં ગુલામગીરી હોય એ ઇંગ્લાંડની નીતિમત્તાને મોટા લાંછનરૂપ હોવાથી ગુલામગીરીને નાબુદ કરી દેશ ઉપરનું તે કલંક દૂર કરી નાખવું; ત્યારે બીજા કેટલાકનું કહેવું એવું હતું કે, ગુલામગીરી ઘણીજ ખરાબ અને મનુષ્યત્વને લજાવનારી હોવા છતાં તે આજે આટલાં બધાં વર્ષથી ચાલી આવી છે, તેમજ તેનાથી રાષ્ટ્રનું ઘણું હિત થયું છે, થાય છે

અને થાય તેમ હોવાથી જો એકદમ તેને બંધ કરવામાં આવશે તો લાખો માણસોને કરોડો રૂપિયાનું નુકસાન થશે. વળી ધર્મશાસ્ત્રમાં (બાઇબલમાં) તેને કોઇ પણ ઠેકાણે આધાર નથી એમ પણ નથી. આથી તેને ધીમે ધીમે એવી રીતે દૂર કરવી કે જેથી ગુલામોના શેઠીઆઓને કાંઇ પણ નુકસાન થાય નહિ. ગ્લૅડસ્ટન સાહેબનો પણ આવોજ મત હતો. વેસ્ટ ઇન્ડિયા બેટમાં ડેમિરાશ નજીક ગ્લૅડસ્ટનના પિતાની પુષ્કળ જમીન હતી ત્યાં પુષ્કળ ગુલામો કામકાજ કરતા હતા; તેથી પણ કેટલાક લોકોને એમ લાગતું હતું કે, ગ્લૅડસ્ટન જે કાંઈ કહે છે તે પોતાના પિતાનું અહિત ન થાય એ હેતુથીજ કહે છે; પરંતુ લોકોની એ માન્યતા ખરી નહોતી, તેમનો મતજ આવો હતો, તથા શાસ્ત્રના ઉલ્લેખથી તે મતને વિશેષ પુષ્ટિ મળી હતી. આ વિષયપર ગ્લૅડસ્ટન સાહેબે ત્રણ ચાર વખત ભાષણો કરેલાં તેમાંના એક ભાષણમાં તેઓ પ્રતિપક્ષને ઉદ્દેશીને બોલ્યા હતા કેઃ—"મહારાજ! આ બાબતમાં આપ આટલા બધા ઉતાવળા થઇ જાઓ છો કે જેથી આપનાથી માત્ર બે વર્ષ પણ ધૈર્ય રાખી શકાતું નથી! અને જ્યારે આમજ છે ત્યારે હું આપને પૂછું છું કે, અમેરિકામાં કપાસ ઉત્પન્ન કરવાની હમણાં આપના માથાપર કેટલી જવાબદારી છે તેનો આપે વિચાર કરી જોયો છે? હમણાં એ દેશમાં લગભગ ત્રીસ લાખ ગુલામો છે. એ દેશ તરફથી ગુલામગીરી ઓછી કરવા યાતો કાઢી નાખવા સંબંધી એક પણ ફરિયાદ આપના કાનપર આવતી નથી, ત્યારે આપણે અહીં એ સંબંધી વિના કારણજ મનસ્વી ખટપટ ચાલી રહી છે. વળી એ સંસ્થા ખાનગી છે અને તે આવીજ રીતે યુગોના યુગ સુધી અને પેઢીઓની પેઢી સુધી ચાલવાની છે એમ કહેવાય છે. તે સિવાય આ ગુલામગીરીથી આપણને કેટલો બધો ફાયદો થાય છે તે પણ જુઓ ઇ. સ. ૧૮૨૮ માં જેઓ ગુલામો નહોતા એવા મજુરોથી જે

કપાસ ઉત્પન્ન થયો તે માત્ર ૪૫,૦૦૦૦૦૦ પાઉન્ડ હતો, ત્યારે ગુલામો-દ્વારા જે કપાસ ઉત્પન્ન થયો તે ૩૧,૮૦૦૦૦૦૦ પાઉન્ડ હતો ! આથી ભવિષ્યમાં ગમે ત્યારે આપણે થોડી કૅપીટલ હિંદુસ્તાનમાં રોકીશું ત્યારે આપણને જરૂર હશે તેટલો કપાસ આપણે ત્યાંથી ઉત્પન્ન કરી શકીશું.” પરંતુ ગ્લૅડસ્ટન સાહેબનો આ મત થોડાજ કાળમાં બદલાયો. ઇ. સ. ૧૮૪૩ માં પરકીય દેશોમાંની સાકર ઉપર જકાત નાખવા સંબંધી વાદવિવાદ પાર્લામેન્ટમાં થવા લાગ્યો ત્યારે તેમણે કહ્યું કે, આ જકાત નાખવાથી ગુલામોના વ્યાપારને ઉત્તેજન આપ્યા જેવું થાય તેમ છે, તેથી આ જકાત બેસાડવી વ્યાજબી નથી.

પછીથી ઇ. સ. ૧૮૩૪ માં લૉર્ડ મેલબોર્ને સરકારના મુખ્ય પ્રધાનના કામનું રાજીનામું આપ્યું, તથા તેની જગ્યાએ વિલિયમ રાજાએ સર રૉબર્ટ પીલની નિમણુંક કરી. તેનો ગ્લૅડસ્ટન પર અપાર પ્રેમ હતો; તથા ગ્લૅડસ્ટન પણ તેને ઘણું ચ્હાતા હતા; તેથી તેણે ગ્લૅડસ્ટનને જુનિયર લૉર્ડ ઑફ ટ્રેઝરીના કામ પર નિમ્યા. આ સમયેજ પાર્લામેન્ટના સભાસદોની ફરીથી ચુંટણી થઇ; તેમાં ગ્લૅડસ્ટન સાહેબ તરફ સહજ પણ વિરોધ નહિ દર્શાવતાં ન્યુયૉર્કના રહેવાસીઓએ પુનઃ તેમને પોતાના કસબા તરફથી સભાસદ નિમ્યા.

આટલા ટુંક સમયમાંજ ગ્લૅડસ્ટન સાહેબની ખરી યોગ્યતાની કિંમત ઇંગ્લાંડમાંના ચતુર પુરુષોના સમજવામાં આવી ગઇ. એ સંબંધી તેઓ આપસ આપસમાં વાતચિત પણ કરવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ રેવરંડ સૅમ્યુઅલ હિલબર ફોર્સ નામના સુપ્રસિદ્ધ ગૃહસ્થે તો ગ્લૅડસ્ટન સાહેબને ઇ. સ. ૧૮૩૮ ના વર્ષના આરંભમાંજ એમ લખ્યું હતું કે:—“આત્મપ્રશંસા તમને બીલકુલ પસંદ નથી એ હું સારી રીતે જાણું છું, પરંતુ હમણાં પ્રતિનિધિઓની સભામાં તમારા જેટલી પ્રતિષ્ઠા બીજા-કોઈ પણ તરૂણ માણસની નથી. દેશવિદેશમાં તમારી

કીર્તિ ફેલાવાં લાગી છે એ તમે સમજો એમાં કાંઇ આત્મપ્રશંસા જેવું છેજ નહિ. ભવિષ્યમાં તમે ઘણીજ સાવધાનતાથી વર્તજો તથા ભવિષ્યમાં પોતાને શું કરવાનું છે તેનું ધોરણ હમણાંનાં કાર્યોમાં રાખજો. તમારો હાથ ન પહોંચી શકે એવું એક પણ ઉચ્ચ પદ આ દેશમાં નથી. કદાચ આ દેશનો સઘળો કારભાર કરવાનો પ્રસંગ તમને પ્રાપ્ત થશે, અને જ્યારે આમ થવાનુંજ છે તો તે ઉચ્ચ પદને પહોંચવાનું હમણાંનું વર્તન તે પદ ઉપર પહોંચવામાં અત્યંત ઉપયોગી થઇ પડશે, એ સ્પષ્ટ છે. તમે તમારા ખરા મતોને બાજુએ મૂકીને પ્રસંગને અનુસરી મતો દર્શાવવા જશો તો તમે તે મતો પ્રમાણે બરાબર વર્તી શકશો નહિ; પરંતુ જો તમારૂં વર્તન અત્યારથી માંડીને તે ઉચ્ચ પદ પામતા સુધી એકજ પ્રકારનું રહેશે તો તમે તમારૂં વ્રત છોડશો એમ કોઇને પણ લાગશે નહિ. આ હકીકત હું તમને એક કારણને લીધેજ લખી જણાવું છું. તે એ કે આપણામાંના ઘણાખરા રાજકારસ્થાની પુરુષો માત્ર પ્રસંગને અનુસરતું વર્તન રાખે છે; અને જે લોકોના સહવાસમાં તેમનો સમય જાય છે તેમને માટે એ પ્રમાણે વર્તવું પડવાના મોહ-પાશને તોડી નાખીને પોતાના શુદ્ધ મતોને અનુસરીને વર્તવાનું કામ તેમને માટે ઘણું કઠિન બને છે. આમ છતાં અદ્યાપિ પર્યંત તમે એવી રીતે વર્ત્યા નથી એવી મારી ખાત્રી છે, તેથીજ તમને આ સૂચના કરી છે.” આ પત્રમાં ગ્લૅડસ્ટન સાહેબને જે સૂચનાઓ કરી છે તે માત્ર તેમનેજ ઉપયોગી હતી એમ નથી; પરંતુ સાર્વજનિક કામોમાં જે કોઇ પણ મનુષ્યોને પડવાનું છે તેમને માટે પણ આ સૂચનાઓ લક્ષ્યમાં રાખવા જેવી છે. તેમાં મુખ્ય તત્ત્વ એ રહેલું છે કે, આપણે જગતમાં એવી રીતે વર્તવું જોઇએ કે જેથી ભવિષ્યકાળમાં આપણને આપણા ભૂતકાળના વર્તન માટે પશ્ચાત્તાપ ન થાય, અને ભૂતકાળનું વર્તન ભવિ-ષ્યકાળના વર્તનને સહાયભૂત અને ઉત્તેજનદાયક થાય. અસ્તુ.

ઇ. સ. ૧૮૩૯ માં રાષ્ટ્રીય શિક્ષણ સંબંધી એક ઠરાવ તે સમયના પ્રધાનમંડળે પાર્લામેન્ટમાં આણ્યો હતો. એ સંબંધી ગ્લૅડસ્ટને ત્યાં ઘણુંજ કહ્યું. તેમાં મુખ્ય મુદ્દો એવો હતો કે, સરકારે પ્રજાજનોનાં સંતાનોના શિક્ષણની વ્યવસ્થા કરવી એ તેમનું કર્ત્તવ્ય છે કે નહિ? આ વિષય ઉપર બન્ને પક્ષ વચ્ચે ઘણો વાદવિવાદ થયો. તેમાં કોઇએ એવો પ્રશ્ન ઉઠાવ્યો કે—યાહુદી લોક ખ્રિસ્તી નથી કેમકે તેઓ બાયબલને સર્વ પ્રકારે માનતા નથી; માટે તેમનાં સંતાનોને શિક્ષણ આપવું એ સરકારનું કર્ત્તવ્ય છે કે નહિ? ગ્લૅડસ્ટને કહ્યું કે: "સરકાર એટલે પ્રજાની ઇચ્છા" એમજ સમજીને જ્યારે ચાલવાનું છે, ત્યારે પછી એવાં બાળકોના શિક્ષણની વ્યવસ્થા કરવી એ પણ સરકારનુંજ કર્તવ્ય છે; કેમકે યાહુદી લોકોનો સમાવેશ પણ પ્રજા શબ્દમાંજ થાય છે. પરંતુ સરકાર એટલે વિચારયુક્ત, બુદ્ધિયુક્ત અને મનોદેવતા સંસ્થા, એમ જો હોય અને તેથી પોતાના મનોદેવતાના ઉપદેશ વિરૂદ્ધ વર્તવું એ તેને અપ્રશસ્ત લાગતું હોય તો યાહુદી બાળકોને શિક્ષણ આપવું એ અકર્ત્તવ્ય ઠરશે." અર્થાત્ ગ્લૅડસ્ટન સાહેબે એ પ્રકારના મત દર્શાવ્યા; પરંતુ આ સમયથી તેમનું મન ધીમે ધીમે કૉન્ઝર્વેટિવ પક્ષનો ત્યાગ કરી લિબરલ પક્ષ તરફ ખેંચાવા લાગ્યું હતું. ઇ. સ. ૧૮૩૯ નું વર્ષ બીજી એક મુખ્ય વાત ઉપરથી પણ આ ચરિત્રમાં સ્મરણીય થશે. તે વાત એ છે કે, આ વર્ષમાં ગ્લૅડસ્ટન સાહેબનું લગ્ન થયું. તેમની પત્ની સર રિચર્ડ સ્ટિફન ગ્લેની કે જે વેલ્સ પ્રાંતમાંના ફ્લિટશાયરમાંના હાર્ડન કિલ્લાના માલિકની પુત્રી હતી. તે ગ્લૅડસ્ટનની માફક મોટા સંપત્તિમાન કુળમાંની હોઇ સૌન્દર્ય, ભુતદયા, ધાર્મિકતા, પરોપકાર, વિદ્વત્તા, ચતુરાઈ, વ્યવહારદક્ષતા વગેરે ગુણોથી સંપન્ન હતી. આ લગ્નથી સોનામાં સુગંધ તેમજ દૂધમાં સાકર ભળ્યા જેવું થયું. સદ્‌ગુણી સ્ત્રી મળવી એ પૂર્વજન્મના પુણ્યનું ફળ છે.

**पूर्वदत्तेषु या विद्या पूर्वदत्तेषु यद्धनम् ॥**
**पूर्वदत्तेषु या भार्या अग्रे धावति धावति ॥**

એમ જે કહેલું છે તે અક્ષરશઃ ખરૂં છે. આ સ્થળે એ પણ કહેવું જોઇએ કે, આ સ્ત્રીના પિતાના પરલોકવાસ પછી હાર્ડનની સઘળી જમીનની સંપત્તિ આ સ્ત્રીને મળી; અર્થાત્ એ સંપત્તિ ગ્લૅડસ્ટનના કુળની થઇ, અને પાછળથી એ જગ્યાજ ગ્લૅડસ્ટનના રહેઠાણના ઉપયોગમાં આવી.

આ અરસામાં ગ્લૅડસ્ટન સાહેબની કીર્તિ ઘણા પ્રકાશમાં આવી. તેમનો પાર્લામેન્ટમાં પ્રવેશ થયો. ગ્લૅડસ્ટન બોલવા ઉઠતા એટલે પાર્લામેન્ટના સર્વ સભાસદો તેમનું ભાષણ લક્ષ્યપૂર્વક સાંભળતા. મોટા મોટા વિદ્વાનો પણ હવે તેમની વિદ્વત્તાની પ્રશંસા કરવા લાગ્યા, તથા તેઓ અલ્પ કાળમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરશે, એમ અરસ્પરસમાં વાત કરવા લાગ્યા. એ સમયની ગ્લૅડસ્ટનની સ્થિતિનું વર્ણન એક ગ્રંથકારે પ્રત્યક્ષ જોઇને કર્યું છે. તેમાં એમ કહ્યું છે કેઃ "ગ્લૅડસ્ટનનું સ્વરૂપ અને રીતભાત પણ તેમને અત્યંત સહાયકારી છે. તેઓ ઘણા ખુબસુરત છે. તેઓ સાધારણ ઉંચા હોઇ તેમના અવયવો સંપૂર્ણ ખીલેલા છે. તેમની મુખમુદ્રા ઘણી મોહક હોઇ તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તેઓ ઘણા બુદ્ધિમાન્ હોવા જોઇએ. તેમનાં નેત્રો વિશાળ તેમજ તેજસ્વી છે. તેઓ ઉત્તમ વક્તા છે. તેઓ એક વખત બોલવા માંડે છે એટલે જાણે ભાષણનો પ્રવાહજ ચાલતો હોય એમ લાગે છે. સઘળા લોકો પાર્લામેન્ટમાંનું તેમનું ભાષણ લક્ષ્યપૂર્વક સાંભળે છે અને તેમને ઘણું માન આપે છે. તેઓ ઘણા નિયમિત છે. તેઓ પોતાનું પ્રત્યેક કાર્ય નિયમિત વખતે કરે છે." તેઓ નાની ઉંમરમાં હતા ત્યારે પણ તેમના ઉપલા ગુણોને લીધે કેટલાક મત્સરી મનુષ્યોની આંખોમાં તેઓ ખુંચતા હતા. ડિઝરાયલી કે જે પાછળથી લૉર્ડ બિકન્સ-

ફિલ્ડ થયો હતો તેને પણ પ્રથમ ગ્લૅડસ્ટન ખુંચતા હતા. એક સમયે તેણે પોતાની ભગિનીને એમ લખ્યું હતું કે: "આ તરૂણ માણસથી ભવિષ્યમાં કોઇ પણ કાર્ય થવાનું નથી!" પરંતુ ભવિષ્યમાં રાજ-કાર્યમાં ગ્લૅડસ્ટને ડિઝરાયલીની કેવી ઝાટકણી કાઢી નાખી એ વાત સૌ કોઇ જાણે છે.

ઇ. સ. ૧૮૩૪ માં ઇસ્ટઇન્ડિયા કંપનીની પાછલી સનંદની મુદત પૂરી થઇ અને તેને વ્યાપારની નવી સનંદ મળી. તેમાં વિશેષ એ થયું કે, ઇંગ્લાંડ અને આ દેશ વચ્ચેના વ્યાપાર ઉપરના સઘળા પ્રતિબંધ દૂર થયા અને એ વ્યાપારમાં જેને પડવું હોય તેને પડવાની છુટ થઇ. એ સમયે પણ અફીણનો વ્યાપાર હિંદુસ્તાન અને ચીન વચ્ચે ચાલતો હતો. હિંદુસ્તાનમાં અફીણ પુષ્કળ પાકે છે. તે અહીંના ઇંગ્રેજ વ્યાપારીઓ ચીનમાં લઇ જઇને વેચતા. તે ઉપરથી ચીના લોકોને તેમજ સરકારને એમ લાગ્યું કે, આ વ્યાપારથી પોતાના રાષ્ટ્રમાં એક પ્રકારનું વ્યસન વધતું ચાલે છે. એ વ્યસનથી અનેક દીનદરિદ્ર કુટુંબો દુઃખી થાય છે તથા પાપ પણ પુષ્કળ થાય છે. આથી કરીને તે વ્યાપારીઓની સાથે તેમને કલહ થવા લાગ્યો. વળી એ વ્યાપારીઓ ઇંગ્રેજ સરકારની પ્રજા હોવાથી તેનો નીકાલ આણવાનું કામ ઇંગ્રેજ સરકારે પોતાના હાથમાં લીધું. આ બાબત દિનપ્રતિદિન વિશેષ બળવત્તર થતી ગઇ અને અંતે ચીન તથા ઇંગ્રેજ સરકાર વચ્ચે લડાઇ થઇ. આ વિષય પાર્લામેન્ટમાં નીકળતાં તેના ઉપર અનેક વક્તાઓનાં ભાષણો થયાં. તેમાં ઘણાજ આવેશવાળું ભાષણ સુપ્રસિદ્ધ ઇતિહાસકાર પરલોકવાસી લૉર્ડ મેકોલેનું થયું. તેનો ઉત્તર ગ્લૅડસ્ટન સાહેબે બીજેજ દિવસે એટલે કે ઇ. સ. ૧૮૪૦ ના એપ્રિલ મહિનાની આઠમી તારીખે એવો આપ્યો કે:—"મેકોલે સાહેબે કાલે એમ કહ્યું કે, કંતાનમાં બ્રિટિશ વાવટો ફરકે એ મોટું ભૂષણ છે, તથા તે જોઇને આપણા ખલાસી

લોકોના બાહુ સ્ફુરે તથા બ્રિટિશ વાવટાની દૃષ્ટિ સર્વત્ર રહે એવું તેમનું સમજવું ખરૂં છે અને તે સંબંધી કાંઇ વાદ નથી; પરંતુ તેમાં એમ છે કે આપણો જે વાવટો ન્યાય, નિષ્કપટ, રાષ્ટ્રાધિકાર તથા સત્કર્મ-સાહસને અવલંબીનેજ ફરકતો રહે છે, એવું તેમના મનમાં હોવાથીજ તેમના બાહુ સ્ફુરે છે અને તેમને આનંદ થાય છે. પરંતુ હમણાં એ વાવટો પાપમૂલક વ્યાપારીઓના સંરક્ષણાર્થે ઉભો છે, તથા આવા અસત્કાર્યને માટે તે કદાપિ ફરકતો નહિ પણ હમણાંજ ફરકે છે—ત્યારે પછી તેના તરફ જોતાં મનને દુઃખ ઉપજતું હોવાથી તેના તરફ નહિ જોવું એજ યોગ્ય છે." આ ઉપરથી ઇંગ્લાંડને પવિત્ર રાખવાને ગ્લૅડસ્ટન સાહેબ કેટલી અગત્ય ધારતા હતા તથા એ માટે તેમને કેટલું બધું અભિમાન હતું એ માલૂમ પડે છે.

ઇ. સ. ૧૮૩૮ ના વર્ષમાં ગ્લૅડસ્ટન સાહેબે એક પુસ્તક છાપીને પ્રસિદ્ધ કર્યું. તેનો વિષય "રાજા અને ધર્મ" હતો. એમાં તેમનો સિદ્ધાંત એ છે કે રાજાએ ધર્મનું રક્ષણ કરવું જોઇએ, નહિ તો તેને દુઃખ ભોગવવું પડે છે. આ પુસ્તક એટલું બધું લોકપ્રિય થઇ પડયું કે ત્રણ વર્ષમાંજ તેની ચાર આવૃત્તિઓ ખપી ગઇ. આ પુસ્તક તરફ મોટા મોટા વિદ્વાનોનું લક્ષ્ય પણ ખેંચાયું અને લોકો એમ વિચારવા લાગ્યા કે, ગ્લૅડસ્ટન સાહેબ અલૌકિક બુદ્ધિશાળી પુરુષ છે. તેમના આ પુસ્તક ઉપર ટીકા કરવાને પ્રસિદ્ધ ગ્રંથકાર લૉર્ડ મેકોલેએ એક મોટો જુદો નિબંધ લખ્યો. ગ્લૅડસ્ટનનું એ પુસ્તક, તેના મોટા આશ્રયદાતા તથા તે સમયના ઇંગ્લાંડની દરબારના પ્રધાનમંડળમાંના ગૃહસ્થ સર રૉબર્ટ પીલને પસંદ પડયું નહિ. તે એમજ કહેતો કે: "ગ્લૅડસ્ટન થોડા કાળ પછી દરબારના કાર્યમાં ઘણાજ ઉન્નત થાય તેમ હોવાથી તેમજ તેઓ અપાર તેજસ્વી હોવાથી તેમણે આવાં પુસ્તકો શામાટે લખવાં જોઇએ ?" અર્થાત્ હમણાં આપણા દેશમાં કેટલાક સારા સુશિક્ષિત લોકોમાં ગ્રંથ-

કર્તૃત્વ એ હલકું કામ છે એવી જે માન્યતા છે તેવીજ માન્યતા તે સમયે ઇંગ્લાંડમાંના સુશિક્ષિત અને મોટા લોકોમાં પણ હતી એમ જણાય છે. મનુષ્યસ્વભાવ સર્વત્ર સમાનજ હોય છે.

ઈ. સ. ૧૮૪૧ ના વર્ષમાં લિબરલ પક્ષ નરમ પડી ગયો અને પ્રતિનિધિઓની નવી ચુંટણી થઈ, તેમાં કૉન્ઝર્વેટિવ પક્ષ ફાવ્યાથી પુનઃ સર રૉબર્ટ પીલ મુખ્ય પ્રધાન થયો. તેણે ગ્લૅડસ્ટનને વાઇસ પ્રેસિડૅન્ટ ઑફ ધી લૉર્ડ ઑફ ટ્રેડ અને માસ્તર ઑફ ધી મીન્ટના કામપર નિમ્યા. આ કામ મુખ્યત્વે કરીને તેમને એટલા માટે સોંપવામાં આવ્યું હતું કે, તેમને રાષ્ટ્રીય જમાખર્ચની પદ્ધતિની માહિતી ઘણી સારી હતી. એ સમયે જમાખર્ચનો જે ખરડો સાદર કરવાનો હતો, તેમાં મોટી ટૂટ આવતી હતી. એ ટૂટ નવો કર બેસાડીને ભરી નાખવાની હતી; તથા એ કર પાર્લામેન્ટમાં મંજૂર કરાવી લેવાનો હતો. આ કાર્યમાં ગ્લૅડસ્ટન ઘણા ઉપયોગી થઈ પડયા. આ ટૂટ ભરી નાખવાને માટે તેમણે આવક ઉપરનો કર વધાર્યો તથા એ વધારાની સિલકનો ઉપયોગ કરીને ૧૨૦૦ પૈકી ૭૫૦ વસ્તુઓ ઉપરની જકાત ઓછી કરી તથા કાઢી નાખી. એ સમયે જે વાદ–વિવાદ થયો તેમાં પોતાની યોજનાનું સમર્થન કરવાને માટે તેઓ ૧૨૯ વખત બોલ્યા હતા એમ કહેવાય છે. ત્યાર પછી એ વર્ષે ગ્લૅડસ્ટન સાહેબ લૉર્ડ ઑફ ટ્રેડના પ્રેસિડૅન્ટ થયા. જ્યારે તેઓ આ હોદ્દા ઉપર હતા ત્યારે તેમણે ઇંગ્લાંડમાંથી પરદેશ જતાં યંત્રો વગેરે ઉપરથી જકાત કાઢી નાખી. પછીથી ઇ. સ. ૧૮૪૪ ના વર્ષમાં આગગાડી સંબંધીનો એક કાયદો તેમણે પાસ કરાવી લીધો; જેથી ત્યાંના ગરીબ લોકો ઉપર તેમનો મહાન ઉપકાર થયો. એ કાયદામાં એમ હતું કે ત્રીજા વર્ગના ઉતારૂઓ પાસેથી દર માઇલે એક પેન્સથી વધારે ભાડું લેવું નહિ. દરેક માણસની સાથે ૫૬ પાઉન્ડ બોજો મફત લઇ જવા દેવો. ત્રણ વર્ષની અંદરનાં બાળકોનું

ભાડું લેવું નહિ અને બાર વર્ષની અંદરના બાળકનું અડધું ભાડું લેવું.

આ પછી લિબરલ પ્રધાનમંડળ થયું, એટલે લૉર્ડ જોન રસેલે એવો એક કાયદાનો મુસદ્દો પાર્લામેન્ટમાં આણ્યો કે, યાહુદી લોકોને પાર્લામેન્ટના સભાસદ થવાની સગવડતા કરી આપવી. આ સમયે ગ્લૅડસ્ટન સાહેબ કૅાન્ઝર્વેટિવ પક્ષમાં હતા તો પણ તેમણે અત્યુત્તમ ભાષણ કર્યું અને એ મુસદ્દાને અનુમોદન આપ્યું. એ સમયે તેમના વિચારો કેવા બદલાઈ જતા હતા તે સ્પષ્ટ દેખાય છે. આ ચર્ચાના સમયે કોઇએ એમ કહ્યું કે: યાહુદી લોકોને માટે તેમના વિચાર આવા છે એમ જો ઑક્સફર્ડ યુનિવર્સિટીના જાણવામાં આવ્યું હોત તો તેણે તેમની નિમણુંક ન કરી હોત. આ વાક્યના ઉત્તરમાં ગ્લૅડસ્ટન સાહેબે તરતજ એમ કહ્યું કે: "મારા મનની માન્યતાની વિરૂદ્ધમાં મારી નિમણુંક કરનારાઓના મત હોવા છતાં પણ જો હું તેમના મતોને સંમત થાઉં તો મ્હેં મારૂં કર્ત્તવ્ય બજાવ્યું નહિ ગણાય, પણ હું મારૂં કર્ત્તવ્ય ભૂલ્યો એમજ મને લાગે; તેથી હું તેમ કદાપિ કરીશ નહિ." આ મતથી વિરૂદ્ધ પડનારાઓની દલીલ એટલીજ હતી કે, યાહુદી લોકોને પાર્લામેન્ટમાં લેવાથી પાર્લામેન્ટ ખ્રિસ્તી ગણાશે નહિ. તે ઉપર ગ્લૅડસ્ટને એવો ઉત્તર આપ્યો કે: "સભાસદોની ચુંટણી કરવાનો અધિકાર આપણે યાહુદી લોકોને આપ્યો છે તેથી કરીને કાંઈ આપણે ખ્રિસ્તી નથી એમ થયું નથી.

આ અરસામાં પાર્લામેન્ટમાં એક મોટા પ્રકરણનો વાદ-વિવાદ થઇને તેનો નિર્ણય લોકસુખમાં ઉત્તમ સાધનભૂત થયો. એ પ્રકરણ ઇંગ્લાંડમાં બહારના દેશોમાંથી જે ધાન્ય આવતું હતું તેના ઉપર જે જબરદસ્ત જકાત બેસાડેલી હતી તે કાઢી નાખવાનો કાયદો મંજૂર. થયો તે છે. ઇ. સ. ૧૮૧૫ માં એવો કાયદો થયો હતો કે, દર ક્વૉર્ટરે એંશી શિલિંગ ઘઉંનો ભાવ થયો હોય ત્યાં સુધી પરદેશમાંનું ધાન્ય

જકાત સિવાય ગ્રેટબ્રિટનમાં આવવા દેવું નહિ. આ કાયદો પ્રથમ તો ત્યાંના ખેડૂતોના હિતાર્થે કર્યો હતો; પરંતુ જેમ જેમ ત્યાંની લોકસંખ્યા વધવા લાગી તેમ તેમ ગરીબ લોકોને ધાન્ય મોંઘું મળવા લાગ્યું અને તેથી સમસ્ત રાષ્ટ્રને ઘણું નુકસાન થવા લાગ્યું; તેથી આ કાયદો રદ કરાવવાની મહેનત મિ. વિલિયર્સ નામના ગૃહસ્થે કરવા માંડી. એ ગૃહસ્થ પાર્લામેન્ટનો સભાસદ હતો. આયર્લાંડમાં દુષ્કાળ પડવાથી એ ગૃહસ્થ આ કાયદાને રદ કરાવવાની તનતોડ મહેનત કરવા લાગ્યો, તથા તેને કૉબડેન બ્રૈટ જેવા મહાન પુરૂષો આ કાર્યમાં મદદ કરવા લાગ્યા. તેના ભાષણોથી લોકોની તેમજ સરકારની પણ ખાત્રી થઈ કે, પ્રજાહિતને ખાતર એ કાયદો રદ કરવાની જરૂર છે; પરંતુ આ પ્રસંગે ગ્લૅડસ્ટન પાર્લામેન્ટમાં નહોતા. કારણ કે ન્યુર્યૉર્કના લોકો કે જેમના તરફથી ગ્લૅડસ્ટન પાર્લામેન્ટમાં સભાસદ નિમાઇને આવ્યા હતા તેઓ ચુસ્ત કૉન્ઝર્વેટિવ પક્ષના હોવાથી અને આ સમયે લિબરલ પક્ષના દરબારમાં ગ્લૅડસ્ટને સરકારી જગ્યા સ્વીકાર્યાથી તેમને પોતાની પાર્લામેન્ટમાંની જગ્યાનું રાજીનામું આપવું પડયું હતું. હજી તેમની નિમણુંક બીજા કોઇ સંસ્થાન તરફથી થઈ નહોતી, તો પણ ઉપલો કાયદો રદ કરવાના સંબંધમાં ગ્લૅડસ્ટન સાહેબે જે પ્રયત્ન કર્યો તે બહુ ઉપયોગી થઇ પડયો હતો. માહિતગાર ગ્રંથકારો કહે છે કેઃ આ વિષય સંબંધી સર રૉબર્ટ પીલની ખાત્રી થઇ તેનું કારણ ગ્લૅડસ્ટનના વિચારોજ હતા. તેમણે આ અરસામાં "આ તરફના વ્યાપાર સંબંધી કાયદા" નામનું એક નાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું; તેથી કરીને આ વિષય તરફ પુષ્કળ લોકો ગ્લૅડસ્ટનના મતના થયા. અર્થાત્ પ્રત્યક્ષ રીતે નહિ તો અપ્રત્યક્ષ રીતે પણ આ કાયદો રદ થવાને ગ્લૅડસ્ટનનો શ્રમ સાધનભૂત થયો. આ કાયદો ઈ. સ. ૧૮૪૬ ના જુન માસમાં પાર્લામેન્ટે રદ કર્યો.

ગ્લૅડસ્ટને લગભગ પાંચ છ વર્ષ સુધી ઈંગ્લાંડના દરબારમાં જમા-

ખર્ચ ખાતાના પ્રધાનનું કામ કર્યું હતું. તેનો આરંભ ઈ. સ. ૧૮૫૩ ના વર્ષથી થયો હતો. આ વર્ષનો જમાખર્ચનો ખરડો તેમણે સતત શ્રમ વેઠીને તૈયાર કર્યો હતો; કેમકે તેમાં અનેક નવી વાતો ઉમેરવાની અને જૂની કાઢી નાખવાની હતી અને તે સર્વ કૉમન્સ સભાને સમજાવીને મંજૂર કરાવવાની હતી તથા તે ઉપરથી સમસ્ત દેશનું ઘણુંજ હિત સાધવાનું હતું. એ સમયના તેમના ઉદ્યોગ સંબંધી તેમના ચરિત્રમાં એમ લખેલું છે કે, જુદાં જુદાં એટલાં બધાં વ્યાપારીમંડળો તેમને પોતપોતાના મતો દર્શાવવાને આવતાં હતાં કે તેમને હમ્મેશાં પંદર પંદર સોળ સોળ કલાક સુધી સતત કામ કરવું પડતું હતું, તથા જમવા જવાની સુદ્ધાં ફુરસદ મળતી નહોતી. કેટલીક વખત તો તેઓ રાત્રે ચાર વાગે સૂઈ શકતા હતા. પોતાના શિરપર કામનો આટલો બધો બોજો હોવા છતાં તેઓ પોતાના બીજા પુત્રને હમ્મેશાં કલાક કલાક લૅટિન ભાષા શીખવતા હતા. તેમનો એક પણ દિવસ શિક્ષણ આપ્યા સિવાયનો જતો નહોતો.

આ જમાખર્ચનો ખરડો ગ્લૅડસ્ટન સાહેબે એપ્રિલ મહિનાની ૧૮ મી તારીખે કૉમન્સ સભાને સાદર કર્યો. એ પ્રસંગે તેમણે પાંચ કલાક સુધીમાં એક પણ મિનિટ વિશ્રાંતિ લીધા સિવાય ભાષણ કર્યું. એ ભાષણ ઘણું ઉત્તમ થયું. એમાં સઘળું આંકડાઓનું કામ હતું, તેથી તે ભાષણ ચિત્તાકર્ષક થઈ પડવાનો સંભવ નહિ છતાં તેમણે સઘળી સભાને પોતાનું ભાષણ પૂરૂં થયું ત્યાં સુધી ચિત્રની પેઠે આકર્ષી રાખી હતી. આવું ભાષણ પૂર્વે કદાપિ કોઇનું થયુ નથી એમ સઘળા લોકો બોલવા લાગ્યા. એક સભાસદે તો કહ્યું કેઃ “ મારા પાંચ કલાક પસાર થઈ ગયા એમ ઘડિયાળમાં જોવાથીજ જણાયું અને મને એમ. લાગ્યું કે મારા પાંચ કલાક આટલા બધા જલદી કેમ પસાર થઇ ગયા ! ” એ ખરડામાં પાછલી અનેક વાતોનો ઉલ્લેખ કર્યો હતો,

તથા ભવિષ્યમાં શું કરવું તેની સૂચનાઓ કરી હતી. એ ખરડાની સવિસ્તર વિગત કહેવા જતાં વાંચકો કંટાળશે એવો ભય રહે છે તેથી તેના મુખ્ય હેતુઓ શા હતા તેજ જણાવીશું. દેશમાંના પુષ્કળ લોકોને હમ્મેશના ઉપયોગની વસ્તુઓ સસ્તી તેમજ સહેલાઇથી મળી તેમને વિશેષ સુખ થવું જોઇએ. તેમના ઉપરનો કરનો બોજો પચાસ લાખ પાઉન્ડનો ઓછો થવો જોઇએ. સાધારણ કામ–ધંધો, ગાડી–ઘોડા, તથા લોકોના ઉપયોગના સાધારણ પદાર્થો પરનો કર ઓછો થવો જોઇએ. વર્તમાનપત્રોમાંની જાહેરાતોપરનો કર તદ્દન કાઢી નાખવો જોઇએ. ચ્હા ઉપર ૨ શિલિંગ ૧ પેન્સ કર હતો તે ૧ શિલિંગ કરવો જોઇએ. સાબુ ઉપરનો કર ઓછો કરવો જોઇએ. પેનીવાળી પાવતીની ટિકીટો ચાલુ કરવી જોઇએ. તથા આ સઘળી વ્યવસ્થા કરવાને લીધે ઉત્પન્નમાં જે ટૂટ થાય તે મૃત્યુપત્રમાં સ્થાવર મિલ્કતપર હક્ક આવ્યો હોય તે ઉપર, મદ્ય ઉપર તથા જેનું ઉત્પન્ન સો પાઉંડથી વધુ હોય તેનાપર જકાત અને કર નાખીને ભરવી જોઇએ. આવી યોજના એ ખરડામાં કરેલી હતી. આ સૂચનાઓ એવી તો ચતુરાઇથી કરેલી હતી કે તે સાંભળી સઘળા લોકો વિસ્મિત બની ગયા. તેમાં પણ વળી લોકોપર આટલો બધો પ્રભાવ પડવાનું કારણ એ હતું કે, તેમાં સઘળી લોકહિતની બાબતોનોજ સમાવેશ હતો. લોકોને કમાણી ઉપરના કરનો ઘણો કંટાળો આવ્યો હતો. તે સંબંધી તેમણે છેવટે કહ્યું કેઃ—"હમણાં દર્શાવેલા કર જો આપ મંજૂર કરશો તો ઈ. સ. ૧૮૬૦ ના વર્ષમાં આવકપરનો કર તદ્દન બંધ કરવામાં આવશે. મેં આપને કેટલા સમય સુધી રોક્યા છે તે આ ઘડિયાળ જોવાથી મને જણાયું છે અને તેથી મને સંકોચ ઉપજે છે. તમે તે માટે મને ક્ષમા કરશો. આપણા રાષ્ટ્રની પ્રતિષ્ઠા કાયમ રહે, પાર્લામેન્ટના વિચાર માન્ય થાય, દેશનું ઉત્તમ હિત સધાય, કોઈપણ પ્રકારની પ્રતારણા થાય નહિ, અને સૌ

કોઇના ઉપર તેમની શક્તિ પ્રમાણે બોજો રહે એજ અમારા મુખ્ય હેતુઓ છે, તથા અમને એવી આશા છે કે, એ સઘળા માન્ય થઇને સારી રીતે સિદ્ધ થશે તો દેશને દ્રવ્યનો લાભ થશે તથા જે રાજ્યની છાયા નીચે જે સંસ્થાના આધારથી આપણે આપણો કાળ સુખે પસાર કરીએ છીએ તે રાજ્યનો અને તે સંસ્થાનો પાયો સુદૃઢ થઇને તેમજ તેનું ઐક્ય થઇને તેની અભિવૃદ્ધિ થશે." તેમણે વચ્ચે એક વખત એમ પણ કહ્યું હતું કેઃ—"ઇંગ્લાંડના કામદાર લોકોના શિરપરનો પ્રત્યક્ષ કરોનો ભાર ઓછો કરીને તેઓ સુખમાં રહી શકે એવી વ્યવસ્થા કરવી એ ન્યાય છે અને તે પ્રમાણે કરવાનોજ આ પ્રયત્ન છે."

ગ્લૅડસ્ટન સાહેબનું આ ભાષણ ઇંગ્લાંડના સઘળા નાના મોટા માણસોને ઘણું રૂચિકર થયું અને તેથી તેમની ઘણી વાહવા થઇ. લૉર્ડ ઍબર્ડીને પ્રિન્સ આલબર્ટને આ સંબંધી લખ્યું હતું કેઃ—"વક્તાનું સામર્થ્ય જોઇને સઘળી સભા ચકિત થઈ ગઇ. ચારે તરફ લોકો એમ બોલતા હતા કે, આવા પ્રકારની વક્તૃતા આજકાલ કરતાં ઘણાં વર્ષથી થઇ નથી." લૉર્ડ જોન રસેલે મહારાણી વિકટોરિયાને કહ્યું હતું કે, આવું ઉત્તમ ભાષણ આજ સુધીમાં કદાપિ કૉમન્સ સભામાં થયું નથી. લૉર્ડ ઍબર્ડીનને વિંડસર મહેલમાંથી બીજેજ દિવસે મહારાણી વિકટોરિયાએ લખ્યું હતું કેઃ—"ગઇ રાત્રે ગ્લૅડસ્ટન સાહેબે પાર્લામેન્ટમાં જે સભાજય કર્યો છે તેનું સંતોષપૂર્વક અભિનન્દન કર્યા સિવાય મારાથી રહેવાતું નથી. તેમના ઉપર મને ઘણી મોટી આશા છે." પ્રિન્સ આલબર્ટે બીજેજ દિવસે ગ્લૅડસ્ટન સાહેબને લખ્યું કેઃ—"કાલે રાત્રે આપે જે અપ્રતિમ સભાજય કર્યો છે તે માટે હું આપને અભિનન્દન આપ્યા સિવાય રહી શકતો નથી. આપનું ભાષણ મેં હમણાંજ લક્ષ્યપૂર્વક સાદ્યંત વાંચ્યું છે. જો તે સાંભળવાને હું સભામાં હાજર હોત તો હું ઉચ્ચ સ્વરે આપનો જય જય કાર કર્યા સિવાય રહી શકત

નહિ. આપનો આવક જાવકનો ખરડો સૌને ઘણો પસંદ પડ્યો છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે. લૉર્ડ જોન રસેલે તે પ્રસંગની જે હકીકત મહારાણી સાહેબને લખી મોકલી છે તે આ પત્ર સાથે આપને અવલોકનાર્થે મોકલી છે. એ વાંચ્યાથી આપને આનંદ થશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. સરકારી કામદારોને પોતાના ઉપરી અધિકારીની સ્તુતિ જેટલું પ્રિય બીજું કાંઈ લાગતું નથી, એ હું સમજું છું.” મુખ્ય પ્રધાને જાતે પણ ગ્લૅડસ્ટન સાહેબને લખ્યું હતું કેઃ— “ગઈ રાત્રે જે અપ્રતિમ સભાજય થયો એ માટે સઘળા લોકો મારું અભિનન્દન કરે છે. આવા પ્રસંગે હું પ્રથમ તમારું અભિનન્દન કરવું આવશ્યક ધારૂં છું. મારા પોતાના કરતાં તમારે માટે મને કેટલી ધન્યતા લાગે છે એ તમે સહેલાઇથી સમજી શકો તેમ છો. દરબાર જો આ પ્રમાણેજ પુષ્કળ દિવસ મારા હસ્તક રહેશે તો તેનું સઘળું શ્રેય તમને છે.” આવી આવી અનેક બાબતોનો ઉલ્લેખ ગ્લૅડસ્ટન સાહેબના ચરિત્રમાં થયેલો છે. એ અત્રે સાદર કરવાથી આ વિભાગ અતિ વિસ્તૃત થઇ જવાનો ભય રહે છે. તેથી માત્ર ટુંકમાં એટલુંજ કહીશું કેઃ—ગ્લૅડસ્ટન સાહેબના આ એકજ ભાષણે ઇંગ્રેજ રાજ્યમાંના પ્રજાજનોનું અપાર હિત કરીને તેમની કીર્તિ એટલી વિખ્યાત કરી કે, તેમના જેવો જ્ઞાતા, વક્તા તેમજ જનહિતકર્ત્તા બીજો એક પણ પુરુષ નથી એમ પ્રત્યેક મનુષ્ય કહેવા લાગ્યું. આ કીર્તિ કાંઇ જેવી તેવી કહેવાય નહિ.

ગ્લૅડસ્ટન સાહેબનો આ ઇ. સ. ૧૮૫૩ નો આવકજાવકનો ખરડો રજુ થયા પછી તે પસંદ થવા પહેલાં દેશાંતર ઉપર એક મોટો બનાવ બન્યો. તે બનાવ એ હતો કે, રશિયા અને તુર્કસ્થાન વચ્ચે વૈમનસ્ય થઇને તુર્કસ્થાન ઉપર રશિયાનું સૈન્ય પ્રુથ નદીની પાર ગયું અને તેણે મોલ્ડેવિયા તથા વાલાચિયા નામનાં સ્થળો હસ્તગત કર્યાં. આથી

તુર્કસ્થાનના સુલતાને લઢાઇનો ઝુંડો ઉડાવીને પોતાના સૈન્યને રશિયાના સૈન્ય સામે મોકલ્યું. આ બનાવ સંબંધી ગ્લૅડસ્ટન સાહેબે માંચેસ્ટરમાં અતિ આવેશથી ભાષણ કર્યું. તેમાં તેમણે કહ્યું કે આ સઘળા પ્રકરણમાં રશિયાજ કારણભૂત હોઇને તેના મનમાં બીજાં બધાં રાષ્ટ્રોપર પોતાનું શ્રેષ્ઠત્વ સ્થાપવાનો વિચાર છે તે વ્યાજબી નથી. આથી તેમણે ઇંગ્રેજી સૈન્ય તુર્કસ્થાનના સુલતાનની મદદે મોકલ્યું. તેમાં ફ્રેંચ સરકારની પણ સહાયતા આવી. આવી રીતે તુર્કસ્થાન, ઇંગ્લાંડ અને ફ્રાન્સ એક તરફ અને રશિયા બીજી તરફ—એવા બે જોરાવર પક્ષનો ભીષણ સંગ્રામ કાળાસમુદ્રમાં શરૂ થયો. આ સંગ્રામના ખર્ચની રકમ આપવાનું કામ ગ્લૅડસ્ટન સાહેબના પર આવ્યું. આથી જમાખર્ચના ખરડામાં પ્રદર્શિત કરેલી સઘળી સુધારણા એ સમયે એક બાજુએ રાખવી પડી. એ કરજ ૩૪૦૦૦૦૦૦ પાઉન્ડ થયું. આથી તેમના પ્રતિપક્ષીઓને તેમની વિરૂદ્ધમાં ટીકા કરવાનો સારો સુયોગ મળ્યો. મિસ્ટર રોબકે પાર્લામેન્ટમાં એવી સૂચના કરી કે, લઢાઇને માટે સૈન્ય રવાના કરવામાં ઘણી અવ્યવસ્થા થઇ છે, માટે તેની તપાસ કરવાને કમિશન નિમવું જોઇએ. આ સૂચના કાંઇ તદ્દન નિરાધાર નહોતી, જેથી લૉર્ડ જોન રસેલને પોતાના કામનું રાજીનામું આપવું પડ્યું. હવે એ સઘળાં કૃત્યોને નિર્દોષ ઠરાવવાનો ભાર માત્ર ગ્લૅડસ્ટન સાહેબપર આવી પડ્યો. એ સંબંધી તેમણે અપાર મહેનત કરી; પરંતુ લોકમત ફર્યો તે ફર્યોજ. પાર્લામેન્ટમાં રોબકને ૩૦૫ મતો મળ્યા ત્યારે ગ્લૅડસ્ટન સાહેબને માત્ર ૧૪૮ જ મળ્યા; એટલે સરકારનો પક્ષ નિર્બળ થયો. તોપણ કેટલાક લોકોએ ગ્લૅડસ્ટનનો પક્ષ સ્વીકાર્યો અને કેટલાકે રોબકનો સ્વીકાર્યો. તેમાં નામદાર પ્રિન્સ આલબર્ટે બૅરન સ્ટાકમરને એક પત્રમાં એમ લખ્યું કે: “ગ્લૅડસ્ટનના વિચારો એક મર્દ મનુષ્યના વિચારો જેવા છે તેમજ રાજકારભારને શોભવા જેવા સરળ તેમજ પ્રામાણિક છે.” પછીથી લૉર્ડ

પામરસ્ટન મુખ્ય પ્રધાન થયો. તેના વચનને માન્ય થઇને ગ્લૅડસ્ટન ચૅન્સલર ઑફ એકસચેકરના કામપર રહ્યા. તેમાં હેતુ માત્ર એટલોજ હતો કે, પોતાના પ્રતિસ્પર્ધી રોબકની સૂચના તરફ કોઇ વિશેષ લક્ષ્ય આપે નહિ; પરંતુ એમ કાંઇ બન્યું નહિ.

યુદ્ધમાં સિબાસ્ટોપલની લઢાઇમાં રશિયાનો પરાજય થયો અને તેના પ્રતિપક્ષીઓનો વિજય થયો; પરંતુ તે અરસામાં રશિયાના નવા રાજા નામદાર ઝાર ગાદીપર આવ્યા હતા. તેમણે તે સંગ્રામ, પોતાની ઇચ્છા નહિ હોવા છતાં માત્ર વડિલોએ આરંભેલો હોવાથી આગળ ચલાવ્યો હતો; તથા તે જેમ બને તેમ જલદીથી બંધ કરવાનો તેમનો વિચાર હતો. તે પ્રમાણેજ ફ્રાન્સના બાદશાહને પણ તેનો કંટાળો આવ્યો હતો. એટલામાં સર્વત્ર શાંતિ રાખવાના સ્તુત્ય ઉદ્દેશથી આસ્ત્રિયાના બાદશાહે વચ્ચે પડીને, સૌ કોઇના વિચારથી શાંતિ સ્થપાય એવો ઘાટ ઘડયો. એ સંધિ મોટાં મોટાં રાષ્ટ્રોના વકીલોએ એકઠા થઇને પારિસમાં ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરી માસની ૨૬ મી તારીખથી ૩૦ મી તારીખ સુધી સભા ભરીને ઠરાવી. આ પ્રસંગે ઇંગ્લાંડ, ફ્રાન્સ, આસ્ત્રિયા, પ્રુશિયા, તુર્કસ્થાન તથા સાર્ડિનિયા રાષ્ટ્રોના વકીલ આવ્યા હતા. તેમાં એમ ઠર્યું કે કાર્સ નામનું સ્થળ તુર્કસ્થાનને પાછું આપવું; સિબાસ્ટોપલ અને બીજાં જે સ્થાનો પ્રતિપક્ષીઓએ કબજે કર્યાં હોય તે રશિયાને પાછાં આપવાં; યુરોપનાં બીજાં રાષ્ટ્રો પ્રમાણેજ તુર્કસ્થાનને પણ સાર્વત્રિક વ્યવહારનો અધિકાર આપવો તથા તુર્કસ્થાનની સ્વતંત્રતાના રક્ષણ માટે બીજાં રાષ્ટ્રોએ સાવચેતી રાખવી. આ નીકાલથી તુર્કસ્થાનના સુલતાનને અતિ આનંદ થયો અને તેમણે એવું ફરમાન પ્રસિદ્ધ કર્યું કે, હું મારા તાબામાંના ખ્રિસ્તી લોકોનું સારી રીતે સંરક્ષણ કરીને તેમની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરીશ. આ સઘળા પ્રકારથી ગ્લૅડસ્ટન સાહેબને પણ ઘણોજ સંતોષ થયો,

અને તેમણે તેની ઘણી પ્રશંસા કરી; કેમકે તેમને જે કાંઈ જોઇતું હતું તેમાંનું ઘણું ખરૂં મળ્યું હતું.

આ પછી ઇંગ્લાંડના દરબારમાં અતિ મહત્વનું ડૉન પૅસિફિકોનું પ્રકરણ ઉદ્ભવ્યું હતું અને તેથી સમસ્ત યુરોપમાં ખળભળાટ થઈ રહ્યો હતો. આ પ્રકરણને શાન્ત કરવાને ગ્લૅડસ્ટન સાહેબનું ભાષણ ઘણું ઉપયોગી થઇ પડયું. તેનો પ્રકાર આ પ્રમાણે છેઃ–ડૉન પૅસિફિકો નામનો એક ગૃહસ્થ ઍથેન્સ જઇને રહ્યો હતો. તે જિબ્રાલ્ટરમાં જન્મેલો હોવાથી અને મૂળથીજ ત્યાંનો રહેવાસી હોવાથી તે પોતાની ગણના મહારાણી વિક્ટોરિયાની પ્રજામાં કરાવતો હતો. તે ઍથેન્સમાં જઇને એક એકાન્ત સ્થળે રહેવા લાગ્યો; પરંતુ ત્યાંના લોકોમાં એક એવો રિવાજ છે કે, ઇસ્ટરના તહેવારમાં યાહુદી લોકોને ઘણાજ સતાવવા. આ રિવાજ સરકારે બંધ કર્યો હતો; તો પણ તેની પરવા નહિ કરતાં ઇ. સ. ૧૮૪૭ ના ઇસ્ટરના તહેવારોમાં ત્યાંના લોકોએ ડૉન પૅસિફિકોના ઘર પર હુમલો કરીને તેના સામાનને ઘણુંજ નુકસાન કર્યું; તેથી ડૉન પૅસિફિકોએ ગ્રીક સરકારમાં ફરિયાદ કરી કે, મને એકંદરે ત્રણ લાખ વીસ હજાર રૂપિયાનું નુકસાન થયું છે તે સરકારે ભરી આપવું. આ ફરિયાદ તરફ ગ્રીક સરકારે લક્ષ્ય આપ્યું નહિ. તે પ્રમાણેજ ફિનલે નામનો કોઇ એક ઇંગ્રેજ ગૃહસ્થ ઍથેન્સમાં ઘરસંસાર માંડીને રહ્યો હતો. તેની કેટલીક જમીન ત્યાંની સરકારે સાર્વજનિક કામના ઉપયોગાર્થે લીધી હતી; તથા તેની માગણી પ્રમાણે સરકારે તેને તેની કિંમત આપી નહોતી. આ એક બીજી તકરાર હતી. આ બાબતો ક્ષુલ્લક હતી, અને રાજકારણો સાથે તેનો કશો સંબંધ નહોતો, તોપણ તે સમયના પ્રદેશખાતાના પ્રધાન લૉર્ડ પામરસ્ટને આ બાબતોના નીકાલ લાવવાની ઘણીજ આવશ્યકતા વિચારી; તેના મનમાં એમજ લાગ્યું કે, ગ્રીક સરકારના દરબારમાં ફ્રેંચોનો જે વકીલ છે તેણે ઇંગ્લાંડનું અપમાન

કરવાના હેતુથીજ આવી લુચ્ચાઇ ગ્રીક સરકાર પાસે કરાવી છે. આથી તેણે એકદમ ઇંગ્લિશ સૈન્ય પાયરિયસ સમુદ્રમાં રવાના કર્યું, તથા ત્યાં ગ્રીક સરકારનાં અને ગ્રીક વ્યાપારીઓનાં જે વહાણો હતાં તેને પોતાને કબજે કરી લીધાં. આથી ગ્રીસે ફ્રાન્સ તથા રશિયાને પ્રાર્થના કરીને તેની મદદ માગી; કેમકે ગ્રીસના સ્વાતંત્ર્યનું રક્ષણ કરવાને પૂર્વે જે એક સંધિ થઇ હતી તેમાં ઇંગ્લાંડની સાથે એ બે રાષ્ટ્રો પણ હતાં. એ રાષ્ટ્રોને લૉર્ડ પામરસ્ટને ઉડાવનારા જવાબો આપ્યા, તેથી સમસ્ત યુરોપમાં ભીષણ સંગ્રામ શરૂ થશે એવો ભય સૌના અંતરમાં ઉપજ્યો. આ માટે ગ્લૅડસ્ટન સાહેબનું મન ઘણું દુઃખાયું તેથી તેમણે તે સંબંધી પાર્લામેન્ટમાં ઘણાજ આવેશથી મર્મભેદક ભાષણ કર્યું. તેમાં તેઓ પોતાના રાષ્ટ્ર સંબંધી એટલે કે ઇંગ્લાંડ સંબંધી બોલ્યા હતા કે:—

“ લૉર્ડ પામરસ્ટનને એમ લાગે છે કે, પ્રાચીનકાળમાં રોમન મનુષ્ય જગતમાં જે પ્રમાણે સર્વશ્રેષ્ઠ ગણાતો હતો તેજ પ્રમાણે પોતાના રાજ્યનો પ્રત્યેક ઇંગ્રેજ મનુષ્ય જગતમાં સર્વશ્રેષ્ઠ યા તો મહાન ગણાવો જોઇએ; પરંતુ એ સમયનો રોમન મનુષ્ય કેવો હતો તે ખબર છે કે ? તે સૌથી શ્રેષ્ઠ થયેલી—સૌથી અગ્રેસર થયેલી—જાતિમાંનો હતો. તે પરદેશને કબજે કરનારી પરાક્રમી જાતિમાંનો, એટલે કે એવા રાષ્ટ્રમાંનો હતો કે જે રાષ્ટ્રે બીજાં બધાં રાષ્ટ્રોને થર થર ધ્રૂજાવીને પોતાના ઇસારા પર રાખ્યાં હતાં. તે લોકોને માટે એ સમયે તદ્દન જુદી જાતનાજ કાયદાઓ હતા, અને જે સગવડતા બીજાં રાષ્ટ્રોને નહોતી એ સગવડતા રોમનોને હતી. તેજ પ્રમાણે બલની સ્થિતિમાં—આપણે બીજાઓના કરતાં શ્રેષ્ઠ છીએ—આપણું રાષ્ટ્ર અન્ય રાષ્ટ્રો કરતાં શ્રેષ્ઠ છે—એમ લૉર્ડ પામરસ્ટનને લાગે છે કે ? તેમના ભાષણ ઉપરથી તો એમજ લાગે છે કે, અન્ય રાષ્ટ્રોના અજ્ઞાનનો નાશ કરવાનું, બીજાઓના દુર્ગુણો દૂર કરવાનું તથા તેમને સન્માર્ગે લઇ જવાનું ગુરુપણું

જાણે કે આપણાજ હાથમાં આવ્યું છે! તથા જે કોઇ આપણું કહેવું ન સ્વીકારે તેને સજા કરવાનો અધિકાર આપણને મળી ચૂક્યો છે! પરંતુ મહારાજ! આ રાજ્યરીતિના યોગથી આપણાપરનો એક મહાન-ઘણો મહાન-આરોપ દૃઢ થાય છે. એ આરોપ આપણા રાષ્ટ્રના પ્રત્યેક માણસપર છે. એ આરોપ એજ છે કે, અંગ્રેજ ગૃહસ્થ ગમે ત્યાં જાય છે તોપણ તે બહુધા સરળ, પ્રામાણિક, ઉદાર, શૂરવીર, નિષ્કપટ હૃદયનો તેમજ સત્યશીલ હોય છે; પરંતુ પરકીય લોકોને જે દોષ માટે ઘણું માઠું લાગે છે એવો એક દોષ તેનામાં હોય છે. એ દોષ તે અભિમાન છે. તે પોતાને સૌથી મહાન સમજે છે અને પોતાની દૃષ્ટિમાં બીજા લોકોને તુચ્છ સમજે છે, તથા તે કોઇની પણ પરવા કરતો નથી. હમણાં હું બોલ્યો છું તેથી મારામાં દેશાભિમાન નથી એમ કોઇ કહેશે, પરંતુ પાર્લામેન્ટે-કૉમન્સ સભાએ-આ માટે સાવધ રહેવાની જરૂર છે. તમારાપર લૉર્ડ્સની સભા છે, તેના ઉપર ઇંગ્લાંડના લોકો છે તથા તેના ઉપર પણ વિદ્યા અને આચારસંપન્ન રાષ્ટ્રોની નીતિમત્તા છે. આટલું હોવા છતાં ઇંગ્લાંડ જો પોતાનો આગ્રહ પકડી રાખશે તો ખરે પ્રસંગે તેને કોઈ પણ સહાય થશે નહિ, તથા તેને એકલાનેજ એક બાજુએ રહેવું પડશે; પરંતુ મહારાજ! એમ થવા દેવું જોઇએ નહિ. એમ થાય તો સારૂં પણ ન કહેવાય. કોઇ રાષ્ટ્ર સશક્ત હોય યા અશક્ત હોય; પરંતુ સર્વ સમાન છીએ એમ આપણે માનવું જોઇએ, એક બીજા બંધુઓ છીએ એમ સમજવું જોઇએ, તેમજ પરસ્પરને અવલંબી રહેવાની આપણી પવિત્રતા સાચવી રાખવી જોઇએ. આપણે આપણા દેશબાંધવોના હક્ક યથાસ્થિત રાખવાને માટે જ્યારે પરરાષ્ટ્રોને આગ્રહ કરીએ છીએ ત્યારે એ રાષ્ટ્રોના માણસોના હક્ક પણ આપણે માન્ય રાખવા જોઇએ. એ રાષ્ટ્રો અશક્ત યાતો નાનાં છે એમ સમજી તેનો આપણે તિરસ્કાર ન કરવો જોઇએ. અન્ય રાષ્ટ્રો

આપણા કારભારમાં હાથ ઘાલે અને તે જે પ્રમાણે આપણને પસંદ પડે નહિ, તેજ પ્રમાણે આપણે તેમના કારભારમાં હાથ ઘાલીએ એ તેમને પણ પસંદ પડે નહિ." આ ઉપરથી ગ્લૅડસ્ટન સાહેબનું મન કેવું હતું તે સ્પષ્ટ સમજાય છે. આ ભાષણ ઘણા માણસોને રૂચ્યું નહિ. તેમણે આ ભાષણપર ઘણી ટીકા કરી તથા ગ્લૅડસ્ટનમાં સ્વદેશાભિમાન નથી એમ માન્યું, પરંતુ લોકોની ટીકાની ગ્લૅડસ્ટને સહજ પણ પરવા કરી નહિ. અસ્તુ.

ગ્રીસનું આ પ્રકરણ પછીથી અન્ય રાષ્ટ્રોના હાથમાં નિકાલ માટે ગયું. એ રાષ્ટ્રોએ ગ્રીક સરકાર પાસેથી તે ગૃહસ્થને થોડી રકમ અપાવીને આ પ્રકરણ માંડી વળાવ્યું. આમાં ન્યાય તેમજ સત્યનો તો મુખ્ય પક્ષપાત હોવા ઉપરાંત, બની શકે ત્યાં સુધી લોહી ન રેડાવા દેવું એવો ગ્લૅડસ્ટનનો નિશ્ચય પણ કારણભૂત હતો. બિસ્માર્ક સંબંધી બોલતાં તેમણે એક વખત કહ્યું હતું કેઃ—" લોહી રેડીને જે કીર્તિ મેળવવામાં આવે છે તેને હું પસંદ કરતો નથી."

આયોનિયન નામના સાત બેટ ગ્રીસદેશની પશ્ચિમે છે. તે ઈ. સ. ૧૮૧૫ થી ઇંગ્રેજ સરકારના રક્ષણ નીચે હતા; એટલે ત્યાંના પ્રજાસત્તાક રાજ્યમાં ઇંગ્લાંડનો એક અધિકારી લૉર્ડ હાઇ કમિશનર હોદ્દાનો હોય છે; તેની સત્તામાં થોડું સૈન્ય હોય છે. એ રાજ્યનો કારભાર ત્યાંનું પ્રતિનિધિમંડળ ચલાવે છે, તેનાપર હાઇ કમિશનર માત્ર દેખરેખ રાખે છે; પરંતુ આ રીત એ લોકોને પસંદ ન હોવાથી ત્યાં હમ્મેશાં અવ્યવસ્થા રહેતી હતી. તેમની અડચણો સાંભળવાને તથા તેમને ઇંગ્રેજ સરકારના આશ્રયના લાભ સમજાવવાને માટે લૉર્ડ ડર્બીએ ગ્લૅડસ્ટન સાહેબને ઈ. સ. ૧૮૫૮ ના નવેમ્બર મહિનામાં હાઈ કમિશનરનો અધિકાર આપીને ત્યાં મોકલ્યા. તેમણે ત્યાં જઇને ત્યાંનાં લોકોનાં મન ઇંગ્લાંડ તરફ આકર્ષવાની ઘણી મહેનત કરી; પરંતુ પોતાનું આધિ-

પત્ય ગ્રીસદેશ પાસે હોવું જોઇએ એવું જે એક વખત એ લોકોના મનમાં ભરાઈ ગયું હતું તે નીકળ્યું નહિ. વળી તેમાં એક પ્રકારનો થોડો ચમત્કાર પણ થયો. હોમર નામના ગ્રીક કવિનાં કાવ્યો ગ્લૅડસ્ટનને ઘણાં પસંદ હતાં; તેથી તેમનું લક્ષ્ય ગ્રીસ દેશ તરફ વિશેષ હતું. તે ઉપરથી આયોનિયન બેટના રહેવાસીઓને એમ લાગ્યું કે, આપણે ગ્રીસ દેશના આશ્રય નીચે રહેવું એમ સમજાવવાને માટેજ ગ્લૅડસ્ટન સાહેબ અત્રે આવ્યા છે; પરંતુ આ સમજ બરાબર નહોતી. ગ્લૅડસ્ટને ત્યાંના લોકોની સભા ભરીને તેમને ઇંગ્લાંડના આશ્રય નીચે રહેવાનું કહ્યું, પણ તે વ્યર્થ થયું. ત્યાંના લોકોએ પોતાને જે કાંઇ કહેવું હતું તેનું વિનતિપત્ર ગ્લૅડસ્ટનને આપ્યું. એ વિનતિ પત્ર ગ્લૅડસ્ટનને ઇંગ્લાંડના દરબારમાં મોકલી આપવું પડયું. પછીથી ઈ. સ. ૧૮૫૯ ના ફેબ્રુઆરી માસમાં તેઓ આયોનિયન બેટમાંથી નીકળીને પાછા ઇંગ્લાંડ ગયા. પછીથી અલ્પ કાળમાંજ એ બેટો ત્યાંના રહેવાસીઓના કહ્યા પ્રમાણે ગ્રીસના તાબામાં ગયા. આ માટે ગ્લૅડસ્ટનને શરૂઆતમાં લોકોની ઘણી ટીકા સાંભળવી પડી; કેમકે હોમર ઉપરના પ્રેમને લીધે તેમનું મન ગ્રીસ દેશ તરફ વધારે આકર્ષાતું હોવાથી ગ્લૅડસ્ટનેજ આયોનિયન બેટના રહેવાસીઓને ગ્રીસદેશનો આશ્રય સ્વીકારવાને સમજાવ્યા હશે એવું ઇંગ્લાંડના કેટલાક લોકો સમજવા લાગ્યા. આથી તેઓ ગ્લૅડસ્ટન સાહેબમાં સહજ પણ દેશાભિમાન નથી, એવો આરોપ તેમનાપર મૂકવા લાગ્યા. કોઇ પણ પ્રકારનો અપરાધ નહિ કર્યા છતાં કેટલીક વખત વિના કારણ લોકોના અપવાદ સહન કરીને ચૂપ બેસી રહેવું પડે છે, એનું આ ઉત્તમ ઉદાહરણ છે.

ઈ. સ. ૧૮૬૦ ના વર્ષના જમાખર્ચનો અડસટ્ટો ગ્લૅડસ્ટને પાર્લામેન્ટને સાદર કર્યો હતો. એ ખરડો ઘણા મહત્ત્વનો હતો. કેમકે કૉબડેને ફ્રાન્સદેશ સાથે વ્યાપારની નવી સંધિ ઠરાવીને કાગળો ઉપરની જકાત

કમી કર્યાના બનાવ સાથે તેને ઘણો સંબંધ હતો; અર્થાત્ કાગળો-પરની જકાત માફ કર્યાથી કેટલો બધો લાભ થાય તેમ હતો એ તેમાં સારી રીતે દર્શાવવામાં આવ્યું હતું. આ કાગળો ઉપરના કરના કાયદાનો મુસદ્દો કૉમન્સ સભાએ પસંદ કરીને અમીરોની સભામાં મોકલ્યો; પરંતુ અમીરોની સભાએ એ મુસદ્દો નાપસંદ કર્યો. આથી ગ્લૅડસ્ટન સાહેબે ક્રોધે ભરાઇને રાજીનામું આપવાનો વિચાર કર્યો; પરંતુ થોડા સમય પછી તેમણે પોતાના આવેશને શમાવી દઇને યુક્તિપૂર્વક એમ કર્યું કે, તેની પછીના વર્ષના એટલે કે ઈ. સ. ૧૮૬૧ ના જમાખર્ચના ખરડામાં તે કાગળોપરના કરનો ઠરાવ શામીલ કરીને એ અડસટ્ટો અમીરોની સભાને સાદર કર્યો; તેથી એ એ પ્રકરણોનો નિકાલ તેનાથી લાવી શકાયો નહિ અને જમાખર્ચનો ખરડો મંજૂર કર્યા સિવાય ચાલે તેમ નહોતું તેથી તેમણે એ ખરડો મંજૂર કર્યો. આ પ્રમાણે ગ્લૅડસ્ટને અમીરોની સભા ઉપર આ પહેલોજ જય મેળવ્યો.

આ પ્રમાણે પછીથી પણ ગ્લૅડસ્ટને ઈ. સ. ૧૮૬૨, ૬૩, ૬૪ અને ૬૫ નાં વર્ષોનો જમાખર્ચનો અડસટ્ટો પાર્લામેન્ટને સાદર કર્યો. તેમાં ઉદ્યોગ–ધંધાઓપર કરનો ભાર ન પડે, બની શકે તેટલા કર માફ કરવા, બની શકે તેટલા કર ઓછા કરવા તથા સહસા યુદ્ધ-પ્રસંગ ન આવવા દેવો એ મુખ્ય તત્ત્વો હતાં; અને તે ધોરણો ઉપરજ તેની સઘળી વ્યવસ્થા કરવામાં આવી હતી. દરવર્ષે ઘણી સિલ્લક રહે એવી યોજના પણ તેમાં કરી હતી. આમ છતાં તેમની કારકીર્દીમાં ક્રિમિયાની લડાઇ અને અમેરિકામાં માંહોમાંહેની લડાઇઓ થયાથી કપાસના બજારની મંદી વગેરે વિઘ્નો આવ્યાં હતાં. આ કાર્યોમાં કૉબડેને ગ્લૅડસ્ટનને અમૂલ્ય મદદ કરી હતી. તેની મહેનતથી ફ્રાન્સ સાથે વ્યાપાર સંબંધી ઘણી સારી સંધિ થઇ. ગ્લૅડસ્ટનના વિચારો આથી સિદ્ધ થાય તેમ હોવાથી તેમને ઘણોજ સંતોષ થયો. આ

સઘળા ઉદ્યોગ–ધંધા સંબંધી ગ્લૅડસ્ટન સાહેબે કહ્યું હતું કેઃ—" ઇ. સ. ૧૮૪૫ ના વર્ષમાં ઇંગ્લાંડમાં ૧૧૬૩ પ્રકારના પદાર્થોપર કસ્ટમની જકાત પડતી હતી. એ સંબંધી જો મારી સઘળી સૂચનાઓ પસંદ થશે તો એ જકાત માત્ર ૪૮ પદાર્થોપરજ રહેશે !" તેમણે આ કાર્ય હાથમાં લીધું ત્યારે ઉત્પન્ન કરતાં ખર્ચ ઘણું વધારે હતું; પરંતુ ઇ. સ. ૧૮૬૫ ના વર્ષમાં ખર્ચ બાદ જતાં ૩૨૦૦૦૦૦ પાઉન્ડ સિલ્લક રહે એવો હિસાબ થયો હતો. તે ઉપરાંત તેમણે ૨૪૦૦૦૦ પાઉન્ડનું ઇંગ્લાંડનું દેવું વસુલ આપી દીધું તે તો જુદુંજ. દેશના જમાખર્ચમાં આટલો મોટો ફેરફાર કોઇનાથી કદાપિ કરી શકાયો નહોતો, અને તેમાં કોઇએ આટલી બધી ચતુરાઇ દર્શાવી નહોતી. આ કાર્ય ઉપરથી ગ્લૅડસ્ટન ઉત્તમ કારભારી છે એવી કીર્તિ માત્ર ઇંગ્લાંડમાંજ નહિ પરંતુ યુરોપના બીજા બધા દેશોમાં પણ ફેલાઇ ગઇ. ફ્રાન્સના જમાખર્ચમાં થોડો ઘણો ઘોટાળો થયેલો હોવાથી હિસાબ બરાબર બેસતો નહોતો તેથી ગ્લૅડસ્ટન સાહેબને થોડા દિવસ સુધી એ દેશનું પણ હિસાબી કામ કરવું પડયું હતું. '**विद्वान् सर्वत्र पूज्यते**' એ વાક્ય અક્ષરશઃ ખરૂં છે.

પાર્લામેન્ટના સભાસદ નિમવા બાબતના મત અત્યાર પૂર્વે લોકો ખુલ્લી રીતે આપતા હતા તેથી મત આપનારાઓને અને મત મેળવનારાઓને ઘણો ત્રાસ સહન કરવો પડતો હતો. આથી એ પદ્ધતિ તદ્દન બંધ કરીને એ મત ગુપ્ત રીતે આપવો, એવો કાયદો મહા મહેનતે ગ્લૅડસ્ટને ઇ. સ. ૧૮૭૧ માં પાસ કરાવ્યો.

લસ્કરી પદ્વીઓ ખુલ્લી રીતે વેચવાનો અને વેચાતી લેવાનો ધંધો ચાલતો હતો; તેથી પોતાનામાં ગુણ ન હોય તોપણ પૈસાના જોરપર જે માણુસ ઇચ્છે તે લસ્કરમાં અમલદાર થઇ શકતો હતો, તથા હોદ્દાપર ચઢી શકતો હતો એટલે ગુણ એક બાજુએ રહી જઇને

તેની કિમ્મત થતી નહિ. આ પ્રકાર ગ્લૅડસ્ટનને અતિ અયોગ્ય લાગ્યો. તેથી તેમણે એ બાબતના કાયદાનો મુસદ્દો કૉમન્સ સભામાં સાદર કરીને એ રિવાજ બંધ કરાવવાનો પ્રયત્ન આદર્યો; પરંતુ એ મુસદ્દો લૉર્ડસની સભાને નાપસંદ પડ્યાથી ગ્લૅડસ્ટને એ કાયદાનો નાદ છોડી દઇને, મુખ્ય પ્રધાન તરીકે આ સઘળું પ્રકરણ મહારાણી સાહેબને સમજાવીને આ ધંધાને મહારાણી સરકારની જે મંજૂરી લેવી પડતી હતી તે ન મળી શકે એવી વ્યવસ્થા કરી. આ યુક્તિ જાણવામાં આવતાં લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તેઓ ગ્લૅડસ્ટનની ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

ઈ. સ. ૧૮૫૭ ના વર્ષમાં સ્ત્રી-પુરુષોના છુટા છેડાનો મુસદ્દો કૉમન્સ સભા પાસે આવ્યો. તેને પુષ્કળ લોકોની સંમતિ હતી. આ બાબતમાં લૉર્ડ પામરસ્ટનને ઘણો પક્ષપાત હતો; પરંતુ ગ્લૅડસ્ટનનો મત તેમનાથી તદ્દન વિરૂદ્ધ હતો. એ મુસદ્દા ઉપર ઘણા દિવસ સુધી વાદ-વિવાદ ચાલ્યો હતો. આ સંબંધી ગ્લૅડસ્ટને અનેક ભાષણો કર્યાં. એ મુસદ્દામાં એવું હતું કે, સ્ત્રીઓને હાથે એક વખત વ્રતભંગ થયાનું સિદ્ધ થતાંજ તેને કાઢી મૂકવાનો તેના ધણીને અધિકાર છે; ત્યારે સ્ત્રીના પક્ષમાં એવું હતું કે, ધણી સજા કરે છે એવું સિદ્ધ થઇને તે વારંવાર વ્રતભંગ કરે છે એમ સિદ્ધ થયા પછી પણ તેનાથી ધણીનો ત્યાગ કરી શકાય નહિ. આ પક્ષપાત ગ્લૅડસ્ટનને ઘણોજ અયોગ્ય લાગ્યો. આ સંબંધી તેમણે ઘણી ટીકા કરી. તેમનાં આ વિષય ઉપરનાં ભાષણો સાંભળનારાઓમાંના કેટલાકને તો એમજ લાગતું હતું કે, ગ્લૅડસ્ટન સાહેબે આ એકજ વિષયના અભ્યાસમાંજ જાણે કે પોતાનું જીવન પસાર કર્યું છે! તેઓ વિના વિલંબે પૂર્વના તેવા કાયદાઓની કલમો કહેતા હતા તથા એ સંબંધી ધર્મશાસ્ત્રમાં શું કહેલું છે તે પણ શબ્દશઃ કહેતા હતા. એ સઘળી હકીકત સાંભળતાં સૌને આશ્ચર્ય ઉપજતું હતું. ગ્લૅડસ્ટન સાહેબે આ કાયદો નાપસંદ થાય એ માટે

ઘણી મહેનત કરી; પરંતુ તે સઘળી વ્યર્થ થઇ અને આ કાયદો પાસ થયો. આ સંબંધી તેમણે કહ્યું હતું કે:—"આ પ્રકારમાં ઘણી અડચણો આવી પડે તેમ છે એ હું કબુલ કરૂં છું; પરંતુ લગ્ન એ મહા પવિત્ર કાર્ય છે એમ મને લાગે છે. દુનિયાના વ્યવહારમાં જે કાંઇ અત્યંત વિલક્ષણ પ્રકારો છે તેમાંનો એક પ્રકાર લગ્ન છે, અને વિચારને અંતે મને એમ લાગે છે કે, આપણી જુની સમજ પ્રમાણે લગ્નનો પ્રકાર ઇશ્વર ઉપર અવલંબીને રહેલો છે એમ સમજી સૌએ વર્તવું જોઇએ. આ તરફ વિશેષે કરીને શ્રેષ્ઠ દરજ્જાના લોકોમાં આ સમજમાં વિલક્ષણ ફેરફાર થઇ ગયો છે એમ મને ઘણી શોધ તેમજ અનુભવને અંતે માલૂમ પડ્યું છે, અર્થાત્ લગ્ન થયા પછી ધણી–ધણિયાણીનાં મન પ્રથમના કરતાં આજકાલ વધારે ઉંચાં થાય છે. આમ ઘટસ્ફોટના કાયદાથીજ થાય છે એમ મારૂં કહેવું નથી; પરંતુ દિનપ્રતિદિન સ્ત્રી-પુરૂષો વચ્ચે અણબનાવ વધતોજ જાય છે એમાં તો શંકા નથી. આ માટે મને ઘણું માઠું લાગે છે." આ વાદ–વિવાદમાં ગ્લૅડસ્ટનનું કોટિક્રમ સામર્થ્ય ઉત્તમ પ્રકારે દેખાઇ આવ્યું; પરંતુ આ વિષય પુષ્કળ માણસોના મનમાં ભરાઇ રહ્યો હતો તેથી ગ્લૅડસ્ટનની સૂચના ઉપરથી થોડો ફેરફાર થઇને એ કાયદો પસાર થયો. લગ્ન સંબંધી ગ્લૅડસ્ટનની કલ્પના આપણી હિંદુ કલ્પનાના જેવી હતી એમ આ પ્રકાર ઉપરથી જણાઈ આવે છે.

ઇ. સ. ૧૮૬૨ માં અમેરિકામાંનાં સ્વતંત્ર સંસ્થાનોમાં ગુલામોના વ્યાપાર ઉપર મતભેદ પડીને ફાટફૂટ થઈ. દક્ષિણ તરફનાં સંસ્થાનો ગુલામોનો વ્યાપાર કરવાનો આગ્રહ લઇ બેઠાં, અને ઉત્તર તરફનાં સંસ્થાનો એ વ્યાપારને બંધ કરવાનો આગ્રહ લઈ બેઠાં. આ સમયે સંસ્થાનોના પ્રેસિડૅન્ટ **ઇબ્રાહિમલિંકન** હતા. તેઓ મોટા નિગ્રહી અને સ્વતંત્રતાના ઉપાસક હતા. તેમના ઉદ્યોગથી ઉત્તર તરફનાં

સંસ્થાનો સફળ થયાં હતાં અને એ સંસ્થાનોના લોકો દક્ષિણ તરફનાં સંસ્થાનોના લોકો સાથે વીરતાથી લડતા હતા. આ પ્રકાર સંબંધી ઇંગ્લાંડનો એવો નિશ્ચય થયો હતો કે, એ બન્ને પક્ષમાંથી કોઇ પણ પક્ષને સહાયતા કરવી નહિ; પરંતુ આ નિશ્ચયમાં કેટલાક અગ્રેસર પુરુષોમાં મતભેદ હતો. આ પ્રકરણમાં ગ્લૅડસ્ટન ઉત્તરવાળાઓના પક્ષમાં હશે એવી સૌની ખાત્રી હતી; કેમકે તેઓ દિવસે દિવસે અધિકાધિક લિબરલ મતના થયે જતા હતા. આ સંબંધી તેમણે ઑક્ટોબરની ૭ મી તારીખે ન્યુકૅસલમાં જે ભાષણ કર્યું તેમાં પોતાના મનનું વલણ દક્ષિણવાળાઓ તરફ હોવાનું જાહેર કર્યું. તેમણે પોતાના ભાષણમાં કહ્યું કેઃ—" દક્ષિણ તરફના લોકો કાંઇ સાધારણ નથી. જેફર્સન, ડેવિસ વગેરે અગ્રગણ્યોએ સારૂં સૈન્ય તૈયાર કર્યું છે. તેઓ યુદ્ધને માટે વહાણો પણ તૈયાર કરતા હોય એમ દેખાય છે. વળી આ બન્ને કાર્યો કરતાં વિશેષ શ્રેયસ્કર કાર્ય તેમણે એ કર્યું છે કે, તેમણે પોતાનું જુદું રાષ્ટ્ર ઉભું કર્યું છે. દક્ષિણ તરફનાં સંસ્થાનો ઉત્તર તરફનાં સંસ્થાનોથી જુદાં થયા પછી પોતાનું સ્વાતંત્ર્ય સ્થાપિત કરશે એમાં સહજ પણ સંશય નથી. " ગ્લૅડસ્ટનનો આ મત જ્યારે અમેરિકામાંનાં ઉત્તર સંસ્થાનોમાંના માણસોના તેમજ તેમના અનુયાયીઓના જાણવામાં આવ્યો ત્યારે તેમને સૌને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું, અને ગ્લૅડસ્ટન સાહેબના મનમાં આવો મત કેમ આવ્યો હશે તે વિષે તેઓ મોટા વિચારમાં પડી ગયાં; પરંતુ ખરો પ્રકાર જુદોજ હતો. આ સંબંધી જસ્ટિન મકાર્થીએ લખ્યું છે કેઃ—" આ સંબંધી માહીતિ મેળવતાં પહેલાંજ ગ્લૅડસ્ટન સાહેબ આમ બોલ્યા એ ઘણું ખોટું થયું. તેમણે કૉબડેન, બ્રૈટ, મિલ વગેરેનો મત કેવો હતો તે જાણવાની પ્રથમ જરૂર હતી; પરંતુ ગ્લૅડસ્ટન સાહેબ જન્મથીજ ઉતાવળીઆ હતા. તેમને પોતાને જો કોઇ વાત સારી જણાતી

તો તે વાત તેઓ જેમ બને તેમ જલદીથી બોલી નાખતા હતા. તેમની આવી વૃત્તિનુંજ આ પરિણામ છે." આ વચનો ખરાં છે. લડાઇને પાંચ વર્ષ વીત્યા પછી ગ્લૅડસ્ટન સાહેબેજ એક પ્રસંગે પોતાના ભાષણમાં પોતાની ભૂલ કોઇપણ જાતના સંકોચ સિવાય કબુલ કરી. તેમણે કહ્યું કેઃ-" એ વખતે મ્હેં મોટી ભૂલ કરી હતી એ હું કબુલ કરૂં છું. મ્હેં મારો એવો મત દર્શાવીને મોટો ભાર મારા શિરપર લીધો હતો એ ચોક્કસ છે; પરંતુ તે સમયે મ્હેં કોઈ પણ પ્રકારના ખોટા હેતુથી એવો મત આપ્યો નહોતો. અમેરિકાના સઘળા લોકોને માટે હમણાં મને જેટલી લાગણી છે તેટલીજ લાગણી તે વખતે પણ હતી; પરંતુ તે સંસ્થાનોની અંદરનો સંબંધ એ સમયે મારા જાણવામાં આવેલો નહિ હોવાને લીધેજ મ્હેં એ સમયે એવો મત આપ્યો હતો. મ્હેં જે ભૂલ કરી છે, તે હવે નહિ કરી થવાની નથી. બીજા ઇંગ્રેજ ગૃહસ્થોના મતોથી એ બાબતમાં મારા જે મતો જુદા છે. તે એજ કે, સઘળાં સંસ્થાનો સાથે ઇંગ્લાંડને ઐક્ય હોય એ આપણા રાષ્ટ્રને માટે હિતકર્ત્તા છે. તેમાં ફાટફૂટ હોવી જોઇએ નહિ." ગમે એવા મહાન મનુષ્યથી પણ ક્વચિત્ ભૂલ થઈ જાય છે; પરંતુ પોતાની ભૂલ કબૂલ કરવી એમાંજ ખરૂં મહત્ત્વ છે.

અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનોની અરસ્પરસની આ લડાઇ શાંત થયા પછી ઇંગ્લાંડ સંબંધી એક પ્રકરણ ઉત્પન્ન થયું; તથા તે ઉપરથી ઇંગ્લાંડને પોતાના અપરાધનું અમેરિકાનું નુકસાન ભરી આપવું પડયું. તેની વિગત આ પ્રમાણે છે. ઇંગ્લાંડમાં એ આપસ આપસની લડાઇના સમયે કેટલાંક લશ્કરી વહાણો બંધાયાં તેમાં **આલબામા** સર્વથી મોટું હતું. એ વહાણપર ઇંગ્રેજ ખલાસીઓ હતા, તેનાપર ઇંગ્રેજી વાવટા ફરકતા હતા, તથા એ ઇંગ્રેજનાં વહાણો તરીકે જુદે જુદે બંદરે જતાં આવતાં હતા. આ વહાણો તેણે દક્ષિણ તરફનાં સંસ્થાનોને

આપ્યાં. દક્ષિણ સંસ્થાનોએ તેનો ઉપયોગ કર્યો, તેથી ઉત્તરનાં સંસ્થાનોને ઘણું નુકસાન થયું. આ નુકસાન ઇંગ્લાંડે ભરી આપવું જોઇએ એમ સ્વતંત્ર સંસ્થાનો કહેવા લાગ્યાં; કેમકે ઇંગ્લાંડ તટસ્થ હતું. લડાઇના કામમાં આ પ્રમાણે પડવાનું તેને કશુંજ પ્રયોજન નહોતું. આ વાંધો લડાઇના સ્વરૂપ સુધી પહોંચે એવું જણાતું હતું; પરંતુ ઇંગ્લાંડના દરબારમાં શાંતિપ્રિય ગ્લૅડસ્ટન સાહેબનું પ્રાબલ્ય હતું તથા ત્યાંનું અમેરિકાનું મંડળ પણ એવુંજ હતું; તેથી બન્ને રાષ્ટ્રો તરફના છ છ મુખ્ય માણસોનું પંચ બેસાડવું અને તેના બહુમત પ્રમાણે બન્નેએ વર્તવું એમ ઠર્યું. તે પ્રમાણે ગ્લૅડસ્ટને ઇંગ્લાંડ તરફનું મંડળ વૉશિંગ્ટનમાં મોકલ્યું. તેમાં લૉર્ડ રિપન મુખ્ય હતા. તે પંચની સભામાં પુષ્કળ ઉહાપોહ થયા પછી અંતે સ્વતંત્ર સંસ્થાનોનું કથન બહુમતે ખરૂં થયું, તથા તેની નુકસાની બદલ ઇંગ્લાંડે તેને લગભગ ૩૨૮૦૦૦૦ પાઉન્ડ આપવા એમ ઇ. સ. ૧૮૭૨ ના સપ્ટેંબરમાં ઠર્યું. એ રકમ અમેરિકાનાં સંસ્થાનોને મળતાં આ વિષયનો નિકાલ થયો. આ સઘળો પ્રકાર ઇંગ્લાંડને ઘણો અપમાનકારક છે એમ માનીને મોટા ઇંગ્રેજ રાજદ્વારીઓ પગથી તે મસ્તક સુધી સળગી ઉઠયા હતા; પરંતુ ગ્લૅડસ્ટન સાહેબને લીધેજ આ બાબતનો શાન્તિથી નિકાલ આવી શકયો; જો આ સમયે ગ્લૅડસ્ટન સાહેબ ન હોત તો મોટું યુદ્ધ થયું હોત.

ઇ. સ. ૧૮૬૪ માં પાર્લામેન્ટના સભાસદોની ચુંટણીના અધિકારનો એક મુસદ્દો પાર્લામેન્ટમાં રજુ થયો. મુખ્ય ઉદ્દેશ તેમાં એવો હતો કે, કમમાં કમ દશ પાઉન્ડની આવકવાળાનેજ ચુંટણીમાં મત આપવાનો અધિકાર હતો તે છ પાઉન્ડની આવકવાળાઓને પણ આપવો. આ કાયદો જો કે પસાર થયો નહિ, તોપણ આ વિષય ઉપર ગ્લૅડસ્ટન સાહેબનાં જે ભાષણો થયાં હતાં તે ઉપરથી આ પ્રસંગ વિશેષ પ્રખ્યાત થયો છે. તેમણે કહ્યું હતું કેઃ—“મને તો એમ લાગે છે કે,

જે મનુષ્યોને માનસિક વ્યાધિને લીધે કિંવા કાંઇ રાજકારણોને લીધે મત આપવાનો અધિકાર ન હોય તેઓ સિવાયના બીજા સઘળા લોકોને મત આપવાનો અધિકાર છે." આ શબ્દો તદ્દન ખરા છે; અને આ કાયદો પણ મુખ્યત્વે સાધારણ દરજ્જાના મજુરવર્ગને હક્ક આપવા સંબંધીજ હતો. આ સંબંધી ગ્લૅડસ્ટન સાહેબે કહ્યું હતું કે:–"અમને લોકો એમ કહે છે કે, આ સંબંધી તે–મજુર વર્ગના લોકો તો કશી મહેનત કરતા નથી; તો પછી તમે શામાટે આ વિષય ઉપાડો છો? આ ઉપર મારૂં એમ પૂછવું છે કે, તે વર્ગ તરફથી પ્રયત્ન ચાલુ થાય ત્યાં સુધી આપણે કાંઇજ ન બોલતાં સ્વસ્થ બેસી રહેવું એ શું યોગ્ય છે કે? મારો મત તો એવો છે કે, કાયદામાં સુધારો કરવાને માટે કામદાર લોકોના પ્રયત્નની રાહ જોઇને બેસી રહેવું યોગ્ય નથી. માત્ર એટલુંજ નહિ; પરંતુ તેમને એવો પ્રયત્ન કરવાનો પ્રસંગ પણ આપવો જોઇએ નહિ. એ પ્રસંગ બની શકે ત્યાં સુધી નજ આવે તેમ કરવાની આવશ્યક્તા છે. કામદાર લોકો તરફથી પ્રયત્ન થાય તેના કરતાં શ્રેષ્ઠ પંક્તિના લોકો કે જેમને ફુરસદનો ઘણો સમય હોય છે; તેઓ તો કશો પ્રયત્ન કરે તેમજ નથી. જેમને ફુરસદનો ઘણો સમય હોય છે તેઓ ધારે તો આવો પ્રયત્ન સહેલાઇથી કરી શકે તેમ છે, અને તેથી તેમને કોઇ પણ જાતનું નુકસાન પણ સહન કરવું પડે તેમ નથી. મજુર માણસો જો આવા પ્રયત્નમાં પડે તો તેમને પોતાનું કામ છોડી દેવું પડે અને તેમનો ગરીબ ગૃહસંસાર કે જેનો નિર્વાહ રોજની કમાણીપર ચાલે છે તે દીન–દરિદ્ર બની જાય આમ બનવાથી તેમને કેટલું બધું નુકસાન થાય તેની કલ્પના સૌ કોઇ સહેલાઇથી કરી શકે તેમ છે. મજુર વર્ગને તેમ કરવું પડે તે એમજ કહેવા બરાબર થઇ પડે કે, મારે માટે પ્રભુને જે કાંઇ કરવાનું છે તે પ્રભુ કરતો નથી–હું નિરૂપાય થયો છું, તેથીજ નિરૂપાયે મારે આવો પ્રયત્ન

કરવો પડે છે. અર્થાત્ આમાં રાજ્યકર્ત્તા ઉપર અવિશ્વાસ ગર્ભિત થાય છે, અને તેમ થાય એ ઉચિત નથી. હમણાં એવો પ્રસંગ નથી આવ્યો એ અત્યાનંદની વાત છે; તથાપિ કામદાર–મજુર લોકો તરફથી યત્ન થતો નથી એટલા માટેજ કાયદામાં સુધારો ન કરવો એ પાર્લામેન્ટને તથા ઇંગ્રેજ રાષ્ટ્રને ઉચિત નથી, કેમકે એ કારણ તેમ કરવાને માટે પૂરતું થતું નથી." ખરૂં છે કે માગ્યા પછી–તગાદો કર્યા પછી કોઇને પણ ખરી માગણી કબૂલ કરવીજ પડે છે; પરંતુ તેના કરતાં માગણી થવા પહેલાંજ માત્ર ન્યાયને ખાતર પ્રજાને તેના હક્ક આપવા એજ વધારે ભૂષણાસ્પદ છે.

ગ્લૅડસ્ટને જેવી રીતે ગ્રીસ દેશનાં, તુર્કસ્થાનનાં, આયોનિયન બેટોનાં કામો કર્યાં તેવીજ રીતે બીજા દેશોનાં પણ ઘણાં કામો કર્યાં; પરંતુ તેમણે આપણા હિંદુસ્તાનનાં શાં કાર્યો કર્યાં એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. તેનો ઉત્તર તૈયાર છે; પરંતુ એ ઉત્તર સાંભળવા ક્યા તો વાંચવા પહેલાં એક વાત યાદ રાખવી જોઇએ છે કે ગ્લૅડસ્ટન સાહેબ ઘણા બુદ્ધિવાન અને નામાંકિત પુરુષ હતા તોપણ આખરે તો તેઓ પણ મનુષ્યજ હતા. પોતાના દેશનાંજ એટલાં બધાં કામો કરવાના વિચારો તેમના મનમાં ઘોળાતા હતા કે પરદેશનું કામ કરવાનું તેમનાથી બનવું મુશકેલ હતું; તોપણ પ્રસંગ આવતાં હિંદુસ્તાન સંબંધી પણ તેઓ પોતાની ન્યાયદૃષ્ટિ દર્શાવવાને કદી ચૂક્યા નથી. એવા પ્રસંગ માત્ર એક બેજ આવ્યા હતા એટલે ઉપાય નથી. એ પ્રસંગો પૈકી એક પ્રસંગે તેમણે લૉર્ડ લિટનની જગ્યાએ હિંદુસ્તાનના વૉઇસરૉયની જગ્યાપર લૉર્ડ રિપનની નિમણુંક કરી હતી. આ નિમણુંક કરવાને માટે તેમને ઇંગ્લાન્ડના દરબારમાં ઘણી અડચણ સહન કરવી પડી. લૉર્ડ રિપન એ ઘણા મોટા અને સદ્દગુણી ગૃહસ્થ છે એવી જો કે ઇંગ્લાંડના લોકોની ખાત્રી હતી, તોપણ તેમણે થોડાજ

દિવસ પૂર્વે પ્રૉટેસ્ટંટ પંથનો ત્યાગ કરીને રોમન કૅથોલિક ધર્મપંથ સ્વીકારેલો હોવાથી તેઓ લોકોમાં ચર્ચાને પાત્ર થઇ પડ્યા હતા. ગ્લૅડસ્ટન સાહેબે એ વાતની પરવા ન કરતાં લૉર્ડ રિપન હિંદુસ્તાનના વૉઇસરૉયનું કામ હિંદુસ્તાનને સુખાવહ અને ઈંગ્લાંડને ભૂષણાવહ થઇ પડે એવી રીતે કરશે એવી ખાત્રી હોવાથી તેમનીજ નીમણુંક કરી. તેમનું આ કાર્ય તેમના ધાર્યા કરતાં પણ વિશેષ સફળ થયું છે એ પ્રત્યેક ભારતવાસી જાણે છેજ. લૉર્ડ રિપને હિંદુસ્તાનના હિતાર્થે એટલાં બધાં કાર્યો કર્યા છે કે તેની સંપૂર્ણ નોંધ બહુ લાંબી થઇ જાય તેમ હોવાથી એમાંના મુખ્યનીજ નોંધ નીચે આપી છે.

૧. અફઘાનિસ્થાન સાથે જે યુદ્ધ ચાલતું હતું તે બંધ કર્યું.

૨. ગોરા અને કાળા લોકોના ન્યાય એકજ પદ્ધતિ પ્રમાણે થાય એમ ઠરાવવાનો પ્રયત્ન કર્યો.

૩. વાયવ્યપ્રાંત અને અયોધ્યાપ્રાંતમાં એક મોટો કર હતો તે બંધ કર્યો.

૪. મીઠા ઉપરની જકાત ઘટાડીને દર મણે બે રૂપિયા કરી.

૫. વિલાયતી કાપડના માલ ઉપરની તેમજ બીજા કેટલાક પદાર્થોપરની જકાત માફ કરી.

૬. ઇજીપ્તની લડાઇના ખર્ચમાં મદદ તરીકે હિંદુસ્તાનને ઇંગ્લાંડે ૫૦,૦૦૦૦૦ રૂપિયા આપવાનું ઠરાવ્યું.

૭. વર્તમાનપત્રોની સ્વતંત્રતા વિરૂદ્ધનો કાયદો રદ કર્યો.

૮. સરકારી કામ–કાજમાં, આ દેશમાં તૈયાર થયેલો માલ જેટલો ચાલી શકે તેટલો લેવાનો ઠરાવ કર્યો.

૯. સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના શહેરેશહેરમાં કરીને લોકો પોતપોતાનાં સાર્વજનિક કાર્યો કરી શકે એવી વ્યવસ્થા કરી.

લૉર્ડ રિપને પોતાનું નામ હિંદુસ્તાનના લોકોના મનમાં ચિર-

સ્થાયી કરી રાખ્યું છે. હિંદુસ્તાનમાંના ઇંગ્રેજ રાજ્યસંબંધી ગ્લૅડસ્ટન સાહેબે એક ઠેકાણે એમ લખ્યું છે કેઃ—"હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યસત્તા ચિરસ્થાયી થવાને મુખ્ય બે વાતો જરૂરી છે. પહેલી વાત એ કે, આપણું રાજ્ય હિંદુસ્તાનના લોકોને હિતાવહ થવું જોઈએ તથા બીજી વાત એ છે કે, આપણું ઇંગ્રેજી રાજ્ય ખરેખર સુખાવહ છે એમ તે લોકોને સારી રીતે સમજાવું જોઇએ;" આ વચનો યથાર્થ છે. અમે તો એમ કહીએ છીએ કે, ગ્લૅડસ્ટનનાં આ બે વાક્યોમાં હિંદુસ્તાન સંબંધીની ઇંગ્લાંડની સઘળી રાજનીતિનો અને સઘળા વ્યવહારશાસ્ત્રનો સમાવેશ થયો છે. આ બન્ને વાતો જો સર્વાંશે સધાય તો હિંદુસ્તાનનું કલ્યાણ થાય એમાં સંશય નથી. લૉર્ડ રિપનની કારકીર્દી આ બન્ને તત્ત્વોને અનુસરતીજ હતી. તેઓ હિંદુસ્તાનથી ગયા ત્યારે હિંદવાસીઓએ તેમને જે સન્માન આપ્યું છે તે જેણે પોતાની નજરે જોયું છે, તેને પાછલાં છપ્પન વર્ષનો ઇતિહાસ જોતાં એમજ જણાશે કે, ઇંગ્રેજોનું રાજ્ય હિંદુસ્તાનમાં થયા પછી લૉર્ડ રિપન જેવો સદ્ગુણી તેમજ પરોપકારી ઇંગ્રેજ ગૃહસ્થ હિંદુસ્તાનના લોકોને બીજો એક પણ જણાયો નથી. હમણાં પણ જ્યારે રાજ્યપ્રકરણની અડચણ આવે છે ત્યારે ભારતવાસીઓ લૉર્ડ રિપનને યાદ કરે છે. આ સઘળું ગ્લૅડસ્ટનના કાર્યનુંજ ફળ છે.

આ સિવાય ગ્લૅડસ્ટને હિંદુસ્તાનનું એક બીજું કાર્ય કર્યું, તેમાં દ્રવ્ય સંબંધ હતો. એની રકમ નાની હતી કે મોટી તેનો વિચાર કરવાની જરૂર નથી; તોપણ મુખ્ય વિચાર ન્યાયદૃષ્ટિનો છે. ઇ. સ. ૧૮૭૯–૮૦ ના વર્ષમાં જે યુદ્ધ અફ્ઘાનિસ્થાન સાથે થયું તે શા ઉપરથી અને કેમ થયું એ અમારા વાંચકો જાણે છે. એનું સઘળું ખર્ચ હિંદુસ્તાનપર નાખવાનું નક્કી જેવું હતું; પરંતુ એમ કરવું એ ન્યાય નથી માટે તેનો થોડો અંશ ઇંગ્લાંડે પણ આપવો જોઇએ એવી

સૂચના ફૅાસેટ સાહેબે પાર્લામેન્ટને કરી. એ સંબંધી ગ્લૅડસ્ટને ઈ. સ. ૧૮૮૭ ના માર્ચ માસની બીજી તારીખે પાર્લામેન્ટમાં કહ્યું હતું કેઃ— "આ સંબંધી હિંદુસ્તાનના વૉઇસરૉયનો મત છે તેજ હિંદવાસીઓનો મત છે એમ સમજવાનું નથી. આ અફઘાન યુદ્ધ માત્ર હિંદુસ્તાનનું નહોતું, પરંતુ જોવા જતાં ઇંગ્રેજ બાદશાહીનું હતું એમ લૉર્ડ સૅલ્સબરી અને વૉઇસરૉયનાં વચનોથી પણ સૂચિત થયું છે; માટે આ લડાઇના ખર્ચનો મોટો ભાગ ઇંગ્લાંડેજ આપવો જોઇએ. હિંદુસ્તાનમાંનું જે યુદ્ધ ઇંગ્લાંડે પોતાની જવાબદારી ઉપર કર્યું છે તેના ખર્ચનો ઘણોખરો ભાગ ઇંગ્લાંડે આપવો જોઇએ એમ હું આ દેશની કોઇ પણ સભામાં કહી સંભળાવતાં સંકોચાઇશ નહિ; કેમકે તે તદ્દન ન્યાય છે." આ ભાષણ ઉપરથી ઇંગ્લાંડે તે યુદ્ધના ખર્ચમાં ૫૦,૦૦૦૦ પાઉન્ડ આપ્યા હતા. આ વાત કાંઇ સામાન્ય નથી. અન્ય કાર્યોની જંજાળને લીધે ગ્લૅડસ્ટન સાહેબની દૃષ્ટિમાં હિંદુસ્તાનની અડચણો આવી શકી નહિ એ હિંદુસ્તાનનું દુર્દૈવ છે; પરંતુ હિંદના હિતાર્થે તેમણે જે કાંઇ કર્યું છે તે ઉપરથી તેમની ન્યાયપ્રિયતાનું દિગ્દર્શન તો થાય છેજ.

ઇ. સ. ૧૮૮૨ ના વર્ષમાં ઇજીપ્ત દેશ સંબંધી ઇંગ્લાન્ડના દરબારને ઘણો ત્રાસ સહન કરવો પડ્યો. ત્યાં અરબી પાશાએ બંડ શરૂ કર્યું હતું. ઇંગ્રેજી સૈન્યે તોપોના મારાથી અલેકઝાન્ડ્રિયા શહેરને ભસ્મીભૂત બનાવી દીધું હતું. આ પ્રકાર ગ્લૅડસ્ટનને તેમજ તેમના અનુયાયીઓને બીલકુલ પસંદ નહોતો; તોપણ તે પૂર્વેના લૉર્ડ બિકન્સફિલ્ડની કારકીર્દીના સમયથી જે પ્રકાર ચાલતો આવ્યો હતો તેને તેઓ રાજકારણોને લીધે એકદમ બંધ કરી શક્યા નહિ. જૉન બ્રાઇટ અર્થાત્ ગ્લેડસ્ટનના એકનિષ્ઠ ભક્તને તે પ્રકાર અત્યંત અયોગ્ય લાગ્યો અને તેણે પોતાનો એક પણ ઉપાય નહિ હોવાથી નિરૂપાયે પોતાના પ્રધાનમંડળમાંના કાર્યનું રાજીનામું આપ્યું. એ પ્રસંગે તેમણે

જે ભાષણ કર્યું તે ઘણુંજ ચિત્તવેધક છે. તેમણે કહ્યું:—"મારો મત જુદો પડવાથીજ મારે ગ્લૅડસ્ટનથી જુદા પડવું પડયું છે. હાલની સ્થિતિમાં પ્રધાનમંડળમાં હું રહ્યો હોત તો જે વાત મને તદ્દન અયોગ્ય જણાતી હતી, તેને મારે સંમતિ આપવી પડત. અને તેથીજ મ્હેં મારા હોદ્દાનું રાજીનામું આપ્યું છે; તે તેમને અને મારે બન્નેને માટે ઠીકજ થયું છે. પાર્લામેન્ટ સભાને માલૂમજ છે કે, નીતિશાસ્ત્રના જે નિયમો છે તેને માણસોએ અરસ્પરસના વ્યવહારમાં પાળવા જોઇએ; એટલુંજ નહિ પરંતુ તે રાષ્ટ્રોએ પણ અરસ્પરસના વ્યવહારમાં પાળવા જોઇએ. આ તત્ત્વ લોકોના મનમાં ઠસાવવાનો ઘણા સમયથી હું પ્રયત્ન કરૂં છું. હમણાંના પ્રસંગોમાં સાધારણ નીતિનું ઘણુંજ ઉલ્લંઘન થાય છે; તેથી એવાં કાર્યોને હું સંમતિ આપી શકું તેમ નથી. હું આટલાં વર્ષથી જે કાંઇ કહેતો આવ્યો છું તેનાથી વિરૂદ્ધ મારાથી જઇ શકાતું નથી. આવી સ્થિતિમાં મારા મનોદેવતાએ મને જે સૂચના કરી છે તે પ્રમાણે હું વર્ત્યો છું." એ પછી અરબી પાશાનો પરાભવ થયો અને તેને પકડીને કાળા પાણીની સજાએ સીલોન મોકલવામાં આવ્યો, તથા ઇજીપ્તમાં ઇંગ્રેજોનો લાગવગ કાયમ રહ્યો. આ સઘળું ઠીક થયું; પરંતુ આ કાર્યમાં પુષ્કળ વિલંબ થયાથી ઘણા મોટા પુરુષોનો નાશ થયો અને ઇંગ્રેજોને કશો લાભ નજ થયો, તેથી ગ્લૅડસ્ટનના આ કાર્ય માટે લોકો તેમનાપર અપાર ક્રોધે ભરાયા; તથાપિ કોઈ પણ રીતે રક્તપાત થતો અટકાવીને શાંતિ સ્થાપિત કરવાનો ગ્લૅડસ્ટન સાહેબનો ઉદ્દેશ ફલીભૂત થયો.

આ પછીથી ગ્લૅડસ્ટનને બીજાં પણ કેટલાંક અગત્યનાં કાર્યો કરવાં પડયાં. ટ્રાન્સવાલ એ પ્રજાસત્તાક રાજ્ય હતું. તે કેટલાંક વર્ષથી ઇંગ્લાંડના રક્ષણ નીચે હતું. એ રાજ્ય આફ્રિકામાં છે. ત્યાં બોઅર લોકો રહે છે. એ રાજ્ય અત્યંત સ્વતંત્રતાપ્રિય હોઇ, ઇંગ્રેજ

સરકારની સમજ એવી હતી કે, ત્યાંના લોકો ઇંગ્રેજ રાજ્યસત્તાની ઇચ્છા રાખે છે; તેથી એ વિષયની તપાસ કરવાને સર થિઓફિલસ શેપસ્ટોનને ઇંગ્રેજ સરકારે તે રાજ્યમાં મોકલ્યો. એ ગૃહસ્થ ત્યાંના રાજ્યની સ્થિતિ સંપૂર્ણાંશે સમજી શક્યો નહિ. થોડા ઘણા બોઅર લોકો તેની પાસે આવ્યા તે ઉપરથી તેની એવી ખાત્રી થઈ કે, સઘળા બોઅર લોકોની ઇચ્છા ઇંગ્રેજી રાજ્યસત્તા તરફજ વળેલી છે. માત્ર એટલાજ ઉપરથી તેણે ત્યાં ઇંગ્રેજ સરકારનો વાવટો ફરકાવીને તે રાજ્ય ઇંગ્રેજ સરકારના રાજ્યનોજ ભાગ છે, એમ પ્રસિદ્ધ કર્યું. બીજા બધા બોઅર લોકો આ પ્રકારથી અતિ આવેશમાં આવી ગયા; કેમકે તેઓ સ્વભાવતઃ સ્વાતંત્ર્યપ્રિય હતા, ઉગ્ર હતા અને પરાધીન રહેવાની સ્વપ્ને પણ ઇચ્છા રાખતા નહોતા. આ સઘળું જાણીને, બનેલો પ્રકાર તદ્દન અસંબદ્ધ છે, કૉન્ઝર્વેટિવ સરકારે આ કાર્યમાં ભયંકર ભૂલ કરી છે એમ ગ્લૅડસ્ટન સાહેબ વારંવાર બોલતા હતા. વળી ટ્રાન્સવાલના લોકોએ પોતાના વર્તન ઉપરથી એમ સ્પષ્ટ દર્શાવ્યું કે, તેઓ ઇંગ્રેજ સરકારને સ્વાધીન રહેવાને બિલકુલ ખુશી નથી. તેમણે ઇંગ્રેજ સૈન્ય સાથે યુદ્ધ કરીને ઇંગ્રેજ સૈન્યનો પરાજય કર્યો. આ પ્રકાર આટલે સુધી ચાલ્યો હતો એવામાં ગ્લૅડસ્ટન બીજી વખત મુખ્ય પ્રધાન થયા. તેમને એમ લાગ્યું કે, એ લોકો સાથે સંધિ કરીને પ્રથમના જેવીજ સઘળી વ્યવસ્થા કરવામાં સારૂં છે; પરંતુ આ વિચાર અન્ય મંડળને પસંદ પડ્યો નહિ. ગ્લૅડસ્ટનનું એમ કહેવું હતું કે, આપણે તેમનું રાજ્ય ભૂલથી આપણા રાજ્ય સાથે જોડ્યું છે, તે તેમને પાછું સ્વાધીન કરવું એજ આપણી ખ્રિસ્તી રાજ્યરીતિને અને રાષ્ટ્રની ઉજ્વળ કીર્ત્તિને આવશ્યક છે. અંતે તે પ્રમાણે વ્યવસ્થા કરીને ઇંગ્રેજ સરકારે માત્ર પોતાનું સંરક્ષણ રાખીને તે લોકોનું પ્રજાસત્તાક રાજ્ય તેમને પાછું સ્વાધીન કર્યું. બોઅર લોકો પાસેથી એ રાજ્ય ઇંગ્રેજ સૈન્યે સહેલાઇથી ખુંચવી લીધું

હોત, પરંતુ તેમ કરવામાં અન્યાય યાતો પાપ હોવાથી ગ્લૅડસ્ટને તેમ થવા દીધું નહિ. આ બનાવ ઇ. સ. ૧૮૮૫ માં બન્યો હતો. આ સંબંધી પણ કેટલાક લોકો ગ્લૅડસ્ટનપર ઘણા ક્રોધે ભરાયા હતા. તેઓ એમ કહેવા લાગ્યા કે, ગ્લૅડસ્ટને ઇંગ્લાંડને અપાર નુકસાન કર્યું; પરંતુ ગ્લૅડસ્ટનની સઘળી દૃષ્ટિ ધર્મનીતિપર હતી; તેથી તેમણે કોઇની અસત્ય ટીકાની પરવા કરી નહિ.

તેજ પ્રમાણે મધ્ય એશિયામાં રશિયા આગળ પડવા લાગ્યું અને તેણે પંજદેહ નામક સ્થાન લીધું. આ સમયે એવો ભય ઉપજ્યો કે, જો તેને ટક્કર આપવાને કમ્મર નહિ બાંધવામાં આવે તો તે વિશેષ આગળ વધીને કદાચ હિંદુસ્તાનમાંના ઇંગ્રેજી રાજ્યને પણ ભયપ્રદ થઇ પડશે. આ અનિષ્ટ સહેલાઇથી દૂર થાય તેમ નહિ હોવાથી, તે વિષય ઉપર પાર્લામેન્ટમાં ઇ. સ. ૧૮૮૫ માં ગ્લૅડસ્ટને ઘણું સારૂં ભાષણ કર્યું. પાર્લામેન્ટને ગ્લૅડસ્ટનનું ભાષણ એટલું બધું પસંદ પડયું કે, તેના ઉપર કોઇ પણ સભાસદ વાદ–વિવાદ કરવાને ઉભો થયો નહિ; અને પાર્લામેન્ટે આ કાર્યને માટે તરતજ એક કરોડ દશ લાખ પાઉન્ડ ખર્ચવાની પરવાનગી આપી; પરંતુ પછીથી અરસ્પરસ સમાધાન થઇ જવાથી યુદ્ધનો પ્રસંગ આવ્યો નહિ.



# પ્રકરણ ૪ થું

## નેપલ્સ અને બલ્ગેરિયા.



સાધુ પુરૂષ કોઇ પણ સ્થળે હોય તોપણ દુઃખીઓનું દુઃખ ટાળવાના યત્નોજ કરે છે. આવા પ્રકારનાં અનેક પરોપકારી કાર્યો ગ્લૅડસ્ટનને હાથે થયાં છે. એ સઘળાંનું સાદ્યંત વર્ણન કરવાને અવકાશ નથી; તોપણ તેમાંનાં એક બે કૃત્ય સંક્ષેપથી સાદર કરવાં ઉચિત ધારીએ છીએ. એમાંનું પ્રથમ કૃત્ય ઇટાલીના દક્ષિણ ભાગમાં આવેલા નેપલ્સની રાજ્યવ્યવસ્થા સંબંધી હતું, તથા બીજું કૃત્ય તુર્કી સરકારના તાબામાંના બલ્ગેરિયા પ્રાંત સંબંધીનું હતું.

### નેપલ્સ

ઇ. સ. ૧૮૫૦ ની આખરે ગ્લૅડસ્ટનની એક પુત્રીના આરોગ્યમાટે વૈદ્યોએ યુરોપના દક્ષિણ ભાગમાં તેમને જવાની સલાહ આપી. આ સલાહને સ્વીકારી ગ્લૅડસ્ટન ઇટાલીના પશ્ચિમ ભાગમાં આવેલા નેપલ્સ નામના નાના માંડલિક રાજ્યમાં સહકુટુંબ જઇને રહ્યા. ત્યાં તે પ્રસંગે બીજો ફર્ડીનૅન્ડ રાજા રાજ્ય કરતો હતો. એ રાજ્યમાં પણ ઇંગ્લાંડના જેવી પાર્લામેન્ટ હતી. અહીં સઘળો કારભાર કાયદા અનુસાર ચાલતો હતો એમ ઉપરથી જણાતું હતું; પરંતુ અંદર બધું અંધેર—અવ્યવસ્થિત હતું. સરકારી કામદારો સ્વેચ્છાચારી, લાંચીયા અને દુરાચરણી હોવાથી પ્રજા ઘણી પીડાતી હતી અને વારંવાર બંડ કરતી હતી. રાજા પણ બંડને શાંત કરવા ભયંકર ઉપાયો યોજતો હતો. આવી રીતે પ્રજા અને રાજા વચ્ચે અપાર વિરોધ હોવાથી ત્યાંના મોટા મોટા નામાંકિત લોકોને પણ અત્યંત દુઃખ સહેવું પડતું હતું.

દરબારમાં અર્થાત્ પાર્લામેન્ટમાં બે પક્ષ હતા; એક પ્રજાપક્ષ,

અને બીજો રાજાપક્ષ. પ્રજાપક્ષ લિબરલ હતો અને રાજાપક્ષ કૉન્ઝર્વેટિવ હતો. તેમાં રાજાપક્ષના મંડળને સર્વ બાબતો પોતાની ઇચ્છાનુસાર કરવાનો આગ્રહ હોવાથી તે મંડળ પોતાના તરફ બહુમત મેળવવાના પ્રયત્ન કરતું હતું; પરંતુ પ્રજાપક્ષનું મંડળ સારૂં તેમજ સુશિક્ષિત હોવાથી રાજાપક્ષના મંડળને બહુમત મેળવવા કઠિન થઇ પડતા હતા. આથી એ મંડળ એવી યુક્તિ કરતું કે, પ્રજાપક્ષના મંડળમાંના કોઇપર કાંઇ તો કોઇ ઉપર કાંઇ આરોપ મૂકીને તેમને પકડીને વર્ષોનાં વર્ષો સુધી કેદખાનામાં પૂરતા હતા. કેદખાનામાં તેમનાપર એટલો બધો જુલમ ગુજારતા કે ઘણાખરાનો જીવ કેદખાનામાંજ જતો. આ ઉપરાંત કેટલાકને કાળા પાણીએ કાઢવામાં આવતા હતા. પાર્લા-મેન્ટના સભાસદોજ નહિ પરંતુ જે કોઇ રાજપક્ષ વિરૂદ્ધ વર્તતો જણાતો તેની પણ આવીજ દુર્દશા થતી. ગ્લૅડસ્ટન સાહેબ એ રાજ્યમાં જઇ રહ્યા ત્યારે પાર્લામેન્ટના ૭૨ સભાસદો તેમજ લગભગ વીસહજાર પ્રજામાંના બીજા લોકો એ પ્રમાણે કેદમાં પડેલા હતા. એ સઘળાઓને એવે સ્થળે કેદ રાખવામાં આવતા કે જ્યાં પ્રકાશનું ચિહ્ન યાતો હવાની આવજાનું એક પણ સાધન ન હોય. વળી તેમને હાથે પગે લોઢાની કઠિન બેડીઓ પહેરાવવામાં આવતી હતી. તેમને ખોરાક પણ એવો આપવામાં આવતો કે તેને દેખતાંજ કેટલાકને ઉલટી થઇ જતી. આ કેદીઓમાં કેટલાક મોટા મોટા મુસદ્દીઓ તેમજ સુપ્રસિદ્ધ સુજ્ઞ પુરૂષો પણ હતા; પરંતુ તેમની દાદ કોઇ લેતું નહિ. ત્યાંના કાયદા ઇંગ્રેજી કાયદા જેવાજ હતા. ચોવીસ કલાકમાં કોઇ પણ કેદીને ન્યાયા-ધીશ પાસે લઇ જવોજ જોઇએ એવો પણ એક કાયદો હતો; પરંતુ એ કાયદો ભાગ્યેજ પળાતો. તથા જો એ કાયદો પાળવાની જરૂર જણાતી તો કોઇ ખોટું કારણ દર્શાવીને કેદીને ન્યાયાધીશ પાસે લઇ ગયા જેવો ડોળ કરી તેને પુનઃ કેદખાનામાં પૂરવામાં આવતો. આવો

જુલમ ઘણાં વર્ષથી ચાલતો હતો અને તેથી સઘળા લોકો ઘણાજ ભયભીત રહેતાં હતા.

ધીમે ધીમે ઉપરનો સઘળો પ્રકાર ગ્લૅડસ્ટનને કાને આવ્યો; તેથી તેમને ઘણું માઠું લાગ્યું. તેઓ ક્રોધાવેશથી તપી ઉઠ્યા. પોતાના સાંભળવામાં આવેલી હકીકત ખરી છે કે કેમ એ જાણવાના હેતુથી તેમણે ત્યાંના રાજા પાસે તુરંગ જોવાની રજા માગી. રાજાએ ભોળ-પણથી તરતજ ગ્લૅડસ્ટન સાહેબને તે રજા આપી. ગ્લૅડસ્ટન સાહેબે રજા મળતાંજ તુરંગની તપાસ કરી, તો તેમની ખાત્રી થઇ કે, જે હકીકત સાંભળવામાં આવી છે તે ખરી છે. આથી તેમને ઘણો સંતાપ થયો અને આ અનિષ્ટનું નિવારણ કરવાનો નિશ્ચય કર્યો. ગ્લૅડસ્ટન સાહેબને નેપલ્સ સંસ્થાન સાથે કાંઇ સંબંધ ન હતો, પરંતુ તેઓ સાધુ પુરૂષ હતા. “ **उदारचरितानां तु वसुधैव कुटुंबकम्** ” એ વિચારના તેઓ હોવાથી નેપલ્સવાસીઓ માટે તેમના અંતરમાં સહાનુ-ભૂતિ ઉપજે એમાં આશ્ચર્ય નહોતું.

નેપલ્સ સંસ્થાનમાં ચાલતો જુલમ તેમજ અન્યાય અટકાવવાનો ગ્લૅડસ્ટન સાહેબે નિશ્ચય કર્યો. બુદ્ધિવાનોને માટે કોઈ કાર્ય કઠિન યાતો ન બને એવું છેજ નહિ. ગ્લૅડસ્ટનને એવી એક ઉત્તમ યુક્તિ સૂઝી કે, તેને લીધે તેમનું કાર્ય સહેલાઇથી સિદ્ધ થયું. એ સંબંધી એક ગ્રંથકારે લખ્યું છે કેઃ—જે કાર્ય રાજાને તોપો યાતો બંદુકોથી કરતાં ન આવ-ડત તે કાર્ય ગ્લૅડસ્ટને પોતાની લેખિનીથી કર્યું. તેની હકીકત આ પ્રમાણે છેઃ—

એ સમયે મહારાણી સરકારનો મુખ્ય પ્રધાન ડ્યુક ઑફ ઍબ-ર્ડીન હતો. ગ્લૅડસ્ટન સાહેબે આ લોકોનાપર ગુજરતા જુલમ અને ચાલતા અન્યાય સંબંધી બે ત્રણ વિસ્તૃત પત્રો એ મુખ્ય પ્રધાનપર લખ્યા. એ પત્રો વાંચતાં રોમાંચ થઈ જાય છે.

તેમાં આ વિષય હાથમાં લેવાને પોતાનો અધિકાર કેવી રીતે પહોંચે છે તે પ્રદર્શિત કરવાને તેમણે જે સાદા સિદ્ધાંતો જણાવ્યા છે; તેનો આશય એવો છે કેઃ—"૧ નેપલ્સના સરકાર ખરા અથવા કલ્પિત રાજકીય ગુન્હેગારોને જે દુઃખ દે છે તેથી ધર્મ, વિદ્યા, સદાચાર, મનુષ્યત્વ તથા શિષ્ટાચારનો નાશ થાય છે. ૨. એ દેશમાં પ્રજાસત્તાક રાજ્યની આકાંક્ષા નહિ હોવા છતાં આ જુલમને લીધે તે ઇચ્છાનું ત્યાં બીજારોપણ થાય છે. હું કૉન્ઝર્વેટિવ પક્ષનો છું અને આ પક્ષ યુરોપમાંનાં સંસ્થાપિત રાજ્યોનો પક્ષપાતી હોવાથી તે પૈકી કોઇ પણ રાજ્યનું અનિષ્ટ થાય એ મારા કૉન્ઝર્વેટિવ પક્ષને બાધક થાય તેમ છે; તેથી નેપલ્સની અવ્યવસ્થાથી જે હાનિ થાય છે તે ઇંગ્લાંડની અને ઇંગ્લાંડના લોકોનીજ હાનિ થાય છે; તેથી એ હાનિનું નિવારણ કરવાનો પ્રયત્ન કરવો એ પ્રત્યેકનું કર્ત્તવ્ય છે." આમ કહીને તેમણે કેટલુંક વર્ણન કર્યું છે. એ વર્ણનમાંની એક બે વાર્તાઓ અત્ર નિવેદન કરીએ છીએ.

"કાર્લો પોઇરીઓ નામનો એક સુશિક્ષિત અને સદાચારી ગૃહસ્થ હતો. તેનો પિતા વકીલ હોઇને તેની ઘણી પ્રતિષ્ઠા હતી; પરંતુ તે જાતે ઘણો સરળ, સાહસિક અને સ્પષ્ટવક્તા હોવાથી રાજ્યનાં સઘળાં કાર્યો કાયદા પ્રમાણેજ થવાં જોઇએ એમ કહેતો હતો. આ તેનો મહાન દોષ છે એમ રાજાપક્ષને લાગવાથી તેમણે તેને પકડી રાજદ્રોહનો આરોપ મૂકીને ત્રણ વખત તપાસ કરી. અંતે તેને દશ વર્ષ સુધી કેદખાનામાં પૂરી રાખવામાં આવ્યો હતો. ત્યાં તેને અતિશય દુઃખ ભોગવવું પડયું. તેની દાદ કે ફરિયાદ કોઇએ સાંભળી નહિ! આ સિવાય તેના જેવા બીજા ૪૧ માણસોપર જુદા જુદા જૂઠા આરોપ મૂકીને, તેની સાબિતી ખોટા પૂરાવાઓથી કરીને તેમને પણ કેદખાનામાં નખાવવામાં આવ્યા છે. તેઓમાંના કોઇએ નજીવો ગુન્હો પણ કર્યો નથી."

"આ બેતાળીસ માણુસોમાં સેટેમ્બ્રિની નામનો એક બીજો ગૃહસ્થ કાર્લો પોઇરીઓના જેવોજ સદ્ગુણી હતો. તેને ફાંસીની સજા કરવામાં આવી હતી; છતાં કેદખાનામાંજ તેને અપાર દુઃખ દેવામાં આવ્યું હતું."

"દરેક કેદીના પગમાં આઠ આઠ દશ દશ શેરના ભારની બબ્બે બેડીઓ નાખવામાં આવેલી છે. તેમાંની એક બેડીની એક સાંકળ બીજાની કમ્મરમાંના ચામડાના પટ્ટા સાથે મજબુતીથી બાંધેલી હોય છે. આથી એમ બને છે કે બે કેદીઓ એકબીજાથી બે ત્રણ હાથ જેટલા પણ દૂર ખસી શકતા નથી. આ બેડીઓ આવીજ રીતે રાત્રિદિવસ તેમના પગોમાં રાખવામાં આવે છે. આથી તેમને ઉઠતાં બેસતાં, ચાલતાં ફરતાં કેટલી અડચણ પડતી હશે—કેટલો ત્રાસ પડતો હશે—અને કેટલી શરમ ઉપજતી હશે તેની માત્ર કલ્પનાજ આપણે કરી શકીએ તેમ છીએ !"

"એ રાજ્યની પ્રોસિડા નામની એક તુરંગમાં પુષ્કળ કેદીઓ પૂરી રાખવામાં આવેલા હતા. તેમને અતિશય દુઃખ ભોગવવું પડતું હતું. તે તેમનાથી સહન નહિ કરી શકાયાથી તેમણે એકદમ બંડ કરીને તુરંગ પોતાને સ્વાધીન કરી લીધી. તેનો બંદોબસ્ત સરકારે કેવો કર્યો ! ત્યાંના કેદીઓના ટોળામાં નાના નાના જ્વાળાગ્રાહી પદાર્થથી ભરેલા સળગતા ગોળાઓ નાખીને કેટલાક કેદીઓને ક્ષણમાત્રમાંજ ઠાર કરી નાખ્યા !"

"કેદી લોકો તરફ કેવું દુર્લક્ષ્ય રાખવામાં આવે છે ! તુરંગનો અધિકારી વૈદ્ય ત્રીજા માળપર બેસે છે. તેની પાસે જવાને કેદીને બે દાદરો ચઢવા પડે છે, અને ત્યારેજ તેને ઔષધ મળે છે. જો દાદર ચઢી વૈદ્ય પાસે જવાની તાકાત કેદીમાં નથી હોતી, તો તે જ્યાં પડ્યો હોય ત્યાંજ તેને મરવું પડે છે. ડૉક્ટર કેદી પાસે આવતો નથી; કેમકે કેદીઓને એવા ભયંકર સ્થાને રાખવામાં આવે છે કે, જ્યાં જતાં ડૉક્ટરને પણ ભય ઉપજે છે !"

આવું પુષ્કળ વર્ણન ગ્લૅડસ્ટન સાહેબે પોતાના પત્રોમાં કર્યું છે. એ પત્રો વાંચી જોનાર મનુષ્યોમાં નેપલ્સના દુઃખી લોકો માટે જેને દયા ન ઉપજી હોય એવું એક પણ મનુષ્ય નહિ હોય. તોપછી તે હકીકત ગ્લૅડસ્ટન જેવા ધર્મશીલ, દયાળુ અને ભક્તિમાન પુરૂષના અંતઃકરણને પ્રચલિત કરવાને સમર્થ થાય એમાં શું નવાઇ !

ગ્લૅડસ્ટનનો બીજો પત્ર તા. ૧૪ મી જુલાઇ ૧૮૫૧ નો છે. તેમાં પણ આ સંસ્થાનમાંની અવ્યવસ્થા સંબંધી ઘણી હકીકત લખેલી છે. તેમાં બીજી એક એ હકીકત દર્શાવવામાં આવી હતી કે, બાલ્યાવસ્થાથીજ બાળકના મનપર પોતાને ફાવે એવા વિચારો ઠસાવવાનો પ્રયત્ન ત્યાંનું રાજપક્ષનું મંડળ કરતું હતું. આ ઉપાયને અનુસરતાંજ પુસ્તકો શાળાઓમાં ચલાવવામાં આવતાં હતાં. તે પુસ્તકોમાં ક્રમે ક્રમે એવી હકીકત સ્થાપિત કરેલી હતી કે, રાજા એજ પરમેશ્વર છે. પ્રજાએ કોઈ પણ પ્રકારે ચું કે ચાં નહિ કરતાં રાજાની આજ્ઞા માનવી જોઇએ. તેમાં કોઇએ પોતાનું ડહાપણ દર્શાવવું જોઇએ નહિ. એ સંબંધી એક 'ગુરૂશિષ્ય સંવાદ'નું પુસ્તક નાનાં બાળકોને શીખવવામાં આવતું હતું. એ પુસ્તકમાંની થોડી હકીકત અત્ર ઉતારીએ છીએઃ—

**શિષ્યઃ**—રાજ્યમાં લોકો કાયદા કરી શકે ખરા કે ?

**ગુરૂઃ**—નજ કરી શકે; કેમકે કાયદાઓ રાજસત્તાને મર્યાદિત કરવાને માટે ઠરાવેલા હોય છે, અને તે મર્યાદા માત્ર રાજાનેજ કરતાં આવડતી હોય છે. જો એમ ન હોત તો લોકોના કલ્યાણને માટે જે મહાશક્તિ—રાજસત્તા—પરમેશ્વરે ઉત્પન્ન કરી છે તે સર્વશ્રેષ્ઠ રહી હોત નહિ.

**શિષ્યઃ**—એકાદ બનાવ રાજસત્તાની વિરૂદ્ધ બને, કિંવા લોકસુખને અડચણકર્ત્તા થાય તો તેનો વિચાર કરવો એ કોનું કર્ત્તવ્ય છે ?

**ગુરૂઃ**—એ રાજાનું કર્ત્તવ્ય છે; કેમકે ઇશ્વિરે એ મહાન શક્તિ માત્ર રાજાનામાંજ દેશનું નિરંતર કલ્યાણ કરવાને માટે મૂકેલી છે.

આવી રીતે તદ્દન બાલ્યાવસ્થાથીજ બાળકોનાં મન પોતાના વિચારોને અનુસરતાં કરવાનો પ્રયત્ન નેપલ્સના રાજકારસ્થાની પુરૂષો કરતા હતા; પરંતુ તેમનો આ પ્રયત્ન વ્યર્થ થતો હતો.

આ પત્રો ગ્લૅડસ્ટને ડ્યુક ઑફ ઍબર્ડીનને મોકલ્યા. એ પત્રો તેણે એ સમયના પરદેશખાતાના પ્રધાન લૉર્ડ પામરસ્ટનને આપ્યા. તેણે એ પત્રો છપાવીને સમસ્ત ઈંગ્લાંડમાં ફેલાવ્યા; એટલુંજ નહિ પણ ઈંગ્રેજ સરકાર તરફના જે વકીલો પરદેશી દરબારોમાં હતા તેમને પણ તેની નકલો મોકલી આપી. આવી રીતે નેપલ્સના રાજ્યમાં કેવી સ્વચ્છંદ બાદશાહી હતી તે સૌ કોઈના જાણવામાં આવ્યું. આથી એ સંબંધી સર્વત્ર ઘણીજ ચર્ચા ચાલવા લાગી, અને સઘળા સુજ્ઞ લોકો નેપલ્સની નિંદા કરવા લાગ્યા. આ સઘળો પ્રકાર નેપલ્સના રાજાના જાણવામાં આવતાં તેને ઘણું માઠું લાગ્યું. તેને મ્હોં દેખાડવાનું સ્થાન પણ રહ્યું નહિ. સઘળાં રાષ્ટ્રો જાહેરમાં તેની નિંદા કરવા લાગ્યાં. અંતે એ હકીકત ઉપર પોતાનો ખુલાસો પ્રકટ કરવાનો તેણે પ્રયત્ન કર્યો; પરંતુ તેનો કશો ઉપયોગ થયો નહિ. આ પત્રોની ચૌદમી આવૃત્તિના પુસ્તક સાથે એક પરિશિષ્ટ જોડીને તેમાં એક ઉદાહરણ આપ્યું છે. તે આ પ્રમાણે છેઃ—ઇ. સ. ૧૮૫૮ ના ડિસેંબર મહિનાની ૨૭ મી તારીખે ૯૧ કેદીઓ સંબંધી સરકારનો એવો હુકમ છુટયો કે, તેમને જીવનપર્યંતને માટે સિસિલીની હદપાર કરવા. તે ઉપર દરબારના મુખ્ય અધિકારીઓનો હુકમ ઈ. સ. ૧૮૫૯ ના જાન્યુઆરી માસની ૯ મી તારીખે છુટયો કે, તે સઘળા કેદીઓને અમેરિકા પહોંચાડવા. આ ઠરાવ બહાર પડતાં પહેલાંજ તેમાંના ૧૬ કેદીઓ મૃત્યુ પામ્યા હતા. બાકીના ૬૬ કેદીઓને અમેરિકા રવાના કરવામાં આવ્યા અને ૧૧ કેદીઓને પ્રથમ પ્રમાણે કેદખાનામાંજ પૂરી રાખવામાં આવ્યા. તેમને કેદખાનામાં પૂરી રાખવામાં આવ્યા તેનું કારણ એ હતું કે, તેમનામાંના

કોઇથી સહજ પણ હાલી ચાલી શકાતું નહોતું, તથા કેટલાક કેદીઓ પ્રાંતમાંના કેદખાનામાં નેપલ્સ શહેરથી ઘણે છેટે હતા. અંતે કેટલાક સારા ખોટા ઉપાયો યોજીને જેટલી અંધાધુંધી દૂર કરી શકાય તેટલી તે રાજાએ દૂર કરી. નિરપરાધી હતા તેમને બંધનમુક્ત કર્યા અને બાકીના અપરાધીઓની તપાસ કરી તેમને યોગ્ય શિક્ષા કરી. આવી રીતે નેપલ્સના રાજ્યમાંનો અન્યાય ગ્લેડસ્ટન સાહેબના પત્રોથી ઘણે ખરે અંશે દૂર થયો. ધન્ય છે એ પરોપકારી પુરૂષને !

આ પત્રો ઉપરથી આ પ્રમાણે ઉત્તમ પરિણામ થયું ખરૂં; પરંતુ તેથી ગ્લૅડસ્ટન સાહેબને પણ કેટલોક ત્રાસ વેઠવો પડ્યો હતો. તેમના શત્રુઓએ અનેક અવનવાં ગપ્પાં ઉડાવ્યાં હતાં. નેપલ્સના બંડવાળા અને બદમાશોની સાથે તેઓ મળી ગયા છે એમ કેટલાક અજ્ઞાની લોકો કહેવા લાગ્યા. ઇંગ્લાંડમાં કેટલાંક વર્ષ પછી—એટલે કે મહારાણી સાહેબ સિંહાસનારૂઢ થયા પછી તરતજ ચાર્ટિસ્ટ નામનું મંડળ નીકળ્યું હતું. તેનું વ્રત દુઃખીઓનું દુઃખ નિવારણ કરવાનુંજ હતું, પછી તે ગમે તે હોય. આ મંડળીની પ્રતિષ્ઠા સારી નહોતી; કેમકે તેમાં સઘળા પ્રકારના લોકો હતા. એ મંડળનો કેટલોક ભાગ અદ્યાપિ કાયમ છે એમ કહેવાય છે. એ મંડળમાં ગ્લૅડસ્ટનની પણ ગણના થવા લાગી. તે સિવાય ગ્લૅડસ્ટન સાહેબના પ્રયત્નથી નેપલ્સના લોકો-ઉપરનો અન્યાય દૂર થયો છે એ હકીકત સાંભળીને તેમની પાસે પોલ, હંગેરિયન, સૅક્સન, ફ્રેંચ વગેરે જે લોકો તેવો અન્યાય અને જુલમ ભોગવતા હતા તેમનાં પણ ટોળાં ને ટોળાં આવવા લાગ્યાં. આથી ગ્લૅડસ્ટન સાહેબ મોટી ઉપાધિમાં આવી પડ્યા. તેમણે તેઓ સર્વને સમજાવીને તથા જેઓ ગરીબ હતા તેમને થોડું ઘણું દ્રવ્ય આપીને વિદાય કર્યા.

વિચારવાન ગ્રંથકર્ત્તાઓનું કહેવું એવું છે કે, ગ્લૅડસ્ટનના પ્રય-

ત્નથી નેપલ્સમાં જે સુધારણા થઇ તે ત્યાંની લોકસ્થિતિની ઉન્નતિને પછીથી અતિ ઉપયોગી થઈ પડી, અને ભવિષ્યમાં ઇટાલીનું જે ઐક્ય થયું તેમાં આ પ્રયત્ન ઘણે અંશે સાધનભૂત થયો. ગૅરિબાલ્ડી કે જે ઇટાલીમાં મહાન નામાંકિત યોદ્ધા અને સ્વદેશાભિમાની પુરૂષ થઈ ગયો તેણે આ સંબંધી એમ કહ્યું છે કેઃ—"ગ્લૅડસ્ટનના આ દુઃખનિવારણના પત્રોએજ ઇટાલીની સ્વતંત્રતાનું પ્રથમ રણશિંગું ફૂંક્યું." ગૅરિબાલ્ડીના આ શબ્દો ગ્લૅડસ્ટનની કીર્તિને અત્યંત દીપાવે છે.

## બલ્ગેરિયા

બલ્ગેરિયા એ વખતે તુર્કસ્તાનના રાજ્યનો એક ભાગ હતો. તેનું ક્ષેત્રફળ ૨૪૩૬૦ ચોરસ માઇલ છે, અને લોકસંખ્યા ૩૧૫૪૩૭૫ છે. એમાં ખ્રિસ્તી લોકોની વસ્તી વિશેષ છે. લોકો નિપુણ નથી તોપણ સારા સુશિક્ષિત છે. તેમનાપર પાશા નામના ઓહ્દેદારદ્વારા તુર્ક સરકાર સખ્તાઇથી અમલ કરતી હતી. આથી ત્યાં વારંવાર બંડ થઇને લોકોની માલમત્તાને ઘણુંજ નુકસાન પહોંચતું હતું અને અનેક જીવોનો નાશ થતો. સરકાર અને રૈયત વચ્ચે આ પ્રમાણે ઘણો અણબનાવ કેટલાંક વર્ષ સુધી ચાલ્યા કર્યો હતો. આ પ્રકાર જોઇને ઇ. સ. ૧૮૭૫ ના ડિસેંબરની ૩૦ મી તારીખે આસ્ટ્રિયાના દરબારના પ્રધાન કાઉન્ટ આંડ્રાસીએ આ પ્રકરણનું એક સૂચનાપત્ર કાઢ્યું અને તેપર જર્મની તેમજ રશિયાના દરબારની સહીઓ લઇને તે તુર્કસ્તાનના સુલતાનને મોકલી આપ્યું. તેમાં મુખ્ય એજ મતલબ હતી કે, તમે તમારા રાજ્યમાંનો જુલમ દૂર કરવાને માટે તથા લોકોની સુધારણાને માટે જે જે વચનો આજસુધીમાં આપ્યાં છે તેમાંનું એક પણ વચન પૂર્ણ કર્યું નથી. હજી પણ એ વચનો તમે પૂર્ણ નહિ કરો તો યુરોપમાં શાન્તિ રાખવાના હેતુથી યુરોપનાં અન્ય રાષ્ટ્રોને આ પ્રકરણમાં પડવું પડશે, અને તમારે તે સમયે પણ તમારાં વચનો પૂર્ણ કરવાં પડશે. આ સૂચના-

પત્રપર આરંભમાં ઇંગ્લાંડની સહી નહોતી; પરંતુ તુર્કસ્તાને જાતેજ વિનતિ કરવાથી ઇંગ્રેજ સરકાર પણ તેમાં ભળી. તુર્કસ્તાને જાતેજ વિનતિ કરી તેનું કારણ એ કે, ઇંગ્લાંડ તુર્કીનું જુનું સહાયકારી હતું, અને તુર્કી ઉપર તેની સંપૂર્ણ કૃપા હોવાથી અન્ય રાષ્ટ્રોની સાથે તે પણ જોડાયલું હોય તો તેની પ્રતિષ્ઠાને યોગે તુર્કી ઉપર કોઇ વિશેષ સખ્તાઈ કરી શકે નહિ એ હતું. ઉપરથી તો આ સૂચનાપત્ર તુર્કસ્તાને ઘણા આભારસહિત સ્વીકાર્યું અને તેમાં દર્શાવેલી પ્રત્યેક વાતને અનુસરીને વર્તવાનું કબૂલ કર્યું; પણ એ બધું એટલેથીજ અટક્યું. તુર્કસ્તાને એ સૂચનાપત્રમાંની એક પણ સૂચના અમલમાં મૂકી નહિ. બેન્જામિન ડિઝરાયલી મહારાણી સરકારનો મુખ્ય પ્રધાન હતો ત્યારે એટલે ઇ. સ. ૧૮૭૫ થી ૧૮૮૦ સુધીમાં ઉલટી આ સંબંધીના અનર્થોની અનેક ભયંકર બાતમીઓ ઇંગ્લાંડના લોકોને કાને ગઇ. તેની સત્યતાની ખાત્રી કરવાને ડેઇલી ન્યુઝ વર્તમાનપત્રના અધિપતિએ માકગાહામ નામના પોતાના એક બાતમીદારને તે પ્રાંતમાં મોકલ્યો. તેણે જાતે ખાત્રી કરીને જે હકીકત લખી મોકલી તે પણ પૂર્વે જાણવામાં આવેલી હકીકતને મળતીજ જણાઈ. તે સિવાય બેરિંગ નામના એક ગૃહસ્થને સરકારે ત્યાંની સ્થિતિ જોવા મોકલ્યો હતો તેણે જે હકીકત લખી મોકલી તે પણ ઉપરની હકીકતને શબ્દશઃ મળતી જણાઈ. એ વાંચતાં લોકોનાં રોમાંચ ખડાં થઈ ગયાં. ત્યાંના ધાર્મિક તેમજ સુજ્ઞ લોકોને તો એમજ લાગ્યું કે, આવા અનર્થોમાંથી ત્યાંના લોકોને છોડાવવા એ આપણું ધર્મબંધુઓ તરીકેનું કર્ત્તવ્ય છે. લોકો એ સંબંધી પુષ્કળ બોલતા હતા અને લખતા હતા; પરંતુ મુખ્ય પ્રધાન ડિઝરાયલી અને તેના પક્ષના મંડળને એ ભયંકર બાતમીઓની કાંઇ અસર થઈ નહોતી. બાલ્યાવસ્થામાં ડિઝરાયલી એ દેશમાં ફરેલો હોવાથી ત્યાંના લોકોને હાથે એમ બને એ તેને અસંભવિત લાગતું હતું. આ સમયના

લિબરલ પક્ષના આગેવાન લૉર્ડ હાર્ડિંગટનને આ માટે ઘણું માઠું લાગ્યું; પરંતુ તે જાતે ઘણો ઠંડો હોવાથી તેણે બહુ બહુ તો પાર્લામેન્ટમાં બેસીને પ્રશ્નો કર્યા હશે, ઉત્તરો માગ્યા હશે અને સૂચનાઓ કરી હશે. આવી પરિસ્થિતિ જોઇને ગ્લૅડસ્ટને પોતાનો ધર્મશાસ્ત્રનો વાદ કરવાનું તથા ગ્રીસ અને રોમના ઇતિહાસનો અભ્યાસ કરવાનું કામ બાજુએ મૂકીને બલ્ગેરિયાનો વિષય હાથમાં લીધો. તેમણે એ સઘળી હકીકતની સંપૂર્ણ માહિતી મેળવી લીધા પછી અનેક સ્થળોએ વ્યાખ્યાનો કરીને, હસ્તપત્રો કાઢીને તથા નાનાં મોટાં અનેક પુસ્તકો લખીને તે વિષય તરફ લોકોનાં મન ખેંચ્યાં; અને લોકોને તેથી ઘણો આવેશ ચઢયો. જ્યાં ત્યાં આજ વાત ચાલવા લાગી. લંડન શહેરમાં સેન્ટ જેમ્સહૉલમાં એક મોટી સભા ભરવામાં આવી. તેમાં પુષ્કળ લોકોએ ભાષણો કર્યાં. તેમાં ગ્લૅડસ્ટન સાહેબનું ભાષણ ઘણું સારૂં થયું. લોકોના મનમાં એ ભાષણની હકીકત ઠસી ગઇ. જસ્ટિન મકાર્થીએ કહ્યું છે કેઃ "ગ્લૅડસ્ટનનું આવું ઉત્તમ ભાષણ મ્હેં પૂર્વે કદાપિ સાંભળ્યું નહોતું." કાર્લાઇલ નામનો વિદ્વાન ગૃહસ્થ કે જે રાજકીય ખટપટમાં કદાપિ પડતો નહોતો તે પણ આ સમયે આગળ પડયો. તેણે આ મહાન સભાને એવો પત્ર મોકલ્યો કેઃ—"તુર્ક સરકાર પોતાના રાજ્યની પ્રજાપર જે કડક અધિકાર ચલાવે છે તે અધિકારથી પ્રજાનું રક્ષણ કરવાનો માત્ર એજ ઉપાય છે કે, તુર્કને તે અધિકાર ચલાવવાજ દેવો નહિ."—

પરિણામે સમસ્ત યૂરોપખંડ તુર્કસ્તાનની-વિરૂદ્ધ થયો. એક તરફથી રશિયાનું સૈન્ય આવી પહોંચ્યું અને આ તરફથી ઇંગ્લાંડનું સૈન્ય જઇ પહોંચ્યું. બન્નેના પંઝામાં તુર્કસ્તાન સપડાયું ત્યારેજ તે ગભરાયું. છેવટે રશિયાને જે પ્રદેશ જોઇતો હતો તે તેને મળ્યો અને ઇંગ્રેજોને સાયપ્રસનો ટાપુ મળ્યો. આટલું થયું તોપણ તુર્કસ્તાનના અન્યાયનું નિવારણ થયું નહિ; જેથી કૉન્ઝર્વેટિવ પક્ષ પ્રત્યે લોકોને બહુ ચીઢ

ચઢી, અને હવે લિબરલ પક્ષનીજ ચઢતી થશે એમ સર્વને લાગ્યું.

આ તરફ આટલી તૈયારી થવા પહેલાંજ જર્મનીના મુખ્ય પ્રધાન પ્રિન્સ બિસ્માર્કે એવો વિચાર દર્શાવ્યો હતો કે, યૂરોપનાં સબળાં મોટાં રાજ્યોના પ્રતિનિધિઓએ કોઇ સ્થળે એકઠા થઇને યુરોપમાં શાન્તિ કાયમ રહે એવો કોઇ વિચાર ઠરાવીને તે પ્રમાણે સૌએ વર્ત્તવું. આ સંબંધી પ્રથમ ઘણી શંકાઓ નીકળી અને વાદ-વિવાદ થયો; પરંતુ એ પ્રસંગે પ્રિન્સ બિસ્માર્કનું ગૌરવ યૂરોપમાં એટલું બધું વધી પડયું હતું કે, તેની યોજના વિરૂદ્ધ વર્ત્તવાની કોઇની હિંમત નહોતી. સૌએ તેની યોજના સ્વીકારી. તેમાં એમ ઠર્યું કે, એ સભા ઈ. સ. ૧૮૭૮ ના જુલાઈ મહિનાની ૧૩ મી તારીખે બર્લિનમાં ભરવી અને તેનું અધ્યક્ષસ્થાન પ્રિન્સ બિસ્માર્કનેજ આપવું. તેમાં ત્રણ ચાર વિષયો મુખ્યત્વે કરીને નીકળવાના હતા. તુર્કસ્તાનના અમલ નીચે માત્ર નામ-નાજ જે પ્રાંત હતા તેની સ્થિતિનો વિચાર કરવો એ તેમાંનો પહેલો વિષય, તુર્કસ્તાનના અમલ નીચે પરધર્મી અને પરદેશી લોકો હોય છે તેમના સંબંધી વિચાર કરવો એ બીજો વિષય, ગ્રીસની સરહદ વચ્ચે જતી હતી તેના સંબંધી વિચાર કરવો એ ત્રીજો વિષય, ગ્રીક લોકો તુર્કસ્તાનના અમલ નીચે હતા તેમના સંબંધી વિચાર કરવો એ ચોથો વિષય, તથા તુર્કસ્તાનનો જે પ્રદેશ એશિયાખંડમાં હતો તેની સ્થિતિનો વિચાર કરવો એ પાંચમો વિષય હતો. એકંદર હેતુ એવો હતો કે, યૂરોપના અગ્નિખુણા તરફની ખ્રિસ્તી પ્રજાનું સંરક્ષણ અને ઉન્નતિ થઇ શકે એવી વ્યવસ્થા કરવી.

ઠરાવ્યા પ્રમાણે એ સભા બર્લિનમાં પ્રિન્સ બિસ્માર્ક જે વિશાળ મહેલમાં રહેતો હતો તેમાં ભરવામાં આવી. તેમાં ઇંગ્લાંડ તરફના પ્રતિનિધિ તરીકે લૉર્ડ બિકન્સફીલ્ડ ગયો હતો. પાર્લામેન્ટનું કામ ચાલુ હોય ત્યારે મુખ્ય પ્રધાને પરદેશમાં જવું નહિ એવી રૂઢી ઘણા દિવસથી

હતી; પરંતુ બિકન્સફીલ્ડે આ સમયે તે તરફ ધ્યાન આપ્યું નહિ. તેની સાથે એ સભામાં લૉર્ડ સૅલ્સબરી પણ ગયો હતો. રસ્તામાં અનેક સ્થળોએ તેમને બન્નેને ઘણું સન્માન મળ્યું. સભામાં પુષ્કળ રાષ્ટ્રીય પ્રકરણોનો વિચાર ચાલ્યો; તેમાં બલ્ગેરિયાનો વિષય પણ નીકળ્યો હતો. એ સંબંધી સંપૂર્ણ માહિતી ગ્લૅડસ્ટનના લેખો તેમજ ભાષણો ઉપરથી સઘળા સભાસદોને પ્રથમથીજ મળેલી હતી અને ત્યાંની પ્રજાના દુઃખનું નિવારણ કરવાનો સૌએ નિશ્ચય કર્યો હતો; તેથી એ સંબંધી વિશેષ વાદવિવાદ નહિ થતાં એવો ઠરાવ થયો કેઃ ૧. બલ્ગેરિયાનું રાજ્ય જુદું સ્વતંત્ર રહે, પરંતુ તે તુર્કસ્તાનના સુલતાનનું માંડલિક રહે. તે રાજ્ય ખ્રિસ્તી ધર્મનું રહે, તથા તેનું સૈન્ય જુદું રહે. ૨. બલ્ગેરિયાના રાજાની નિમણુંક લોકોએ કરવી અને તે માટે તુર્કસ્તાનના સુલતાનની સંમતિ તથા યુરોપના અન્ય રાજાઓની અનુમતિ મેળવવી. ૩. યુરોપમાંના હમણાંના દંડધારી કોઈ પણ રાજકુળમાંના રાજાની નિમણુંક કરવી નહિ. ૪. ગાદી ખાલી પડે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણેજ રાજાની નિમણુંક થઇ તેને સંમતિ અને અનુમતિ મળવી જોઇએ; આ પ્રમાણે વ્યવસ્થા થઇ. ૫. રોમાનિયા, સર્વિયા અને મોન્ટિનીગ્રો સંસ્થાનો પણ જુદાં સ્વતંત્ર રહે, પરંતુ તેમના ધર્મસંબંધી હક્ક સમાન રહેવા જોઇએ, એમ ઠર્યું. ૬. પૂર્વ રોમાનિયાપર ખ્રિસ્તી ગવર્નર રહે અને સરહદપરના બંદોબસ્ત માટે સુલતાને સર્કાસિયન વગેરે લોકોને રાખવા નહિ. ૭. તુર્કસ્તાન અને ગ્રીસ વચ્ચે સરહદની જે તકરાર હતી, તે તકરારનો તુર્કસ્તાનના સુલતાને અને ગ્રીસના રાજાએ એકબીજાની સાથે શાંતિથી વિચાર કરી અંત લાવવો; અને તેઓ અંત નજ લાવી શકે તો યુરોપનાં મોટાં રાષ્ટ્રોએ બહુમતે યોગ્ય નિશ્ચય કરવો અને તે પ્રમાણે બન્ને પક્ષે વર્તવું. એકંદરે યુરોપના અગ્નિખુણામાંની ખ્રિસ્તી પ્રજાનાં સ્વાતંત્ર્યનું અને તેમાં પણ વિશેષે કરીને 'ધર્મસ્વાતંત્ર્યનું' રક્ષણ થાય

તથા સ્વતંત્રતાથી ઉન્નતિના માર્ગમાં તે આગળ વધી શકે એજ ઉદ્દેશ ખાસ કરીને આ સભાનો હતો. ગ્લૅડસ્ટન સાહેબે આ વિષય હાથમાં લીધો તેથીજ તેનું આવું શુભ પરિણામ આવ્યું હતું; જેથી બલ્ગેરિયા ઉપર પણ ગ્લૅડસ્ટન સાહેબે કેવો મહાન ઉપકાર કર્યો છે તે જણાઈ આવે છે.

આ સભામાંનો એક પ્રકાર ઇંગ્રેજી રાષ્ટ્રને ભૂષણાવહ થયો, તે એ છે કે, પ્રિન્સ બિસ્માર્કે આ સભાના કામનો આરંભ ઇંગ્રેજી ભાષામાંજ કર્યો હતો. નહિતો યુરોપિયન રાષ્ટ્રોના પ્રતિનિધિઓની સભામાં પ્રારંભથી તે અંત સુધી ફ્રેંચ ભાષામાંજ કામ ચાલવું જોઇએ; પરંતુ પુષ્કળ માણસોને એમ લાગ્યું હતું કે, તે લૉર્ડ બિકન્સફિલ્ડ ફ્રેંચ ભાષામાં નિપુણ નહિ હોવાથીજ તેની સગવડતા માટે પ્રિન્સબિસ્માર્કે ઇંગ્રેજી ભાષામાં સભાનું કામ ચલાવ્યું હશે.

આવી રીતે બર્લિનની સભા બરખાસ્ત થયા પછી ત્યાંનું મંડળ પાછું આવ્યું. તે સમયે ઇંગ્રેજ લોકોએ લૉર્ડ બિકન્સફીલ્ડને ઘણુંજ માન આપ્યું, કેમકે તેણે સભામાં ઘણું મહાન કાર્ય કર્યું છે એમ તેમને લાગ્યું. લૉર્ડ બિકન્સફિલ્ડને પોતાને પણ પોતે કૃતકાર્ય થયો છે એમ લાગ્યું. તેણે દરબાર મંડપના છજામાં ઉભા રહીને નીચે એકઠા થયેલા હજારો લોકોને સંબોધીને એક મોટું ભાષણ કર્યું. તેમાં તેણે કહ્યું કેઃ— આ ઠરાવથી હું **"શાંતિ અને સન્માન"** બન્નેને લાવ્યો છું. તેનું આ કહેવું ખરૂં હતું. એ સભામાં લૉર્ડ બિકન્સફીલ્ડના શબ્દોને પુષ્કળ માન મળ્યું હતું. આ સમયે સમસ્ત જગતમાં એમ થયું કે પ્રિન્સ બિસ્માર્કથી સહજજ ઉતરતો રાજ્યકાર્યધુરંધર પુરૂષ લૉર્ડ બિકન્સફીલ્ડ છે. એ પછી તરતમાંજ પાર્લામેન્ટની નવી ચુંટણી થઈ. ગ્લૅડસ્ટનના સંબંધી લોકોના મનમાં જે ઉત્તમોત્તમ વિચારો ઉપજ્યા હતા, તેને પરિણામે આ સમયે લિબરલ પક્ષના સભાસદોની સંખ્યા પુષ્કળ ચુંટાઇ.

આથી કરીને લૉર્ડ બિકન્સફીલ્ડે પાર્લામેન્ટ ભરાય તે પૂર્વેજ મુખ્ય પ્રધાનગીરીનું રાજીનામું આપ્યું. તેણે રાજીનામું આપ્યું કે તરતજ મહારાણી સરકારે નિયમ પ્રમાણે લૉર્ડ હાર્ટિંગટનને મુખ્ય પ્રધાનની જગ્યાએ બોલાવ્યો. ત્યારે લોર્ડ હાર્ટિંગટને મહારાણી સરકારને કહ્યું કે, લૉર્ડ ગ્રૅનિવલની સલાહ લઇને હું આવું છું. પછીથી તેઓ બન્ને એટલે કે લોર્ડ હાર્ટિંગ્ટન અને લોર્ડ ગ્રૅનિવલ તા. ૨૩ મી એપ્રિલને દિવસે મહારાણી સરકાર પાસે વિંડસરના કિલ્લામાં ગયા. ત્યાં તેમણે બન્નેએ કહ્યું કેઃ—" આ સમયે સઘળો વિજય ગ્લૅડસ્ટને મેળવ્યો છે, માટે મુખ્ય પ્રધાન તરીકે તેમનીજ નિમણુંક થવી જોઇએ." એ પછી ત્યાંથી નીકળીને તેઓ ત્રીજા પ્રહરે લંડન શહેરમાં આવ્યા અને ગ્લૅડસ્ટનને મળ્યા. એ સમયે ગ્લૅડસ્ટન સાહેબ તેમની તેમજ મહારાણી સરકારના સંદેશાની રાહ જોતાજ બેઠા હતા. તેઓ તેજ દિવસે સંધ્યાકાળે મહારાણી સાહેબની મુલાકાતે ગયા અને મુખ્ય પ્રધાનનાં વસ્ત્રો મેળવી આવ્યા. આ સમયે તેઓ બીજી વખત મુખ્ય પ્રધાન થયા તેનું કારણ તેમણે બલ્ગેરિયા સંબંધી જે ખટપટ કરી હતી તેજ હતું.



# પ્રકરણ ૫ મું.

---

## આયર્લાંડ સંબંધી કાર્યો

આયર્લાંડનો બેટ ગ્રેટબ્રિટનની પશ્ચિમે આવેલો છે. એ બન્નેની વચ્ચે માત્ર એક નાની ખાડી છે. આયર્લાંડ બેટનો પાછળનો ઇતિહાસ ઘણો વિસ્તૃત હોવાથી એ સંબંધી અત્ર એટલુંજ જણાવીએ છીએ કે, ઈ. સ. ૧૮૦૧ માં આયર્લાંડ અને ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટ એક થવા છતાં આયર્લાંડને કાંઇ પણ સુખ ન થતાં આયર્લાંડ ઉલટું ત્રાસી ગયા જેવું થયું. આમ શા કારણથી થયું તેની સંક્ષિપ્ત હકીકત આ પ્રમાણે છે.

આયર્લાંડમાં ત્રણ બાબતો વિષે ગરબડ ચાલતી હતી. પહેલી **ધર્મ ખાતા સંબંધી,** બીજી **જમીન સંબંધી** અને ત્રીજી બાબત **શિક્ષણ** સંબંધીની હતી. આ પૈકી ધર્મખાતાની બાબત એવી હતી કે આયર્લાંડના લોકોમાંના પાંચ ષષ્ઠાંશ લોક રોમન કૅથોલિક પંથના હોઇને માત્ર છઠ્ઠા ભાગનાજ લોકો પ્રૉટેસ્ટંટ પંથના—ઇંગ્રેજ સરકારનો જે પંથ છે તે પંથના—છે. આમ છતાં ત્યાંનાં સઘળાં મોટાં ધર્મખાતાંઓ પ્રૉટેસ્ટંટ પંથનાં હતાં. આ ખાતાંઓ પાછળ લાખો રૂપિયાનું ખર્ચ થતું અને તે દેશની સામાન્ય આવકમાંથી આપવામાં આવતું હતું; અર્થાત્ પૈસા કૅથોલિક પંથના ખર્ચવા છતાં તે લોકોને તેથી વિશેષ લાભ નહોતો. આ પ્રકાર કૅથોલિક લોકોથી સહન ન થઇ શકવાથી તેઓ સરકાર પ્રત્યે અરજીઓ મોકલવા લાગ્યા તથા પ્રસંગ આવ્યે આ અન્યાયની હકીકત સ્પષ્ટ પણ કહી સંભળાવવા લાગ્યા. આ પ્રમાણે કરવા છતાં પણ તેમના બોલવા તરફ કોઇએ લક્ષ્ય નહિ આપવાથી લોકો સરકાર પ્રત્યે બહુ નારાજ રહેવા લાગ્યા.

જમીન સંબંધી તો વળી વિશેષ જુલ્મ હતો. આયર્લાંડમાં ખેતીનો ધંધો ઘણો મોટો છે. તે દેશમાં મોટા મોટા અસંખ્ય જમીન-દારો છે. તેઓ પોતાની જમીન થોડો ઘણો બદલો ઠરાવીને ખેડુતોને ખેડવાને માટે આપે છે. એ દેશમાં પણ નિર્વાહનું મુખ્ય સાધન ખેતી-વાડીજ હોવાથી લોકો જમીનને પોતાનું સર્વસ્વ સમજે છે; પરંતુ એ સંબંધી સર્વ સત્તા જમીનદારોના હાથમાં હોવાથી જમીનદાર માગે તે રકમ ખેડુતે આપવી પડે છે, અને જો માગવામાં આવેલી રકમ આપી શકતો નથી તો જમીનદાર તેને ખેતર ખેડવા આપતો નથી. કેટલીક વખત એવું બને છે કે, જમીનદાર પાસેથી ખેડુત નિરૂપાયે પડતર જમીન પણ અમુક બદલો ઠરાવીને ખેડવા લે છે અને તેમાં મહેનતનો તથા દ્રવ્યનો વ્યય કરીને તે સારો પાક-ઉત્પન્ન ઉપજાવવા જમીનને લાયક બનાવે છે; પણ આમ થતાંજ જમીનદાર પોતાનો બદલો વધારે છે અને એ બદલો જો ખેડુતથી ભરી શકાતો નથી તો તેની મહેન-તની દરકાર કર્યા સિવાય જમીનદાર પોતાની જમીન પોતાને કબજે કરી લે છે. પૂર્વે આવાજ પ્રકારો આયર્લાંડમાં ચાલતા હતા. સરકાર આ બાબતમાં કદાપિ હાથ નાખતી નહિ, તેથી ગરીબ બિચારા ખેડુ-તોને ભૂખનું દુઃખ સહન કરવું પડતું. કેટલીક વખતે જમીનદાર અને ખેડુતો વચ્ચે ટંટા થતા અને કોઈ પ્રસંગે હુલ્લડ પણ થતું હતું. આવા ધાંટાળાથી લોકોને ઉદ્યોગ સૂઝતો નહિ; અને ગરીબ લોકોને ઘણું દુઃખ ભોગવવું પડતું હતું. માત્ર એક અલસ્ટર જીલ્લામાંજ આવો પ્રકાર ચાલતો નહોતો. ત્યાં ખેડુતોને ઘણોજ અધિકાર હતો ને છે. ત્યાં જ્યાં સુધી ખેડુત ઠરાવેલો બદલો ભર્યે જાય ત્યાં સુધી જમીનદાર તેની પાસેથી જમીન લઈ શકતો નથી, તેમજ હપ્તો પણ વધારી શકતો નથી. વળી ખેડુત પોતાને ખેડવા માટે મળેલી જમીન જમીનદારની સલાહથી બીજા ખેડુતને પણ ખેડવા આપી શકે છે, અને એ બીજો ખેડુત જમીનદારને

હપ્તો ભર્યે જાય છે. કોઈ કારણસર ખેડુતને જમીન છોડવી હોય તો તેણે પોતાના પૈસાથી એ જમીનમાં જે સુધારણા કરી હોય છે તેનો બદલો તેને જમીનદાર પાસેથી મળે છે. આવો વહિવટ આજકાલ કરતાં અનેક વર્ષોથી અલસ્ટરમાં ચાલતો હોવાથી ત્યાંનો વ્યાપાર–ધંધો પણ ઘણી સારી રીતે ચાલે છે અને તેથી એ દેશ આબાદ છે. એવી આબાદાની આયર્લાંડના અન્ય જીલ્લાની નથી.

આ પ્રકરણ સંબંધી દેશમાં ઘણી ચર્ચા ચાલતી હતી. કેટલાકનો મત એવો હતો કે, જમીનદાર પોતાની જમીનનો માલિક છે. તે પોતાની જમીન પોતાની ઇચ્છામાં આવે તેને, ગમે તેટલો બદલો ઠરાવીને આપે એમાં સરકારી કાયદાનું કામ નથી. બીજાઓનો મત એવો હતો કે, જમીનદાર પોતાની જમીનનો માલિક છે તોપણ તેની માલિકીની કંઇક મર્યાદા હોવી જોઇએ. ખાણના માલિકો, મીલના માલિકો, આગગાડીના માલિકો પણ પોતાનાં કારખાનાંઓના માલિક હોય છે, છતાં તેમની માલિકીની પણ જેમ હદ હોય છે અને તેમને પણ સરકારના કેટલાક કાયદાઓ માનવા પડે છે; તેજ પ્રમાણે આયર્લાંડના જમીનદારોને માટે પણ કેટલાક કાયદાઓની જરૂર છે, અને એ કાયદા તેમણે પાળવાજ જોઇએ; કેમકે આ સાર્વજનિક બાબત છે. આ પાછલોજ મત બરાબર છે.

આમ હોવા છતાં સરકાર એ તરફ લક્ષ્ય આપતી નહિ હોવાથી આ અન્યાયને અટકાવવા માટે કેટલાક આગેવાનો તૈયાર થયા. એ-માટે તેમણે એક સભા સ્થાપિત કરી. એ મુખ્ય પુરુષોમાં પ્રમુખ પાર્નેલ હતા. એ સભાએ ગરીબ ખેડુતોને એમ શીખવ્યું કે, તમે જમીન છોડશો નહિ અને જે જે ખેડુતોને પોતાના જમીનદાર સાથે તકરાર હોય કે થાય તેમણે તેનો નીકાલ આવ્યા સિવાય જમીનદારનો હપ્તો નહિ ભરતાં જમીનદાર શું કરે છે તે જોવું. ખેડુતો આમ કર-

વાને તૈયાર થયા. તેઓ હવે જમીનદારોને બીલકુલ માનવા લાગ્યા નહિ; અને જે ખેડુતો પાછલા વહિવટ પ્રમાણે ચાલતા હતા એટલે કે સભાની શીખામણ માનતા નહોતા તેમને પણ એ સભાના સભાસદો દુઃખી કરતા હતા. તેઓ તેમનાં ઘરોને બાળી મૂકતા હતા અને તેમને ધાન્ય, કપડાં તથા બીજો કોઈ પણ પ્રકારનો સામાન બજારમાંથી વેચાતો ન મળી શકે એવો બંદોબસ્ત કરતા હતા. આથી દેશમાં ઘણી જ ગરબડ ચાલતી હતી. આ ગરબડ એટલી વધી પડી હતી કે, સરકારને તેમાં વચ્ચે પડવું પડતું હતું; અને તપાસ કર્યા સિવાય કોઈને ચોવિસ કલાકથી વધુ વખત કેદમાં નહિ રાખવાનો 'હીબિયસ કાર્પસ' નામનો જે કાયદો હતો તેને બાજુએ રાખીને લોકોને કેટલાક દિવસો સુધી તપાસ કર્યા સિવાયજ કેદખાનામાં રાખવા પડતા હતા. ખેડુતોવાળી નવી સભાના પ્રમુખ પાર્નેલ હતા, પરંતુ ઉપર કહી તેવી ખટપટ તેમજ તોફાન કરવાનો તેમનો બીલકુલ વિચાર નહોતો. તેઓ પાર્લામેન્ટના સભાસદ હતા. તેમનો હેતુ પાર્લામેન્ટમાં કાયદાસર લડત ચલાવીને કેટલાક કાયદાઓ કરાવી લેવાનો હતો. તેમની વક્તૃત્વશક્તિ ઘણી સારી હતી. એ સંબંધી ગ્લૅડસ્ટન સાહેબે એક વખત કહ્યું હતું કે:–"જે કાંઇ બોલવું હોય તે થોડાજ શબ્દોમાં બોલવાનું સામર્થ્ય પાર્નેલમાં છે." વળી પાર્નેલ સ્વદેશના હિતાર્થે મનસા, વાચા અને કર્મણા જે પ્રયત્નો કરતા હતા તે પણ ગ્લૅડસ્ટન સાહેબને ઘણા પસંદ પડયા હતા. આમ છતાં પાર્નેલ ઉપર્યુક્ત સભાના પ્રમુખ હોવાથી તેઓ તેમજ તેમના મિત્રો તેમની સભાથી બહાર રહેલા ખેડુતો ઉપર જુલ્મ ગુજારવામાં સામિલ છે, એવા સંશયથી પાર્નેલના એ મિત્રો ઉપર કેસ ચાલ્યો હતો અને ઇ. સ. ૧૮૮૧ ના ઑક્ટોબરમાં તેમને પકડીને કેદ કર્યા હતા. આ પ્રકરણ ઘણુંજ લાંબું હોવાથી તેનું વર્ણન કરવાની અત્ર જગ્યા નથી.

ત્રીજું પ્રકરણ લોકશિક્ષણ સંબંધી હતું. આયર્લાંડમાં બે વિશ્વ-વિદ્યાલયો હતાં. એક ડબ્લીન યુનિવર્સિટી અને બીજી ક્વિન્સ યુનિવ-ર્સિટી. આ બીજું વિશ્વવિદ્યાલય થોડાજ સમયથી સ્થાપિત થયું હતું. ડબ્લીનનું વિશ્વવિદ્યાલય માત્ર પ્રૉટેસ્ટન્ટ પંથના લોકોનીજ પરીક્ષા લઇને તેમનેજ પદવીઓ આપતું હોવાથી તે કૅથોલિકોના ઉપયોગમાં જરા પણ આવતું નહોતું; જેથી આયર્લાંડના પાંચષષ્ઠાંશ ભાગ જેટલા લોકોના શિક્ષણ માટે બહુજ અગવડ રહેતી અને તેથી તે લોકોને ઘણું માઠું લાગતું હતું.

આવી રીતે આયર્લાંડની વિપત્તિ કેટલાંક વર્ષથી ચાલી આવતી હતી, તેનું નિવારણ કરવાનો ઘણા સારા તેમજ પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ પ્રયત્ન કર્યો; પરંતુ તેનું કશું ફળ થયું નહિ. એ વિપત્તિ નિવારણ કર-વાનો યશ ગ્લૅડસ્ટનને મળવાનો હતો એમજ જણાય છે. આ અનિષ્ટનું નિવારણ તેમણે કેવી રીતે કર્યું તે હવે ટુંકમાં કહીશું.

એક વખતે આ વિષય પાર્લામેંટ સભામાં નીકળ્યો અને તેનાપર પુષ્કળ ચર્ચા થઈ. એ પ્રસંગે ગ્લૅડસ્ટન સાહેબે જે સર્વોત્તમ ભાષણ કર્યું હતું, તેમાં છેવટે તેમણે કહ્યું હતું કેઃ—"જો આપણે ખરેખરા ન્યાયી હોઇએ તો સત્ય સિદ્ધાંત અને સત્ય કામોની દોરી આપણે દૃઢતાથી પકડી રાખવી જોઇએ તથા હમ્મેશાં આપણે એમજ સમજવું જોઇએ કે, સમય પ્રાપ્ત થયા છતાં પણ જો આપણે ન્યાયનું આવશ્યક કૃત્ય કર્યું નહિ અને તે તરફ દુર્લક્ષ્ય કર્યું, તો આપણે ન્યાયથી વર્તવાને તૈયાર નથી એમજ ઠરે છે." એ પછી ઈ. સ. ૧૮૬૮ ના માર્ચની ૩૦ મી તારીખે ગ્લૅડસ્ટને એવી સૂચના કરી કે આયર્લાંડનાં ધર્મખાતાં ત્યાંની પ્રજાના ઉપયોગમાં આવતાં નહિ હોવાથી હવેથી તેને સરકારી ખર્ચે ચલાવવાં નહિ. આ બાબતપર કેટલાક દિવસ પછી મત લેવામાં આવતાં ગ્લૅડસ્ટનના મતને ૩૩૧ મત મળ્યા અને ૨૭૦ મત તેમની વિરૂદ્ધ પડયા; એટલે સભાના બહુમતે આયર્લાંડમાંનાં સરકારી ખર્ચથી

ચાલતાં ધર્મખાતાંઓ બંધ થઇ ગયાં. આ પ્રકારથી ઘણા લોકો નારાજ થયા હતા અને મહારાણી સાહેબને પણ આ પ્રકાર પસંદ પડ્યો નહિ. તેમણે બિશપ વિલબરફોર્સ નામના ધર્માધ્યક્ષને કહ્યું હતું કે:—"શું કરવું! ગ્લૅડસ્ટને આયર્લાંડની ધર્મસંસ્થાઓની આવી સ્થિતિ કરી નાખી; પરંતુ મને એથી ઘણું માઠું લાગે છે." બીજા કેટલાક લોકોએ તો ગ્લૅડસ્ટનના આ કાર્યની પુષ્કળ નિંદા પણ કરી હતી.

આ ધર્મખાતાંઓના પ્રકરણનો ઉપર પ્રમાણે નીકાલ કર્યા પછીથી ગ્લૅડસ્ટને હવે આયર્લાંડનું જમીન સંબંધી પ્રકરણ હાથમાં લીધું. એ વિષયમાં કેટલા બધા જુલ્મ તેમજ અન્યાય હતા તેનું વર્ણન અમે ઉપર કરી ગયા છીએ. આ પ્રકરણને સારી રીતે સમજી લેવાને ગ્લૅડસ્ટનને ઘણી મહેનત લેવી પડી હતી. પછી એ વિષય પાર્લામેન્ટમાં કાઢીને તે ઉપર તેમણે અસરકારક ભાષણ કર્યું ત્યારેજ એ જુલ્મતરફ લોકોનું મન ખેંચાયું. એ વિષય વિરૂદ્ધ કોઇ વિશેષ બોલ્યું નહિ. ગ્લૅડસ્ટને આ વિષય સંબંધી કાયદાનો મુસદ્દો તૈયાર કરીને ઇ. સ. ૧૮૭૦ ના ફેબ્રુઆરીની ૧૦ મીએ પાર્લામેન્ટમાં રજુ કર્યો હતો, જે પુષ્કળ ચર્ચા પછી બન્ને સભામાં મંજૂર થયો હતો. એ કાયદાથી ખેડુતવર્ગને ઘણા હક્ક મળ્યા. તેમાં મુખ્ય એ હતો કે, ખેડુતે ખેતરમાં પોતાના પરિશ્રમથી તેમજ ખર્ચથી જો કાંઇ સુધારણા કરી હોય અને તેને તે ખેતર છોડવું પડે તો તે સુધારણાનું ખર્ચ તેને પાછું મળે; પરંતુ આ કાયદાથી એ પ્રકરણની સમાપ્તિ ન થતાં તે સંબંધી ગરબડ ચાલુજ રહી. કેટલાક વિચારશીલ અને ન્યાયી ઇંગ્રેજ લોકોનું મન આથી બહુ દુ:ખાયું અને તેમાં સત્ય શું છે એ સમજવાનો તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. જનરલ ગાર્ડન—કે જે ગૃહસ્થ ચાઇનીઝ ગાર્ડન તરીકે પ્રસિદ્ધ હતો—તે આયર્લાંડમાંની લોકસ્થિતિ જોવાને ઇ. સ. ૧૮૮૦ ની આખરે એ દેશમાં ગયો હતો. તેણે પોતાના પત્રમાં લખ્યું

હતું કેઃ—"આયર્લાંડનો નૈઋત્ય ભાગ મ્હેં જોયો છે. આયર્લાંડમાં સ્વસ્થતા રહે એ સંબંધી વિચાર કરી જોતાં મને એમ લાગે છે કે 'જમીનદારોનું કહેવું ખેડુતોએ સાંભળવું' એવા એકાદ અપૂર્ણ કાયદાથી કાંઈ થવાનું નથી. તેનું કહેવું એવું હતું કે, આયર્લાંડના તે ભાગમાંની જમીન સરકારે વેચાતી લઈને તે નિયમિત કરારોથી ખેડુતોને ખેડવા આપવી, એટલે સઘળી અસ્વસ્થતા દૂર થશે." આયર્લાંડના બાકીના ભાગ સંબંધી તેની સૂચના એવી હતી કે, "સરકારના કામદારોની સલાહથી જમીનની કિંમત ઠરાવીને તે કિંમતને અનુસરતા હપ્તાથી જમીનદારોએ ખેડુતોને જમીન ખેડવા આપવી. મ્હેં ઉપર દર્શાવ્યા એ ભાગના લોકોની સ્થિતિ ઘણીજ ખરાબ છે. મને લાગે છે કે, તે લોકો આપણા જેવાજ છે; છતાં તેઓ એટલા બધા દુઃખી છે કે તેમના સંબંધી જે ખરી હકીકત કહેવામાં આવે તે કોઈને ખરી પણ લાગે નહિ. તેઓ રાજનિષ્ઠ છે; પરંતુ ભૂખમરાથી તેમની જે દુર્દશા થઈ છે તેનું વર્ણન કરી શકાતું નથી. આવા વિષયને હસવામાં ઉડાવી દેવો એતો ઘણુંજ ખોટું કહેવાય." ગાર્ડનની આ સૂચના લોકોના અંતરમાં સ્થાન મેળવી શકી હતી અને આયર્લાંડની સુવ્યવસ્થા કરવાને તે દેશપર થોડા સમયને માટે જનરલ ગાર્ડનને નિમવાની સૂચના પણ પાર્લામેન્ટમાં કોઈએ કરી હતી; પરંતુ તે તરફ કોઈએ લક્ષ્ય આપ્યું નહિ. એ પછી સરકારે ઈ. સ. ૧૮૮૧ માં એક બીજો કાયદો કર્યો. તે પ્રસંગે પાર્લામેન્ટમાં ગ્લૅડસ્ટને પોતાના ભાષણના અંતમાં કહ્યું હતું કેઃ—"મહારાજ! ન્યાય એ આપણા માર્ગદર્શક આધારરૂપ હોવો જોઈએ. શ્રદ્ધા જેમ મૃત્યુ કરતાં પણ બલિષ્ઠ કહેવાય છે, તેમ ન્યાય પણ લોકોના આવેશ કરતાં તથા મનમાં રમી રહેલી પુરાતન દંતકથા કરતાં બલિષ્ઠ છે. જો આપણે એ ન્યાયનેજ માર્ગે ચાલીશું તો આપણે ભુલ કરી શકીશું નહિ; કેમકે ન્યાય એ

દૈવી પ્રકાશ હોવાથી એ પ્રકાશમાં ચાલતાં આપણને કોઇ પણ પ્રકારનો ભયજ નથી. આ માર્ગમાં આપણે એક એક પગલું આગળ વધીશું તેમ તેમ આપણે કાર્યસિદ્ધિની પાસે પહોંચતા જઇશું. એ માર્ગમાંનાં વિઘ્નો કદાચ આપણી ગતિને થોડી ઘણી અટકાવશે તો પણ એ વિઘ્નો સ્થાયી રહી શકશે નહિ અને આપણી કાર્યસિદ્ધિને અટકાવી શકશે નહિ." સભાસદોના મનપર આ ભાષણની ઘણી અસર થઈ, અને તેથી કોઇએ આ કાયદાની વિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. આ કાયદાથી પણ ખેડુતોને ઘણો લાભ થયો; તેમાં મુખ્ય લાભ એ થયો કે, ખેતરનો બદલો ખેડુતે કેટલો આપવો તે ઠરાવવાને માટે એક જુદી કચેરી સ્થાપવામાં આવી, ખેતરોની કિંમત પણ ઠરાવવામાં આવી, અને જ્યાં સુધી ખેડુત પોતે રાખેલી જમીન બદલનો હપ્તો જમીનદારને ભર્યા કરે ત્યાં સુધી જમીનદાર પોતાનું ખેતર પાછું લઇ શકે નહિ એવું ઠરાવવામાં આવ્યું. વળી ખેડુત પાસેની જમીન જો તેની ઇચ્છા હોય તો તે બીજાને પણ વેચી શકે તથા એ બીજો માણસ જ્યાં સુધી ઠરાવેલો હપ્તો નિયમિત ભર્યા કરે ત્યાં સુધી જમીનદાર કોઈ પણ પ્રકારનો વાંધો ઉઠાવી શકે નહિ એમ પણ ઠરાવવામાં આવ્યું હતું.

હવે માત્ર એક વિશ્વવિદ્યાલયનો વિષય રહ્યો. એનો પણ ફેંસલ કાઢી નાખવાનો ગ્લૅડસ્ટન સાહેબે નિશ્ચય કર્યો હતો અને તે સંબંધી તેમણે ઘણી મહેનત કરી હતી. તેમને જણાયું હતું કે આ બાબતમાં જે કાંઈ બખેડો છે તે માત્ર ધર્મપંથના ભેદોને લીધેજ છે. આથી વિશ્વવિદ્યાલયના શિક્ષણક્રમમાંથી ધર્મ સંબંધી સઘળા વાદગ્રસ્ત વિષય કાઢી નાખીને માત્ર જે વિષયોમાં સહજ પણ વાદ ન હોય એવાજ વિષયો ચાલુ રખાવવાનો, તેમજ સઘળા આયર્લાંડમાં એક મુખ્ય વિશ્વવિદ્યાલય તરીકે માત્ર એકજ વિદ્યાલયને કાયમ કરીને બાકીનાં વિદ્યાલયોને તેની શાખા તરીકે ગણાવવાનો તેમનો વિચાર હતો. તેમણે પોતાનો આ વિચાર પાર્લામેન્ટમાં

પ્રકટ કર્યો; પરંતુ એ વિચાર કોઇને પણ પસંદ પડયો નહિ; અને ઘણાકો ગ્લૅડસ્ટન વિરૂદ્ધ ફાવે તેમ બોલવા લાગ્યા. આમ થવાથી થોડા સમય પછીજ આ વિષે પ્રયત્ન કરવાનો નિશ્ચય કરીને હાલ તેને આટલેથીજ અટકાવ્યો; પરંતુ આ માટે તેમને ઘણું માઠું લાગ્યું. આ વિષયનો પ્રયત્ન તેમણે છેકતો નજ મૂકી દીધો. વિવિધ યુક્તિઓથી તે અડચણ દૂર કરવાનો વિચાર તેમના મનમાં ઘોળાયાજ કરતો હતો. આ સંબંધી ભવિષ્યમાં તેમનાથી બીજું કાંઈ બની શક્યું નહિ તોપણ ડમ્લીનના વિશ્વવિદ્યાલયમાં ધર્મસંબંધી વિષયોની જે પરીક્ષા થતી હતી તે ફૉસેટ મારફત યત્ન કરાવીને તેમણે બંધ કરાવી.

આ સઘળાં કાર્યો કરતાં પણ આયર્લાંડનું એક વિશેષ મહત્ત્વનું કાર્ય ગ્લૅડસ્ટને હાથમાં લીધું હતું. આ કાર્ય તેને **હોમરૂલ** આપવા સંબંધી હતું, દેશનો રાજ્યકારભાર સ્વતંત્રતાથી ચલાવવાને માટે જુદી પાર્લામેન્ટ આપવી તેને હોમરૂલ કહે છે. આયર્લાંડમાં ધર્મખાતાંઓ, લોકશિક્ષણ, જમીન બાબત તેમજ બીજી અનેક બાબતોસંબંધી લોકો અસંતુષ્ટ રહીને તેમના બખેડાઓ હમ્મેશાં ચાલ્યાજ કરતા હતા, અને એ બખેડાઓ સખ્તાઇના કાયદાઓ કરીને સરકારને શાન્ત કરવા પડતા હતા; પરંતુ તેથી ઉભય પક્ષને બહુજ ત્રાસ વેઠવો પડતો હતો. આ ત્રાસ દિવસે દિવસે વધતો જતો જોઇને આયર્લાંડના કેટલાક લોકોએ એવો વિચાર કર્યો કે, આપણા દેશની જુદી પાર્લામેંટ મળશે તોજ આ ત્રાસનો નાશ થશે. આ કાર્યને માટે એક મંડળ સ્થાપિત થયું અને તેણે પોતાનો વિચાર ઇંગ્લાંડની પાર્લામેન્ટને જણાવ્યો. આ વિચાર પાર્લામેન્ટમાંના આઇરિશ સભાસદો ઉપરાંત બીજા પણ કેટલાક ઉદાર અને મોટા મનના સભાસદોને પસંદ પડવાથી પાર્લામેન્ટમાં એક નાનો 'હોમ રૂલ' પક્ષ તૈયાર થયો. બીજું મંડળ આ પક્ષથી વિરૂદ્ધ હતું. તેનું કહેવું એવું હતું કે, આયર્લાંડને આવી જુદી

પાર્લામેન્ટ સભા આપ્યાથી ઇંગ્રેજી રાજ્યનું મહત્ત્વ અને શ્રેષ્ઠત્વ થોડે ઘણે અંશે ઓછું થશે; માટે તેમ થવું જોઇએ નહિ. ગ્લૅડસ્ટન સાહેબ પણ આ પક્ષમાં હોવા જોઇએ એવી ઘણા દિવસ સુધી પુષ્કળ લોકોની સમજ હતી; પરંતુ તે બરાબર નહોતી. આઇરિશ લોકો જોરપર આવ્યા છે, તેમના પક્ષવાળાઓ પાર્લામેન્ટમાં ચઢતી પામવા લાગ્યા છે અને જો કાંઈ તજવીજ કરવામાં નહિ આવે તો તેમની કૃતિ તેમના પોતાના નાશના તથા ઇંગ્લાંડની અપકીર્ત્તિના કારણભૂત થશે એમ તેમને કેટલાંક વર્ષથી લાગતું હતું; પરંતુ તેમણે આ હકીકત પોતાના મનમાંજ રાખી હતી. ઈ. સ. ૧૮૮૪ના વર્ષમાં પાર્લામેન્ટના સભાસદોની નિમણુકના સંબંધમાં કેટલાક નિયમો કરીને, ભવિષ્યનાં કાર્યોમાં તેનું પરિણામ ઉપયોગી થઇ પડે એવી જે યોજના તેમણે કરી હતી તથા પાર્લામેન્ટના એ પક્ષના સભાસદો વધ્યા હતા એ સર્વ તેમની ઉપલી માન્યતાનુંજ ફળ હતું એમ કહેવાય છે. આવી સઘળી સિદ્ધિ થયા પછી ઇંગ્લાંડના રાજ્ય પ્રત્યે સંપૂર્ણ નિષ્ઠાપૂર્વક ઇંગ્રેજી રાજ્યની ઉદારતાનો મહિમા વધારવાને માટે તથા વિપત્તિગ્રસ્ત આયર્લાંડને સંકટથી મુક્ત કરવાને માટે ગ્લૅડસ્ટને તેમના કેટલાક મિત્રોની ના છતાં કમ્મર કસી. રાજકર્ત્તાની, લોકોની, ઇષ્ટ મિત્રોની તથા પોતાની કીર્ત્તિ ઉપરાંત જીવનની પણ દરકાર નહિ કરતાં ઇ. સ. ૧૮૮૪ માં તેમણે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કર્યું. તેમણે સર્વ લોકોને ઉદ્દેશીને એક લેખ પ્રસિદ્ધ કર્યો. તેમાં આરંભમાં પુષ્કળ દલીલો દર્શાવ્યા પછી અંતે તેમણે લખ્યું હતું કેઃ "ઇંગ્લાંડની ગાદીનું શ્રેષ્ઠત્વ રાખવું, રાજ્યમાં ઐક્ય રાખવું અને તે ઐક્યના સંરક્ષણાર્થે પાર્લામેન્ટનો અધિકાર કાયમ રાખવો એ લોકોના પ્રત્યેક પ્રતિનિધિનું અત્યંત આવશ્યક અને મુખ્ય કર્ત્તવ્ય છે. જો આ વાત લક્ષ્યમાં રાખીને આ રાજ્યના કેટલાક ભાગને તેમનો કારભાર જુદો ચલાવવાનો અધિકાર આપણે આપીશું તો તેથી

કોઈ પણ પ્રકારનો ભય નથી; ઉલટું ભયનિવારણનું તે એક મોટું સાધન થઈ પડશે અને તેથી રાજ્યમાં ઐક્ય, સુખ તથા બળની અભિવૃદ્ધિ થશે. વળી આ વાત પણ હું ચોક્કસપણે કહું છું કે આ કર્ત્તવ્ય બજાવવાનું સામર્થ્ય પોતાનામાં હોવા છતાં જો કોઇ માણસ ગ્રેટબ્રિટન અને આયર્લૅાંડ વચ્ચે ન્યાયનીતિનું ઐક્ય કરવાનો પ્રયત્ન નહિ કરશે, તો તેનું નામ ઇતિહાસમાં કલંકિત થયા સિવાય રહેશે નહિ.” આ પ્રમાણે ગ્લૅડસ્ટન જાહેર રીતે હોમરૂલ પક્ષના થયા તથા તેમણે આયર્લૅાંડને હોમરૂલ આપવા સંબંધીનો મુસદ્દો ઇ. સ. ૧૮૮૬ના એપ્રિલ માસની ૮ મી તારીખે કૅામન્સ સભામાં રજુ કર્યો. એ ખરડામાં એવી મતલબ હતી કે આયર્લૅાંડની પાર્લામેન્ટ જુદીજ હોવી જોઇએ. તેમાં બે વિભાગ હોઇને એક વિભાગ લૅાર્ડસની સભાનો હોવો જોઇએ. તેમાં ૨૮ અધિકારીઓ અને ૭૫ સભાસદો દશ વર્ષની મુદતને માટે લોકોએ નિમેલા હોવા જોઇએ. બીજો ભાગ કૅામન્સની સભાનો હોઇને તેમાં આગલા કાયદામાં દર્શાવ્યા પ્રમાણે ૧૦૩ સભાસદો હોવા જોઇએ; તથા તે સિવાય બીજા ૧૦૧ સભાસદોની પાંચ વર્ષની મુદત માટે લોકોએ નિમણુંક કરવી જોઇએ. વળી એકંદરે સઘળી બાબતના ખર્ચનો જે બારમો ભાગ અત્યાર સુધી આયર્લૅાંડ પાસેથી લેવામાં આવતો, તેને બદલે ભવિષ્યમાં પંદરમો ભાગ લેવો જોઇએ.

આ દિવસના જેવી કૅામન્સ સભા પૂર્વે કદાપિ ભરાઇ નહોતી. એ સભાને માટે સઘળા સાધારણ લોકો અને પાર્લામેન્ટના સભાસદો અત્યંત ઉત્સુક બની ગયા હતા. સભાસદો સભામંડપમાં સ્થાન મેળવવાને માટે પાંચ સાત કલાક પૂર્વેથીજ આવવા લાગ્યા. કેટલાક તો પ્રધાનમંડળને પેસવાના બંધ દરવાજા પાસે ગિર્દીમાં ઉભા રહીને દરવાજો ક્યારે ઉઘડે અને અંદર જવાય તેની વાટ જોયા કરતા હતા. જેમને બાંકપર જગ્યા મળી નહિ તેમણે વચ્ચે ખુરસીઓ મૂકીને

જગ્યા મેળવી. પચાસ પોણોસો માણસોએ તો પોતાનું ભોજન સુદ્ધાં સભામંડપમાં મંગાવ્યું હતું. માણસોની ઘણીજ ઠઠ જામી ગઇ હતી. સભામંડપની બહાર હજારો તમાશગીરો એકત્ર થયા હતા. ગ્લૅડ-સ્ટન સાહેબ આવી પહોંચ્યા એટલે તેમને જોઈને લોકોએ ઉચ્ચ સ્વરે જયગર્જના કરી. તેઓ આવીને પોતાના આસનપર બેસતાંજ થોડાકો સિવાયના બીજા લિબરલ પક્ષના તમામ સભાસદોએ ઉભા થઇને સંતોષસૂચક શબ્દોથી તેમનું પુનઃ પુનઃ અભિનન્દન કર્યું. એ પ્રસંગનું ગ્લેડસ્ટનનું ભાષણ અતિ ઉત્કૃષ્ટ થયું. પોતાના વિચારો તેમણે કોઇ પણ જાતના સંકોચ સિવાય સભામાં જાહેર કર્યા. તેમણે સાડા ત્રણ કલાક સુધી ભાષણ કર્યું અને તેમાં આયર્લાંડના રાજ્યકારભારને માટે ડબ્લીનમાં જુદી પાર્લામેન્ટ કેવી હોવી જોઇએ, તેનો આયર્લાંડપર કેટલો અધિકાર રહેવો જોઇએ, તથા તેથી આયર્લાંડને કેવી રીતે સ્વા-સ્થ્યની પ્રાપ્તિ થશે તેમજ ઇંગ્લાંડનું આધિપત્ય કાયમ રહીને તેને મહત્ત્વ કેવી રીતે મળશે એ સઘળું ઉત્તમ રીતે પ્રતિપાદન કર્યું. મુખ્ય મુદ્દો તેમાં એજ હતો કે ઇંગ્લાંડની પાર્લામેન્ટ સાથે આયર્લાંડનો કશો સંબંધ રાખવો નહિ. આઇરિશ લોકોને પણ એજ જોઇતું હતું; તેથી આ ભાષણથી તેઓ ઘણા સંતુષ્ટ થયા. એ પક્ષના સભાસદોની મુખમુદ્રા આ ભાષણસમયે આનંદિત જણાતી હતી. જ્યાં સુધી ગ્લૅડસ્ટનનું ભાષણ ચાલતું હતું ત્યાં સુધી સર્વ સભા આશ્ચર્યચકિત થઇને ચિત્રવત્ સ્થિર, ધીર તેમજ ગંભીર બનીને બેસી રહી હતી. પછીથી ઉભય પક્ષનાં ભાષણો થયાં, તેમાં લિબરલ પક્ષના કેટલાક સભાસદોને એ વિચાર પસંદ નહિ પડવાથી તરતજ તેઓ ગ્લૅડસ્ટનની વિરુદ્ધ બોલવા લાગ્યા. તેમના સઘળાજ આક્ષેપો કાંઇ ખોટા નહોતા. આયર્લાંડને જુદી પાર્લા-મેન્ટ આપ્યાથી ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને વેલ્સ દેશોમાં જે આઇરિશ પ્રજા છે તેના તરફનાં ભાષણ ક્યી પાર્લામેન્ટમાં થશે? તેજ પ્રમાણે

આ ત્રણ દેશમાંના રોમન કૅથોલિક પંથનો પક્ષ કયી પાર્લામેન્ટમાં લેવાશે? આયર્લાંડપર કર બેસાડવાનો અધિકાર ઇંગ્લાંડની પાર્લામેન્ટના હાથમાં રહેવા છતાં તે સભામાં આયર્લાંડ તરફના સભાસદો બીલકુલ નહિ હોય તો "લોકમત લક્ષ્યમાં રાખીને કર નાખવાનું" ઇંગ્રેજ રાજ્યનું સૂત્ર કેવી રીતે કાયમ રહેશે? આવા અનેક આક્ષેપોપર અનેકે ભાષણ કર્યાં. તેમાં જૉન બ્રૈટ પણ હતો. તેનું ભાષણ સાંભળીને પુષ્કળ સભાસદોનાં મન ગ્લૅડસ્ટનથી વિરૂદ્ધ થયાં હતાં. એ પછી લગભગ મધ્યરાત્રે ગ્લૅડસ્ટન સાહેબ ઉત્તર આપવા ઉભા થયા. મોટા ગંભીર સ્વરે સભાસદોને સંબોધીને તેઓ કહેવા લાગ્યાઃ—"મને એમ લાગે છે કે લોકોનાં મન મારા તરફ વળેલાં છે, તથા મને વિશ્વાસ છે કે, મારો હેતુ પૂર્ણ કરવાનું અભિવચન ભવિષ્યકાળે મને આપ્યું છે. આપની તરફ જ્યારે ઓટની શરૂઆત થઇ છે ત્યારે મારા તરફ ભરતી આવવાની શરૂઆત થઇ છે. મહારાજ! આયર્લાંડ આપની સામે ઉભું રહ્યું છે. તે હાથ જોડીને આપની પાસે એક માગણી કરે છે, તથા આપ તેની માગણી પૂર્ણ કરશો એવી તેને ઘણી આશા ઉપજેલી છે. તેને નિરાશ ન કરશો, તેનું કહેવું તદ્દન ખરૂં છે, અને તે એ છે કે કૃપા કરીને મારા સઘળા ગુન્હાઓને ભૂલી જાઓ અને મને આશ્રય આપો. આ પ્રાર્થનામાં આયર્લાંડના કરતાં ઇંગ્લાંડનું હિત વધારે છે એમ મને લાગે છે. માટે તે જે કાંઇ માગે છે તે તેને આપવાથી જગતમાં આપની ઘણી કીર્ત્તિ થઇને, કોઇને પણ હાનિ નહિ થતાં આયર્લાંડને શાંતિની, ઉન્નતિની તથા સુખની પ્રાપ્તિ થાય તેમ છે. હું આપને હાથ જોડીને માત્ર એટલીજ વિનંતિ કરૂં છું કે જો આપ સુજ્ઞ છો તો આ મુસદ્દો નામંજૂર કરવા પહેલાં સઘળી હકીકત ધ્યાનમાં લઇને તેપર પૂરતો વિચાર કરી જુઓ. આ વિચાર અનેક વર્ષો આટેનો છે, એ વાત વિસરી ન જતાં સંપૂર્ણ વિચાર કરી

જોજો." આમ કહીને ગ્લૅડસ્ટને સભાને અનેક રીતે સમજાવી; પરંતુ લોકોના મનનો પ્રથમનો વિચાર બદલાયો નહિ. અંતે એ મુસદ્દો બીજી વખત વાંચવાની મંજુરી માટે જુલાઇની ૭ મી તારીખે સભાના મત લેવામાં આવતાં ૩૧૩ અનુકૂળ અને ૩૪૩ વિરૂદ્ધ મત મળ્યા. જેથી મુસદ્દો વધુ મતે નામંજૂર થયો. વિરૂદ્ધ મત આપનારાઓમાં ૯૩ સભાસદો લિબરલ પક્ષના હતા. મુસદ્દાને નામંજૂર કરાવવાના હેતુથી તેઓને વિરૂદ્ધ પક્ષમાં ભળી ગયેલા જોઇને ગ્લૅડસ્ટનને ઘણું આશ્ચર્ય લાગ્યું, પરંતુ માઠું લાગ્યું નહિ; કેમકે તેમની દૃષ્ટિ હમ્મેશાં કર્તવ્ય તરફજ રહેતી હતી અને કર્તવ્યનો જય પરાજય તેઓ ઈશ્વરને સોંપતા હતા.

આ સઘળાનું પરિણામ એવું આવ્યું કે, ગ્લૅડસ્ટન અને તેમના અનુયાયીઓએ પાર્લામેન્ટ સભા બરખાસ્ત કરી; તથા નવી ચુંટણી કરવાની સમસ્ત રાષ્ટ્રને પ્રાર્થના કરી. આ મુસદ્દાના સંબંધમાં લિબરલપક્ષ માટે લોકોનાં મન નારાજ થયેલાં હોઇને લિબરલપક્ષના કેટલાક સભાસદો ઉપર જણાવ્યું તેમ કૉન્ઝર્વેટિવ પક્ષને અનુકૂળ થવાથી નવી પાર્લામેન્ટને માટે ૩૯૩ કૉન્ઝર્વેટિવ અને ૨૭૫ લિબરલ સભાસદો ચુંટાયા. અર્થાત્ લિબરલ કરતાં ૧૧૮ વધારે કૉન્ઝર્વેટિવોની ચુંટણી થઇ. આથી લિબરલ પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

ગ્લૅડસ્ટને પ્રધાનપદનું રાજીનામું આપવાથી મહારાણી સરકારે લૉર્ડ સૅલ્સબરીને બોલાવીને તેને મુખ્ય પ્રધાનનાં વસ્ત્રો આપ્યાં; જેથી હવે કૉન્ઝર્વેટિવ પક્ષનું પ્રધાનમંડળ ગોઠવાયું તથા ગ્લૅડસ્ટન વિરૂદ્ધ પક્ષના અગ્રેસર તરીકે રહ્યા.

આમ થયું તો પણ પાર્લામેન્ટમાં આયર્લાંડના તરફનો પક્ષ બહુ પ્રબળ હતો તથા તેનું કામ પાર્નેલના પ્રમુખપણા નીચે સારી રીતે ચાલતું હતું; પરંતુ એ પક્ષના દુર્દૈવે એક બનાવ બનવાથી એ પક્ષમાં ફૂટ પડીને એ બનાવ એ પક્ષની વિશેષ નિર્બળતાના કારણભૂત થયો.

એ બનાવ આ પ્રમાણે છે. ઓશિયા નામનો એક ગૃહસ્થ પાર્નેલનો મિત્ર હતો. એની પત્ની સંબંધી પાર્નેલપર લોકાપવાદ આવ્યો. આ માટે જે કેસ ચાલ્યો તેમાં પાર્નેલપર આરોપ સાબિત થવાથી તે સ્ત્રીએ પોતાના પ્રથમ પતિની સાથે છૂટાછેડા કરી નાખી પાર્નેલ સાથે પુનર્લગ્ન કર્યું. આ સંબંધી લોકોમાં ઘણી ચર્ચા થઇ હતી; પરંતુ પાર્નેલના પક્ષના કેટલાક લોકો તો એમજ કહેતા કે આ એક ખાનગી વર્તણુકને લગતી બાબત છે; માટે એનો વિચાર સામાજિક કામમાં ન કરતાં પાર્નેલનેજ આપણા પ્રમુખ તરીકે ચાલુ રાખવો જોઇએ. બીજા કેટલાક એમ કહેવા લાગ્યા કે લગભગ પાંચ છ મહિના સુધી અર્થાત્ બનેલો બનાવ લોકો ભૂલી જાય ત્યાં સુધી પાર્નેલે પાર્લામેન્ટથી દૂર રહેવું આવશ્યક છે. આ બન્ને પક્ષ પૈકી પ્રથમનો પક્ષ કે જેમાં પાર્નેલ હતા, તે પક્ષ ઘણો નાનો હતો; ત્યારે બીજો પક્ષ મોટો તેમજ સબળ હતો. આ બન્ને પક્ષોનો વિવાદ વધી પડવાને પરિણામે આયર્લાંડનાં કાર્યો તો અલગ રહી ગયાં, અને બન્ને પક્ષો પોતપોતામાંજ ઝગડો કરવા લાગ્યા. પાર્નેલ ક્રોધી સ્વભાવના હોવાથી આ અપવાદથી તેઓ વિશેષ ચ્હીડાયા. તેમણે એક મોટું જાહિરનામું પોતાની સહીથી બહાર પાડીને તેમાં વિરૂદ્ધ પક્ષના લોકોની—ગ્લૅડસ્ટનની સુદ્ધાં—નિંદા કરી. સદ્‌ગૃહસ્થોના મંડળને આથી બહુ માઠું લાગ્યું. પાર્નેલનું માથું હજી પણ વિશેષ ફરી જવાથી તેમણે વ્યાખ્યાનો આપવા માંડયાં, જાહિરાતો વહેંચવા માંડી, અને ટીકાયુક્ત પુસ્તકો લખવા માંડયાં. આવા પ્રયત્નોનું કશુંજ સારૂં પરિણામ આવનાર નથી એમ તેમને તેમના અનેક મિત્રોએ કહ્યું તથા તે સાથે થોડો સમય વિશ્રાંતિ લેવાની સૂચના કરી, પરંતુ પાર્નેલે 'વિશ્રાંતિ તો હવે અંતકાળ-સમયે લઇશ' એવો ઉત્તર આપીને પોતાના ઉપર પ્રમાણેના પ્રયત્નો ચાલુજ રાખ્યા. પરિણામ એ આવ્યું કે, આવી તનતોડ મ્હેનતથી તેમનું શરીર બહુ ક્ષીણ થઇ ગયું અને રોગોએ

હુમલો કર્યો. પરિણામે ઇ. સ. ૧૮૯૧ના ઑક્ટોબર માસમાં તેઓ મરણ પામ્યા: એ સમયે તેઓ ૪૫ વર્ષની ઉંમરના હતા. તેમના મૃત્યુના સમાચાર સાંભળવામાં આવતાં ગ્લૅડસ્ટનને બહુ શોક થયો હતો; કેમકે તે કર્ત્તવ્યનિષ્ટ પુરૂષ હતા એમ તેમની ખાત્રી થએલી હતી.

ઉપર પ્રમાણે બનવા છતાં ગ્લૅડસ્ટન તેમજ તેમના કેટલાક અનુયાયીઓએ આ વિષયને પડતો મૂક્યો નહોતો. દેશમાં ફરીને, સ્થાને સ્થાને સભાઓ ભરી ભાષણો કરીને તથા નાનાં મોટાં પુસ્તકો લખીને તે વિષય તરફ લોકોનાં મન ખેંચવાના તેમના પ્રયત્નો હજી ચાલુજ હતા. આ કાર્યોમાં ગ્લૅડસ્ટનને ઘણો શ્રમ પડવા છતાં તેમણે પોતાના આ પ્રયત્નો ૭ વર્ષ સુધી ચાલુ રાખ્યા. ૭ વર્ષને અંતે આયર્લાંડને હોમરૂલ આપવાની જરૂર લોકોને સમજાઇ.

પછીથી નવી ચુંટણીમાં ફેરફાર થઇને ગ્લૅડસ્ટન પાછા પ્રધાનપદપર આવ્યા. તેમણે ઇ. સ. ૧૮૯૩ના ફેબ્રુઆરીની ૧૩ મીએ હોમરૂલનો મુસદ્દો થોડો સુધારીને પાર્લામેન્ટમાં રજુ કર્યો. એ વિષય ઉપર તેમણે બે કલાક સુધી ચિત્તાકર્ષક ભાષણ કર્યું. એ સભામાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ, ડ્યુક ઑફ યૉર્ક, પરદેશી દરબારોના અનેક વકીલો વગેરે મહા પુરૂષોએ પણ હાજરી આપી હતી; તથા ગ્લૅડસ્ટન કેવું ભાષણ કરે છે તે જાણવાને તેઓ ઉત્સુક બની ગયા હતા. આ નવા મુસદ્દામાં અને ઈ. સ. ૧૮૮૬ ના મુસદ્દામાં મુખ્ય ફેરફાર એટલોજ હતો કે, ઈ. સ. ૧૮૮૬ ના મુસદ્દા પ્રમાણે ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં આયર્લાંડ તરફના સભાસદો બીલકુલ રાખવાના નહોતા, ત્યારે આ નવા મુસદ્દામાં આયર્લાંડ તરફના ૮૦ સભાસદો ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં રાખવાનું અને માત્ર ગ્રેટબ્રિટન સંબંધી જે વિષયો હોય તે ઉપર તેમના મતો નહિ લેવાનું ઠરાવ્યું હતું. આ મુસદ્દો ૨૧ મી એપ્રિલે ફરીથી વાંચવામાં આવ્યો. અંતે ઉચ્ચ સ્વરે ગ્લૅડસ્ટને કહ્યું: "આ કાર્ય કે

જેમાં સર્વ લોકોનું હિત રહ્યું છે એમ મારૂં મન મને કહે છે, તે કાર્ય મને સાધ્ય હોવા છતાં મારી વૃદ્ધાવસ્થામાં જો એ કાર્ય હું ન કરૂં તો તેથી મારા મનને બહુજ દુઃખ થાય. આયર્લાંડના સર્વ લોકો કે જેઓ પોતાની સત્તા તેમજ સુખ મેળવવાને માટેજ ઐક્યથી પ્રયત્ન કરે છે, તેમના સૌના તરફથી હું કહું છું કે, હવે પ્રથમની વાત મનમાં ન લાવતાં તે સઘળું ભૂલી જાઓ, અંતઃકરણમાં પ્રેમ રાખો તથા ભવિષ્યમાં આપણા લોકોપર કાંઇ પણ સંકટો આવે ત્યારે પરસ્પરને હાથ દેવાને માટે તથા પરસ્પરની રક્ષા કરવાને ખાતર સુબુદ્ધિ ધારણ કરો. ઉભય પક્ષનું એમાંજ કલ્યાણ છે.” અંતે લોકમત વળ્યો અને ગ્લૅડસ્ટનને પ્રતિકૂળ કરતાં અનુકૂળ ૪૩ મત વધારે મળ્યા. એ મુસદ્દો તા. ૩૧ મી ઑગષ્ટને દિવસે ત્રીજી વખત વંચાઇને મંજૂર થયો, પરંતુ તા. ૮ મી સપ્ટેંબરે ઉમરાવોની સભામાં એ મુસદ્દો ૪૧ વિરૂદ્ધ ૪૧૯ મતે નામંજૂર થયો.

ઉપલું પરિણામ જોઇ ગ્લૅડસ્ટનનું મન ઘણું દુઃખાયું. ઇ. સ. ૧૮૯૪ માં પોતાના પ્રધાનપદનું તેમણે છેવટનું રાજીનામું આપ્યું. આ રાજીનામાનું મુખ્ય કારણ આ મુસદ્દો નામંજૂર થયો તે નહોતું. તેનું કારણ એ હતું કે, ઇંગ્લાંડનું સૈન્ય વધારવાને માટે ઘણી મોટી રકમ પાર્લામેન્ટ પાસે માગવાનો તેમના હાથ નીચેના પ્રધાનમંડળનો વિચાર થયો હતો તે ગ્લૅડસ્ટનને પસંદ પડયો નહોતો; અને પ્રધાનમંડળમાં એ વિચારને બહુમત મળ્યાથી તે રકમ માગવાનું નક્કી થયું હતું. સૈન્ય વધારવાની તૈયારી કરવી એટલે લોહી રેડવાની તૈયારી કરવાનું કામ તેમને પ્રથમથીજ નાપસંદ હોવા ઉપરાંત તેમની પ્રકૃતિ પણ દિવસે દિવસે નિર્બળ થતી ચાલતી હતી; જેથી સર્વ સ્થિતિનો વિચાર કરીને તથા પોતાના કુટુંબ તેમજ મિત્રમંડળની સૂચનાને માન આપીને તેમણે રાજીનામું આપ્યું હતું. આ પ્રમાણે સર્વ સાર્વજનિક કાર્યોથી

મુક્ત થયા છતાં આયર્લાંડને તેઓ ભૂલી ગયા નહોતા. આયર્લાંડ-સંબંધી વિચારો એ પછી પણ તેમના મનમાં ઘોળાયાજ કરતા હતા. તેમણે પોતાને હાથે છેવટની સહી જૉન ડિલન નામના આઇરિશ ગૃહસ્થને બોર્નમથથી તા. ૯ મી માર્ચ ૧૮૯૮ ને દિવસે લખેલા પત્ર-ઉપર કરી હતી. એ પત્ર તેમણે બોલતા જઇને પોતાની પુત્રીને હાથે લખાવ્યો હતો. એમાં માત્ર છજ લીટીઓ એવી મતલબની તેમણે લખાવી હતી કેઃ—"તમારા કાર્યની સિદ્ધિ તમારાજ હાથમાં છે. આ-યર્લાંડના લોકોમાં જ્યાં સુધી ફાટફૂટ કાયમ રહેશે ત્યાં સુધી તેમણે નિરાશજ રહેવું પડશે, અને જો તેઓ પોતાની પરિસ્થિતિનો વિચાર કરીને એકમત થશે તો તેમનું કાર્ય અવસ્ય સિદ્ધ થશેજ—થવુંજ જોઇએ." આ ઉપરથી આયર્લાંડ સંબંધી ગ્લૅડસ્ટન સાહેબને અંત-પર્યંત કેટલી બધી લાગણી હતી એ સ્પષ્ટ જણાઇ આવે છે.

લિબરલ પક્ષના આગેવાનોને આયર્લાંડ સંબંધી પ્રયત્નો કરીને જે કાંઈ સાધવાનું હતું તે આ છે. આ બન્ને બેટો તથા ઇંગ્લિશ, સ્કૉચ અને આઇરિશ એ ત્રણે રાષ્ટ્રોનું ઐક્ય કરીને ઇંગ્લિશ રાજ્યનો પાયો બહુ સુદૃઢ કરવો. હમણાં જે આયર્લાંડને ભયવડે તાબામાં રાખવું પડે છે તેને બદલે તે ઇંગ્લિશ રાજ્ય સાથે એકમત થઇને ભળી જાય એમ કરવું; આયર્લાંડમાંના લોકો ત્રાસથી સ્વદેશ છોડીને બીજા દેશોમાં ચાલ્યા જતા હોવાથી એ પ્રદેશ જનશૂન્ય થતો જાય છે, તે પ્રકાર બંધ થઇને ત્યાંના સઘળા રસાળ પ્રદેશમાં ઉત્તમ પ્રકારની ખેતી થાય અને સમસ્ત આયર્લાંડ ધનધાન્યથી પરિપૂર્ણ થાય એમ કરવું; અને વિવિધ પ્રકારનાં યંત્રાદિની સહાયતાથી મોટા મોટા અનેક ઉદ્યોગો ચાલુ કરીને લોકોનું સુખ વધતું જાય તથા તેમની સંખ્યા દિવસે દિવસે વધતી જાય એવી વ્યવસ્થા કરવી. આવાં કલ્યાણકર્તા કાર્યોને સિદ્ધ કરવાને માટે ગ્લૅડસ્ટન જેવા મહા પુરુષ તનતોડ મહેનત કરે એમાં શું આશ્ચર્ય ?!

આ પછી ગ્લૅડસ્ટન હૉર્ડન ગામમાં પોતાનાં બાળબચ્ચાં સાથે શાંતિથી રહેવા લાગ્યા; એટલે કે પાંચસો યાતો હજાર ગાઉની મુસાફરી કરીને એકાદ પુણ્ય પુરુષ જેમ વિશ્રાંતિ લેવાને ઘેર આવે, તેમ ગ્લૅડસ્ટન સાહેબ સઘળાં સાર્વજનિક કામો આટોપી, પોતાનું બાકીનું આયુષ્ય શાંતિમાં પસાર કરવાના હેતુથી કુટુંબના સહવાસમાં જઈ રહ્યા. તેમનું અહીંનું વૃત્તાંત પણ જાણવા જેવું છે. જે અમે હવે પછી દર્શાવીએ છીએ.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## વિશ્રાંતિ અને એકાંત.

**काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम्।**

सुभाषित.

**विद्याभ्यसनं व्यसनं अथवा यदुनाथसेवनं व्यसनम्।**

मुद्गलाचार्य.

મનુષ્ય ઉદ્યોગ કરે અથવા આળસુ બેસી રહે, પરંતુ આયુષ્ય તો ચાલ્યુંજ જાય છે. તેનો જેટલો પણ ઉપયોગ કરી લેવામાં આવે તેટલુંજ તેનું સાર્થક થાય છે, નહિ તો તે વ્યર્થજ જાય છે; પછી તે આયુષ્ય યુવાવસ્થાનું હો કે વૃદ્ધાવસ્થાનું હો. મહાન પુરુષો વૃદ્ધાવસ્થામાં પણ જેમનું ચાલે ત્યાં સુધી નિરુદ્યોગી રહ્યા નથી. તત્વવેત્તા સૉક્રેટીસ છેક વૃદ્ધાવસ્થામાં વાજીંત્રો વગાડતાં શીખ્યો હતો. કેટો એંશી વર્ષનો થયા પછી ગ્રીક ભાષા શીખ્યો હતો. થિઓફ્રેટસે ૯૦ વર્ષની ઉંમરે એક ગ્રંથ લખ્યો હતો. ફ્રાન્સ દેશના બાદશાહ ચૌદમા લુઇનો પ્રધાન લેટિયર પોતાની વૃદ્ધાવસ્થામાં તર્કશાસ્ત્ર શીખ્યો હતો. લ્યુડોવિકો મોનાદલેસ્કોએ પોતાની ૧૧૫ વર્ષની ઉંમરે સ્વચરિત્ર લખ્યું હતું. સારાંશ કે મહાન પુરુષો વૃદ્ધ થવા છતાં પણ ઉદ્યોગ મૂકી દેતા નથી; કેમકે ઉદ્યોગજ જીવનની નિશાની છે. ગ્લૅડસ્ટનના સંબંધમાં પણ તેમજ બન્યું છે. તેમણે પોતાની ૨૫ થી ૮૪ વર્ષની ઉંમર સુધી મનસા, વાચા તેમજ કર્મણા સ્વદેશસેવા કરી અને છેવટે જ્યારે જીવ થાકી ગયા જેવો થયો, આંખોએ ઝાંખ વળવા લાગી, કાનો બહેર મારી ગયા, રોગોએ હુમલા કરવા માંડ્યા, મતભેદથી ત્રાસ થવા લાગ્યો અને ઇચ્છા હોય જુદી અને માન્ય કરવું પડે જુદું એમ થવા માંડ્યું;

ત્યારેજ (ઇ. સ. ૧૮૯૪ માં) સઘળાં કાર્યોમાંથી પોતાનું મન તેમણે કાઢી લીધું હતું. તેઓ પોતાના હૉર્ડન ગામવાળા મકાનમાં કુટુંબ ભેગા જઈ રહ્યા હતા, તે મકાનવાળી જમીન લગભગ ચાર ચોરસ માઇલ જેટલી હોઇને તેમાં લગભગ પાંચસો ખેડુતો રહેતા હતા. ત્યાં એક ઉપાસનાલય છે. એક શાળા છે. એક અનાથ બાલકગૃહ છે. તે સિવાય ગ્લૅડસ્ટનના મકાનમાં તેમનું એક મોટું પુસ્તકાલય છે, તેમાં ૫૦,૦૦૦ ગ્રંથો છે. ત્યાં તેઓ વ્યવહારને તેમજ અન્ય ઉદ્યોગોને ભૂલી જઇને ઉત્તમ ગ્રંથોના સહવાસમાંજ સુખ-શાંતિ ભોગવતા હતા; કિં-બહુના એજ તેમનું તપોવન હતું એમ કહીએ તોપણ ચાલે. ઉપાસના-લયમાં દરરોજ નિયમિત સમયે ઉભા રહીને તેઓ બાઇબલ વાંચીને ગંભીર વાણીથી ચિત્તવેધક બોધ કરતા હતા; તથા પ્રેમમય પ્રાર્થના કરતા હતા. તે સિવાય કેટલોક સમય તેઓ પોતાની પત્ની સાથે, બાળબચ્ચાં સાથે, ચાકરો સાથે તેમજ અન્ય આપ્તજનો સાથે વાતચિત કરવામાં અને તેમને બોધક વાર્તાઓ કહેવામાં પસાર કરતા હતા. આ સઘળું કામ સારી રીતે ચાલતું હતું, તોપણ તેમનું ઉદ્યોગી શરીર સ્વસ્થ રહી શક્યું નહિ. તેમનાથી સ્વસ્થ બેસી રહેવાયું નહિ. જો કે દરબા-રની તેમજ દેશની પ્રત્યક્ષ ગરબડોમાંથી નીકળીને તેઓ પોતાના એકાંત ઘરમાં જઈ બેઠા હતા, તોપણ વર્તમાનપત્રો ઉપરથી તેઓ સઘળી હકીકત જાણી શકતા હતા; જેથી એ વિષયના વિચારો તરફ તેમનું મન આપોઆપ વળતું હતું, તથા તે સંબંધી બોલ્યા સિવાય તેમની જીભ રહી શકતી નહોતી. તે સિવાય વિવિધ પ્રકારનાં સાર્વજનિક કાર્યો સંબંધી તેઓ પોતે જોકે આગળ પડીને કાંઈ બોલતા નહોતા; તોપણ લોકો એ માટે તેમની સલાહ પૂછવાને આવતા, તેઓ સૌને યોગ્ય સલાહ આપતા હતા. વળી તેમનું ગ્રંથાવલોકનનું અને પ્રિય વિષયો-પર લખવાનું કાર્ય તો ચાલુ હતુંજ.

મેકાર્થી નામનો તેમનો ચરિત્રકાર પોતાની માહિતી ઉપરથી એ-વિષે લખે છે કે, તેઓ કોઈ કોઇ દિવસ દશ દશ કલાક સુધી સતત ઉદ્યોગ કર્યા કરતા હતા. તેઓ અનેક પ્રકારના વિષયોપર પત્રો, નિબંધો તેમજ ગ્રંથો લખતા હતા; પરંતુ તેમાં ધર્મનો વિષય તેમને વિશેષ પસંદ હતો. આ વિશ્રાંતિના સમયમાં તેમણે બટલરનાં ધર્મવિષયક વ્યાખ્યાનોપર એક મોટો ગ્રંથ લખ્યો. એ ગ્રંથ સર્વશ્રેષ્ઠ માન્ય થયો છે. તે સિવાય ખ્રિસ્તી ધર્મના જુદા જુદા પંથના લોકોમાં ઐક્યની જરૂર સંબંધી તેમણે પુષ્કળ નિબંધો અને પત્રો લખ્યા. એ પત્રો પણ ઘણા લોકપ્રિય થયા છે. આ સિવાય શેર્ડન કવિ સંબંધી આ સમયે તેમણે જે નિબંધ લખ્યો છે તે લોકોને ઘણો પસંદ પડયો છે. આ નિબંધમાં તેમણે એ કવિના ગુણોનું વર્ણન ઘણી માર્મિક રીતે કર્યું છે.

આ સમયમાં તેમના સંબંધે એક સમારંભ અત્યંત સંતોષ-કારક અને જાણવા જેવો થયો હતો. એ સમારંભ ઇ. સ. ૧૮૯૬ ના જુન મહિનાની ૨૬ મી તારીખે વેલ્સ પ્રાંતના અબેરી સ્મિથમાં થયો હતો. તેની હકીકત આ પ્રમાણે છે:—

નામદાર પ્રિન્સ ઑફ વેલ્સને ત્યાંના વિશ્વવિદ્યાલયના ચૅન્સલર નિમેલા હતા. એ અધિકારને સ્વીકારવાને તેઓ પોતાની પત્ની સહિત ગયા હતા. એજ સમારંભમાં ગ્લૅડસ્ટનને તથા પ્રિન્સેસ ઑફ વેલ્સને પદવીઓ આપવાની ક્રિયા પણ થઇ હતી. એ સમારંભ એકંદરે ઘણો જાણવા જેવો હતો; કેમકે તેમાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ પદવીઓ અર્પણ કરનાર તરીકે હતા, અને ગ્લૅડસ્ટન તથા નામદાર પ્રિન્સેસ ઑફ વેલ્સ પદવીઓ સ્વીકારનાર તરીકે હતાં. આ પ્રસંગે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે જે ઉત્તમ ભાષણ કર્યું તેમાં તેમણે કહ્યું કે:—"ગ્લૅડસ્ટન આટલા મોટા રાજ્યકારભારી તથા આટલા મોટા વિદ્વાન તેમજ વૃદ્ધાવસ્થાને લીધે શ્રમિત થયેલા હોવા છતાં આ વિશ્વવિદ્યાલયને માન

આપવાને માટે તથા ચૅન્સલર તરીકે મને માન આપવાને માટે આટલો બધો શ્રમ વેઠીને લાંબો પ્રવાસ કરી અહીં પધાર્યા છે એ તેમનો મહાન ઉપકાર થયો છે. એ માટે આપણે સૌએ તેમનો આભાર માનવો જોઇએ. ગ્લૅડસ્ટન જેવા મહાપુરુષને પદવી આપવાનો પ્રસંગ આજે મને પ્રાપ્ત થયો છે એ મને મારા સમસ્ત જીવનમાં અત્યંત સંતોષપ્રદ અને અત્યંત ભૂષણાવહ લાગે છે. ગ્લૅડસ્ટન કાંઈ સાધારણ ગૃહસ્થ નથી. તેઓ આપણા રાષ્ટ્રમાંના રાજ્યકાર્ય-ધુરંધરોમાંના ઉત્તમોત્તમ પુરુષ છે, તેજ પ્રમાણે તેઓ મહાવિદ્વાન છે. જે અન્ય કાર્યોએ ગ્લૅડસ્ટનનું નામ ચિરસ્મરણીય કર્યું છે તે કાર્યો જો તેમણે ન કર્યા હોત તો તેમણે હૉરેસ કવિનાં કાવ્યોનાં જે ભાષાંતરો કર્યાં છે તેનાથી પણ તેમનું નામ ચિરસ્મરણીય થયું હોત. ગ્લૅડસ્ટનના જીવનના સુખ-દુઃખના ભાગીદાર તેમનાં ભાગ્યવાન પત્નીનું પણ મારે તેટલુંજ અભિનન્દન કરવું જોઇએ.” નામદાર પ્રિન્સ ઑફ વેલ્સનું આ ભાષણ સાંભળીને ગ્લૅડસ્ટનને ઘણો સંતોષ થયો; પરંતુ હું મહાપુરુષ છું એવું અભિમાન તેમના અંતરમાં ઉપજ્યું નહોતું. અત્યારપૂર્વે તેમને વિદ્વત્તાની આવી અનેક પદવીઓ મળી હતી; પરંતુ જેમ જેમ તેમને આ પદવીઓ મળતી ગઈ તેમ તેમ તેઓ વધારે નમ્ર થતા ચાલ્યા હતા. આ પદવીઓથી તેમને પોતાને પોતાની મોટાઇ લાગતી નહિ; પરંતુ પદવીઓ આપનારની મોટાઇ લાગતી.

આ બનાવ બન્યા પછી ગ્લૅડસ્ટન નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની પુત્રીના વિવાહોત્સવમાં લંડન આવ્યા. એ સમારંભ ઘણાજ ઠાઠમાઠથી જુલાઈની ૨૨ મી તારીખે થયો હતો. તેનું પુષ્કળ વર્ણન કરવા કરતાં એટલુંજ કહેવું બસ થઇ પડશે કે, તે આનંદપ્રસંગે લોકોનું લક્ષ્ય જેટલું મહારાણી વિકટોરિયા, નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ અને નામદાર પ્રિન્સેસ ઑફ વેલ્સ તરફ હતું; તેટલુંજ આ વૃદ્ધ, સન્માન્ય અને પૂજ્ય મહાપુરુષ તરફ હતું. ગ્લૅડસ્ટન જેવા મહાપુરુષ આપણામાં છે એ

વિચારજ લોકોને ભૂષણરૂપ લાગતો હતો, એમ તેમની મુખમુદ્રાપરથી સ્પષ્ટ થતું હતું. તેઓ રાજ્યકારભારમાં હતા ત્યારે પક્ષાભિમાનને લીધે કેટલાંક માણસો તેમની નિંદા કરતાં, તો કેટલાંક તેમને દેવસમાન સમજતાં હતાં; પરંતુ એ સઘળાં કાર્યોમાંથી તેઓ મુક્ત થયા પછી પ્રથમનો મતભેદ દૂર થયો હતો; અને તેમની વિદ્વત્તા, ધર્મશીલતા, અત્યંત પવિત્ર આચરણ, પરોપકાર વૃત્તિ, સ્વદેશહિતની ઉત્કટ ઇચ્છા તથા તેમની પરમાર્થપરાયણતા સંબંધી સઘળાં મનુષ્યોનાં મનમાં શુદ્ધ પ્રેમ અને શુદ્ધ ભક્તિ વસી રહી હતી; જેથી એ ઉત્સવપ્રસંગે સૌની દૃષ્ટિ તેમના તરફ આકર્ષાય એ સ્વાભાવિકજ હતું.

તેમનો ઘણોખરો સમય વાંચનમાં અને લેખનમાં વ્યતીત થતો હતો. હમ્મેશાં લગભગ દશબાર કલાક તેઓ આ વ્યવસાયમાં ગાળતા હતા. તેમને તેમના વાંચનાલયના ઓરડામાં ઘણીજ વિશ્રાંતિનો અનુભવ થતો હતો. તેને તેઓ શાંતિમંદિર કહેતા હતા. વાંચવું, લખવું, વિચારો કરવા અને શ્રમિત થતાં વિશ્રાંતિ લેવી, સૂઇ રહેવું વગેરેમાં તેમનો કાળ ઘણાજ સુખમાં જતો હતો. તેઓ શાંતિમંદિરમાં આવતાંની સાથેજ વ્યવહારની સઘળી ભાંજગડો તદ્દન ભૂલી જતા હતા, તથા મોટા મોટા તત્ત્વજ્ઞાનના ગ્રંથોને પોતાના મિત્રો સમજી તેની સાથે મનોયોગ સાધવામાં તેઓ નિમગ્ન બની જતા હતા; આથી તેમને અપાર સુખ થતું હતું એમ જણાય છે, એ સુખ અમૂલ્ય છે.

આવું અમૂલ્ય સુખ કોઇને સહેલાઇથી પ્રાપ્ત થતું નથી. જેનું ભાગ્ય મોટું હોય, જેનાપર ઇશ્વરની મહાન કૃપા હોય, તેનેજ આવું સ્વર્ગીય સુખ પ્રાપ્ત થાય છે. "**विद्याभ्यसनं व्यसनं अथवा हरिपादसेवनं व्यसनम्**" એ મહદ્‌ભાગ્ય તેમનામાં સર્વાંશે દૃશ્યમાન હતું.

આ સ્થળે ગ્લૅડસ્ટનની એ સમયની કુટુંબસ્થિતિનું થોડુંક વર્ણન કરવું યોગ્ય જણાય છે. તેમને ઘણીજ સુશીલ ભાર્યા મળી હતી એમ

અમે પહેલાં જણાવી ગયા છીએ. એ સ્ત્રીને ચાર પુત્રો થયા. તેમાંનો મોટો પુત્ર વિલિયમ હેનરી ઘણો સારો વિદ્વાન નિવડ્યો હતો. તે પાર્લામેન્ટનો સભાસદ પણ થયો હતો. તે ઘણા દિવસ સુધી બિમાર રહીને ઈ. સ. ૧૮૯૧ માં મૃત્યુ પામ્યો. તેમનો બીજો પુત્ર સ્ટીફન એડવર્ડ પણ સારો વિદ્યાભ્યાસ કરી હૉર્ડનમાં રેકટર થયો હતો. ત્રીજા પુત્રનું નામ હેનરી નેવિલે છે અને ચોથો હર્બર્ટ જૉન પાર્લામેન્ટનો સભાસદ છે. ગ્લૅડસ્ટનને ચાર પુત્રીઓ થઈ હતી. તેમાંની બીજી પુત્રી ઈ. સ. ૧૮૫૦ માં મૃત્યુ પામી હતી. આ સઘળાં બાળકો ઘણાંજ સુ-શીલ, વિદ્યાવિનયસંપન્ન તેમજ અત્યંત પિતૃભક્ત હોઇને ગ્લૅડસ્ટનને દેવની માફક ભજતાં હતાં. તેમના સહવાસથી તેમને ઘણો સંતોષ જણાતો હતો. તેમની કુટુંબસ્થિતિનો વિચાર કરતાં નીચેના શ્લોકનું સ્મરણ થાય છે.

**सानंदं सदनं सुताश्च सुधियः कांता मधुरभाषिणी ।**
**सन्मित्रं सधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः ॥**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिने मिष्टान्नपानं गृहे ।**
**साधोः संगमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः॥**

તેજ પ્રમાણે:—

**यदि रामा यदि च रमा यदि तनयो विनयधीगुणोपेतः ।**
**तनये तनयोत्पत्तिः सुरवरनगरेऽपि किमाधिक्यम् ॥**

એનું ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે.

સાર્વજનિક કાર્યોમાંથી ગ્લૅડસ્ટન નીકળી ગયા હતા, તોપણ તે સંબંધીનો તેમનો પરિચય તો જેવો ને તેવોજ કાયમ હતો. વળી વિરુદ્ધ પક્ષના મંડળનો પક્ષપાત દૂર થઇને સૌ કોઈ તેમના ભક્ત બન્યા હતા; જેમાં અનેક મોટા માણસો પણ હતા. ગ્લૅડસ્ટન તેમની યોગ્યતા-

નુસાર તેમની સાથે વર્તતા તથા તેમનો આદરસત્કાર કરતા. મોટા મોટા ઉમરાવો તેમનાં દર્શન કરવાને જતા હતા. નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ પોતાનાં પત્ની સહિત ઈ. સ. ૧૮૯૭ ના મે મહિનામાં તેમને મળવાને હૉર્ડન ગયા હતા. એ આદરાતિથ્ય–સમયનો ઠાઠ અત્યંત પ્રેક્ષણીય થયો હતો. ગ્લૅડસ્ટન, તેમનાં પત્ની તથા તેમનાં સંતાનોએ આ રાજવંશીઓનું જે આદરાતિથ્ય કર્યું તે જેવી રીતે એ અતિથિઓને આનંદદાયક થયું તેજ પ્રમાણે યજમાનને પણ અત્યંત ભૂષણાવહ થયું હતું. આ મુલાકાતના પ્રસંગની પુષ્કળ પ્રેમ–વાર્તાઓમાંની એક એવી છે કે, નામદાર પ્રિન્સ ઑફ વેલ્સનાં પત્ની જ્યારે હૉર્ડનથી વિદાય થયાં ત્યારે તેમણે ઘણાજ પ્રેમથી ગ્લૅડસ્ટનનાં પત્નીને કહ્યું: "માજી, પધારજો." આ શબ્દો સાંભળવામાં આવતાંજ ગ્લૅડસ્ટનનાં પત્નીએ અપાર આદરબુદ્ધિથી નીચાં નમીને તેમને ચુંબન કર્યું!

ગ્લૅડસ્ટન તેમજ તેમના તાબાનાં માણસો પોતાના તાબાના ખેડૂતો સાથે ઘણીજ મમતાથી વર્તતાં હતાં તથા એ ખેડૂતો પણ તેમને સૌને પૂજ્યદૃષ્ટિથી જોતા હતા. તે પ્રત્યેક ખેડૂતના ઘરમાં તથા ઝુંપડીમાં ગ્લૅડસ્ટનની એક એક તસ્વીર રહેતી હતી તથા જ્યારે ત્યારે એ ખેડૂતો ગ્લૅડસ્ટનનું કલ્યાણ ઇચ્છતા જોવામાં આવતા હતા.

ગ્લૅડસ્ટને પોતાના વિશાળ મકાનમાં એક નાની ઓરડીમાં પોતાનો સઘળો પત્રવ્યવહાર ઘણીજ સંભાળથી સાચવી રાખ્યો છે. તેમાં તેમને મોટા મોટા લોકો તરફથી મહત્ત્વના વિષયોપર મળેલા પત્રો છે. એ પત્રો ભવિષ્યમાં એકાદ ચતુર ઇતિહાસકારના હાથમાં જતાં તેની સહાયથી તે ઇંગ્લાંડના ઇતિહાસપર સારો પ્રકાશ પાડે એવા લેખો લખી શકશે એમાં સંશય નથી.

હૉર્ડનમાં છેવટનાં વર્ષોમાં પણ તેમની દિનચર્યા તદ્દન નિયમિત હતી. શરીર નિર્બળ અને આંખોએ ઇજા હતી તોપણ તેઓ સવારે

આઠથી દશ સુધી વાંચવા બેસતા, તે પછી ભોજન કરતા, અને ત્યાર બાદ કપડાં પહેરીને પાછા તેઓ પોતાના શાંતિમંદિરમાં ગ્રંથાવલોકનમાં યાતો લખવામાં ચાર પાંચ કલાક સુધી બેસતા હતા. વાંચન સંબંધીની તેમની પદ્ધતિ ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે. તેઓ હમ્મેશાં જુદા જુદા ત્રણ વિષયોના ગ્રંથો પોતાની પાસે રાખતા, અને એક વિષયનો કંટાળો આવતાં બીજો વિષય વાંચતા હતા. આથી કરીને પ્રત્યેક વિષયના અભ્યાસનું તાજાપણું રહીને વાંચનની હોંસ ટકી રહેતી હતી. તે સિવાય પોતે જે કાંઇ વાંચવું તેને પોતાનું કરી લેવું એવો તેમનો નિયમ હતો; આથી વૃદ્ધાવસ્થામાં પણ તેમના જ્ઞાનની વૃદ્ધિ થવી એકસરખી ચાલુ રહી હતી. તેઓ જીવનપર્યંત વિદ્યાર્થી હતા. તેમના ચરિત્રમાં વિશેષ લક્ષ્યમાં રાખવા જેવી એક વાત એ જોવામાં આવે છે કે, ૮૮ વર્ષની વયે તેમના શરીરમાં અશક્તિ આવી અને કાન તેમજ નેત્રોની શક્તિ ઓછી થઇ ગઇ હતી, તોપણ તેમના મનની શક્તિ સહજ પણ ઓછી થઇ નહોતી. વિષયને સમજવો, તેમાં યથાર્થ શું છે ને અયથાર્થ શું છે એ લક્ષ્યમાં આવવું, એ સંબંધી પોતાનો અભિપ્રાય પ્રકટ કરવો અને એ સઘળી બાબતો સ્મરણમાં રહેવી એયાંનું કાંઇ પણ તેમનામાંથી ઓછું થયું નહોતું; અર્થાત્ વૃદ્ધાવસ્થાનું પરિણામ માત્ર તેમના દેહ ઉપરજ થયું હતું—મનપર થયું નહોતું. આ સંબંધી એટલુંજ કહેવાનું છે કે, ગ્લૅડસ્ટને પોતાના શરીર તેમજ મનને સમાન આસ્થાથી જીવનપર્યંત ઉન્નત કર્યાં હતાં, તેમના મને તેમને વિશેષ સારી સોબત આપી હતી, અને એ સોબત તેમના આત્માના સુખને તેમજ ઉદ્ધારને ઘણી સાધનભૂત થઇ.

# પ્રકરણ ૭ મું.

## છેવટનું દુઃખ અને અંતકાળ.

**जब तुम पैदा भये, जग हांसे तुम होय;**
**अब तो तुम ऐसा करो, पीछे न हांसे कोय.**

तुलसीदास.

જગતની સઘળી વસ્તુઓમાં મનુષ્યની છેક નજીકની વસ્તુ તેનું શરીર છે; પરંતુ તે સંબંધમાં એવો ચમત્કાર છે કે, તેમાં શું ચાલી રહ્યું છે તે તેનાથી સમજી શકાતું નથી; જેથી તેમાં વ્યાધિ જેવા શત્રુઓ સારી રીતે વધ્યા પછીથીજ જાણી શકાય છે. ગ્લૅડસ્ટનની શરીરપ્રકૃતિ તો પ્રથમથીજ ઘણી સુદૃઢ હતી. એકાએક તેમને કોઇ પણ પ્રકારનું દુઃખ પડ્યું નહોતું. ૮૭ વર્ષની ઉંમર સુધીમાં તેમનાપર કોઇ પણ ગંભીર રોગે હુમલો કર્યો નહોતો; પરંતુ ઇ. સ. ૧૮૯૬ માં તેમને અશક્તિ જણાવા લાગી અને ઇ. સ. ૧૮૯૭ ના સપ્ટેંબર મહિનામાં તેમના નાકમાં દુઃખાવો થવા લાગ્યો; તથા તે દુઃખ મ્હોંમાં પણ ફેલાવા લાગ્યું. એ રોગ ઘણોજ ઘાતક હતો; પરંતુ ઘરનાં માણસો ગભરાઈ જાય નહિ તેથી વૈદ્યે એ વાત એકદમ પ્રકટ કરી નહિ. ગ્લૅડસ્ટન તે વર્ષના શિયાળામાં ફ્રાન્સની દક્ષિણે આવેલા કૅનીઝમાં હવાફેર કરવાના હેતુથી ગયા હતા; પરંતુ તેનું કશું ફળ થયું નહિ, અને તેઓ નવેંબર માસમાંજ ઇંગ્લાંડ પાછા આવ્યા. એ પછી થોડા દિવસ તેમણે બોર્નમથમાં પસાર કર્યા; પરંતુ રોગ તો ધીમે ધીમે વધતોજ ગયો.

ઇ. સ. ૧૮૯૮ ના માર્ચની ૨૨ મી તેઓ બોર્નમથમાંથી નીકળ્યા. એ સમયે તેમની બિમારી ઘણી વધી ગયેલી હોવાથી સૌને

એમ લાગ્યું કે, હવે ફરીથી એ સ્થાનપર તેમના પગ પડનાર નથી. આથી ઘણાં માણસો તેમને સ્ટેશન સુધી પહોંચાડવાને આવ્યાં હતાં. આગગાડીના ડબ્બામાં ઉભા થઇને પોતાને સ્ટેશન સુધી પહોંચાડવા આવેલાં માણસોને સંબોધીને ગ્લૅડસ્ટને કહ્યું:—"પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો, પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો."

જ્યારે ગ્લૅડસ્ટન સાહેબ પોતાના હૉર્ડન ગામમાં આવી પહોંચ્યા ત્યારે તેમની બિમારી ઘણીજ વધી ગઇ હતી તથા તેમના જીવન-મારેની સૌ કોઇની આશા નિરાશામાં બદલાઇ જવા લાગી હતી. ગ્લૅડસ્ટનના વૈદ્યે પણ હવે ખરી હકીકત જાહેર કરી દીધી; પરંતુ તેથી ગ્લૅડસ્ટનને સહજ પણ માઠું લાગ્યું નહિ યા તો ભય ઉપજ્યો નહિ. કેમકે તેમને બિમારીની જે અસહ્ય વેદના સહન કરવી પડતી હતી તેમાંથી જેમ બને તેમ જલદીથી મુક્ત થવાની તેમની ઇચ્છા હતી. વળી તેઓ પરમેશ્વરના ભક્ત હોવાને લીધે 'હું હવે ક્યારે પરમાત્મા પાસે જઉં' એમ તેમને થયા કરતું હતું. આ સમયથી તેમનું ચિત્ત આ લોકના વિચારોથી તદ્દન છૂટીને પરલોકના વિચારો તરફ લાગ્યું. તેમને કોઇ એક ગૃહસ્થે કહ્યું કે:—"જો બીજાં દશ વર્ષ આપ જીવતા રહો તો ઠીક થાય." આના ઉત્તરમાં ગ્લૅડસ્ટને કહ્યું કે:—"ના—ના. હવે મારી જીવવાની સહજ પણ ઇચ્છા નથી. ઇશ્વર હવે મને જલદીથી પોતાની પાસે બોલાવી લેશે." પછી થોડા સમય બાદ તેમણે કહ્યું:—"મારા ૧૭૯ છ મહિના કોઇ પણ પ્રકારના દુઃખ—દર્દ સિવાય પસાર થયા છે ત્યારે માત્ર આ એકજ છ માસને માટે દુઃખ ભોગવતાં શામાટે બડબડાટ કરવો!"

લગભગ મે મહિનાના મધ્યકાળમાં તેમના કુટુંબનાં માણસોને તેમજ ઇષ્ટમિત્રોને ચોક્કસ લાગ્યું કે, હવે તેઓ જીવશે નહિ. આથી તેઓ તેમની છેવટની મુલાકાત લેવાને આવવા લાગ્યાં. તેઓ ગ્લૅડ-

સ્ટનની સહનશીલતા તેમજ ધર્મપરનો દૃઢ વિશ્વાસ જોઇને અત્યાશ્ચર્ય પામતાં અને તેઓ હવે જીવનાર નથી એ વિચારથી તેમને ઘણું દુઃખ થતું. ગ્લૅડસ્ટને તેમને સૌને આશીર્વાદ આપ્યા; તથા તેમની સાથે થોડીઘણી વાતચિત પણ કરી. એ વાતચિતમાં આલોક સંબંધી એક પણ વાત નહોતી. એ વાતચિત પરલોક તેમજ પરમાર્થ સંબંધી હતી. જો કે દુઃખની વેદના અતિશય થતી હતી તોપણ તે તેઓ શાંતિથી સહન કરતા હતા. તેઓ કદાપિ દુઃખથી ગભરાઇ જતા નહોતા કે ત્રાસ પામતા નહોતા. તેમના મુખમાંથી તેમના દુઃખ સંબંધી એક પણ શબ્દ નીકળ્યો નહોતો. વચ્ચે વચ્ચે વારંવાર તેઓ "મારો દૃઢ વિશ્વાસ છે, મારો દૃઢ વિશ્વાસ છે" એમ બોલ્યા કરતા હતા. તેઓ પોતાની પાસેના મંડળને એમ કહેતા હતા કે, આપણે સૌને મૃત્યુને આધીન થઇ આ દુનિયાનો ત્યાગ કરવાનોજ છે; પરંતુ જે કોઇ પશ્ચાત્તાપથી તેમજ ભક્તિભાવથી આ જગતનો ત્યાગ કરશે તે આ જગત કરતાં ઉત્તમ જગતમાં પુનઃ પરસ્પરને મળી શકશેજ એવી મારી સંપૂર્ણ ખાત્રી છે. જ્યારે તેઓ આ વાક્ય ઉચ્ચારતા હતા ત્યારે તેમને સમાધાન થયું હોય એમ લાગતું હતું.

જ્યારે ગ્લૅડસ્ટન સાહેબની બિમારી ઘણી વધી ગઇ, તેમના જીવનની બિલકુલ આશા રહી નહિ તથા તેમને થતી અતિશય વેદનાને તેઓ ઘણાજ શાંતચિત્તે સહન કરે છે એવું બહારના લોકોના જાણવામાં આવ્યું; ત્યારે તેમને ઘણું માઠું લાગ્યું; તથા એ દુઃખમાંથી તેમના જીવની જલદીથી મુક્તિ થાય એ માટે તેઓ ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. સેન્ટપાલના ભજનાલય—દેવળમાં કૅનન સ્કૅાટ હૅાલંડે આ મંડળને કહ્યું કેઃ—"હમણાં એક મહાન ગૃહસ્થ સંકટમાં છે. તેઓ જલદીથી પોતાનું મૃત્યુ થાય તો સારૂં એમ ઇચ્છે છે તોપણ તેમનું મૃત્યુ નિપજતું નથી; તેથી એ માટે તમારે પ્રાર્થના કરવી. જીવનપર્યંત

મોટાં મોટાં પરાક્રમો કરીને એક મોટો સિંહ જેવી રીતે વૃદ્ધાવસ્થામાં જખમોથી તથા દુઃખથી અતિપીડિત થઇને પરાધીન થઈ પડે તેવીજ રીતે આ મહાન ગૃહસ્થ હૉર્ડનમાં પડી રહેલા છે. તેમને સમસ્ત રાષ્ટ્રની પ્રાર્થનાની જરૂર છે, કેમકે તેમને એક એક પળ એક એક વર્ષ જેટલી કઠિન જણાય છે. તેમનાથી જે સહન થઈ શકે તેમ નથી તે તેઓ સહન કરે છે, છતાં તેઓ પોતાનો સમય અન્ય મંડળને આશીર્વાદો આપવામાં પસાર કરે છે. તમે સૌ તેમને માટે પ્રાર્થના કરો તથા તેમને જે જોઇએ છીએ તે ઈશ્વિર શાંતિથી તેમને આપે એવી દયાળુ દીનાનાથને વિનતિ કરો. તેમની મુક્તિ શાંતિથી થાય એવું ઈશ્વિરપાસે માગો. ”

વેદના વધી ગઈ હતી, અસાધારણ ક્લેશ થતો હતો, શરીર તદ્દન નિર્બળ બની ગયું હતું તોપણ તેમની શાંતિ સહજ પણ ઓછી થઇ નહોતી. એક વખત તેમણે પોતાના જમાઇઓને કહ્યું કેઃ—“ પરમેશ્વરની કૃપા તેમજ ભક્તવત્સલતાપર મારો જે વિશ્વાસ છે તે જરા પણ ઓછો થનાર નથી. હું દુઃખી છું એમ તમે સમજશો નહિ. સમાધાન આશ્ચર્યકારક છે. મારે માટે જે પ્રાર્થના થાય છે તે મારા સુખને ઘણીજ સાધનભૂત થાય છે.”

ગ્લૅડસ્ટનની સહનશીલતા વિલક્ષણ હતી. “ માત્ર ભઠ્ઠી સળગી છે ” એમ તેઓ પોતાની વેદના સંબંધી એક વખત નિરૂપાયે બોલ્યા હતા; પરંતુ તેમના મ્હોંમાંથી દુઃખોદ્‌ગાર કદાપિ નીકળ્યા નહોતા. તેમનું સઘળું લક્ષ્ય પરલોક તરફજ લાગ્યું હતું. તેમણે પોતાની સામેની દિવાલપર તેમના પવિત્ર શાસ્ત્રનું એક વચન લખી રાખ્યું હતું કેઃ— “તે તારાપર પ્રેમ રાખે છે એ બાબતના પૂર્ણ સમાધાનથી તારા મનને સ્થિર રાખજે.” આ વાક્ય સહેલાઇથી તેમની નજરે પડતું હતું; અને તેથી તેઓ પોતાના મનને ઘણું સ્થિર રાખી શકતા હતા.

૧૬ મી તારીખે રાત્રે તેમની પાસેના એક માણસે તેમને પૂછ્યું કેઃ—" આપને ઘણી વેદના થાય છે કે શું ?" એ માણસને તેમણે ઉત્તર આપ્યો કેઃ—" ના, ના, હવે મને વેદના થતી નથી. મને ઘણું સારૂં લાગે છે. હું હવે મૃત્યુનીજ શાંતિથી રાહ જોયા કરૂં છું." ખરેખર, ગ્લૅડસ્ટન ઘણીજ ઉત્કંઠાથી પોતાનું મૃત્યુ જલદી થાય એવી પ્રાર્થના કર્યા કરતા હતા અને મૃત્યુની રાહ જોયા કરતા હતા. ક્વચિત્ ક્વચિત્ તેઓ આકાશ તરફ જોઇને ઘણીજ કૃતજ્ઞતાસૂચક મુદ્રાથી એમ કહેતા કેઃ—" અહાહા ! અહાહા ! ઇશ્વિરની આ કેટલી બધી કૃપા છે ! કેટલી બધી ઇશ્વિરની કૃપા છે ! કૃપા ! કૃપા ! કૃપા ! સઘળી ઇશ્વિરની કૃપા છે." આ વચનોનો અર્થ એવો હતો કે, તેમની રોગશય્યા પાસે બેસીને ઘણાં માણસો તેમની સેવાચાકરી કરતાં હતાં; તોપણ આટલી બધી વેદનામાં તેમની બુદ્ધિ સ્થિર રહીને ઇશ્વિરનું ધ્યાન ધરે છે એ સઘળી ઇશ્વિરનીજ કૃપા છે એમ તેમને લાગતું હતું. નિઃસીમ ઇશ્વિરભક્તોને હમ્મેશાં આમજ લાગે છે.

અંતે મૃત્યુનો સમય છેક પાસે આવવા લાગ્યો. ૧૮ મી તારીખની રાત્રિ સૌએ ઉજાગરામાં પસાર કરી. એ રાત્રે અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી ગ્લૅડસ્ટન સાહેબની તબિયત પૂછનારા તાર આવ્યા હતા, તેમાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે ગ્લૅડસ્ટનના ચિરંજીવીને જે તાર કર્યો હતો તે આ પ્રમાણે હતોઃ " આ ભયંકર દુઃખ સમયે મારૂં સઘળું મન તમારી તરફ, તમારાં માતુશ્રી તરફ અને કુટુંબનાં અન્ય માણસો તરફ લાગેલું છે. તમારા પિતાશ્રીને ક્લેશ ન થાય એટલુંજ હું ઇશ્વિર પાસે માગું છું."

રાત્રિના ત્રણ વાગી ગયા એટલે પાસે બેઠેલા વૈદ્યો તેમજ ડૉકટરોએ મરણસમય છેક પાસે આવી પહોંચ્યો છે એમ જણાવ્યું. આ વાત સાંભળતાંજ ગ્લૅડસ્ટનના કુટુંબનાં સઘળાં માણસો તેમની

રોગશય્યા પાસે આવીને બેઠાં. ગ્લૅડસ્ટનને એક મોટી ઓરડીમાં કૅાચ-પર સૂવાડવામાં આવ્યા હતા. તેમનું મસ્તક ઉંચા ઓશિકાપર હોઇ તેમણે પગથી તે ગળા સુધી એક વસ્ત્ર ઓઢયું હતું. ચાર વાગ્યાના સુમારે તો મૃત્યુ છેક પાસે આવી પહોંચ્યાનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં. હાથ પગ ઠંડા પડી જવા લાગ્યા. શ્વાસ ધીમો પડી જવા લાગ્યો, તથા મુખમુદ્રા પણ ફરી ગઇ. આ સમયે તેમની પાસે બેઠેલાં સઘળાં માણસોએ અતિ દીન વાણીથી દેવપ્રાર્થના કરી તથા ગ્લૅડસ્ટનને જે ભજનગીતો ઘણાં પસંદ હતાં તે ગાયાં. તેમની પત્ની, તેમનો ડાબો હાથ પોતાના હાથમાં પકડીને તેમના મ્હોં સામું ટગર ટગર જોતી બેસી રહી. તેમના પુત્રો, પુત્રીઓ અને પુત્રવધૂઓ તેમની આસપાસ ઉભાં રહ્યાં. તેઓ સૌ ગ્લૅડસ્ટનના મ્હોં સામે ટગર ટગર જોઇ રહ્યાં હતાં. સૌનાં નેત્રોમાંથી અવિરલ અશ્રુધારાઓ વર્ષતી હતી. પોતાનો આધાર ચાલ્યો જાય છે—પોતાનું છત્ર ઢળી પડે છે—પોતાના સર્વસ્વનો વિનાશ થાય છે—એમ સૌને લાગવા માંડયું. જેમ જેમ ગ્લૅડસ્ટન સાહેબનું મૃત્યુ પાસે આવતું જણાવા લાગ્યું તેમ તેમ તેમની પાસે તેમજ આસપાસ ઉભેલાં માણસોની મુખમુદ્રા ઉપર વિરહદુઃખ અધિકાધિક દૃશ્યમાન થવા લાગ્યું. અંતે ગ્લૅડસ્ટનનું સર્વાંગ સ્થિર થઇ ગયું—નેત્રોના પલકારા બંધ થઇ ગયા; અર્થાત્ મે મહિનાની ૧૯ મી તારીખે પ્રભાતકાળના લગભગ પાંચ વાગતાં તેમનો જીવાત્મા દેહનો ત્યાગ કરી કોઇ અગમ્ય સ્થાને ઉડી ગયો.

ગ્લૅડસ્ટન સ્વર્ગસ્થ થયા તે સમયનું વર્ણન એક ગૃહસ્થ કે જે તેમની પાસે હાજર હતો તેણે આ પ્રમાણે કર્યું છેઃ—" એકાદ છેક નાનું બાળક ધીમે ધીમે શાંતિથી નિદ્રાધીન થાય તેજ પ્રમાણે ગ્લૅડ-સ્ટનને તદ્દન સ્વસ્થતાથી ચિરનિદ્રા આવી. તેમનું મન સહજ પણ અસ્થિર થયું નહોતું. "* એ પછી ગ્લૅડસ્ટન મૃત્યુ પામ્યાની હકીકત

ત્યાં હાજર રહેલા ત્રણે ડૉક્ટરોએ સમાચારપત્રોપર લખીને પ્રકટ કરાવી. આથી તો ત્યાં દુઃખનો ડુંગર ઢળી પડયો. સઘળાં માણસો માથું નીચું નમાવીને, અશ્રુધારાઓ લુછતાં જઇ શોક કરતાં બેસી રહ્યાં. આ સમયે તેમની પત્નીની જે સ્થિતિ થઇ તેનું હૃદયભેદક વર્ણન કરવાની શક્તિ આ નિર્જીવ લેખિનીમાં નથી. ગયા—ગ્લૅડસ્ટન ગયા—એમ કહેતાં કહેતાં ત્યાંનાં માણસો ધીમે ધીમે એક પછી એક દૂર ખસીને બેઠાં.

ત્યાં થોડા સમય અગાઉથીજ કેટલાંક વર્ત્તમાનપત્રોના ખબરપત્રીઓ તથા ચિત્રકારો આવીને બેઠા હતા. તેમણે આ દુઃખજનક સમાચાર તાર મારફત સમસ્ત જગતમાં મોકલ્યા; અને ત્યાંના તે સમયના દેખાવનાં ચિત્રો પાડી લીધાં. આ મંડળ ત્યાં એટલી બધી સંખ્યામાં એકત્ર થયું હતું કે, ત્યાં ઉભા રહેવાની જગ્યા પણ નહોતી.

ગ્લૅડસ્ટન કેવા મહાન ગૃહસ્થ હતા તથા માત્ર ઇંગ્લાંડનેજ નહિ પરંતુ સઘળા વિદ્યાચારસંપન્ન જગતને તેઓ કેટલા વંદ્ય લાગતા હતા, એ બધી હકીકત વિગતવાર કહેવા બેસીએ તો તે માટે એક જુદો ગ્રંથ લખવાની જરૂર પડે; માટે એ વાતને પડતી મૂકી, તેમના મરણની હકીકત સાંભળીને લોકોમાં જે વાતો થઇ તેમાંની થોડીક અહીં કહીએ છીએ.

ગ્લૅડસ્ટનના દેહાવસાનની વાત સાંભળવામાં આવતાંજ ૧૯ મી તારીખે ઉમરાવોની સભા અને કૉમન્સની સભાએ પોતાનાં કામો બંધ કર્યાં. પછીથી બીજે દિવસે એટલે કે ૨૦ મી તારીખે ઉમરાવોની સભા અને કૉમન્સની સભામાં જે ભાષણો થયાં તે ઘણાંજ હૃદયદ્રાવક હતાં. તેમાં ઉમરાવોની સભામાં લૉર્ડ સૅલ્સબરીએ કહ્યું કે:—"આ દેશમાંના મહા રાજકારણી પુરૂષોની યાદીમાંથી આજે એક ઇંગ્રેજ ગૃહસ્થનું નામ કમી થયું છે. તે ગૃહસ્થના ચરિત્રનો પ્રભાવ હમણાંના રાજકીય અને સામાજિક વિચારો પર પુષ્કળ રહેશે. તેઓ જે કાર્યમાં પ્રવૃત્ત હતા

તથા જે વિચારો ધરાવતા હતા તે ઉપરથીજ તેમનો આટલો બધો પ્રભાવ રહેશે એમ નથી; પરંતુ તેમના જેવો ખ્રિસ્તી ધર્મી પુરૂષ હમણાં બીજો એક પણ થયો નથી. એ ઉપરથી પણ તેમનું નામ ચિરસ્મરણીય રહેશે." લૉર્ડ કિંબર્લીએ કહ્યું કેઃ—"આપણામાંના એક મહા શક્તિમાન અને મહા કીર્તિમાન રાજદ્વારી ગૃહસ્થ—એટલુંજ નહિ પણ આ દેશના મોટો અધિકાર ધરાવનારા માણસોને પણ જેમણે પોતાના વર્તનથી ઉત્તમ વર્તનનો આદર્શ દર્શાવ્યો છે એવા ગૃહસ્થ—સ્વર્ગસ્થ થયા છે." ડ્યુક ઑફ ડેવનશાયરે કહ્યું કેઃ—"પોતાના પ્રતિપક્ષીઓને તેમના દોષ દર્શાવવાને ગ્લૅડસ્ટન કદાપિ સંકોચાતા નહિ; તોપણ મારા પોતાના અનુભવપરથી હું એમ કહું છું કે, તેમના મુખમાંથી હેતુ સિવાયનો એક પણ શબ્દ બહાર નીકળ્યો નથી. ગ્લૅડસ્ટન અને તેમના અનુયાયીઓમાં ફાટફૂટ પડી એ માટે મને ઘણું માઠું લાગે છે; પરંતુ જે કાર્યને લીધે એ ફાટફૂટ પડી તે કામમાં હાથ નાખવામાં પોતાના કર્ત્તવ્ય તથા પોતાના દેશના હિત સિવાય બીજો કાંઇ પણ હેતુ તેમના મનમાં નહોતો, એ નિઃશંક છે." લૉર્ડ રોઝબરીએ કહ્યું કેઃ—"આપણે સૌ ગ્લૅડસ્ટનના વિશેષ સહવાસમાં આવેલા હોવાથી તેમના મૃત્યુને લીધે જગતમાં કેવી મહાન જગ્યા ખાલી પડી છે તથા હાલના યુગપર તેમનાં કાર્યોનું પરિણામ કેટલું હતું એ દર્શાવવા ઉપરાંત આપણે બીજું કાંઇ કરી શકીએ તેમ નથી. ભૂતદયા એ તેમનો સૌથી મોટો ગુણ હતો. કાર્ય નાનું હોય યા મોટું હોય, તેજ પ્રમાણે માણસ નાનું હોય યા મોટું હોય; પરંતુ તે જો ખરા પક્ષમાં હોય તો તેઓ તેને તન, મન તેમજ ધનથી સહાયતા કરવાને તત્પર રહેતા હતા, એ સૌની જાણમાંજ છે. ઉદ્યોગ કરનારને કેવું ઉત્તેજન આપવું, સંકટસમયે ધૈર્ય કેવી રીતે ધારણ કરવું, ઉત્તમ ખ્રિસ્તી ધર્મી કેવી રીતે થવું, તથા સદાચરણ ઉપર નિષ્ઠા રાખીને તેમજ શુભ પરિણામ ઉપર

આશા રાખીને કેવી રીતે વર્તવું તેનાં ઉત્તમ ઉદાહરણો ગ્લૅડસ્ટનના ચરિત્રમાંથી અસંખ્ય મળી આવશે એવી મારી ખાત્રી છે."

આ પ્રમાણે તે દિવસે કૉમન્સ સભામાં પણ પુષ્કળ ભાષણો થયાં તેમાં આર્થર બાલફૉરે કહ્યું:—"વાદવિવાદ કરનાર તેમજ ભાષણો કરનાર અનેક હોય છે પરંતુ આ બન્ને ગુણો એકત્ર તો ક્વચિતજ જોવામાં આવે છે. આ બન્ને ગુણો ગ્લૅડસ્ટનમાં હતા. ગ્લૅડસ્ટને કરેલું એક કાર્ય એટલું મોટું છે કે, તેનું યથાર્થ વર્ણન કરી શકાય તેમ નથી. તે કાર્ય એ છે કે, તેમણે પાર્લામેન્ટનાં કાર્યોમાં ઘણું વજન આણ્યું છે—બહુજ શ્રેષ્ઠત્વ આણ્યું છે—પાર્લામેન્ટનો વિચાર ગંભીર વિવેચનાનું ફળ છે એવું તેમણે સ્થાપિત કર્યું છે." સર વિલિયમ હાર્કોર્ટે કહ્યું:—"ગ્લૅડસ્ટનને જે કાર્ય તદ્દન ખરું તેમજ ન્યાયદૃષ્ટિથી વાસ્તવિક જણાતું હતું તેજ તેઓ કરતા હતા, એમાં કોઇને કદિ સંશય આવ્યો નથી. તેઓ જે કાર્ય કરવાને પ્રવૃત્ત થતા તે કાર્યને પૂર્ણ કર્યા સિવાય મૂકી દેતા નહિ. કૉમન્સ સભાને માટે તેમના અંતરમાં વિલક્ષણ પૂજ્ય બુદ્ધિ હતી; તથા એ સભા એક સ્વતંત્ર રાષ્ટ્રની મનોદેવતા છે, એવી એ સભાની કીર્ત્તિ રાખવાને માટે તેઓ હમ્મેશાં પ્રયત્ન કરતા હતા. તેઓ જાતે પણ ઘણાજ સન્માનથી વર્ત્તતા હતા, તથા બીજાઓ પણ તેજ રીતે વર્ત્તે એવો યત્ન કરતા હતા. તેઓ મહાન રાજ્યકારસ્થાની પુરૂષ હતા; એટલુંજ નહિ પરંતુ તેઓ અત્યંત સભ્ય પણ હતા. તેમની ધાર્મિકતા અને પવિત્રતાનું જે ઉત્તમ પરિણામ લોકસ્થિતિપર થયું છે તેનું જેટલું ગૌરવ કરીએ તેટલું થોડુંજ છે. લોકોની સ્થિતિ સુધારવામાં એ પરિણામ ઘણું સાધનભૂત થયું છે. અનેક લોકો જે કાંઈ કરવાનું કહેતા આવ્યા હતા તે તેમણે કર્યું છે. તેમનું ચરિત્ર ઘણુંજ ઉપદેશાત્મક છે એ વાત કોઇ ભૂલી શકનાર નથી. તેમનું નામ ન ઉચ્ચારે એવી એક પણ ઝુંપડી આ દેશમાં

નથી. સૌને માલૂમ છે કે, ગ્લૅડસ્ટને અનાથ, દીન તેમજ દુઃખીને ઘણીજ સહાયતા કરી છે. તેઓ ઘણાજ દયાળુ, ક્ષમાશીલ અને શાન્તિપ્રિય હતા. સત્પુરૂષનાં એજ મહત્ત્વનાં લક્ષણ છે. ઘણાં વર્ષ સુધી પોતાના દેશની અને રાણી સરકારની ઉત્તમ પ્રકારે સેવા કરીને, અપાર કીર્તિ સહિત તેમણે પોતાની ઐહિક યાત્રા પૂર્ણ કરી છે. આપણે સૌએ તેમનું સ્મારક રાખવાનો યત્ન કરવોજ જોઇએ." આયર્લાંડના પક્ષપાતી ડિલને કહ્યું:-"અતિશય વેદનાની તથા મૃત્યુની છાયા પડી રહી હતી એવી સ્થિતિમાં પણ અડચણ, પરાજય વગેરેનો પ્રભાવ તેમના અપ્રતિમ ધૈર્ય ઉપર થયો નથી. આજ સુધીમાં મ્હેં જે મહાન પુરૂષો જોયા છે તથા જે મહાન પુરૂષોનાં ચરિત્રો વાંચ્યાં છે, તેઓ સર્વેમાં માત્ર એક ગ્લૅડસ્ટનજ એવા જોવામાં આવ્યા છે કે, વૃદ્ધાવસ્થાને લીધે જેમની બુદ્ધિનો ભ્રંશ થયો નથી, ભૂતદયા ઓછી થઇ નથી તથા દુઃખી માણસોની દીન વાણી જેમના પ્રત્યે વ્યર્થ ગઇ નથી. સમસ્ત ઇંગ્રેજ રાષ્ટ્રમાં તેઓ સૌથી મહાન પુરૂષ હતા. તેમના સમયમાં તેમની બરાબરીનો બીજો એક પણ ગૃહસ્થ નહોતો-એ વાત સઘળા ઇંગ્રેજો કબૂલ કરે છે."

આવાં અનેક ભાષણો ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં થયાં. તે સિવાય કેનેડાની પાર્લામેન્ટમાં પણ ત્યાંના મુખ્ય પ્રધાન સર વિલફ્રેડ લૅરિયરે કહ્યું:-"ગ્લૅડસ્ટને રાષ્ટ્રની વિદ્યાચારસંપન્નતાનું માન ઘણું વધાર્યું છે તથા તેમના બોધથી અને વર્તનના નમુનાથી જગતનું પુષ્કળ કલ્યાણ થયું છે એમાં કશી અતિશયોક્તિ નથી. સઘળાં વિદ્યાચારસંપન્ન રાષ્ટ્રોમાં તેમનું નામ એ ન્યાયનો જીવતો અવતારજ હતું. નેપોલિયન બોનાપાર્ટના સમય પછી આવો મહાબુદ્ધિશાળી પુરૂષ બીજો એક પણ થયો નથી. અત્યંત ભૂતદયા, અખંડ ન્યાયવૃત્તિ અને છળકપટ તરફનો વિરોધ એ તેમના મુખ્યગુણ હતા. આયર્લાંડમાંની વિપત્તિગ્રસ્ત પ્રજાને

ન્યાય અપાવવાને ખાતર આ મહાત્માએ પોતાના મિત્રોને છોડયા હતા, અધિકારનો ત્યાગ કર્યો હતો તથા લોકપ્રીતિપર પાણી મૂક્યું હતું... આજે ઇંગ્લાંડનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહે છે; પરંતુ ગ્લૅડસ્ટન જેવો મહાત્મા તેમાં ઉત્પન્ન થયો એજ તેનું મોટું સૌભાગ્ય છે. એ મહાત્માનું કામ અદ્યાપિ પૂર્ણ થયું નથી હજી ચાલુજ છે. તેમણે જગતને જે આદર્શ જીવન દર્શાવ્યું છે તેનું સૌને હમ્મેશાં સ્મરણ થયા સિવાય રહેશે નહિ. વળી તેમણે પોતાને હાથે જે વૃક્ષ ઉછેર્યું છે તે ઇશ્વિરની કૃપાથી વધીને યથાસમયે તેને પુષ્પો અને ફળો પણ અવશ્ય આવશેજ."

અમેરિકાના પ્રેસિડેન્ટ મૅકિનલે કહ્યું કેઃ—"આ સૈકામાં ગ્લૅડસ્ટન સૌથી મહાન પુરૂષ છે. તેમના જેવો મહાન પુરૂષ ભવિષ્યમાં થશે કે કેમ એ શંકા છે. નિરક્ષેપ સ્વદેશાભિમાનમાં તેઓ જૉર્જ વૉશિંગ્ટનના જેવા હતા."

ન્યુયૉર્ક ટાઇમ્સપત્રે કહ્યું છે કેઃ—"ઇંગ્લાંડ નીતિમાન હોવું જોઇએ એવી ગ્લૅડસ્ટનની ઇચ્છા હોવાથીજ ઇંગ્લાંડ ભલે ગમે તેમ વર્ત્તે એમ ઇચ્છનારા ઇંગ્રેજોના તેઓ કટ્ટા શત્રુ થયા હતા."

ગ્લૅડસ્ટનનો પરલોકવાસ થયાના સમાચાર જાણવામાં આવતાં તેમનાં કુટુંબનાં માણસોપર, મોટાં મોટાં માણસો તરફથી તેમજ સંસ્થાઓ તરફથી શોકદર્શક તેમજ આશ્વાસનસૂચક તારો અને પત્રો એટલા બધા આવ્યા કે, જાણે તેની વૃષ્ટિજ થઈ. એ સર્વ તારો તેમજ પત્રોના ઉત્તરો છુટા છુટા આપવાનું અશક્ય હોવાથી ગ્લૅડસ્ટનની પત્નીએ વર્ત્તમાનપત્રદ્વારાજ તેમનો સૌનો સામટો આભાર માન્યો હતો. એ તારો પૈકી કેટલાક અત્ર સાદર કરવામાં આવે છે.

**મહારાણી વિક્ટોરિયા તરફથી ગ્લૅડસ્ટનની પત્નીનેઃ—**
તમારા પતિ સમાધિસ્થ થયા છે તેથી અમારૂં સૌનું લક્ષ્ય તમારા

તરફ આકર્ષાયું છે. આજનો તેમનો પ્રેતસંસ્કાર તમને ઘણો દુઃખપ્રદ થનાર છે; તથાપિ અમારી કારકીર્દીમાં તેઓ અત્યુત્તમ સદાચારી તથા અત્યુત્તમ બુદ્ધિવાન તરીકે નામાંકિત થઇ ગયા, તેથી તેમને સઘળા પ્રજાજનો તરફથી જે મોટું માન મળે છે તથા તેમના મૃત્યુથી જે ઘણું દુઃખપ્રદર્શન થાય છે, તે માન તેમજ તે દુઃખપ્રદર્શન જોઇને તમે તમારા મનનું થોડું સમાધાન કરી શકશો. મારા પોતાના તેમજ મારા કુટુંબના કલ્યાણને માટે તેઓ ઘણી કાળજી રાખતા હતા અને શ્રમ કરતા હતા, એ ઉપકાર હમ્મેશાં મારા સ્મરણમાં રહેશે.

**લૉર્ડ સૅલ્સબરી તરફથી તેમના પુત્રને:**—આપના તીર્થરૂપને ઘણી વેદના થતી હતી. એ વેદના જોઇને આપણો સમસ્ત દેશ દુઃખી થતો હતો. એ અસહ્ય વેદનાથી તેઓ મુક્ત થયા છે એમ મનમાં વિચારીને હું તેમના મૃત્યુનો શોક કરતો નથી. આ અનર્થથી તમારી તેમજ તમારાં માતુશ્રીની માફક મને પણ ઘણું દુઃખ થયું છે.

**ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના અધ્યક્ષ તરફથી ગ્લૅડસ્ટનની પત્નીને:**—આપને થયેલું ગંભીર નુકસાન હું હમણાંજ જાણી શક્યો છું. આપને દુઃખે જે માણસો દુઃખી થયાં છે તેમાંનો હું પણ એક છું. ગ્લૅડસ્ટને પોતાનાં આચરણોના અત્યુચ્ચ ઔદાર્યથી તથા રાજકારસ્થાનોના અત્યંત ઉદાત્ત વિચારોથી સ્વદેશપર તેમજ સઘળી મનુષ્ય જાતિ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

**ચીનના બાદશાહના મુખ્ય પ્રધાન તરફથી ગ્લૅડસ્ટનની પત્નીને:**—આપનાપર દુઃખનો જે ડુંગર તૂટી પડ્યો છે તે માટે મને અપાર શોક થાય છે. ગ્લૅડસ્ટન સૌ કોઈના રક્ષણકર્ત્તા અને દયાની મૂર્તિરૂપ હતા.

**અમેરિકામાંનાં સ્વતંત્ર સંસ્થાનોના અધ્યક્ષની** વતી **તેમના વકીલ તરફથી:**—વયોવૃદ્ધ થઇને તેમજ સઘળાં માનપાન મેળ-

વીને ગ્લૅડસ્ટન સ્વર્ગસ્થ થયા છે. તેમના સ્વર્ગવાસથી આપને જે દુઃખ થયું છે તેમાં અમેરિકાની પ્રજા ભાગ લે છે, હમણાંના રાજકાર્યમાં તેમની મૂર્ત્તિ ખરેખર અત્યંત ઉદાત્ત હતી.

**લૉર્ડ લેફ્ટનેન્ટ ઑફ્ આયર્લૅંડ તરફથી તેમના પુત્રોને:-** આ પ્રસંગે ગ્લૅડસ્ટનનાં પત્નીને તથા તેમના કુટુંબનાં સઘળાં માણસોને જે દુઃખ થયું છે તેનો હું ભાગીદાર થાઉં છું. આપને માથે આવું મોટું દુઃખ આવી પડયું છે એ માટે મને ઘણું લાગી આવે છે.

**જસ્ટિન મકાર્થી (ઇતિહાસકાર) તરફથી તેમના પુત્રોને:**—આપના પિતાશ્રીના પરલોકવાસથી મને અપાર દુઃખ થયું છે. હું તમારા સૌના દુઃખનો ભાગીદાર થાઉં છું. ઇંગ્લાંડમાંનો સર્વશ્રેષ્ઠ રાજપ્રકરણી પુરૂષ ગયો. આયર્લાંડનો મોટો હિતૈષી ગયો.

**ડયુક ઑફ્ કૉનાટ તરફથી તેમના પુત્રોને:**—મોટા મહાત્મા આપના કીર્ત્તિમાન પિતા પરલોકવાસી થયા તેથી આપને સૌને અપાર દુઃખ થયું છે તથા દેશની ઘણી હાનિ થઇ છે; એ માટે મને તેમજ ડચેસ ઑફ્ કૉનાટને ઘણું માઠું લાગે છે. અમે બન્ને તમારા દુઃખનાં ભાગીદાર થઇએ છીએ.

**રશિયાના બાદશાહ તરફથી તેમની પત્નીને:**—ગ્લૅડસ્ટન સાહેબનો પરલોકવાસ થયાના સમાચાર હમણાંજ મારા જાણવામાં આવ્યા. એ માટે મને અપાર શોક થાય છે. આ મૃત્યુએ ઘણો મોટો તેમજ અપરિહાર્ય ઘાત કર્યો છે. આ દુઃખ સઘળા વિદ્યાચારસંપન્ન જગતને થનાર છે, કેમકે ગ્લૅડસ્ટન સાહેબનું મનજ તેવું ભૂતદયાથી પરિપૂર્ણ અને શાંતિપ્રસારક હતું.

**બેલ્જીયમના રાજા તરફથી તેમની પત્નીને:**—ગ્લૅડસ્ટનના મૃત્યુથી મને તથા રાણી સાહેબને ઘણું દુઃખ થયું છે. બેલ્જીયન લોકોની તેમને કેટલી લાગણી હતી એ હું સારી રીતે જાણું છું. એ

લાગણીનાં પ્રમાણ અનેક વખતે મારા જાણવામાં આવ્યાં છે. અસ્તુ. હું તમારા દુઃખનો ભાગીદાર થઉં છું.

**નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ તરફથી તેમના પુત્રોને:-** તમારે સૌને માટે મારૂં મન અતિશય દુઃખિત થયું છે. તમારાં માતુશ્રીથી આ દુઃખ સહન થાય એટલીજ ઇચ્છા છે.

**નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ તરફથી તેમની પત્નીને:-** આવું અસહ્ય દુઃખ સહન કરવાને ઇશ્વિર આપને સામર્થ્ય આપો એટલીજ મારી માગણી છે; પરંતુ તેઓ હવે આ જગતના ત્રાસમાંથી છુટીને શાંતિધામમાં ગયા છે એ આપણા મનને કેટલું સમાધાનકારક છે!

**ગ્રીસના રાજા તરફથી:**—ગ્લૅડસ્ટન ઘણા મોટા રાજપ્રકરણી પુરૂષ હતા. તેમના ગ્રીસ દેશપર ઘણા ઉપકારો થયા છે. એ ઉપકારો નિરંતર આભારવૃત્તિથી ગ્રીસ પોતાના સ્મરણમાં રાખશે-કદિ ભૂલી શકશે નહિ. આ દેશમાં તેમનું નામ હમ્મેશાં પ્રિય તેમજ સ્મરણીય રહેશે.

**ઇટાલીના મુખ્ય પ્રધાન તરફથી:**—હમણાંના બનાવથી ઇંગ્લાંડને જે મોટી હાનિ થઇ છે તે દુઃખમાં દરેક રાષ્ટ્રો ભાગ લેશે અને ઇટાલી પણ લે છે. ગ્લૅડસ્ટને ઇટાલીપર જે ઉપકારો કર્યા છે તે ઇટાલી ભૂલ્યું નથી તેમજ કદિ ભૂલનાર નથી. એ ઉપકારોથીજ ઇટાલીને સ્વતંત્રતા મળી છે.

ગ્લૅડસ્ટનનું પ્રેત વેસ્ટ મિનિસ્ટર ઍબીમાં રાખ્યું હતું. તેનું છેવટનું દર્શન કરવાને એક દિવસમાં ૧૭૦૦૦૦ મનુષ્યો ગયાં હતાં, તથા તેનો સંસ્કાર એકાદ મોટા બાદશાહના પ્રેતસંસ્કારની પેઠે સરકારના ખર્ચે થયો હતો. એ સમયે ૩૦૦૦૦૦ મનુષ્યો આવ્યાં હતાં. તેમાં ઇંગ્લાંડના મોટા મોટા માણસો પણ પુષ્કળ હતા; એટલુંજ નહિ પણ તેમને છેવટનું માન આપવાને તથા તેમના પ્રેતનું દર્શન કરવાને મોટા મોટા દેશોના વકીલો પણ આવ્યા હતા. જેમાં રશિયા, ઇટાલી,

ડેન્માર્ક, બેલ્જીયમ અને સ્વીડનના વકીલો પણ હતા.

ગ્લૅડસ્ટનનું પ્રેત વેસ્ટમિનિસ્ટર ઍબીના દેવાલયમાં લઇ જવામાં આવ્યું ત્યારે તેમની વૃદ્ધ પત્ની તેમના સામું જોઈ તેમની પાસે બેસી રહી હતી અને તેનાં સંતાનો પણ તેની પાસે બેઠેલાં હતાં. અને પ્રિન્સ ઑફ વેલ્સ, પ્રિન્સેસ ઑફ વેલ્સ, ડ્યુક ઑફ યૉર્ક, લૉર્ડ સૅલ્સબરી, લૉર્ડ રોઝબરી વગેરે મોટા મોટા પુરૂષો પણ શોકાશ્રુની ધારાઓ વર્ષાવતા હતા, તથા તેમનાં અંતઃકરણોમાં ગ્લૅડસ્ટનના પરલોક-સુખાર્થે પરમેશ્વરપ્રાર્થના ચાલતી હતી; એમ તેમની મુખમુદ્રાઓપરથી સ્પષ્ટ જણાતું હતું. ગ્લૅડસ્ટનનો દેહ પેટી સાથે સમાધિસ્થ થયા પછી નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ, નામદાર ડ્યુક ઑફ યૉર્ક વગેરે દુઃખસાગરમાં ડૂબી ગયેલી ગ્લૅડસ્ટનની વિધવા પત્ની પાસે જઇને અપાર પ્રેમથી તેમજ સન્માનથી તેના હાથને ચુંબન કરીને તથા સાંત્વના આપીને ત્યાંથી ચાલ્યા ગયા પછીથી ગ્લૅડસ્ટનનાં સંતાનો પોતાની વિધવા માતાને પણ ત્યાંથી લઇ ગયાં. આ સમયનું વર્ણન ઇંગ્રેજ વર્તમાનપત્રોએ ઘણુંજ હૃદયદ્રાવક કર્યું છે.



# પ્રકરણ ૮ મું.

## સ્વભાવનું વર્ણન

એકાદ અંધકારમયી જગ્યાએ દીપક આણ્યા પછી તે જગ્યાને પ્રકાશિત કરવાને માટે જેમ બીજો કોઇ પણ પ્રકારનો શ્રમ કરવો પડતો નથી; અથવા તો જેમ પરમેશ્વરની કૃપા થયા પછી તેની પાસે સુખ મેળવવા માટેની જુદી પ્રાર્થના કરવી પડતી નથી, તેમ મનુષ્યનાં કૃત્યોનું વર્ણન કર્યું એટલે પછી તેનો સ્વભાવ કેવો હતો તે જુદી રીતે જણાવવાનું કારણ રહેતું નથી. કેમકે મનુષ્યનાં કાર્યોમાં ગુપ્ત રીતે તેનો સ્વભાવ વિદ્યમાનજ હોય છે; આમ છતાં પણ ઇતિહાસનો કોઇ અત્યુત્તમ ઉપયોગ અથવા ફળ હોય તો તે "નીતિનો બોધ"જ છે. એ નીતિબોધ વિશેષ સ્પષ્ટતાથી વાંચકોના લક્ષ્યમાં આણવાને ચરિત્રનાયકના સ્વભાવનું જુદું વર્ણન કરવાની જે રીત સુજ્ઞ ગ્રંથકારોએ ચાલુ કરી છે, તે રૂડીજ હોવાથી તેને અનુસરીને ગ્લૅડસ્ટનના સ્વભાવ સંબંધી બે શબ્દ અત્ર લખવા ઉચિત છે.

ગ્લૅડસ્ટનના સ્વભાવમાં તેજસ્વિતાનો ગુણ વિશેષ પ્રમાણમાં હતો. તે ગુણ જેમ જેમ તેમની ઉંમર વધતી ગઇ તેમ તેમ વધતોજ ગયો, અને અંત સુધી ટક્યો. તેનું પ્રમાણ એ છે કે, તેઓ જ્યારે ઇટનના વિદ્યાલયમાં તેમજ ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં હતા ત્યારે, તથા પાર્લામેન્ટમાં ૬૧ વર્ષ મેમ્બર હતા અને ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનપદપર હતા ત્યારે તેમણે પોતાના પર કોઇની પણ છાપ બેસવા દીધી નથી; એટલુંજ નહિ પરંતુ એ સર્વ સ્થાનોએ તેમણે સૌના ઉપર પોતાની છાપ બેસાડી હતી. તેઓ એ શાળાઓમાં ગયા તેથી જેમ એ શાળાઓની નીતિમત્તા વધી હતી, તેજ પ્રમાણે પાર્લામેન્ટમાંનાં

તેમનાં કાર્યોથી પાર્લામેન્ટની નીતિમત્તા પણ વધી છે એમ ઘણા લોકોનું કહેવું છે.

ગ્લૅડસ્ટનના ચરિત્ર તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે, તેમની ધર્મનિષ્ઠાને લીધેજ તેમનો સ્વભાવ શ્રેષ્ઠ અને સર્વપ્રિય થઇ પડ્યો હતો. તેમના અંતઃકરણમાં ધર્મનિષ્ઠા જેટલું પ્રાબલ્ય અન્ય કોઇ પણ વૃત્તિનું નહોતું. તેમની ધર્મનિષ્ઠા, તેમની અન્ય વૃત્તિઓને પોતાની ઇચ્છાનુસાર વર્તાવતી હતી. તેઓ જે કાંઇ કરતા તે ધર્મશ્રદ્ધાપૂર્વકજ કરતા હતા. તેમની ધર્મશ્રદ્ધા ઘણીજ સુદૃઢ હતી. તે આરંભથી તે અંત સુધી સહજ પણ નરમ પડી નથી. વિદ્યાભ્યાસ સંપૂર્ણ થયા પછી તેમની ધર્મપ્રચારક થવાનીજ ખાસ ઇચ્છા હતી; પરંતુ વડિલની આજ્ઞાને માન આપવાના હેતુથીજ તેમણે સાર્વજનિક દેશહિતનો વ્યવસાય હાથમાં લીધો હતો એમ આગળ જણાવ્યું છેજ. આ વ્યવસાય જો કે તેમણે વડિલની ઇચ્છાને અનુસરીને કરવા માંડ્યો હતો તોપણ તેમાં પણ તેમના પ્રિય ધાર્મિક વિષયની છાયા સ્પષ્ટતાથી દેખાતી હતી. પૂર્ણ વિચાર કરી જોતાં એમજ લાગે છે કે, તેમને તેમનાં કાર્યોમાં જે યશ મળ્યો તથા તેમની કીર્ત્તિ સર્વત્ર ફેલાઇ ગઇ તેનું મુખ્ય કારણ તેમની સુદૃઢ ધર્મનિષ્ઠાજ હતી. મહાન પુરૂષો પોતાની ધર્મનિષ્ઠાવડેજ પોતાનાં જનહિતનાં કાર્યોમાં સફળતા મેળવીને પોતાની કીર્ત્તિ પ્રસારી શકે છે એમ લાગે છે.

એક સમયે ડીન ચર્ચે એક ધર્મોપદેશકને ગ્લૅડસ્ટન સંબંધી કહ્યું હતું કેઃ—"તે કોઇ પણ મહાન કાર્ય કરવા તત્પર થાય છે ત્યારે એમજ સમજે છે કે, ઈશ્વર પોતાની સામેજ ઉભા છે." ગ્લૅડસ્ટને અમેરિકામાંના પોતાના એક પરિચિત ગૃહસ્થને ઉત્તર લખ્યો તેમાં લખ્યું હતું કેઃ—"હું જે કાંઇ લખું છું તથા જેનો વિચાર કરૂં છું, અને જેની મારા મનમાં આશા રહેલી હોય છે તે સર્વને આધાર

પ્રભુના દેવત્વનોજ છે, તથા આપણી આ અનાથ માનવજાતિને માટે જો કાંઇ આશા હોય તો તે માત્ર એટલીજ છે." તેમણે એકંદરે નાનાં મોટાં ત્રણસો પુસ્તકો લખ્યાં છે. તેમાં ધર્મ સંબંધીનાં પુસ્તકો પુષ્કળ છે. તેમનાં ભાષણો જેમણે પ્રત્યક્ષ સાંભળ્યાં છે તેમણે કેટલેક ઠેકાણે એમ સ્પષ્ટ લખ્યું છે કે, એ ભાષણોમાં જ્યાં જ્યાં ધર્મશ્રદ્ધાનો સંબંધ આવતો હતો ત્યાં ત્યાં તેમના ભાષણનો રંગ વિશેષ જામતો હતો. એટલો આવેશ બીજી કોઇ પણ ભાવનાથી તેમાં આવતો નહિ. વળી તેમની પાર્લામેન્ટમાંની કારકીર્દીમાં તેમજ સરકારી કાર્યોમાં લોકોને જે કાંઈ અલૌકિકપણું દેખાયું, તથા જેને લીધે તેમના પર કેટલીક વખતે સંકટો આવી પડ્યાં હતાં એ સઘળું આ ધર્મનિષ્ઠાથીજ હતું.

ધર્મશ્રદ્ધાથી માત્ર થોડીજ ઉતરતી બીજા નંબરની તેમની પ્રબળ વૃત્તિ અધિકારપ્રિયતા હતી. તેમને સાધારણ વ્યવહારમાં, રાજ્યકારભારમાં તથા ધર્મપ્રકરણમાં પણ અધિકાર વિશેષ પસંદ હતો; પરંતુ લોકોમાં પ્રતિષ્ટા મેળવવાને, દ્રવ્ય મેળવવાને કે આત્મસ્તુતિના લાભને માટે કાંઇ આ અધિકાર તેમને પસંદ નહોતો. માત્ર ઇશ્વરગૌરવ અને મનુષ્યજાતિની સેવા સારી રીતે કરી શકવાને માટેજ તેમને અધિકાર પસંદ હતો. તેમની આવી ભાવના કેટલાક બનાવોમાં પ્રકટ પણ થઇ ચૂકી છે.

ગ્લૅડસ્ટન દેશમાંની બે વસ્તુઓની ઘણી ચિંતા રાખતા હતા. એક સંપત્તિ અને બીજી ધર્મ. આ બન્ને સાધનોજ વ્યવહાર અને પરમાર્થ સાધવામાં વિશેષ ઉપયોગી છે. દેશની સંપત્તિને માટે તેમને કેટલી લાગણી હતી એ તેમના આવક–ખર્ચના અડસટ્ટાઓ ઉપરથી જણાઇ આવે છે. ઇંગ્લાંડની આવક–ખર્ચની વ્યવસ્થા, લોકોપર કરોનો બોજો વધારવાને બદલે ઉલટો ઓછો કરીને તેમણે જેવી રીતે કરી હતી તેવી રીતે આજ સુધીમાં કોઇ પણ કરી શક્યું નથી, એમ મોટા મોટા અર્થશાસ્ત્રીઓનો પણ મત છે. તેજ પ્રમાણે રાજપ્રકરણી પુરુષના

અંતઃકરણમાં જો ધર્મશ્રદ્ધા દૃઢ હોય છે; તો સમસ્ત દેશના કારભારને, કારભારી લોકોને અને એ સંબંધીની અન્ય સંસ્થાઓને એક પ્રકારનું કેવું ઉચ્ચત્વ પ્રાપ્ત થાય છે એ પણ તેમની કારકીર્દી ઉપરથી જણાઇ આવે છે. વળી આ સઘળાં કાર્યોમાં તેમના અંતઃકરણની જે પવિત્રતા દૃશ્યમાન થાય છે તેને લીધે, જેમણે તેમને જોયા નહોતા તેમના મનમાં પણ તેમને માટે અત્યંત પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. ગ્લૅડસ્ટનને જોવા–તેમનાં દર્શન કરવાં એ મોટું ભાગ્ય છે, એમ સઘળા લોકો સમજતા હતા.

તેમનામાં નમ્રતાનો ગુણ અપ્રતિમ હતો. લોકો જો કે તેમને ઇશ્વરની માફક ભજતા હતા તોપણ તેઓ લોકો સાથે અતિ નમ્રતાથી તેમજ પ્રેમભાવથી વર્તતા હતા. મોટાઇનું અભિમાન તેમના મનમાં કદિ આવ્યું નહોતું. તેઓ મોટા મોટા રાજાઓ સાથે પત્રવ્યવહાર કરતા હતા; તોપણ કોઇ ગરીબ માણસનો પત્ર તેમના પર આવતાં તેને ઉત્તર આપવાનું તેઓ કદાપિ ભૂલતા નહિ. તેમના એક જન્મ-દિવસે એક ગરીબ સ્ત્રીએ પોતાની પૂજ્યતા પ્રકટ કરવાને, પુસ્તકમાં ચિહ્ન તરીકે મૂકવાને માટે એક ઉનની પટ્ટી ગુંથીને ભેટ મોકલી. એ પટ્ટીમાં "પવિત્ર શાસ્ત્ર આપણને રસ્તો બતાવનાર છે" એ શબ્દો ગુંથેલા હતા. આ ભેટ ગ્લૅડસ્ટનને ઘણી અમૂલ્ય જણાઇ; તેથી તેમણે આ ભેટને પ્રેમપૂર્વક સ્વીકાર કરીને એ સ્ત્રીને તેના ઉપયોગમાં આવે એવી કેટલીક વસ્તુઓ બક્ષીસ તરીકે મોકલી, તથા તે સાથે પોતાને હાથે એક એવો પત્ર લખી મોકલ્યો કેઃ—" તમે દુઃખમાં છો છતાં મારે માટે તમે આટલી બધી મમતાથી પુસ્તક–ચિહ્ન ગુંથી મોકલ્યું એ માટે મને અતિ આશ્ચર્ય ઉપજે છે. એ માટે હું તમારો ઘણો આભાર માનું છું. તે ચિહ્નમાં દર્શાવ્યા પ્રમાણે તમારી ઇચ્છા-નુરૂપ પવિત્ર શાસ્ત્ર મને રસ્તો દર્શાવનાર થાઓ; તેમજ તે આ

વ્યવહાર માર્ગમાં તમને પણ માર્ગ દર્શાવનાર થાઓ એમ હું અંતઃકરણ પૂર્વક ઇચ્છું છું. આ માર્ગમાં જો કદાચ હું તમારાથી આગળ નહિ ગયો હોઉં તો જલદીથી મારે તમારી પાછળ આવવાનું છે.”

ગ્લૅડસ્ટન વિલક્ષણ બુદ્ધિવાન હતા. તેમનું અવલોકન અગાધ હતું તથા તે તેમને જરૂર પડે ત્યારે તરતજ સ્મરણમાં આવતું હતું; આમ છતાં તેમને એમ લાગતું હતું કે, તેઓ અન્ય માણસોના જેવાજ છે. કોઇ પણ એકાદ વિષયનો વિચાર ચાલતો હોય ત્યારે તેઓ તે સંબંધી સૌની સાથે બોલતા હતા, વાદવિવાદ કરતા હતા અને તેમનો મત પૂછતા હતા. આવે પ્રસંગે એ માણસોને સંકોચ થતો હતો; પરંતુ ગ્લૅડસ્ટનને આમ કરવામાં સહજ પણ સંકોચ થતો નહિ. નાનું મોટું, જ્ઞાની અજ્ઞાની—કોઈ પણ પ્રકારનું માણસ મળે તેની સાથે તદ્દન ખુલ્લા મનથી તેમજ નિષ્કપટ રીતે બોલવું અને તેની પાસેથી બની શકે તેટલી નવીન માહિતી મેળવવી એ તેમની હમ્મેશાંની રીત હતી. આટલું હતું તો પણ તેઓ મનુષ્ય હતા, તેથી જે કોઈ તેમની વિરૂદ્ધ બોલતું તેના કરતાં તેમની વાતને કબૂલ કરનાર માણસ તેમને વિશેષ પ્રિય લાગતું હતું; અને એવા માણસને તેઓ શાબાશી આપતા હતા તથા તેનાપર વિશ્વાસ રાખતા હતા. તેમની આ વૃત્તિ સંબંધી બિશપ વિલબર ફોર્સ કહે છે કેઃ—“ એમનામાં મનુષ્યની પરીક્ષા કરવાની શક્તિ નથી. લુચ્ચા લોકો પોતાનો સ્વાર્થ સાધવાને માટે તેમની પાસે આવીને જે કાંઈ કહેતા હતા તે હકીકતપર તેઓ વિશ્વાસ રાખતા હતા અને તેને પરિણામે ફસાતા હતા.”

ગ્લૅડસ્ટન ઘણા પાપ–ભીરૂ હતા. તેઓ જાતે કદિ પાપ કરતા નહોતા; એટલુંજ નહિ પરંતુ બીજાઓને પણ પાપકાર્યથી અટકાવવાનો પ્રયત્ન કરતા હતા. બાલ્યાવસ્થામાં અવિચાર ઇત્યાદિ કારણોથી જે સ્ત્રીઓ વેસ્યાઓ થઇ હતી તેમને ઉપદેશ કરીને સારા માર્ગપર

લાવવાની—નીતિને રસ્તે ચઢાવવાની તેઓ મહેનત કરતા હતા. આ કામમાં તેમને કશું હલકાપણું જણાતું નહોતું. આ ઉદ્યોગમાં તેઓ પોતાના પૈસા ખરચતાં પણ અચકાતા નહિ.

"ડુંગર દૂરથી રળિયામણા" એ કહેવતને અનુસરતા ઘણા માણસો હોય છે; પરંતુ ગ્લૅડસ્ટન એવા નહોતા. ગ્લૅડસ્ટન સંબંધી રસેલ નામનો ગૃહસ્થ કે જેણે ગ્લૅડસ્ટનનું ચરિત્ર લખ્યું છે તે કહે છે કે:—"ગ્લૅડસ્ટનનાં ભાષણો પાર્લામેન્ટમાં અને સભામાં સાંભળીને તેમને માટે મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થતીજ; પરંતુ તેમને ઘેર તેમનું વર્ત્તન, સાદાઈ તથા તેમની ધર્મશ્રદ્ધા જોતાં તેમને માટે વિશેષ પૂજ્ય-બુદ્ધિ ઉત્પન્ન થતી હતી."

આ સિવાય ગ્લૅડસ્ટનમાં એક મોટો ગુણ ધૈર્યનો હતો. આ ગુણ તેમને અતિ પ્રિય હતો. લૉર્ડ બીકન્સફીલ્ડ કે જે તેમનો મોટો પ્રતિસ્પર્ધી હતો; તે તેમનું સ્મારક સરકારના ખર્ચે કરવું એવું પાર્લા-મેન્ટને સૂચવવા માટે બોલતો હતો એ સમયે તેણે તેમનાં રાજકીય કાર્યોમાંના ધૈર્યનું ઘણું વર્ણન કર્યું હતું. ગ્લૅડસ્ટને પોતાનાં સઘળાં કાર્યોમાં આ ગુણ સારી રીતે દર્શાવ્યો હતો. પાર્લામેન્ટમાં આઇરિશ પ્રકરણને લીધે તથા હોમરૂલને લીધે તેમને કેટલીક વખત તો નાસિપાસ થઇને નિંદાજ સાંભળવી પડી હતી, તોપણ તેમનું ધૈર્ય બિલકુલ ઓછું થયું નહોતું. ભયથી મન કચવાવું, વિઘ્નોથી છાતી ઉછાળવી યાતો કોઈ મહાન કાર્ય કરવા જતાં આશા ભંગ થઈ જવું એ તેમની સમજમાંજ નહોતું. આતો કરવા જેવુંજ છે એવી ખાત્રી થતાંજ તેઓ તે પાછળ તન, મન તથા ધનના જોખમે સતત પ્રયત્નો કરતા હતા. તેઓ એમ કહેતા કે, સત્કાર્યમાં કદાચ અપયશ આવશે યાતો નાસિપાસ થવું પડશે; તોપણ સત્કાર્યને ખાતરજ તેમ બન્યું છે એમ લોકો કહેશે, પરંતુ એ કાર્યને કોઈ અસત્કાર્ય તો કહેશેજ નહિ એટલુંજ

બસ છે. સત્કાર્યમાં અપયશ હોતોજ નથી એમ તેઓ સમજતા હતા. જૂનાં ભાવિક માણસો કાશી જઇને દેહત્યાગ કરવાના હેતુથી ઘેરથી નીકળે છે અને જો કદાચ રસ્તામાંજ તેમનું મૃત્યુ થાય છે તો પોતાનું મૃત્યુ કાશીમાં થયા જેટલું સમાધાન તેમને લાગે છે તેજ પ્રમાણે સત્કાર્ય સંબંધી ગ્લૅડસ્ટનનું કહેવું હતું. સત્કાર્યમાં તેમને જેમ જેમ અધિકાધિક અપયશ આવતો હતો તેમ તેમ તે કાર્ય સિદ્ધ કરવાની તેમની ઉમેદ અધિકાધિક વધતી હતી.

બીજો પણ જે એક ઘણો વિલક્ષણ ગુણ ગ્લૅડસ્ટનમાં હતો અને જેને લીધે તેમની શક્તિનો ઘણો ઉપયોગ થયો; તે ગુણ એ છે કે કોઇ પણ પ્રકારના મતને દુરાગ્રહથી વળગી રહેવું નહિ; પરંતુ જ્ઞાનની વૃદ્ધિ થતાં જે સમયે જે યોગ્ય જણાય તે પ્રમાણેજ બેલાશક વર્તવું, અને તેમાં કશી પણ શરમ રાખવી નહિ. પૂર્વે હું આમ કહેતો હતો અને હવે મારાથી આમ કેમ કહેવાય; એવું તેમના મનમાં કદિ આવ્યું નથી. ઈ. સ. ૧૮૩૨ માં તેઓ પાર્લમેન્ટના સભાસદ થયા ત્યારે તેમને ખ્રિસ્તી શાસ્ત્રના આધાર પ્રમાણે ગુલામગિરી યોગ્ય અને આવશ્યક જણાઈ હતી. વળી સભાસદોની નિમણુંક કરવાના કામમાં લોકો જે લાંચ ખાતા હતા એ લોકોનો દોષ નથી એમ તેમને લાગતું હતું; કેમકે એ પાપ છે એમ તે લોકો સમજતા નથી એવું તેઓ કહેતા હતા; પરંતુ પાછળથી તેઓ આ સમજથી કેટલા વિરૂદ્ધ થયા હતા તથા હોમરૂલ બીલમાં તેમને કેટલી બધી અડચણ વેઠવી પડી હતી તેનું વર્ણન આગળ થયું છેજ. જસ્ટિન મકાર્થી કહે છે કેઃ— "તેઓ નિરંતર સત્યના પ્રકાશ તરફ જવાનો યત્ન કરતા હતા." હોમરૂલને તેઓ અનુકૂળ હશે એવી શંકા પણ પ્રથમ કોઇને આવી નહોતી. પછીથી ઈ. સ. ૧૮૬૬ માં તેઓ જ્યારે તેના મોટા પક્ષપાતી તરીકે આગળ આવ્યા ત્યારે તેમના જીવજાન મિત્રોને પણ આશ્ચર્ય ઉપજ્યું હતું; પરંતુ વાસ્તવિક રીતે તેમાં આશ્ચર્ય જેવું કાંઇજ

નહોતું. થોડા પ્રકાશને લીધે એકાદ પદાર્થ આપણને જે રૂપે સમજાયો તેવું આપણે તેનું નામ પાડ્યું; પરંતુ વિશેષ પ્રકાશ પડતાં તે પદાર્થ વિશેષ સ્પષ્ટ દેખાતાં તે પદાર્થ બીજોજ છે એવી આપણી ખાત્રી થાય તો પછી તેનું ખરૂં નામ કહેવું એમાં વિચિત્રતા શી છે? મનુષ્ય-સ્વભાવના સરળપણાને શોભીતીજ આ રીત છે અને તેના પાલન-માંજ ખરૂં સાધુત્વ છે. એમાં થોડું ઉતાવળાપણું યાતો અધૈર્ય દેખાય છે ખરૂં, પણ તે ભક્તિમાન અંતઃકરણને માટે સાહજિક તેમજ સ્વાભાવિક હોય છે; કેમકે તેમને આયુષ્ય અલ્પ અને અનિશ્ચિત જણાતું હોવાથી જે જે સત્કર્મ કરવા જેવાં તેમને જણાય તે જેમ બને તેમ ત્વરાથી કરી નાખવાની તેમને ઉત્કંઠા રહે છે. તેથી ગ્લૅડસ્ટનને વિશેષ જ્ઞાન થતું ગયું તેમ તેમ તેમના મત અને તેમનાં કાર્યો બદલાતાં ગયાં એમાં આશ્ચર્ય જેવું કે અસ્વભાવિક જેવું કશુંજ નથી. તેમને કોઈ કોઇ અસ્થિરતાનો દોષ દેતા હતા; પરંતુ સત્યપરાયણ અને ભક્તિમાન અંતઃકરણને માટે તેમ હોવું એ ઉપર જણાવેલાં કારણોને લીધે અનિવાર્યજ છે. તેમણે ઇ. સ. ૧૮૮૭ માં પોતાના એક ભાષણમાં સ્પષ્ટ કહ્યું છે કેઃ—"તદ્દન પ્રારંભમાં પાર્લામેન્ટમાં મ્હેં જે મત આપ્યા છે તે બધા સંબંધી નહિ, પરંતુ તેમાંના ઘણા મતસંબંધી હવે મને બહુ ખરાબ લાગે છે. એ સમયે મ્હારે હજી ઘણું શિખવાનું હતું અને થોડુંઘણું વિસારવાનું પણ હતું; એ વાત મારા લક્ષ્યમાં આવતાં વિશેષ વખત લાગ્યો નથી; અને પછીથી જેમ જેમ મારા અંતઃકરણમાં જ્ઞાનસૂર્યનો પ્રકાશ પડીને મને સુમાર્ગ દેખાવા લાગ્યો તેમ તેમ તે માર્ગે આગળ વધવા લાગ્યો." આથી તેમણે જે ક્રમ લીધો હતો તે સમજુ માણસને શોભાવે તેવોજ હતો.

મનુષ્યમાં રહેલા સ્વાભાવિક ગુણોમાં સહાયક થઈ પડે એવાંજ માણસોનો યોગ જો સુદૈવે તેને મળી આવે છે, તો તેનું ગૌરવ બહુ વધે છે. ગ્લૅડસ્ટનનો વિવાહ ઇ. સ. ૧૮૩૯ માં થયો ત્યારથી તે તેમના

અંતકાળ સુધી તેમની પત્ની તેમને જેટલી ઉપયોગી થઇ પડી, તેટલી ઘણીજ થોડી સ્ત્રીઓ પોતાના પતિને ઉપયોગી થઇ પડી હશે. એ બાઇ સુશિક્ષિત અને બહુજ સાત્વિક તથા પતિવ્રતા હતી. પોતાના પતિને પ્રત્યેક કાર્યમાં સહાયતા કરવી એ પોતાનું પરમ કર્ત્તવ્ય છે એમ તે સમજતી હતી. ગ્લૅડસ્ટનનું સઘળું લક્ષ્ય હરનિશ સાર્વજનિક કાર્યોમાં રહેતું હતું, તથા તેનેજ તેમણે પોતાનું મુખ્ય કર્ત્તવ્ય માન્યું હતું; જેથી ઘરની તેમજ વ્યવહારની સર્વે વ્યવસ્થા અને ઉપાધિ એ બાઇજ નિવેડતી હતી. એ ઉપાધિનો પાર નહોતો. તેને થયેલાં સાત સંતાનોનું પ્રતિપાલન પણ ઉત્તમ પ્રકારે થયું અને એ તરફ ગ્લૅડસ્ટનને વિશેષ લક્ષ્ય આપવું પડયું નહિ, તેથીજ ગ્લૅડસ્ટન પોતાનું સઘળું મન સાર્વજનિક કાર્યોને અર્પણ કરી શક્યા. પાર્લામેન્ટ સભામાં ગ્લૅડસ્ટનને એટલાં બધાં કાર્યો કરવાનાં રહેતાં કે કોઇ કોઇ સમયે પત્ની સાથે એ શબ્દ બોલવાની પણ ફુરસદ તેમને મળતી નહિ. અનેક પ્રખ્યાત મનુષ્યો આ વિષે કહે છે કે, ગ્લૅડસ્ટનની પત્ની આટલી કાર્યચતુર ન હોત કિંવા તે ઘર તરફ અને બાળબચ્ચાં તરફ આટલું લક્ષ્ય આપી શકી ન હોત તો ગ્લૅડસ્ટનને સરકારના કામનું રાજીનામું ઘણા સમય અગાઉથી આપવું પડત; એટલુંજ નહિ પણ તેઓ કદાચ આટલાં વર્ષ સુધી જીવી પણ ન શક્યા હોત. વળી તેમના કુટુંબમાં કદાપિ કલહ કંકાસ થયો નથી. તેમનો સંસાર આવી ઉત્તમ રીતે ચાલ્યો એ તેમની પત્નીનોજ પ્રતાપ છે. આ પ્રસંગે નીચેનાં વચનોનું સ્મરણ થાય છેઃ—

**कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ॥**
**धर्मानुकूला क्षमया धरित्री भार्या च षाड्गुण्यवतीह दुर्लभा ॥**

ગ્લૅડસ્ટનને ગ્રંથોનો ઘણો શોખ હતો. એમ કહેવાય છે કે, ગમે તે એક પુસ્તક તો હમ્મેશાં તેમની પાસે રહેતુંજ. તેમને મળવા જનાર આવનાર કોઇ પણ માણસે તેમની પાસે પુસ્તક ન જોયું હોય,

એમ કદી પણ બન્યું નથી. પાર્લામેન્ટમાં જવા પહેલાં થોડો સમય મળી ગયો, તો તે સમયે તેઓ પુસ્તક વાંચતા જણાતા; એટલુંજ નહિ પરંતુ કોઇ માણસને તેમની સાથે વાત કરતાં કરતાં વચમાં કોઇ કારણસર ઉઠવું પડે તો તે પાછો આવે ત્યાં સુધીમાં વાંચવા માટે પણ તેમના ખિસ્સામાં એકાદ નાની ચોપડી હમ્મેશાં પડીજ રહેતી. તેઓ જે કાંઈ વાંચતા તે સંપૂર્ણ લક્ષ્યપૂર્વક વાંચતા હતા. વાંચેલા પુસ્તકમાં વધારે સારૂં શું લાગ્યું, શું સમજાયું નહિ, શું ચૂકી જવાયું છે વગેરે માટેનાં તેમનાં ઠરાવેલાં ખાસ ચિહ્નો સ્પષ્ટતાથી પુસ્તકમાં કરેલાં જોવામાં આવે છે. વળી તેઓ જે કાંઇ વાંચતા હતા તે તેમને જોઇએ ત્યારે વિનાચૂકે સ્મરણમાં આવતું અને તેમાં તેમને કદાપિ શંકા આવતી નહિ. તેમને વિવિધ પ્રકારના વિષયો જ્ઞાત હતા તથા તે તે પ્રકારનાં પુસ્તકો પણ તેમને જ્ઞાત હતાં. પુસ્તકો વેચનારાઓમાં તેમની બહુ કીર્તિ હતી. એક સમયે હૉર્ડનમાંના તેમના પુસ્તકાલયમાં ૫૦૦૦૦ ગ્રંથ હતા. તે એવી વ્યવસ્થિત રીતે તેમણે જાતે ગોઠવેલા હતા કે, તેમને જોઇએ તે પુસ્તક પ્રયોજન સમયે તરત જડી આવતું હતું. આ સઘળા ગ્રંથોમાં ધર્મસ્તોત્રોના ગ્રંથો તેમની પાસે જેટલા હતા તેટલા બીજા કોઈની પાસે નહોતા. વિદ્યાર્થી અવસ્થામાં પણ તેઓ દશ દશ બાર બાર કલાક સુધી વાંચતા, તેમાં તો કદાચ કાંઈ વિશેષત્વ જેવું નથી; પરંતુ વૃદ્ધાવસ્થામાં જ્યારે તેઓ મુખ્ય પ્રધાનના કામ ઉપર હતા ત્યારે પણ એટલું મોટું કામ સર્વાંશે સંભાળીને અહર્નિશ ચાર ચાર કલાક વાંચવામાં ગાળતા હતા. વાંચ્યા સિવાય તેમને ચેનજ પડતું નહિ. તેઓ બહાર કોઇ સ્થળે જતા ત્યારે પણ તેમના ખિસ્સામાં એકાદ નાનું પુસ્તક રહેતુંજ. જો કદાચ ગાડી આવતાં વિલંબ થતો, અગર કોઇને મળવા જતાં રાહ જોવાનો પ્રસંગ આવતો તો એ સમયનો ઉપયોગ પણ તેઓ વાંચવામાંજ કરતા હતા; કેમકે વખતની કિંમત તેઓ બહુ સારી રીતે સમજતા હતા.

ગ્લૅડસ્ટન સદા ઉદ્યોગ કરવામાંજ મશગુલ રહેતા હતા. નકામા બેસી રહેવું તેમને પસંદજ નહોતું. ૧૮૯૪ માં રાજીનામું આપ્યા પછી પણ પાર્લામેન્ટમાં શું ચાલે છે, લોકોમાં શું ચાલે છે, પરદેશમાં શું ચાલે છે વગેરે બાબતો તરફ તેમનું લક્ષ્ય રહેતું હતું. તેઓ કોઈના પૂછ્યા સિવાય પોતાનો મત દર્શાવતા નહિ; પરંતુ તેમના હાથ નીચેનું મંડળ સહજજ એ સંબંધી કાંઈ પ્રશ્ન કરતું તો તેઓ પોતાને જે કાંઇ કહેવાનું હોય તે આસ્થાથી કહી દેતા તથા સાથે તેનાં કારણો પણ દર્શાવતા હતા. આથી ધીમે ધીમે તેમના એવા મતો લોકોમાં પ્રસિદ્ધ થતા, અને તેનો ઘણો ઉપયોગ થતો.

ગ્લૅડસ્ટનને ઠઠ્ઠા—મશ્કરી પસંદ નહોતી. તેમના બોલવામાં વિનોદને ખાતર પણ તેવું કદિ જણાતું નહિ. તેમના જીવજાન મિત્રોમાંના ઘણાખરા ખ્રિસ્તી ધર્મોપદેશકો હતા અને રાજપ્રકરણી મનુષ્યો થોડા હતા. પોતાના હાથ નીચેના લોકો સાથે તેઓ કોઇ પણ પ્રકારનો પક્ષપાત રાખ્યા સિવાય ઉદારતાથી વર્તતા હતા. સૌની સાથે તેઓ કામ પૂરતોજ સંબંધ રાખતા અને એ બાબતમાં મર્યાદા બહાર તેઓ કદિ જતા નહિ; જેથી તેમની પાસે પ્રયોજન વિનાની વાત કાઢવાની કોઇ પણ હિંમત કરી શકતું નહિ. તેમનાં કેટલાંક કાર્યો અન્ય માણસોને દુરાગ્રહવાળાં તેમજ વિલક્ષણ જણાતાં; પરંતુ એ કાર્યો તેઓ પોતાના સ્વીકૃત વિચારોના અનુરોધથી શાસ્ત્રસંમત સમજીનેજ કરતા હતા. રક્તપાત અને પ્રાણહાનિ થવાં એ તેમને મહા પાપ થવા બરાબર લાગતું હતું; અને તેથીજ તેઓ બને તેટલો પ્રયત્ન કરીને તથા પ્રસંગ આવ્યે થોડો અપવાદ પણ સહન કરીને લઢાઇનો પ્રસંગ આવવા દેતા નહિ. આવી રીતે વર્ત્તવું એજ રાજરીતિને અત્યંત ઉચિત તેઓ માનતા અને એથી વિરૂદ્ધ વર્ત્તનને તેઓ પાપમય વર્ત્તન સમજતા હતા. આલબામાના પ્રકરણમાં તો તેમણે નમ્રતાથી એમ કબૂલ કર્યું હતું કે, આવા પ્રકારની ભૂલો ઇંગ્લાંડના હાથથી થઈ છે એ મહા દુઃખની વાત છે.

ગ્લૅડસ્ટન સ્વભાવે ઘણા હઠીલા અને દુરાગ્રહી છે એમ તેમના મંડળને પણ કેટલીક વખતે લાગતું હતું; કેમકે એક વખત હાથમાં લીધેલું કામ તેનો અંત આવ્યા સિવાય તેઓ મૂકતા નહિ તથા જે વાત એક વખત તેમના મનમાં ઘટિત જણાઇ તેને બળવાન કારણો મળ્યા સિવાય તેઓ છોડતા નહિ. આવાં અનેક ઉદાહરણોમાં મોટું ઉદાહરણ આયર્લાંડના કાર્યનું છે. હોમરૂલ સંબંધીના તેમના વિચાર ફેરવવાને તેમના મિત્રમંડળે ઘણોજ પ્રયત્ન કર્યો હતો, પરંતુ તે નિષ્ફળજ ગયો હતો. છેવટે તેમના જીવજાન મિત્રોએ તેમનો ત્યાગ કર્યો અને જેઓ તેમની સ્તુતિ કરતા હતા તેમના તરફથી નિંદા સાંભળવાનો સમય આવ્યો તોપણ તેમણે પોતાનો નિશ્ચય છોડયો નહિ. ખરૂં જોતાં આનું નામ હઠીલાપણું યા તો દુરાગ્રહ નથી; પરંતુ સત્કાર્ય કરવાનો દૃઢ નિશ્ચય છે.

ઇંગ્લાંડના લોકોને ગ્લૅડસ્ટન ઘણા પૂજ્ય લાગતા અને તેઓ તેમની ઘણી પ્રશંસા કરતા, તેનું મુખ્ય કારણ તેઓ મહા વિદ્વાન હતા એ નથી; પરંતુ તેઓ જે કાંઇ કરતા તે સઘળું સાધારણ લોકોના કલ્યાણાર્થેજ કરે છે, અને એવાં કાર્યો કરવાનેજ પરમેશ્વરે પોતાને આ જગતમાં મોકલ્યા છે એમ સમજીનેજ તેઓ તે કાર્યો કરે છે; એવી સઘળા લોકોની ખાત્રી થઇ હતી એજ તેનું મુખ્ય કારણ હતું. તેમના વર્તનમાં ઇશ્વિરની આજ્ઞા અને મનુષ્યોની સેવા એ બે વાતો મુખ્ય હતી. એ વાતો એવી છે કે તેની પવિત્રતા માટે કોઇને કદિ સંશય આવે તેમ નથી, અને તેથી કરીને ગ્લૅડસ્ટનને ઇંગ્લાંડના સઘળા નાના મોટા લોકો સાધુ સમજીને ભજતા હતા એ તદ્દન સાહજિક છે.

ગ્લૅડસ્ટનનું નીતિધૈર્ય ઘણું મોટું હતું. સત્કાર્યમાં તેમને કદિ ભય જણાતો નહોતો. તેમના પહેલાં લિબરલ પક્ષનો આગેવાન લૉર્ડ જૉન રસેલ મોટા કુળમાંનો હોઇને તેની પ્રતિષ્ઠા પણ ઘણી હતી. તેને સર્વ બાબતની અનુકૂળતા હતી. તેણે ઇ. સ. ૧૮૪૯ થી ૧૮૬૬ સુધીના સમયમાં રિફૉર્મબીલ પસાર કરાવવાનો પ્રયત્ન પાંચ વખત કર્યો

હતો; પરંતુ તેને તે માટે જોઇતા વધુ મત યા તો કોઇની સહાયતા મળી નહિ શકવાથી તેણે એ વિષય છોડી દીધો હતો. ગ્લૅડસ્ટન આવા પ્રકારના પુરૂષ નહોતા. એકાદ સત્કાર્યમાં જેમ જેમ અધિક વિરૂદ્ધતા થતી જતી તેમ તેમ તેમનો ઉદ્યોગ અને દૃઢ નિશ્ચય વૃદ્ધિંગત થયે જતો હતો. આ તેમના નીતિધૈર્યનુંજ ફળ હતું. એક સમયે રાજકવિ લૉર્ડ ટેનિસને સ્પષ્ટ કહ્યું કેઃ—"ગ્લૅડસ્ટન મને ઘણા પ્રિય છે; પરંતુ તેમની રાજનીતિ મને પ્રિય નથી." આથી ગ્લૅડસ્ટનને ખરાબ લાગ્યું નહોતું.

જસ્ટિન મકાર્થી નામક નામાંકિત ગ્રંથકારે બીજા મુખ્ય પ્રધાનો સાથે ગ્લૅડસ્ટનની તુલના કરીને તેમની છેવટની કારકીર્દી સંબંધી એક ઠેકાણે કહ્યું છે કેઃ—"સરકારનાં આ વર્ષ ઘણી નિરાશામાં તથા ત્રાસમાં ગયાં, કેમકે ગ્લૅડસ્ટન એ ગ્લૅડસ્ટન હતા. તેઓ બીજા કોઇના જેવા નહોતા. "ચાલે તેમ ચાલવા દોને" એમ કહીને સ્વસ્થ બેસી રહેનારા લૉર્ડ મેલબોર્નના જેવા અથવા તો કોઈ પણ ઉપાયથી લોકસભામાં પોતાના તરફ બહુમત મેળવીને કામ ગબડાવ-નારા લૉર્ડ પામરસ્ટનના જેવા તેઓ નહોતા; તેમ જેટલો લાભ થઇ શક્યો છે તેટલો બસ છે એમ સમજી તૃપ્ત થઇને તે માટે આભાર માની બેસી રહેનાર લૉર્ડ જોન રસેલ જેવા પણ તેઓ નહોતા. તેઓ અત્યંત નિર્લોભ સ્વીડનના ચાર્લ્સ જેવા હતા. અર્થાત્ એ ચાર્લ્સની પેઠે તેમને પણ નિરંતર એમજ લાગતું કે, જે મળ્યું છે તે કાંઇજ નથી અને જે મેળવવાનું છે તેમાંનું ઘણું બાકી રહ્યું છે. તેમને હમ્મેશાં એમજ લાગતું કે, જે કોઈ રાજ્યકારભાર હાથમાં લે તેને ગમે તેટલો ત્રાસ પડે તોપણ તેણે પોતાના દેશબંધુઓની સ્થિતિ સુધારવાના ઉદ્યોગમાં નિરંતર નિમગ્ન રહેવું જોઇએ. તેઓ જાતે પણ તેજ પ્રમાણે વર્તતા હતા."

ગ્લૅડસ્ટનનાં સઘળાં કાર્યોનો, સઘળા વર્તનનો તથા સઘળા હેતુ-

એનો વિચાર કરતાં એમ દેખાય છે કે, તેમની ધર્મશીલતાજ તેમની મુખ્ય ચાલક શક્તિ હતી; તથા તેમના સઘળા પ્રયાસો તેના યોગથીજ થતા હતા. તેઓ ગમે તે કાર્ય કરવા તૈયાર થતા તેમાં તેમને સ્વધર્મનું સ્મરણ થતું હતું અને ધર્મને લક્ષ્યમાં રાખીનેજ તેઓ જે કાંઇ કરવાનું હોય તે કરતા હતા. ગ્લૅડસ્ટનનું મૃત્યુ થયા પછી બીજે દિવસે લંડન શહેરના મુખ્ય ધર્માધ્યક્ષે દેવળમાં ઉપદેશ કરતી વખતે કહ્યું હતું કેઃ "ગ્લૅડસ્ટનનાં સઘળાં સાર્વજનિક કાર્યોમાં ધર્મતત્પરતા વિદ્યમાન હતી. તેમણે પોતાની આટલી મોટી કારકીર્દિમાં ધર્મશીલ માણસને ન શોભે એવું એક પણ કાર્ય કર્યું નથી. તેમણે સદા આદર્શ વર્તનજ દર્શાવ્યું છે. તેમણે પોતાનું સર્વસ્વ પોતાના કર્ત્તવ્યનેજ અર્પણ કર્યું હતું. આપણા એ દેશબંધુના અંતઃકરણમાં જે કાંઇ ઉત્તમ તત્ત્વ હતું તે તેમણે જાતિઉદાહરણથી સમસ્ત જગતને ઉત્તમ પ્રકારે પ્રકટ કરી દેખાડ્યું તથા ઇંગ્લિશ સ્વાતંત્ર્ય એક મહાન અપ્રતિમ તેમજ અદ્વિતીય ભૂષણ છે એવું સઘળા જગતને દર્શાવી આપ્યું છે; તેથીજ સઘળા લોકો અત્યંત નમ્રતાથી અને પૂજ્યબુદ્ધિથી તેમને માન આપે છે અને તે તદ્દન યથાર્થ છે."

**यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽश संभवम्.**

(भगवद्गीता.)

અર્થાતઃ—"જે જે વસ્તુઓ ઐશ્વર્યયુક્ત, શોભાયુક્ત કિંવા કોઈ પણ પ્રભાવથી યુક્ત હોય તે તે મારા તેજના અંશથી થયેલી છે એમ તું સમજ." એવું શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું છે.

આ વાક્યમાં કહ્યા પ્રમાણેનુંજ ગ્લૅડસ્ટનના આચાર તેમજ વિચારમાં ઉત્તમ પ્રકારે થયું છે; તેથી તેમને વંદન કરીને આ સ્વભાવવર્ણન અત્ર સમાપ્ત કરીએ છીએ.

# પ્રકરણ ૯ મું.

## વક્તૃત્વ અને ગ્રંથકર્તૃત્વ.

**वक्ता दशसहस्रेषु.** ( सुभाषित. )

મનુષ્યો પોતાના મનને સ્વાધીન હોય છે. તેમના મનને પોતાને સ્વાધીન કરી લેવાને માટે ઉત્તમ પ્રકારની વક્તૃતા જેવી બળવાન બીજી શક્તિ નથી, તેથી વિદ્યાપ્રિય રાષ્ટ્રોમાં વક્તૃત્વનો મહિમા ઘણો મોટો મનાય છે. પૈથાગોરસ નામનો તત્ત્વવેત્તા કહે છે કે, સારૂં વક્તૃત્વ શિખવાને માટે વક્તાઓની સભામાં સાત વર્ષ સુધી મૌન ધારણ કરીને બેસી રહેવું જોઇએ. બુલવર લિટન નામનો ઇંગ્રેજ ગ્રંથકાર કહે છે કે, તેને ઓછામાં ઓછાં ત્રણ વર્ષ તો જોઇએજ. મહાબલિષ્ટ અર્જુન પોતાના કુળમાં ઉત્પન્ન થયેલાઓનો વધ કરતાં ગ્લાનિ પામીને શસ્ત્રસંન્યાસ કરવાને તત્પર થયેલો, તેનો વિચાર ગીતા સંભળાવીને શ્રીકૃષ્ણે ફેરવ્યો એ પણ વક્તૃતાના સામર્થ્યનુંજ એક મોટું ઉદાહરણ હતું. ગ્રીસ અને રોમના પ્રાચીન ઇતિહાસમાં પણ આવાં અનેક ઉદાહરણો છે. ઇંગ્લાંડના ઇતિહાસમાંથી પણ તે મળી આવે છે. એડમન્ડ બર્કે પાર્લામેન્ટમાં વૉર્ન હેસ્ટિંગ્સની કારકીર્દીનું જે વર્ણન કર્યું હતું, તે સાંભળતાંજ અન્ય સભાજનોનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું એમાં તો નવાઇજ શું; પરંતુ વૉર્ન હૅસ્ટિંગ્સ જાતે પણ તેથી રડયો અને પોતાના ગુન્હા કબૂલ કર્યા એમ કહેવાય છે. વક્તૃત્વનો પ્રભાવ આવો વિલક્ષણ છે. આ વક્તૃત્વ ગ્લૅડસ્ટનનામાં ઉત્તમ પ્રકારે વસતું હતું. તેમણે દેશહિતનાં જે મોટાં કામો કર્યાં છે તે સઘળાંમાં તેમને તેમની કલમ કરતાં જીભ વિશેષ ઉપયોગી થઇ પડી હતી;

એટલે કે તેમની કલમ કરતાં તેમની જીભનો ઉપકાર તેમના દેશપર વિશેષ થયો છે.

જસ્ટિન મકાર્થી લાંબા સમયથી પાર્લામેન્ટમાં હોવાથી તેને કેટલાક સુપ્રસિદ્ધ વક્તાઓનાં ભાષણો સાંભળવાના સુયોગ મળ્યા હતા. વળી તે જાતે પણ વક્તા અને મર્મજ્ઞ છે. તેણે આ સંબંધમાં જે લેખ બહાર પાડયો છે તે અત્યંત ચિત્તવેધક છે. એમાં તેણે કહ્યું છે કેઃ—"મ્હેં હાલના સમયના અનેક વક્તાઓનાં ભાષણો તથા વાદ-વિવાદ સાંભળ્યા છે. બ્રાઉહૅમ, લૉર્ડ પામરસ્ટન, લૉર્ડ જૉન રસેલ, લૉર્ડ ડર્બી, કૉબ્ડેન, બ્રાઇટ, થૅયર્સ, ગૅમ્બેટા વગેરે અનેકનાં ભાષણો અને વાદવિવાદો સાંભળ્યા છે; પરંતુ એકંદરે મને એમજ લાગે છે કે, આ સઘળા પુરૂષોના કરતાં ગ્લૅડસ્ટન ઘણા મહાન વક્તા અને ચતુર વાદવિવાદી હતા. તેમાં પણ પાર્લામેન્ટની આટલી બધી કારકીર્દીમાં ગ્લૅડસ્ટનના જેવો જબરદસ્ત વાદ પ્રતિવાદી અન્ય એક પણ થયો નથી. મ્હેં એક સમયે વિનોદથી નહિ; પરંતુ અંતઃકરણપૂર્વક બ્રાઇટને કહ્યું કે, ગ્લૅડસ્ટનના કરતાં આપ વિશેષ સારા વક્તા છો. એટલે તેણે માથું હલાવીને કહ્યું કેઃ—"તમે ગાંડપણમાં બોલતા હો એમ લાગે છે." તેણે મને પૂછયુંઃ—"વક્તૃત્વનો ઉત્તમ ઉપયોગ કયો છે? સારૂં ભપકાબંધ ભાષણ કરવું એજ શું તેનો ઉપયોગ છે? નહિજ. પોતાના મનને જે વાતની ખાત્રી થઇ હોય તે વાત કોટિક્રમથી લઢીને બીજાઓના મનમાં ઠસાવવી—પોતાના જેવીજ બીજાઓની ખાત્રી કરવી એટલે કે વક્તાએ શ્રોતાઓને પોતાના જેવા કરવા—પોતાના અનુયાયી કરવા—એજ વક્તૃતાનો ઉત્તમ ઉપયોગ છે. બહુ બહુ તો હું એક ભાષણ કરીને બેસી રહીશ; પરંતુ ગ્લૅડસ્ટન તો તેમની વિરૂદ્ધ જે કોઇ આવશે તેને હતવીર્ય કરવાને આખો દિવસ લઢશે અને અંતે તેને પોતાનું કહેવું કબુલ કરાવશે." ગ્લૅડસ્ટનની વક્તૃતાનો ચમત્કાર

એવો હતો કે, તેઓ એકાદ વિષયપર બોલવા ઉભા થયા કે તેમને અંતરમાંથી એક પછી એક સઘળી વાતોનું સૂચન થતું હતું. તેઓ કદાપિ અટકી જતા નહિ, જાણે કે તેમણે પોતાના ભાષણની તૈયારી પ્રથમથીજ કરી ન રાખી હોય ! તેમનો અવાજ ઘણો મધુર હતો. તેમની ભાષામાં ઘણું માધુર્ય હતું તથા સઘળા સભાજનો તેમનું ભાષણ સ્પષ્ટતાથી સાંભળી શકતા હતા. ડેવિડ વિલિયમસન નામક ગ્રંથકારે પણ કહ્યું છે કેઃ—" શ્રોતાઓને સાંભળતાં આનંદ થાય એવું ભાષણ કરવાના ઉત્તમ સામર્થ્યવાળા વક્તાઓમાંના ગ્લૅડસ્ટન પણ એક હતા. સભા રાજપ્રકરણી હોય, એકાદ પ્રાચીન તત્ત્વવિચારની હોય, રાજારજવાડાઓની મજલિસ હોય અથવા તો ધર્મપ્રચારકોની ધર્મ-સંબંધી સભા હોય; પરંતુ ગ્લૅડસ્ટનનું ભાષણ સાંભળીને શ્રોતાઓ ડોલવાજ લાગતા હતા; પરંતુ તેમના ભાષણમાંથી અનેક પ્રકારની સૂચનાઓ તેમજ કેટલાક તદ્દન નવીન મુદ્દાઓ નીકળતા હતા. તેઓ વિલક્ષણ વક્તા હતા. એકાદ વિષયપર બોલવાના આવેશમાં આવ્યા પછી તેમને પોતાના કે શ્રોતાજનોના સમયનું સ્મરણ રહેતું નહિ. તેમના ભાષણમાં પ્રસંગોપાત અનુપ્રાસ પણ આવતા હતા. એ અનુ-પ્રાસ અતિ ઉત્તમ આવતા હતા. તેમનાં વાક્યો ઘણાં લાંબા નીકળતાં હતાં. મેં એક વખત તેમના એક વાક્યમાં ૨૧૭ શબ્દ ગણ્યા હતા, પરંતુ તો પણ એ વાક્યનો અર્થ સહજ પણ બગડ્યો ન હતો." પાર્લામેન્ટના બીજા એક જુના સભાસદે પણ કહ્યું છે કેઃ—" ગ્લૅડસ્ટ-નનું ભાષણ હું સાંભળું છું ત્યાંસુધી છેક તલ્લીન બની જાઉં છું. હું જાણેકે એમના વિષયથી તેમજ એમની વાક્યરચનાથી અને વિચાર-ક્રમથી વિમુગ્ધ બની જાઉં છું." આ ઉપરથી સ્પષ્ટ કહી શકાય છે કે, ગ્લૅડસ્ટન મહાન અદ્વિતીય વક્તા હતા. તેમના ભાષણમાં પ્રાચીન વિદ્વાનોનાં વચનો વિશેષ આવતાં નહોતાં. તેમને એપિક્ટિટસ, સિસરો,

ટાસિટસ, લીવી વગેરેનાં સયુક્તિક વચનોનું ઘણું સ્મરણ રહેતું હતું. માત્ર તેનો સારજ તેમના કથનમાં આવતો હતો. તેઓ ભાષણ કરવામાં કદિ ઉતાવળ કરતા નહિ. બીજાનું ભાષણ પૂર્ણ થયા પછી, તે સંબંધી સંપૂર્ણ વિચાર કરીને થોડા સમય સુધી બીજું કોઇ ભાષણ કરવા ઉભું થાય છે કે નહિ, તેની રાહ જોયા પછીજ તેઓ ભાષણ કરવા ઉભા થતા હતા. સભાનું કામ ચાલતું હોય ત્યારે કોઇ કોઈ સભાસદ થોડા પગ સાફ કરવાને, થોડી વિશ્રાંતિ લેવાને, થોડો ઉપહાર કરવાને, અગરતો કોઇની સાથે વાતચિત કરવાને કિંવા કાંઇ લખવાને બહાર ગયા હોય અને એવામાં જો ગ્લૅડસ્ટન ભાષણ કરવાને ઉભા થતા તો એ માણસો પોતાનું કામ પડતું મૂકીને જલદીથી પોતપોતાની જગ્યાએ આવીને બેસી જતા હતા. જાણે કે તેઓ ગ્લૅડસ્ટનનું ભાષણ નહિ સાંભળે તો તેમને મોટું નુકસાન થશે એમ તેમને લાગતું હતું. તેઓ પોતાનું ભાષણ કદિ લખી કાઢતા નહોતા; પરંતુ વાંચી વિચારીને તથા માહિતી મેળવીને તેઓ બોલવાને ઉભા થતા હતા. તેમની સ્મરણશક્તિ વિલક્ષણ હતી. તેજ પ્રમાણે તેમની સમયસ્ફૂર્તિ પણ અપ્રતિમ હતી. તેમનું સઘળું વાંચન તેમના લક્ષ્યમાં રહેતું હતું અને પ્રસંગોપાત યાદ આવતું હતું. તેઓ પોતાના ભાષણમાં જે પ્રમાણો આપતા હતા તે પણ આંકડાંનાં અને પ્રત્યક્ષ બનેલી વાતોનાં હતાં કે જેની વિરૂદ્ધ કોઇથી કાંઈ બોલી શકાતું નહિ. એક વિષય એમના મનમાં ભરાયો એટલે તે સંબંધી પોતે કેટલી વખત બોલે છે તેનું તેમને જ્ઞાન રહેતું નહિ. ઇ. સ. ૧૮૪૨ ના સર રૉબર્ટ પીલના આવક ખર્ચના ખરડાપર તેઓ એકંદરે ૧૨૯ વખત બોલ્યા હતા ! એ સમયના અરસામાં ગ્રેવિલે એવું લખ્યું છે કેઃ—"ગ્લૅડસ્ટનમાં હવે એટલું બધું સામર્થ્ય દેખાઇ આવ્યું છે કે, તેમને પ્રધાનમંડળમાં લીધા સિવાય ચાલે તેમ નથીજ." તેજ પ્રમાણે તેઓ ઇ. સ. ૧૮૪૩ માં બોર્ડ ઑફ ટ્રેડના પ્રેસિડેન્ટ

થઈને પ્રધાનમંડળમાં દાખલ થયા હતા. તેમના વક્તૃત્વની યોગ્યતા સર્વાંશે લક્ષ્યમાં આવવાને માટે તેમનાં ભાષણો પ્રત્યક્ષજ સાંભળવાં જોઈએ; પરંતુ તેમ બનવું હવે કોઈ રીતે શક્ય નહિ હોવાથી જેમનાથી બની શકે તેમણે તેમનાં ભાષણો ઇંગ્રેજી ગ્રંથોમાંથી તો અવશ્ય વાંચ-વાંજ જોઈએ. આમ છતાં તાજમહેલની કલ્પના આવવાને માટે કાગળ-પર જેમ તેનું નાનું ચિત્ર દર્શાવવામાં આવે, તેજ પ્રમાણે તેનું થોડું મહત્ત્વ સમજાવવાને તેમનાં ભાષણોમાંની કેટલીક છાયા અત્ર આપવામાં આવે છે. જે ઉપરથી તેમનાં ભાષણોની પદ્ધતિ તેમજ તેમના અંતઃ-કરણની નીતિમત્તાનું થોડું ઘણું પણ પ્રદર્શન થશે એવી આશા છે.

ડ્યુક ઑફ વેલિંગ્ટન ઈ. સ. ૧૮૫૨ માં મૃત્યુ પામ્યો તે પ્રસં-ગે ગ્લૅડસ્ટને કહ્યું હતું કેઃ—" આ તેજસ્વી પુરૂષમાં ઘણા સારા તેમજ મહત્ત્વના ગુણો હતા. તેમને હાથે ઘણાં મોટાં કાર્યો થયાં છે. એવા ગુણો સૌથી સંપાદન કરી શકાશે નહિ, તેમજ એવાં કાર્યો પણ સૌથી કરી શકાશે નહિ એ નિર્વિવાદ છે; તોપણ તેમના ચરિત્રમાંથી આપણને ઘણું શિખવાનું મળે તેમ છે. તેમણે પોતાના પ્રભુનાં જે મહાન કાર્યો કર્યાં છે તેવાં કાર્યો અન્ય કોઈથી નહિજ કરી શકાય. તેમણે પોતાની સમશેર ગજવીને સમસ્ત યુરોપખંડને સ્વતં-ત્રતા આપી, ઇંગ્લાંડના યશનો ઝુંડો ઉંચે ફરકાવ્યો અને તે તરફ બીજાં રાષ્ટ્રો ટગર ટગર જોઈ રહ્યાં; એવું બીજા કોઈથી ન કરી શકાય. મોટા મોટા જય મેળવીને તથા પોતાના નામનો ડંકો બજાવીને આટલું મોટું નામ મેળવ્યા પછી દેશની અંદરની તેમજ બહારની શાંતિને માટે સ્થિરચિત્તે શ્રમ કરવો એ કાર્ય તેમના જેટલું બીજાથી ન સાધી શકાય. તેમનું જેટલું વજન દરબારમાં તેમજ આ સભામાં હતું તેટલું વજન બીજાનું ન પડી શકે; અને આટલાં મોટાં કાર્યો કર્યાં પછી પણ બુદ્ધિ અને કાર્યનું સામર્થ્ય જેવું ને તેવુંજ કાયમ

રહીને તેઓ દેશનું એક મહાન કાર્ય તદ્દન નિયમિત રીતે કરવામાં અંતપર્યંત મશગુલ રહી શક્યા તેવી રીતે અન્ય કોઇથી નજ રહી શકાય. તેમના ચરિત્રમાં ઉપલી સર્વ બાબતોનો જેવો ઉત્તમ યોગ છે તેવો યોગ તો આ દેશના ઇતિહાસમાં પુનઃ કદિ પણ નહિજ આવે; પરંતુ ડ્યુક ઑફ વેલિંગ્ટનમાં બીજા કેટલાક એવા સદ્ગુણો હતા કે જેનું આપણે સૌએ થોડું પણ અનુકરણ કરી શકીએ. તેઓ મનસા, વાચા ને કર્મણા સ્વદેશની સેવા કરવામાં મગ્ન રહેતા હતા. નિરંતર પોતાના દેશના હિતાર્થે સત્યનું સ્મરણ કરીને અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરવા એ તેમનો દૃઢ નિશ્ચય હતો. તેમની રાજ્યનિષ્ઠા ઘણી મોટી હતી, તોપણ તેમના અંતઃકરણને જે કાંઇ સત્ય લાગતું હતું તે તેઓ પોતાના પ્રભુથી કદાપિ છુપાવતા નહિ. તેમણે પોતાનું કર્ત્તવ્ય કરવામાં કદિ પાછી પાની કરી નથી. તેઓ નિયમિતતા સાચવનારા તેમજ ધર્મપરાયણ હતા. આ ગુણો સૌ કોઈ સંપાદન કરી શકે તેમ છે. એ તરફ આપણે બિલકુલ દુર્લક્ષ્ય કરવું જોઇએ નહિ.”

ઇ. સ. ૧૮૭૦ ના વર્ષમાં આયર્લાંડના જમીન સંબંધીના કામનો ખરડો પાર્લામેન્ટમાં વિચારને માટે આવ્યો હતો. એ પ્રસંગે ગ્લૅડસ્ટને કહ્યું કેઃ–“ આ કાયદાથી તમે શું કરશો એમ મને કોઇ કોઈ પૂછે છે, તેને હું કહું છું કે આ કાયદાથી હું આયર્લાંડમાં ઘણો ફેરફાર કરનાર છું; પરંતુ એ ફેરફાર હું ઘણા સૌમ્ય ઉપાયથી કરનાર છું. આ મુસદ્દામાંની પ્રત્યેક સૂચનાની યોજના એવી કરી છે કે એ સૂચનાઓ પ્રમાણે વ્યવસ્થા થતાંજ આયર્લાંડમાંના લોકોને બિલકુલ જુલ્મ કે ત્રાસ જણાશે નહિ. ઘણો વહિવટ બંધ કરાવવાનો છે એ ખરૂં છે, ઘણી સુધારણા કરાવવાની છે એ ખરૂં છે; પરંતુ એ સઘળું સૃષ્ટિમાંનાં નૈસર્ગિક કાર્યો પ્રમાણે તદ્દન ધીમે ધીમે કરાવવાનું છે. અર્થાત્ મનુષ્યો સૃષ્ટિમાંનાં જંગલો કાપી નાખી જમીન સાફ કરે છે,

તે ઠેકાણે પાછાં સૃષ્ટિક્રમ પ્રમાણેજ ધીમે ધીમે વૃક્ષો ઉગીને પ્રથમના જેવું જંગલ થાય છે, અને તેમાં ઉતાવળ ચાલતી નથી; તેજ પ્રમાણે આ કાયદાથી આયર્લાંડમાં કામ કરવાનું છે. મારી સમજ એવી છે કે આ કાયદાની બજાવણીનું કામ શાંતિથીજ થશે. આપણે કોઇને ભય પમાડવાનો નથી, આપણે કોઇના જીવને દુઃખી કરવાનો નથી. આપણે જે કાંઈ કરવાનું છે તે એજ છે કે, હમણાં જ્યાં નિરાશા છે ત્યાં આશા ઉત્પન્ન કરવી, જ્યાં અવિશ્વાસ છે ત્યાં વિશ્વાસ સ્થાપિત કરવો અને જ્યાં દ્વેષ છે ત્યાં પ્રેમભાવ ઉપજાવવો. વળી આપણે સારી રીતે જાણીએ છીએ કે આ કાર્ય કાંઈ એક દિવસમાં થઇ શકે તેમ નથી. એ સઘળાં અનિષ્ટો કાઢી નાખવાને માટે આપણને ઘણો સમય જોઇશે; કેમકે તેનાં મૂળ ઘણાં ઉંડા ઉતરી ગયેલાં છે. તેને એકદમ કાઢી નાખવાં એ જેમ ઇશ્વરી યોજનાથી વિરૂદ્ધ છે તેમ મનુષ્યના હિતને પણ ઘણું બાધક છે, તેથી આ કાયદાનાં કામ જો ધીમે ધીમે થવા દેવામાં આવશે અને જો તેમાં ક્રોધ કિંવા મત્સરનું વિષ મેળવવામાં નહિ આવે તો પરિણામે એ સઘળું સુવ્યવસ્થિત થશે અને તેનું પરિણામ હિતાવહ થશે એવી મને દૃઢ આશા છે. આ પ્રમાણે આ કાયદાને છેવટે યશ મળે એ તરફ લક્ષ્ય રાખીને આ કાયદો પસંદ કરવો જોઇએ. અમુક પર આપણે સરસાઇ કરવી કિંવા અમુકનું કહેવું ઉડાવી દેવું એમ ધારીને પસંદ કરવો જોઇએ નહિ. મને તો ચોક્કસ આશા છે કે આ કાયદો મંજુર થઇને અમલમાં આવ્યો એટલે ઇંગ્લાંડ અને સ્કૉટલાંડ સાથે આયર્લાંડનું ઐક્ય થશે, તેમનામાં પ્રેમ વધશે, અરસ્પરસમાં શાંતિ તેમજ ઉદ્યોગની અભિવૃદ્ધિ થશે તથા સર્વેનો સમય આનંદમાં પસાર થશે."

ગ્લૅડસ્ટને ઇંગ્લાંડના આવક—ખર્ચની જે વ્યવસ્થા કરી તે સૌને બરાબર રૂચી નહિ. તેઓ ગ્રિનિચ તરફથી સભાસદ હતા ત્યાંના લોકોને

લાગ્યું કે એથી પોતાના શહેરના કામદાર લોકોને અને વ્યાપારને ઘણું નુકસાન થયું છે; તેથી તેઓ ખળભળી ઉઠ્યા હતા. આ પ્રકાર ગ્લૅડસ્ટનના જાણવામાં આવતાં તેમણે વિચાર કર્યો કે, પોતે શું કર્યું છે એ તે લોકોને સમજાવ્યાથી તેમનો ભ્રમ દૂર થઈ જશે. આથી તેઓ પોતાના કુટુંબસહ ઈ. સ. ૧૮૭૧ ના ઑક્ટોબરમાં એ પ્રાંતમાં ગયા, તથા બ્લૅકહીથના મેદાનમાં ભાષણ કરવાના સમાચાર તેમણે પ્રસિદ્ધ કર્યા. એ ભાષણમાં વીશ હજાર લોકો આવ્યા હતા. એ લોકોના વર્તન ઉપરથી પ્રથમ તો એમ લાગ્યું કે તેઓ ગ્લૅડસ્ટનને ઘણો ત્રાસ આપશે. તેઓ ભાષણ કરવા ઉઠ્યા ત્યારે પણ એ લોકોએ એટલો બધો ઘોંઘાટ કર્યો કે તેમનો એક પણ શબ્દ કોઈ સાંભળી શકે નહિ; પરંતુ તેમનો ગંભીર અવાજ, તેમની અસ્ખલિત મધુર વાણી અને તેમના કોટિક્રમનો પ્રભાવ કલાક બે કલાકમાં એ લોકોપર એટલો બધો પડ્યો કે તેઓ સઘળા ચિત્રવત્ સ્થિર, ધીર ને ગંભીર બની ગયા અને એકચિત્તે ગ્લૅડસ્ટનનું ભાષણ સાંભળવા લાગ્યા. પછીથી બે કલાકને અંતરે એવું થયું કે, એ લોકોએ ગ્લૅડસ્ટનના નામનો જય-જયકાર કરીને ગગનને ગજાવી મૂક્યું; તથા તેમને સંમાન આપવાને માટે તેમની પાસે એટલા બધા લોકો જવા લાગ્યા કે તેમની આસ-પાસ તલમાત્રની જગ્યા ખાલી રહી નહિ. અર્થાત્ જે ઠેકાણે ગ્લૅડસ્ટનને ઘણું દુઃખ ભોગવવું પડશે એવો ભય હતો તેજ ઠેકાણે તેમની પૂજા થઈ: આ બ્લૅકહીથનું ભાષણ તેમનાં ઉત્તમ ભાષણો પૈકીનું એક ગણાય છે.

ઈ. સ. ૧૮૭૮ માં એક ઠેકાણે વાંચનગૃહની સ્થાપનાના સમા-રંભમાં ગ્લૅડસ્ટન ગ્રંથાવલોકનના સંબંધમાં બોલ્યા હતા કેઃ—"સૉક્રેટિસનું તત્ત્વજ્ઞાન સ્વર્ગલોકમાંથી નીચે આણેલું કહેવાય છે; તેજ પ્રમાણે **હમણાંના કેટલાક ગ્રંથપ્રકાશકોએ ગરીબ લોકો સહેલાઈથી ખરીદી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે, અને તેનો**

**પુષ્કળ ઉપયોગ થાય છે, એ વાત નિર્વિવાદ તથા બહુજ મહત્ત્વની** છે. હું નાનપણમાં વારંવાર દુકાનોમાં પુસ્તકો ખરીદવા જતો, ત્યારે ગરીબ માણસ સહેલાઇથી ખરીદી શકે એવું એક પણ પુસ્તક હું ત્યાં જોઇ શકતો નહોતો. એક ઉદાહરણ આપણે શેક્સપિયરના ગ્રંથનું લઈએ. મને યાદ છે કે મેં સર્વથી પ્રથમ એ કવિના ગ્રંથની જે પ્રત વેચાતી લીધી તેની મને ૨ પાઉન્ડ ૧૬ શિલિંગ કિંમત આપવી પડી; પરંતુ એ કરતાં પણ સારૂં એજ પુસ્તક હવે માત્ર ૩ શિલિંગમાંજ મળે છે! વળી જે પુસ્તકો પહેલાં મળતાંજ નહોતાં તે હવે જોઇએ એટલાં મળવા લાગ્યાં છે. કોઈ કોઈ કહે છે કે (પુસ્તકોમાંથી અમને તો) મુખ્યત્વે કરીને મોજની જરૂર છે. હું પણ એ વાતની ક્યાં ના પાડું છું? પરંતુ એવી મોજમાં પણ કાંઇ સુધારણા નથી અથવા ન હોવી જોઇએ એવું કાંઇજ નથી. કેટલાંક કચરા જેવાં પુસ્તકો પણ છપાયલાં જોવામાં આવે છે. તેને તમે કદી હાથમાં પણ લેતા નથી. શેક્સપિયર, સ્કૉટ વગેરે ઉત્તમ ગ્રંથકારોના ગ્રંથો આપણે વાંચવા જોઇએ; કેમકે તેમાં ઉત્તમ પ્રકારની અને ઉચ્ચ પ્રતિની જોઇએ તેટલી મોજ પણ રહેલી હોય છે. અનેક માણસો અભ્યાસ કરવા છતાં પણ શીખી શકતાં નથી, એવું તમારા મનમાં આવે છે? નહિ, તેવું જરા પણ નથી. અભ્યાસ કરવામાં પણ એક પ્રકારનો માનસિક શ્રમ રહ્યો છે એ વાત ખરી છે; પરંતુ એ શ્રમમાં પણ કાંઈએક એવા પ્રકારની મોજ રહેલી છે કે તે મોજ મજુર વર્ગના લોકોના જેટલી બીજા કોઇને પણ અનુભવાતી નથી એમ મને લાગે છે. હમણાં જે લોકો ગ્રંથ લખે છે તેઓ બહુધા સારા હોય છે, તેમાંના વિષયો પણ સારા હોય છે, તેમાં જ્ઞાન પુષ્કળ હોય છે, તે વાંચતાં બહુ મોજ પડે છે, એવા ગ્રંથો હવે થોડામાંજ મળી શકે છે અને તેનું અવલોકન કરવાથી વિદ્યાદેવીના આંતર પ્રદેશમાં પ્રવેશ કરવાનો માર્ગ મનુષ્યને

પ્રાપ્ત થાય છે. મજુર લોકોએ થાક્યાપાક્યા ઘેર આવ્યા પછી ભૂમિતિ જેવા કઠિન વિષયનો અભ્યાસ કરવા બેસવું એમ અમારૂં જરા પણ કહેવું નથી; પરંતુ **આપણે જે જોઇએ છીએ તે એજ કે, આપણા લોકોએ સારાં સારાં પુસ્તકો વાંચીને, પોતાની જાતની સ્થિતિ સુધારીને આપણા રાષ્ટ્રને શ્રેષ્ઠ દરજ્જે ચઢાવવામાં સહાયતા કરવી.** ”

૯. સ. ૧૮૬૦ના આવક–ખર્ચના અંદાજ વિષે બોલતાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે વ્યાપાર સંબંધી જે ઠરાવ થયો હતો તે સંબંધી તેમણે કહ્યું કેઃ–“ પૂર્વે એક સમયે ઇંગ્લાંડ અને ફ્રાન્સની સરકારો વચ્ચે બહુ મિત્રતા હતી, એ મારા લક્ષ્યમાં નથી એમ નથી. સ્ટુઅર્ટ વંશની કારકીર્દીના ઉત્તરાર્દ્ધમાં તે વિશેષ હતી. આ મૈત્રી સરકાર અને સરકાર વચ્ચેની હતી, રાષ્ટ્ર અને રાષ્ટ્ર વચ્ચેની નહોતી; પરંતુ હમણાંની જે મિત્રતા છે તે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની છે. મેં પૂર્વે આ સભામાં કહ્યું છે, તે સિવાય હમણાં પણ કહું છું કે આ મૈત્રી સમસ્ત જગતના હિતના કારણભૂત થયા સિવાય રહેનાર નથી; કેમકે આ રાષ્ટ્રોમાંના એક પણ રાષ્ટ્ર પોતાના લાભને માટે સહજ પણ ચળવળ કરતાંની સાથેજ આસપાસનાં બીજાં રાષ્ટ્રો સચેત થશે અને જબરદસ્ત પ્રતીકાર કરવા માંડશે. વળી આ બન્નેનું સખ્ય એક એવી સ્થિતિના પ્રમાણરૂપ થઇ પડશે કે, જેને લીધે સમસ્ત યુરોપને દહેશત પડવાનો ભય છે અને તેથી કરીને એવો વિચાર તેમાંનું એક પણ રાષ્ટ્ર મનમાં આવવા દેશે નહિ.

આ વિષય ઉપર વાદ ચાલતાં ગ્લૅડસ્ટને કહ્યું કેઃ–“ મારી આ સૂચનામાં કામસંબંધી પુષ્કળ સુધારણા ગર્ભિત છે. પુષ્કળ કર કમી થવાના છે. ફ્રાન્સ સાથે વ્યાપારના કરાર થવાના છે. એ કરાર થવા દેવામાં કોઇ કોઇ હરક્ત ઉઠાવશે; પરંતુ હું ખાત્રીથી કહું છું કે એ કરાર

નીતિસંબંધથી, સામાજિક સંબંધથી અને રાજકીય સંબંધથીજ સારા છે એટલુંજ નથી; પરંતુ વ્યાપાર સંબંધી તેમજ દ્રવ્યલાભ સંબંધી પણ એ કરાર અત્યંત ઇષ્ટ છે. પૂર્વે રાજાની સ્વારી દેશમાંથી જતી હોય ત્યારે પ્રજાજનો તેમની સામે આવીને, તેમનાપર સોનારૂપાનાં ફૂલો ઉછાળતા તેથી ઘણો આનંદ થતો હશે ખરો; પરંતુ હવે સમય બદલાયલો હોવાથી આપણાં મહારાણી સાહેબજ આ પાર્લામેન્ટમાં એકત્ર થયેલા સારા સારા મંત્રીઓની સલાહથી તથા ઉત્તમ કાયદાઓથી પ્રજાજનો ઉપર આનંદના આશીર્વાદોની જે વૃષ્ટિ કરે છે તેનો આનંદ તે આનંદ કરતાં પણ વિશેષ શ્રેષ્ઠ અને વિશેષ શ્રેયસ્કર દેખાય છે. એ કાયદા એવા છે કે તે યોગ્ય કર્ત્તવ્યને તથા મનુષ્યને સહજ પણ નુકસાન નહિ કરતાં, ઉદ્યોગના હાથમાં નખાયલી બેડીઓ કાઢી નાખે છે. ઉદ્યોગને બક્ષિસ મળવાનો માર્ગ મોકળો કરે છે તથા આપણા પ્રભુ માટે અને આપણા રાષ્ટ્રની હિતવર્દ્ધક સંસ્થાઓને માટે સઘળા લોકોનાં અંતઃકરણોમાં કૃતજ્ઞતા, પ્રેમ અને વિશ્વાસને વધારે છે. કેટલાંક મંડળને આપણા દેશના સંરક્ષણની મોટી ચિંતા રહે છે, તેને પણ હું એજ કહું છું કે, જેથી કરીને આપણાં સૌનાં અંતઃકરણો ઐક્યમય થાય છે; જેને લીધે આપણને સૌને એમ લાગે છે કે આપણા પ્રભુ આપણી સાથે બરાબર ન્યાયથી વર્તે છે; તથા જેને લીધે આપણા મનમાં એમ આવે છે કે આપણે અહીં આવીને જે ઉદ્યોગ કરીએ છીએ તે સઘળો દેશના કલ્યાણાર્થે થાય છે; આટલી વાતો જે કારણને લીધે થાય છે તે કારણજ આપણા રાષ્ટ્રના સંરક્ષણનું બહુ મોટું સાધન છે. આપ નિષ્પક્ષપાત તેમજ શોધક છો. આપના વિચારાર્થે આ સૂચના આપને કાને નાખી છે. આ સૂચના માટે આપ મને શાબાશી આપો એમ મારૂં કહેવું નથી; તેજ પ્રમાણે પૂરતો વિચાર કર્યા સિવાય આપ આ સૂચના માન્ય કરો એમ પણ મારૂં

કહેવું નથી; કિંવા કોઈ પણ રીતે આપનું મન ફેરવીને આ સૂચના પસંદ કરાવી લેવાનો પણ મારો વિચાર નથી. મારૂં કહેવું માત્ર એટલુંજ છે કે, આપ નિષ્પક્ષપાત રીતે આ સૂચનાનો વિચાર કરીને ઘટતો નિર્ણય કરો. મારી ખાત્રી છે કે આપ જે ન્યાય્ય છે તેજ કરશો—અન્યથા કદિ કરશો નહિ; તેજ પ્રમાણે મારૂં કહેવું સઘળી પાર્લામેન્ટ સભાને તથા આપણા સઘળા રાષ્ટ્રને પસંદ પડશે એવી પણ મને ખાસ આશા છે.

એમની વક્તૃતાનાં આવાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. આ સઘળાં ભાષણોનો શ્રોતાઓપર ઘણો સારો પ્રભાવ પડયો હતો. એમ થવામાં તેમના જે અનેક ગુણો કારણભૂત હતા, તેમાંનો મુખ્ય ગુણ 'સત્ય'નો હતો. તેમના બોલવામાં અસત્યનો કે અન્યાયનો લેશ પણ નહોતો. વળી સામાન્ય નિયમ પણ એવો છે કે બોલનાર ગમે તેવો હોય તોપણ સત્ય વાત સાંભળનારાઓના લક્ષ્યમાં ઉતરે છે. ગ્લૅડસ્ટનના વક્તૃત્વમાં એ કારણને લીધે પણ શ્રેષ્ઠતા આવી હતી. એમનાં ભાષણો છપાઇને પ્રસિદ્ધ થયાં છે, તે વિદ્યાર્થીઓને માટે ખાસ અભ્યાસ કરવા જેવાં છે.

ગ્લૅડસ્ટનના વક્તૃત્વ સંબંધી એક અતિ ચમત્કારિક વાત એ છે કે, પાર્લામેન્ટમાં તેમના અનુયાયી તેમજ પ્રતિપક્ષીઓ પુષ્કળ છતાં, તથા તેઓમાંનાં ઘણા ખરાને ગ્લૅડસ્ટનના ભાષણની શૈલી ઘણી પસંદ હોવા છતાં તેઓમાંનો એક પણ તેમના જેવી કળા સંપાદન કરી શકયો નહિ. વક્તૃત્વ કળા અનુકરણથી સાધ્ય થાય છે એમ અનેક માણસોને લાગે છે; પરંતુ એ માન્યતા ખરી નથી. ગ્લૅડસ્ટન પોતાના ભાષણની યોજના પ્રથમથીજ કરતા હતા; પછીથી તેમાંની બિનજરૂરી હકીકત કાઢી નાખીને ખાસ જરૂરી હકીકતજ રહેવા દેતા હતા; જેથી તેમના ભાષણમાં એક પણ વધારા પડતો શબ્દ જણાતો નહિ અને

તેમના ભાષણનો પ્રત્યેક શબ્દ સર્વ કોઈ લક્ષ્યપૂર્વક સાંભળતા હતા. વૃદ્ધાવસ્થા આવ્યા પછી તેમને પોતાના ભાષણમાંનાં છેવટનાં વાક્યોનું ટિપ્પણ કરી રાખવું પડતું હતું. સર વિલિયમ હાર્કોર્ટ એ તેમના મુખ્ય શિષ્યોમાંનો સર્વથી મુખ્ય શિષ્ય છે; પરંતુ તેનાથી પણ તેમનાં ભાષણોમાંનું અભિનવત્વ અને સ્વયંભૂત્વ એટલી સારી રીતે સાધી શકાયું નથી. તે પોતાનાં ભાષણો લખી કાઢીને વાંચતો હતો. ગ્લૅડ-સ્ટનની વક્તૃત્વ કળા થોડે ઘણે અંશે શીખી શક્યા હોય એવા માત્ર બે ગૃહસ્થો—બાલફોર અને ચેંબરલેન હતા. તેઓ ભાષણ કરવામાં કદી પણ ટિપ્પણ સામું રાખતા નહિ તથા પ્રસંગોપાત થતી સ્ફૂર્તિને અનુસરીને આવેશથી ભાષણ કરતા હતા; પરંતુ સ્વરમાધુર્ય, કોટિક્રમ, વિષય પસંદગીનું સામર્થ્ય તથા અપ્રતિમ બુદ્ધિમત્તા એ તો ઈશ્વરનીજ બક્ષિસો છે. એ બક્ષિસો ઈશ્વરની કૃપા સિવાય કોઈથી સંપાદન કરી શકાતી નથી. ઈશ્વરે ગ્લૅડસ્ટનને આ બક્ષિસો અપ્રતિમ આપી હતી.

આ બધી હકીકત તેમની વક્તૃતા સંબંધી થઈ, હવે તેમના ગ્રંથકર્તૃત્વસંબંધી થોડું કહેવું જોઈએ. ગ્લૅડસ્ટન જે પ્રમાણે અદ્વિ-તીય વક્તા હતા તેજ પ્રમાણે તેઓ મહાન ગ્રંથકાર પણ હતા. તેમણે ઈટન અને ઑક્સફર્ડમાં પોતાની વિદ્યાર્થી સ્થિતિમાં ઘણા નિબંધો લખ્યા હતા. પછી પાર્લામેન્ટમાં પ્રવેશ થયા પશ્ચાત્ પણ તેમણે અનેક પ્રકારના વિષયોપર અનેક નાના મોટા ગ્રંથો લખ્યા છે. જેની સંખ્યા એક ઠેકાણે શુમારે ત્રણસોની જણાવેલી છે. એ સિવાય દેશના કારભાર સંબંધી લોકમત વાળવાને ખાતર તેમને પુષ્કળ લખવું પડ્યું હતું તે તો જુદુંજ. પ્રાચીન ઇતિહાસ, હોમર કવિ અને ધર્મ એ તેમની પસંદગીના વિષયો હતા. આ વિષયોપર તેમણે ઘણા મ્હોટા મ્હોટા ગ્રંથો લખેલા છે.

પ્રાચીન ઇતિહાસ અને ધર્મ આ બે વિષયોમાં તો તેમના મતોને

મોટા મોટા પંડિતોમાં પણ ઘણું માન છે. તેમણે ધર્મસંબંધી છેવટનું પુસ્તક ઇ. સ. ૧૮૯૧માં લખ્યું તે ઉપરથી એમ જણાય છે કે, પ્રકાશ પડતો ગયો તેમ તેમ તેમના અન્ય વિષયો સંબંધી મત બદલાતા ગયા હતા; ત્યારે ધર્મસંબંધી મતો તો તેમના બાલ્યાવસ્થામાં હતા તેવાજ રહ્યા હતા. આ ઉપરથી એમ કહી શકાય કે, મનુષ્યના અન્ય મતોનો પાયો અનુભવ અને શોધપરજ હોય છે; ત્યારે ધર્મનો પાયો શ્રદ્ધાપર હોય છે. અન્ય વિષયો સંબંધી તેમના મતો દિવસે દિવસે બદલાતા ગયા એ માટે લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું તથા કોઇ કોઇ તો તેમનાપર અસ્થિર બુદ્ધિનો આરોપ પણ મૂકતા હતા; પરંતુ તેનું નિવારણ કરવાને માટે તેમણે પોતેજ પોતાના ચરિત્રનો એક ભાગ લખ્યો છે. તેમનું અંતર જેવું નિર્મળ હતું તેવુંજ સર્વજનોને પ્રદર્શિત કરવાનો તેમનો પ્રયત્ન નિરંતર ચાલુ હતો. અમને લાગે છે કે અંતર બહાર એકરૂપે રહેવું એજ સાધુતાનું મુખ્ય લક્ષણ છે.



# પ્રકરણ ૧૦ મું.

## ગ્લૅડસ્ટન સંબંધી કેટલીક મહત્ત્વની હકીકત

### નિર્લોભતા

ગ્લૅડસ્ટને બજાવેલી સરકારની નોકરી બદલ તેમને બે હજાર પાઉન્ડનું વાર્ષિક પેન્શન મેળવવાનો પુરેપુરો હક્ક થયો હતો; પરંતુ તે તેમણે લીધું નહિ. તે સિવાય નામદાર મહારાણી સરકાર તેમને લૉર્ડ એટલે ઉમરાવ બનાવવાને ત્રણ વખત તૈયાર થયાં હતાં; પરંતુ એ સંબંધી પણ તેમણે ના પાડી હતી.

### સાધુત્વ

ઇ૦ સ૦ ૧૮૭૮ના જુનની એક રાત્રે તેઓ પોતાના એક મિત્ર સાથે ઘર તરફ જતા હતા એવામાં તેમના મિત્રને એક વેશ્યાએ બોલાવ્યો; પરંતુ તે મિત્રે વેશ્યાનો તિરસ્કાર કરી પોતાને માર્ગે ચાલવા માંડ્યું. વેશ્યાએ તે પછી ગ્લૅડસ્ટન સાથે બોલવાનો પ્રયત્ન કર્યો. ગ્લૅડસ્ટન તેની સાથે થોડો સમય વાતચિત કરીને પછી ઝડપથી પોતાના મિત્રને રસ્તામાંજ જઇ મળ્યા. તેમણે મિત્રને પૂછ્યું કેઃ—" આવી સ્ત્રીઓનો તમે આજની માફક હમ્મેશાં તિરસ્કાર કરો છો ?" મિત્રે હકારમાં ઉત્તર આપવાથી તેમણે કહ્યુંઃ—" એવી સ્ત્રીઓનો તિરસ્કાર કરવો મને પસંદ નથી. એવી ઘણી સ્ત્રીઓને હું ઓળખું છું તથા તેમને સુધારવાની મારી મહેનત ઘણી સફળ થઇ છે. મને એમ લાગે છે કે, તેઓ તો પાપ કરે છેજ; પરંતુ લોકો પણ તેમની પાસે પાપ કરાવીને પોતે પાપમાં પડે છે એ ઘણું ખોટું છે."

## ભૂતદયા

ડૉક્ટર જોસફ પાર્કરે લખ્યું છે કેઃ—"એક સમયે અમે જમી લીધા પછી ગ્લૅડસ્ટને એક પુસ્તક કાઢીને ઈંગ્લાંડ અને આયર્લાંડનો શો સંબંધ છે તથા આયર્લાંડનું શું ચાલે છે એ વિષય તેમણે તેમાંથી મોટેથી વાંચ્યો. એ પુસ્તક બહુજ સારી રીતે લખાયલું હોવાથી તે વાંચતાં તેમને ઘણી લાગણી થઈ આવી અને પુસ્તક નીચે મૂકી દઇને તેઓ એકાદ નાના બાળકની માફક રડયા !"

## કોઈથી વિરોધ રાખવો નહિ

બીજાઓના વિચારોથી પોતાના વિચાર જુદા હોય તો એ માટે વાદવિવાદ કરવો, સામા વિચારનું ખંડન કરવું; પરંતુ તેમના વિરૂદ્ધ નહિ વર્તતાં પ્રિય વાણીવડે તેમને પોતાના કરી રાખવા એવી તેમની રીત હતી. પાર્લામેન્ટમાં કિંવા બીજી કોઈ સભામાં કાંઇ બોલ્યા પછી જો તેમને એમ લાગે કે, પોતાના અમુક શબ્દથી અમુક માણસની લાગણી દુઃખાઇ છે; તો તે માણસ મોટો હોય કે નાનો હોય તોપણ તેઓ તેની પાસે જઇને બેસતા અને તેને પોતાનું કહેવું સમજાવી તેનો ભ્રમ દૂર કરતા. કહેવાય છે કે, એક દિવસે પાર્લામેન્ટમાં લૉર્ડ બીકન્સફીલ્ડની અને તેમની વચ્ચે ઘણી રસાકસી થઇ. પછીથી લૉર્ડ બીકન્સફીલ્ડ રોષના આવેશમાંજ બહાર જઇને એક બાંકપર બેઠો. તેનો આવો વ્યવહાર જોઇને ગ્લૅડસ્ટન પણ તેની પાસે જઇને બેઠા, તથા બાગ–બગીચાઓની વાત કાઢી. લૉર્ડ બીકન્સફીલ્ડને એથી તેમની સાથે બોલવુંજ પડયું અને અંતે વાતચિતમાં ગ્લૅડસ્ટને તેના મનનું સમાધાન કર્યું.

## સદ્‌ગુણોનું ગૌરવ

ઇ૦ સ૦ ૧૮૯૭ ના ડિસેંબર માસની ૨૯ મી તારીખે નૅશનલ લિબરલ કલબે તેમની ૮૮ મી જન્મતિથિ "ઉજવવાને" જ્યાફત કરી.

આ સંબંધી એ કલબે તેમને મોકલેલી પત્રિકાનો તેમણે ઉત્તર આપ્યો હતો કેઃ—“ તમે પત્રિકા મોકલીને મને અપાર માન આપ્યું છે. હું એટલુંજ ઇચ્છુંછું કે, ભવિષ્યમાં આ મંડળ સત્ય, ન્યાય, સંમાન, શાંતિ તથા ભક્તિ વગેરે સદ્‌ગુણોને આવી રીતે ઘણું માન આપે. ”

## બાલ્યાવસ્થાનું સ્મરણ

ગ્લૅડસ્ટન તદ્દન નાના હતા અને લિવરપૂલમાં રસ્તામાં રમતા કૂદતા હતા તે વખતની વાતો તેઓ બરાબર કહેતા હતા. બાલ્યાવસ્થાના પોતાના પોષાકનું પણ તેઓ તાદૃસ્ય વર્ણન કરતા હતા, જે સાંભળીને લોકોને તેમની સ્મરણશક્તિ માટે આશ્ચર્ય ઉપજતું.

## રવિવારે પ્રવાસ કરવો નહિ

ગ્લૅડસ્ટનને રવિવારે પ્રવાસ કરવો ઉચિત લાગતો નહિ; પરંતુ કોઈ કોઈ વખતે એવું બનતું કે, નામદાર મહારાણી તેમને શનિવારની રાત્રે વિંડસરમાં ભોજનાર્થે બોલાવતાં; પરંતુ રવિવારે ત્યાં રહેવાનું આમંત્રણ થતું નહિ. આથી તેમને ઘણો સંકોચ અને અડચણ થતી. એવે પ્રસંગે તેઓ ત્યાં રવિવારને દિવસે ડીન વેલસ્લીને ત્યાં રહી જઈને સોમવારે ઘેર આવતા. તેમની આ અડચણ કેટલાક દિવસ પછી નામદાર મહારાણીના જાણવામાં આવતાં તેમણે ગ્લૅડસ્ટનને શનિવારને દિવસે જમવા બોલાવવાનું બંધ કર્યું હતું.

## નિદ્રા

ગ્લૅડસ્ટનની નિદ્રા હમ્મેશાં તેમની ઇચ્છાને આધીન હતી. તેઓ ઉશિકે મસ્તક મૂકતા કે તરતજ નિદ્રા આવતી. હોમરૂલબીલની બાબતમાં એટલી બધી રસાકસી થતી કે તેથી તેમનું માથું ફરી જતું; પરંતુ તેથી પણ તેમની નિદ્રા ચલિત થતી નહિ. બહાર ગમે એટલી ભાંજગડો થતી હોય તોપણ શયનાલયમાં પ્રવેશ કરતાંજ સઘળા વિચારોને તેઓ અંતરમાંથી દૂર કરી શકતા હતા. ઉદાહરણ તરીકે,

ઈ. સ. ૧૮૮૬ ના વર્ષમાં જે રાત્રે ઘણોજ વાદવિવાદ થઇને હોમ-રૂલના પ્રકરણનો ફડચો થઈ ગયો, તે રાત્રે પણ મધ્યરાત્રિ પછી ઘેર આવીને તેઓ આઠ કલાક સુધી સ્વસ્થ ચિત્તે ઉંધ્યા હતા. પોતાની આ વાત એક વખતે તેમણે જૉન બ્રેટને કહેતાં તેણે કહ્યું હતું કેઃ— "ત્યારે તો મારી પ્રકૃતિ આપનાથી વિરૂદ્ધ છે. હું આપના ભાષણનો વિચાર બિછાનામાં પડયા પછીથીજ કરૂં છું."

## ગુણોની પરીક્ષા

ગ્લૅડસ્ટનનાં કાર્યોપર જબરદસ્ત ટીકા કરનાર અને તેમની ફજેતીજ કરવાની ઇચ્છા રાખનારા લોકોમાં સ્પેક્ટેટર પત્રનો કર્તા હટ્ટન મુખ્ય હતો. એ પત્ર સંબંધી ગ્લૅડસ્ટને કહ્યું હતું કેઃ—"આયર્લાંડ સંબંધી સ્પેક્ટેટરના આવા વિચારો છે એ માટે મને દીલગીરી લાગે છે; પરંતુ તેના લેખોમાંની સત્યતા જોઈ મને આશ્ચર્ય થાય છે. ઇશ્વરનો ભય અને તેની કૃપાની અભિલાષા રાખીને ચલાવવામાં આવતાં પત્રો ઘણાં થોડાં છે. તેમાંનું એક આ સ્પેક્ટેટર છે."

## દીર્ધાયુષ્યનાં કારણો

ગ્લૅડસ્ટનના દીર્ધાયુષ્યનાં કારણોમાં મુખ્ય કારણ તેમની અતિ ઉત્તમ, પતિવ્રતા અને બુદ્ધિશાળી સ્ત્રી હતી. પતિને તે ઇશ્વર સમાનજ માનતી હતી. એ સિવાય તેમના વૈદ્યો પણ તેમને ઘણાજ વ્હાલા હતા. તેઓમાં સર ઍન્ડ્રયુ કલાર્ક નામનો એક વૈદ્ય હતો. તેણે એક દિવસે ગ્લૅડસ્ટનની પ્રકૃતિ જોઇને કહ્યું કેઃ—"આજે તમે ભાષણ ન કરશો." ગ્લૅડસ્ટનને આ વાત પસંદ પડી નહિ. અંતે વૈદ્યે વધારેમાં વધારે એક કલાક સુધી ભાષણ કરવાની તેમને રજા આપી. ગ્લૅડસ્ટને પણ એક કલાક થતાંજ પોતાનાં વધારાનાં ટિપ્પણો બાજુએ મૂકી દીધાં હતાં; પરંતુ તે છતાં પણ ભાષણ પૂર્ણ થવાને બીજો અર્ધો કલાક વધારે લાગ્યો !

## તેમની પ્રાપ્તિ

ગ્લૅડસ્ટનના પિતા મોટા જમીનદાર હતા. તેમણે ૧૦૦૦૦૦ રૂપિયાની મિલકત એકઠી કરી હતી. તેની વાર્ષિક આવક એ સવા બે લાખ રૂપિયાની હતી. તે સિવાય ગ્લૅડસ્ટન પોતાના ગ્રંથકર્તૃત્વથી સારી કમાણી કરી શકતા હતા. તેઓ પોતાના અંતરમાં ઘોળાતા વિષયો ઉપર લખતા હતા. તેમના લેખોને માટે માસિક પુસ્તકકારો અને વર્તમાનપત્રકારો ટાંપી રહેતા હતા. એકાદ નાના નિબંધ બદલ પણ તેમને ૫૦૦ રૂપિયા મળતા હતા તથા એકાદ પુસ્તક સંબંધી કિંવા વિષય સંબંધી ખાસ વિસ્તૃત લેખ લખવા બદલ ૨૦૦૦ રૂપિયા મળતા હતા. દરવર્ષે તેમને આવા લેખનકળાના વ્યવસાયથી લગભગ અનુમાન ત્રિસ હજાર રૂપિયા મળતા હતા.

## મનની મોટાઈ

સ્પેક્ટેટર પત્રમાં કૅનન મૅકોલેએ લૉર્ડ બીકન્સફીલ્ડપર ઘણી ટીકા કરી હતી અને તેના મનમાં રાજકારણો ઉપરથી ઘણી ખુન્નસ રહે છે એવો તેનાપર તેણે આરોપ મૂક્યો હતો. આ સંબંધી ગ્લૅડસ્ટને કૅનલ મૅકોલેને કહ્યું કેઃ—"તમારી માન્યતા તદ્દન ભૂલભરેલી છે. લૉર્ડ બીકન્સફીલ્ડમાં રાજકારણો ઉપરથી બિલકુલ ખુન્નસ નથી, એમ હું બીજાઓના કરતાં સારી રીતે સમજી શક્યો છું; કેમકે એ સંબંધી અમારી ઉભયની વચ્ચે ઘણા સમય સુધી વિવાદ થયો હતો. સત્ય છે કે, હું તેમની સાથે વિવાદ કરવા ઉભો થતો ત્યારે તેઓ મને નરમ પાડવાનો યત્ન કરવામાં કસર કરતા નહિ; પરંતુ એ પ્રયત્ન માત્ર તે સમયને માટેજ હતો. હવે તેમને અને મારે કોઇ જાતનો વિરોધ નથી. તેમના મનમાં હવે મારે માટે બિલકુલ વૈષમ્ય નથી. વળી તેમનામાં કેટલાક એવા સદ્‌ગુણો છે કે જેથી તેઓ મને પૂજ્ય જણાય છે. તેમને સ્વજાતિનું ઘણુંજ અભિમાન છે. તેઓ મોટા સ્વસ્ત્રીપરાયણ છે. વળી

પાર્લામેન્ટ સભાને પોતાની કરીને ચલાવવાનું તેમનું સામર્થ્ય કેટલું વિલક્ષણ છે !"

## કોઇને કદાપિ દુઃખ નહિ દેવું

આ તેમનું મોટામાં મોટું વ્રત હતું. કદાચિત્ પોતાના ભાષણથી અમુક માણસને દુઃખ થયું છે એમ તેમને લાગતું તો તેનું નિવારણ કર્યા સિવાય તેમને ચેન પડતું નહિ. સર જૉન પોપ હેનેસી નામનો એક ગૃહસ્થ નિરંતર ગ્લૅડસ્ટનની ટીકા કરતો હતો તેમજ તેમની નિંદા કરતો હતો. તેને એમ લાગતું હતું કે, રસાયનશાસ્ત્રમાં મારી બરાબરી કરી શકે એવો બીજો એક પણ પુરૂષ નથી. તેણે પાર્લામેન્ટમાં દર્શાવ્યું હતું કે, ઇંગ્લાંડે ફ્રાન્સ સાથે વ્યાપાર સંબંધી જે તહ કર્યો છે તેમાં રસાયનશાસ્ત્ર સંબંધી ઘણી મોટી ભૂલો થઇ છે. આ તહના ખાસ કર્ત્તા-હર્ત્તા ગ્લૅડસ્ટન હોવાથી તેમણે ઉઠીને એ ટીકાનો યોગ્ય ઉત્તર આપી આ બાબતનો ફડચો કર્યો હતો. એ સંબંધી સર જૉન હેનેસીએ એક ગૃહસ્થને કહ્યું હતું કેઃ—"જાણે કોઇ મહાન રસાયનશાસ્ત્રી ન હોય તેવી રીતે તેમણે ઉત્તમ ભાષણ કરીને ઉલટી મારી ભૂલ મને સમજાવી; તેથી મને ઘણો સંકોચ ઉપજ્યો." તે આ પ્રમાણે બોલી રહ્યો એટલામાંજ ગ્લૅડસ્ટન તેની પાસે આવીને બેઠા અને તેમણે અત્યંત નમ્રતાથી કહ્યુંઃ "આપને મારા ઉત્તરથી માઠું તો નથી લાગ્યું ને ?! ફ્રાન્સના બાદશાહનું કહેવું પણ બરાબર આપના કહેવા પ્રમાણેજ હતું. આનું તાત્પર્ય એટલુંજ છે કે એ બાદશાહને અને આપને રસાયનશાસ્ત્રની ઘણી માહિતી છે ખરી; પરંતુ તેમાં તમારે હાથે ભૂલ નજ થાય એવું છેજ નહિ. મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે." આ વાક્યો સાંભળી એ ગૃહસ્થ પોતાને ઠેકાણેજ આશ્ચર્યચકિત થઇને બેસી રહ્યો.

## શાંતિ-મંદિર

ગ્લૅડસ્ટન મોટા ગ્રંથભક્ત હતા. તેમને ગ્રંથોમાંથીજ વિશ્રાંતિ

મળતી હતી. તેમણે પોતાના ગ્રંથોનો સંગ્રહ એક જુદી ઓરડીમાં કર્યો હતો. તેને તેઓ "શાંતિ–મંદિર" કહેતા હતા. 'અન્ય કાર્યોથી શ્રમિત થતાં તેઓ પોતાના આ "શાંતિ–મંદિર"માં જઇ બેસતા હતા. ત્યાં તેમના સિવાય બીજા કોઇએ જવું નહિ એવો નિયમ હતો. તે ઓરડી ૩૦ ફીટ લાંબી અને ૨૦ ફીટ પહોળી અને ઉત્તમ ગ્રંથોથી ભરેલી હતી. સઘળાં પુસ્તકો ગોઠવવાની વ્યવસ્થા ગ્લૅડસ્ટન પોતાને હાથેજ કરતા હતા અને બીજા કોઇને હાથ પણ અડાડવા દેતા નહિ. ત્યાં ૫૦૦૦ ઉત્તમ ગ્રંથો હતા. આ સિવાય ભેટ તરીકે આવતા અસંખ્ય ગ્રંથોને તેઓ બીજી તરફ ગોઠવી રાખતા હતા. ત્યાં બે ટેબલ રહેતાં હતાં. એક ટેબલ ઉપર તેઓ ગ્રંથ સંબંધીનું કામ કરતા હતા અને બીજા ટેબલપર પત્રવ્યવહારનું કામ કરતા હતા.

### બચાવ

લોકો તરફથી આવેલા પત્રોમાંથી ફાડી રાખેલાં કોરા કાગળોનાં અડધીયાંનું એક પડીકું બાંધીને તેઓ એક ટેબલમાં મૂકી રાખતા, અને પ્રસંગવશાત્ તે કાગળોનો ઉપયોગ કરતા હતા. આ ઉપરથી નાની બાબતો તરફ પણ તેમનું કેટલું લક્ષ્ય હતું એ માલૂમ પડે છે.

### લાકડીઓ અને કુહાડીઓ.

તેમના "શાંતિ–મંદિરમાં" હાથમાં પકડવાની લાકડીઓ એટલી બધી હતી કે, તેઓ દરરોજ નવી નવી લાકડી હાથમાં પકડે તોપણ ચાલી શકે; તેજ પ્રમાણે તેમને ઝાડ કાપવાનો એટલો બધો શોખ હતો કે, તેમનાપર અસંખ્ય કુહાડીઓ પણ ભેટ તરીકે આવી હતી. તેમના પોતાના જંગલમાં જેટલાં ઝાડ હતાં તેટલી કુહાડીઓ તેમની પાસે એકઠી થઈ હતી. આ લાકડીઓ અને કુહાડીઓ જુદી જુદી જાતના નકસી કામવાળી અને સોનારૂપાના હાથાવાળી અર્થાત્ ઘણીજ કિંમતી હતી. જે જોઇને તેમની આસપાસના મંડળને આશ્ચર્ય થતું હતું.

## કવિ હોમર

આ કવિ ઘણા પ્રાચીન કાળમાં ગ્રીસ દેશમાં થઇ ગયા છે. એ કવિનો જન્મ, જન્મસ્થાન તેમજ તેની કૃતિ સંબંધીજ નહિ; પરંતુ એ કવિ ખરેખર થયો હતો કે કેમ એ માટે હમણાંના મોટા મોટા વિદ્વાન લોકોમાં વિવાદ ચાલે છે. એ કવિનાં બે વીરરસપ્રધાન કાવ્યો પ્રસિદ્ધ છે. તેનાં નામ "ઇલિયડ" અને "ઓડેસી" છે. આ કાવ્યોમાંનાં કથાનકો ઉપર તર્ક ચલાવીને અનેકોએ અનેક મત પ્રકટ કર્યા છે. આ વિષય ગ્લૅડસ્ટનને અતિ પ્રિય હતો. તેમને ગ્રીક ભાષાનું સારૂં જ્ઞાન હતું; તેમજ પ્રાચીન વિષયોની શોધ કરવાનો તેમને ઘણો શોખ હતો. આથી આ વિષય માટે તેમણે ઘણો પરિશ્રમ કર્યો છે. આ વિષયપર તેમણે કેટલાક ગ્રંથો પણ લખેલા છે. એ ગ્રંથોને વિદ્વાનવર્ગમાં સારૂં માન મળ્યું છે. આ પ્રકરણ સંબંધી વિવાદ ચાલતાં ગ્લૅડસ્ટનના ગ્રંથોનો ઉલ્લેખ માનપૂર્વક થયા સિવાય રહેતો નથી. ગ્લૅડસ્ટનનો મત એવો હતો કે, આ કાવ્યોમાંની કથાનો ખ્રિસ્તીધર્મ-શાસ્ત્રોની કથા સાથે ઘણો સંબંધ છે; તેથી એ કાવ્યોનો વિચાર માત્ર સાહિત્યાત્મકજ સમજવાનો નથી, પરંતુ ખ્રિસ્તીધર્મશાસ્ત્રની સાથે તેની તુલના કરીને કરવાનો છે. આ વિષય માટે ગ્લૅડસ્ટનને બાલ્યાવસ્થામાં જેટલી લાગણી હતી તેટલીજ તેમના અંતકાળપર્યંત રહી હતી. કેટલાંક વર્ષ સુધી આ વિષયનો અભ્યાસ તેમજ શોધ કરીને અંતે તેમણે લખ્યું છે કે:—"આ વિષયનો અભ્યાસ અને શોધ ગમે તેટલો કરાય, અને તેથી ગમે તેટલું બુદ્ધિસામર્થ્ય પણ વધે પરંતુ તેથી કરીને મનુષ્યજાતિનું અંતે શું થનાર છે એ મહાપ્રશ્નનો નિર્ણય થનાર નથી. ચિંતા, દુઃખ અને મૃત્યુનું જોર ઓછું થનાર નથી; તેમજ અચળતા પ્રાપ્ત થનાર નથી."

## ગ્લૅડસ્ટન અને ડિઝરાયલી

ગ્લૅડસ્ટન અને ડિઝરાયલી રાજકાર્યોમાં એકબીજાના પ્રતિસ્પર્ધા

હતા. તેમાં અનેક પ્રકારના ભેદ હતા.

૧. ગ્લૅડસ્ટન ઇંગ્રેજ ગૃહસ્થ હતા ત્યારે ડિઝરાયલી યાહુદી ગૃહસ્થ હતો.

૨. ગ્લૅડસ્ટન લૅટિન, ગ્રીક, ફ્રેંચ વગેરે ભાષાઓમાં તેમજ બીજા ગહન વિષયોમાં પ્રવીણ હતા. ડિઝરાયલીએ ઘણું શિક્ષણ મેળવ્યું હતું; પરંતુ આ મહાવિષયોથી તે પરિચિત નહોતો.

૩. ગ્લૅડસ્ટન જે વિષય હાથમાં લેતા તેને માટે તનતોડ મહેનત કરતા હતા. ડિઝરાયલી અંતઃકરણપૂર્વક કોઇ પણ વિષયને માટે મહેનત કરતો નહિ.

૪. ગ્લૅડસ્ટન આરંભમાં ચુસ્ત કૉન્ઝર્વેટિવ પક્ષના હતા; પરંતુ જ્ઞાન વધતું ગયું તેમ તેમ તેઓ લિબરલ થતા જઇને અંતે તે પક્ષના આગેવાન થયા હતા. જ્યારે ડિઝરાયલી યુવાવસ્થામાં લિબરલ હોવા છતાં કોણ જાણે શાથી પાછળથી તે ધીમે ધીમે ચુસ્ત કૉન્ઝર્વેટિવ થયો હતો.

૫. ગ્લૅડસ્ટનની ખાત્રી થતી ગઇ તેમ તેમ તેઓ પોતાના રાજપ્રકરણી મત વિનાસંકોચે ખુલ્લીરીતે બદલતા ગયા હતા; જ્યારે ડિઝરાયલીના ખરા મતો શા છે તેજ કોઇ જાણી શકતું નહિ.

૬. આ બન્ને ગૃહસ્થો નિષ્પક્ષપાતપણા માટે એકસરખાજ પ્રસિદ્ધ છે. વાદવિવાદમાં ડિઝરાયલી જોકે ગ્લૅડસ્ટન કરતાં ઘણો ઉતરતો હતો; તોપણ તે લૉર્ડ થઇને ઉમરાવોની સભામાં જવાથી ગ્લૅડસ્ટનને સૂનું સૂનું લાગ્યું હતું; કેમકે વાદવિવાદ કરવામાં જો પ્રતિપક્ષી નથી હોતો તો ખરા વક્તાનું સમાધાન થતું નથી.

## મનની સરલતા

ગુલામોના વ્યાપાર સંબંધી મતભેદને લીધે અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનોમાં માંહોમાંહે યુદ્ધ ચાલુ થયું. તેમાં ઉત્તરનાં સંસ્થાનો ગુલામ-

ગિરીની વિરૂદ્ધ હતાં. આ સંબંધી ઇંગ્લાંડમાં પણ મતભેદ પડયો હતો. તેમાં એવો ચમત્કાર થયો કે, ગ્લૅડસ્ટન પોતે દક્ષિણનાં સંસ્થાનો તરફ છે એમ તેમણે કહ્યું. જે સાંભળતાં તેમના મિત્રોને અને અનુયાયીઓને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તે સાથે માઠું પણ લાગ્યું; પણ પછીથી ગ્લૅડસ્ટને પોતાની ભૂલ સુધારી. તેમણે કહ્યું:–"મેં બોલવામાં ભૂલ કરી છે એમ મારે કબૂલ કરવું પડે છે; પરંતુ મારો હેતુ કાંઈ ખરાબ નહોતો. અમેરિકાના સઘળા લોકોને હું મારા પોતાના સમજું છું. બીજા અસંખ્ય ઈંગ્રેજ ગૃહસ્થોની પેઠે તે સંસ્થાનો સંબંધ મારા લક્ષ્યમાં બરાબર નહિ આવવાને લીધેજ મારાથી એમ બોલાઇ જવાયું."

### છુટા છેડા

ધણીએ સ્ત્રીની સાથે છુટા છેડા કરવા એ ગ્લૅડસ્ટનને તદ્દન અસંભવનીય લાગતું હતું; કેમકે લગ્નને તેઓ ઈશ્વરી સૂત્રનું બંધન સમજતા હતા અને તેથીજ તેઓ ઈ. સ. ૧૮૫૯ ના વર્ષમાં છુટા છેડાના કાયદાની વિરૂદ્ધ હતા.

### પાર્લામેન્ટમાં છેવટનું ભાષણ

ગ્લૅડસ્ટને પાર્લામેન્ટમાં છેવટનું ભાષણ ઈ. સ. ૧૮૯૪ ના માર્ચની ૧ લી તારીખે હમ્મેશાંની રીત પ્રમાણે ઘણીજ આસ્થાથી, સાદાઇથી અને અંતરાવેગથી કર્યું. પોતાનું આ ભાષણ છેવટનું છે એમ તેમને પણ માલૂમ હતું; એટલુંજ નહિ પરંતુ મી. મોર્લે, જસ્ટિન મકાર્થી વગેરે તેમના પરિચિત ગૃહસ્થોને પણ તે માલૂમ હતું; પરંતુ તેમણે પોતાના બોલવામાં આવો ભાવ બિલકુલ દર્શાવ્યો નહિ. જે સભામાં ૬૧ વર્ષ પસાર કર્યાં એ સભાની વિદાય લેવા સંબંધી તેમના મુખમાંથી એક પણ અક્ષર નીકળ્યો નહિ એ અંતઃકરણની સાદાઇનુંજ લક્ષણ છે.

## ન્યાય માટેની ઉત્કટ ઇચ્છા

આ ઇચ્છા ગ્લૅડસ્ટનમાં સ્વભાવથીજ હતી. કોઈ પણ સ્થળે અન્યાય થતો જોવામાં આવતાં તેનું નિવારણ કરવાનો સતત યત્ન કર્યા સિવાય તેમને ચેન પડતું નહિ. આયર્લાંડના કેટલાક વિદ્વાન લોકને હુલ્લડમાં શામીલ કિંવા ઉત્તેજક થયાના સંશય ઉપરથી પ્રતિબંધમાં નાખ્યા હતા. તેમાં એક નામાંકિત વૈદ્ય પણ હતો. તેને પ્રતિબંધમાં રાખવા ઉપરાંત જે કાંઇ સાર્વજનિક કાર્યો તેને આપ્યાં હતાં તે પણ તેની પાસેથી લઇ લેવામાં આવ્યાં હતાં. પાર્લામેન્ટમાં ચર્ચા ચાલતાં આ વાત ગ્લૅડસ્ટનના જાણવામાં આવતાં તેમને લાગ્યું કે, આ બમણી શિક્ષા અન્યાયની છે; તેથી તરતજ તેમણે ફૉર્સ્ટરને કહીને તેમની માર્ફત તે વૈદ્યનાં સઘળાં સાર્વજનિક કાર્યો તેને પાછાં અપાવ્યાં.

## પ્રતિપક્ષીના ગુણનું કૌતુક

આયર્લાંડના હોમરૂલના કાયદાની ચર્ચા ઉપરથી ગ્લૅડસ્ટનના પુષ્કળ મિત્રો, પુષ્કળ ભક્તો તેમનો પક્ષ છોડી ગયા હતા. તેમાં ચેંબરલેન નામનો એક ગૃહસ્થ પણ હતો. તેને ગ્લૅડસ્ટનેજ સારી પદવીપર ચઢાવ્યો હતો; છતાં તે પણ આ પ્રસંગે ગ્લૅડસ્ટનને છોડી ગયો હતો. તેમાં કાંઈ નવલ નહોતું; કેમકે એ વાત મતસ્વાતંત્ર્યની હતી. આ ચેંબરલેનનો ચિરંજીવી ઑસ્ટિન ચેંબરલેન પણ પાર્લામેન્ટમાં હતો. તે તદ્દન તરૂણ તેમજ પોતાના પિતાની પેઠેજ હોમરૂલબીલની વિરૂદ્ધ હતો. સભામાં તેણે ગ્લૅડસ્ટનના મતો તોડી પાડવાનો ઘણો યત્ન કર્યો અને એટલે સુધી હદ ઓળંગી કે, તેનું ભાષણ સાંભળીને તેના પિતાને પણ માઠું લાગ્યું, અને તેના મનમાં એમ આવ્યું કે, ગ્લૅડસ્ટન ઉભા થશે ત્યારે કોણ જાણે ઉત્તરમાં શુંય બોલશે. પછીથી ગ્લૅડસ્ટને પોતાના ભાષણનો આરંભ કરતાં તેના પિતા તેમના તરફ લક્ષ્યપૂર્વક જોઇ રહ્યા હતા પરંતુ; આ મહાન ગૃહસ્થે તે તરૂણ ચેંબરલેનના ભાષણનું

સારી રીતે અભિનન્દન કરીને કહ્યું કેઃ—આ ભાષણ સાંભળવામાં આવ્યાથી તેના પિતાનું કેટલું બધું સમાધાન થયું હશે? આ વાક્ય સાંભળતાંજ વડીલ ચેંબરલેનના અંતઃકરણમાં ગ્લૅડસ્ટનના ઔદાર્ય માટે કેવા વિચારો આવ્યા હશે તેની કલ્પના વાંચકેજ કરી જોવી.

## પત્ની–સુખ

ગ્લૅડસ્ટન પત્નીની બાબતમાં ઘણા ભાગ્યશાળી હતા. એવી પત્ની મળવી એજ મોટું સદ્ભાગ્ય છે. એ પત્ની સઘળો સંસાર સુવ્યવસ્થિત ચલાવતી હતી અને એ તરફ ગ્લૅડસ્ટનને કદિ નજર પણ નાખવી પડતી નહિ. આથીજ તેઓ પોતાનો સઘળો સમય વિદ્યાભ્યાસ અને દેશસેવામાં પસાર કરી શકતા હતા, અને તેમને હાથે આવાં મહાન તેમજ આટલાં સાર્વજનિક કાર્યો થયાં હતાં. લોકોમાં એ બાઇનું ઘણું માન છે. ગ્રિનીચમાં પોતાનાપર ખળભળી ઉઠેલા હજારો લોકોમાં ભાષણ કરવાનો પ્રસંગ ગ્લૅડસ્ટનને આવ્યો હતો ત્યારે આ બાઇને તેમના શિરપર છત્રી ધરીને ઉભી રહેલી જોઇને લોકોના મનમાંનો દ્વેષભાવ દૂર થઈ ગયો, તથા જે લોકો તરફથી હુલ્લડ થવાનો ભય હતો તેમણે ઉલટો આ દંપતીનો જયજયકાર કર્યો.

## કુટુંબમાં શાંતિ અને ઐકય

ગ્લૅડસ્ટનને કેટલાક પુત્ર અને કેટલીક પુત્રીઓ થઈ. તેમનું કુટુંબ ઘણું મોટું હતું; પરંતુ તેમાં વિલક્ષણ શાંતિ હતી. સઘળાં માણસોમાં ઐક્ય હોઇને તેઓ અરસ્પરસ પ્રેમભાવથી વર્તતાં હતાં. તેમનામાં કદાપિ કલહ થયો નથી. વળી પ્રત્યેક માણસ ગ્લૅડસ્ટનની સેવા ઉઠાવવાને તત્પર રહેતું હતું. આનેજ ખરૂં કુટુંબસુખ કહી શકાય.

## ગુસ્સો આવતો; પરંતુ વિચાર થતો.

પોતે સરકારનું અને સ્વદેશનું કામ આટલી આસ્થાથી કરે છે, અને તેથી સરકારને લાભ થનાર છે, માટે પોતાના મત સર્વ પ્રધાન-

મંડળે માનવા જોઇએ અને કદિ પોતાની વિરૂદ્ધ ન પડવું જોઇએ એમ તેમને લાગતું હતું અને એમ લાગે એ પણ સાહજિકજ છે. જેથી તેમના ધારવા મુજબ ન બનતું ત્યારે તેઓ ક્રોધે ભરાતા અને હવે હું રાજીનામું આપી દઉં છું એમ વારંવાર કહેતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૭ ના જમાખર્ચનો ખરડો લૉર્ડની સભા માન્ય કરતી નથી એમ દેખાયાથી તેમણે કહ્યું કે, એ સભા જો ફાયદાની વાત કબુલ નહિ કરે તો હું મારૂં કામ છોડી દઇશ; એટલે લૉર્ડ પામરસ્ટને તેમને સમજાવીને કહ્યું કેઃ—"તમારા ખરડાથી કાગળોપરનો કર ઓછો થઇને તે સસ્તા થશે ખરા અને તે ફાયદાની વાત છે; પરંતુ જો તમે રાજીનામું આપશો તો બન્ને સભા વચ્ચે વૈમનસ્ય થશે એ ઠીક નથી." આ સલાહ તેમણે ગુપચૂપ સાંભળી લીધી અને પોતાનું કામ ચાલુ રાખ્યું.

## તેઓ મધ્યપ્રતીના ગૃહસ્થ હતા

તેમનું ઘર મધ્યપ્રતીના સભ્ય ગૃહસ્થોમાંનું હતું; સરદાર ઘરોનાં જેવું નહોતું. તે માટે તેમને જરા પણ ઓછાપણું લાગતું નહોતું. તેઓ એક વખત બોલ્યા કેઃ—"વ્યાપારથી સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી પોતાની પૂર્વ સ્થિતિ માણસોને લજ્જાસ્પદ લાગે છે અથવા તેને તેઓ વિસરી જાય છે તે વાત ઘણી ખેદકારક છે."

## તેઓ આટલું કામ કેવી રીતે કરી શકયા?

તેઓ આટલો અભ્યાસ, આટલું દરબારી કામ અને આટલા ગ્રંથોનું કાર્ય કેવી રીતે કરી શક્યા એવો પ્રશ્ન પુષ્કળ લોકો કરે છે. તેનો ઉત્તર એક ગ્રંથકારે એવો લખ્યો છે કેઃ—"પ્રત્યેક કામ તેઓ નિયમિત પદ્ધતિથી કરતા હતા. તેઓ પાઠશાળામાં હતા તેમજ અન્ય સ્થળોએ હતા ત્યારે પણ દશથી બે વાગ્યા સુધી કદિ કોઇને મળ્યા નથી; કેમકે એ સમય તેઓ લખવા વાંચવાનાં કાર્યોમાંજ પસાર કરતા

હતા. તેમનો આ નિયમ ૧૮ વર્ષની ઉંમરથી ચોવિસ વર્ષની ઉંમર સુધી એકસરખો ચાલ્યો હતો.

## તેમની વાક્યરચના

ભાષણ કરવામાં યા તો લખવામાં તેઓ લાંબાં વાક્યોનો ઉપયોગ કરતા હતા. એક ભાષણમાં તેમણે એક પ્રશ્ન કાઢયો હતો; તેમાં ૧૨૦ શબ્દ હતા! તથા બીજા એક ભાષણમાં એક વાક્ય બોલવાને તેમને લગભગ પાંચ મિનિટ લાગી હતી! તેમને શબ્દો એક પછી એક એટલા જલદી યાદ આવતા હતા કે એ માટે લોકોને ઘણુંજ આશ્ચર્ય લાગતું હતું. તેમણે એક શબ્દ એક વાકયમાં બે વખત બનતા સુધી આવવા દીધો નથી.

## ડૅંટી કવિ

ગ્લૅડસ્ટનને ઇટાલિયન કવિ ડૅંટી હોમર કવિથી સહજ ઉતરતો લાગતો હતો. તે સંબંધી તેમણે એક વખતે કહ્યું હતું કેઃ—" ડૅંટી મારા ગુરૂ છે. તેમના ગ્રંથોનું અધ્યયન મનને તથા અંતઃકરણને માટે ઉત્તમ શિક્ષણરૂપ છે. આ ડૅંટીની શાળામાં મને માનસિક અન્ન એટલું બધું મળ્યું છે કે, તે મારી આખી જીંદગીને માટે પૂરતું છે. જે કોઈ ડૅંટીના બોધ પ્રમાણે વર્તે છે તે ઇટાલીની સેવા કરે છે, ધર્મની સેવા કરે છે તથા સમસ્ત જગતની સેવા કરે છે."

## માન તથા નિસ્પૃહતા.

સર રૉબર્ટ પીલની પ્રધાનપદની કારકીર્દીમાં ઇ. સ. ૧૮૪૬ માં પાર્લામેન્ટના સભાસદોની ચુંટણી થઇ. એ સમયે તેઓ પોતાના જુના સ્થળ ન્યુયૉર્ક તરફથી ચુંટાવાને ગયા નહિ; કેમકે તેનું સ્વામિત્વ ડયુક ઑફ ન્યુકૅસલની પાસે હતું. તે સંરક્ષણ મતવાદી હતો અને ગ્લૅડસ્ટન હવે પૂર્ણપણે અપ્રતિબંધ વ્યાપારવાદી થયા હતા. નકામું માન નહિં; પરંતુ નિસ્પૃહતા જોઇએ એ આ વર્તનનું તાત્પર્ય હતું.

## મતભેદ દુશ્મનાવટનું કારણ ન હોવું જોઇએ

એમ ગ્લૅડસ્ટનને નિરંતર લાગતું હતું અને તેઓ તે પ્રમાણે વર્તતા હતા. લૉર્ડ બીકન્સફીલ્ડ રાજકાર્યમાં તેમનો ચુસ્ત પ્રતિપક્ષી હતો; તોપણ તેને માટે તેમના અંતઃકરણમાં ઘણો પ્રેમ હતો. તેઓને તેના કેટલાક સદ્ગુણો ઘણા પસંદ હતા. એના મૃત્યુના સમાચાર જાણતાં તેનો પ્રેતસંસ્કાર સરકારી ખર્ચે કરવાની સૂચના તેમણેજ કરી હતી. તેજ પ્રમાણે લૉર્ડ સૅલ્સબરી વિષે પણ એક સમયે તેમણે કહ્યું હતું કેઃ—"લૉર્ડ સૅલ્સબરી કાંઇ પોતાની માત્ર રાજપ્રકરણી મતોની અંજલિથી પાણી પીતા નથી. તેઓ ઘણા પ્રામાણિક છે. તેમને બાલ્યાવસ્થામાં મેં તેમની માતા સાથે રમતા જોયા છે ત્યારથી આજ સુધીમાં તેમને માટે મારા મનમાં કદિ ખોટો વિચાર આવ્યો નથી."

## વૃક્ષો કાપવાનીજ કસરત કેમ કરતા હતા ?

આનો ઉત્તર એવો હતો કે, આ વ્યાયામમાં દેહ તેમજ મન સરખાં ગુંથાયલાં રહેતાં હતાં. તેમને બીજી કસરત કરવાની સવડજ નહોતી. મજબુત ઘા મારવા માટે દેહને તસ્દી પડતી હતી, તથા એ ઘા પ્રથમ નિમેલે ઠેકાણેજ પડે એ માટે મન તેમજ નેત્રોને પણ પૂરતું લક્ષ્ય આપવું પડતું હતું. આ પ્રમાણે આવો વ્યાયામ તન તથા મન ઉભયને આરોગ્યદાયક થાય છે, એવો તેમનો મત હતો, તેથી તેઓ આ કાર્ય કરતા હતા.

## જ્યૉર્જ વૉશિંગ્ટન માટે પૂજ્યબુદ્ધિ

"કાબડેનનાં સામાજિક કાર્યોનું વર્તન અને સાધારણ આચરણ જેટલું પવિત્ર અને વર્ણનીય હતું તેટલું અને તેવુંજ ઉત્તમ વર્તન જ્યૉર્જ વૉશિંગ્ટન સિવાય બીજા કોઈ પણ માણસનું મારા જોવામાં આવ્યું નથી. મને તો એમજ લાગે છે કે, સઘળા ઇતિહાસમાં જ્યૉર્જ વૉશિંગ્ટન અત્યંત પવિત્ર પુરૂષ હતો. મારા પોતાના શિક્ષણમાં મને તેમનું

વર્ત્તન ઘણુંજ ઉપયોગી થઈ પડયું છે." એમ ગ્લૅડસ્ટને એક વખત કહ્યું હતું.

## પુષ્કળ ચાલનાર

ગ્લૅડસ્ટન પ્રથમથીજ પુષ્કળ ચાલનારા હતા. તેઓ ઑક્સફર્ડમાં હતા ત્યારે એક બે સોબતીઓને સાથે લઇને દરરોજ સંધ્યાકાળે ફરવા જતા હતા. તેઓ પ્રથમથીજ અમુક માઇલ ચાલવાનો નિશ્ચય કરતા અને તેટલું ચાલ્યા સિવાય પાછા ફરતા નહિ. પછી ગમે તો મુશળધાર વરસાદ વરસતો હોય તોપણ શું થયું ? એવે પ્રસંગે તેઓ પોતાના સાથીદારની પણ ફિકર કરતા નહિ. તેમનું શરીર સારૂં રહેવામાં આ-પણ એક મુખ્ય કારણ હતું.

## સાદાઇ

પુષ્કળ વર્ષ ઉપર કેટલાક લોકો ખ્રયાંઓથી ક્વીનફેરીમાં ગાડી-ઓમાં લોખંડ ખેંચી લાવ્યા હતા. તેઓમાંના એકની ગ્લૅડસ્ટનને માર્ગમાં મુલાકાત થઇ. તેમણે એ મજુરને ગાડીભાડાની તથા બીજી પણ કેટલીક હકીકત પૂછી જોઈ. મજુર તેમની હકીકતનો ઉત્તર આપી રહ્યો એટલામાં તે એક ટેકરી નજીક આવી પહોંચ્યો; અહીં જનાવરને ગાડી ખેંચવામાં ઘણી મુશિબત પડવા લાગી. આથી ગ્લૅડ-સ્ટને ગાડીવાનને કહ્યું:-" હવે તું શું કરીશ "

ગાડીવાનઃ—બીજું શું કરવાનું હતું ? ખાંધ આપવી પડશે.

ગ્લૅડસ્ટનઃ—ત્યારે તો ચાલ હું ખાંધ આપું છું.

આમ કહીને ગ્લૅડસ્ટને તરતજ ખાંધ આપી અને તેઓ સઘળી ટેકરી ચઢીને ઉપર ગયા. પછીથી ગાડીવાને કહ્યું:-" અરે ! તમે તો તદ્દન ઘોડાની માફક ખાંધ આપી. તમે ઘણાજ બળવાન જણાઓ છો.

ગ્લૅડસ્ટનઃ—જનાવરના પગ કેમ નથી દુઃખતા એ તો પ્રભુ જાણે; મારા તો પગ દુઃખી આવ્યા ! પણ હવે તો તું જઈ શકીશ ને ?

ગાડીવાનઃ—હા, હવે હું સહેલાઈથી જઈ શકીશ. સલામ.

તરતજ ગ્લૅડસ્ટન ત્યાંથી ચાલ્યા ગયા એટલે એક વ્યાપારીએ ત્યાં આવીને ગાડીવાનને કહ્યું:–"તારી ગાડીને ખાંધ આપી તેઓ કોણ હતા તે તું જાણે છે કે ?"

ગાડીવાનઃ—"ના શેઠ હું તેમને ઓળખતો નથી."

વ્યાપારીઃ—"અરે, તેઓ ગ્લૅડસ્ટન હતા."

ગાડીવાનઃ—કોણ ગ્લૅડસ્ટન હતા ?! ત્યારે તેમણે મને શું કહ્યું હશે તે કોણ જાણે ! મેં તેમને 'મહારાજ' કહીને પણ બોલાવ્યા નહિ ! હવે શું કરવું ?! જે થવાનું હતું તે થયું !

## હુંપદ બિલકુલ નહિ

એક દિવસે ગ્લૅડસ્ટન રસ્તાની બાજુએ એક વૃક્ષપર કુહાડીના ઘા કરતા હતા, ત્યાં એક ડોસાએ આવી ચઢી ગ્લૅડસ્ટનને જોઈને કહ્યું:–"ભાઈ ! એ કુહાડી મને આપો જોઈએ." આ વાત સાંભળી ગ્લૅડસ્ટને પોતાના હાથમાંની કુહાડી એ ડોસાને આપી. ડોસાએ પોતાના હાથમાં કુહાડી લઈને એ ઝાડને બે ચાર ઘા માર્યા તથા પછી તેણે ગ્લૅડસ્ટનને કહ્યું:–"જુઓ આ પ્રમાણે ઘા કરવા જોઈએ. મારૂં સઘળું આયુષ્ય આ કાર્યમાંજ ગયેલું છે." પછીથી કેટલાક દિવસને અંતરે એ ડોસાને એમ જણાયું કે, તે ગ્લૅડસ્ટન સાથે ઉપર પ્રમાણે બોલી આવ્યો છે ત્યારે તેણે ગ્લૅડસ્ટન પાસે જઈને ક્ષમા માગી. ગ્લૅડસ્ટને તેને ઉત્તર આપ્યો:–"ક્ષમા માગવાનું કાંઈ પ્રયોજન નથી."

## સ્ત્રીઓ સંબંધી

ટોલમાચે નામના એક મિત્ર સાથે આ વિષયપર વાતચીત થતાં તેમણે કહ્યું હતું કે:–"સ્ત્રીઓને કામધંધો કરવાની સગવડતા કરી આપવાને માટે હું વિરૂદ્ધ નથી; પરંતુ તેમને પાર્લામેન્ટના સભાસદોની

ચુંટણીનો અધિકાર આપવો જોઇએ નહિ. એ અધિકાર તેમને આપીએ તો બીજા અધિકારો પણ તેમને જોઇએજ. પછી અમુક અધિકાર નહિ મળે એમ કહી શકાય નહિ. ”

ટૉલેમાચેઃ—સઘળા અધિકારો એટલે શું? તેમને ન્યાયાધીશ કિંવા સેનાપતિ થવાની ઇચ્છા થશે એમ તમને લાગે છે કે?

ગ્લૅડસ્ટનઃ—હા, તેમને ન્યાયાધીશ તેમજ સેનાપતિ થવાની ઇચ્છા પણ થશે.

ટૉલેમાચેઃ—ઠીક, પણ તેઓ સેનાપતિ થવાની ઇચ્છા કરે ત્યારે એ કાર્યને માટે જોઇએ તેટલું શારીરિક બળ તેમનામાં નથી એમ કહેવામાં આવે એટલે ચાલે.

ગ્લૅડસ્ટનઃ—પણ તેના ઉત્તરમાં તેઓ એમ કહેશે કે, અમે જો એ કામને માટે અયોગ્ય હોઇએ–અમારા શરીરમાં એટલું સામર્થ્ય ન હોય–તો અમે સેનાપતિ નહિ થઇએ–અમને કોઈ સેનાપતિ નહિ બનાવે; પરંતુ અમારે માટે કાયદાની બંદી શામાટે હોવી જોઇએ?

ટૉલેમાચેઃ—ખરૂં છે. આ વિષય ઉપર જૉન સ્ટુઅર્ટ મિલનો કોટિક્રમ પણ આવોજ છે. તેણે એમ કહ્યું છે કે જેના હાથ અશક્ત હોય તેણે લુહારનું કામ કરવું નહિ, એવો કાયદો કદિ કોઇએ કર્યો નથી.

ગ્લૅડસ્ટનઃ—તોપણ તેમને એક પ્રકારની સગવડતા કરી આપવી જોઇએ એમ મને લાગે છે. આપણાં વિશ્વવિદ્યાલયોના આટલા બધાં ઉત્પન્નમાંથી તેમને કાંઈ મળતું નથી.

ટૉલેમાચેઃ—ત્યારે તેમને પાઠશાળાઓમાં ગુરૂની જગ્યા આપવી કે શું?

ગ્લૅડસ્ટનઃ—માત્ર એમ નહિ; પરંતુ વ્યવહારમાં તેમના હાથ–પગ પુરૂષો કરતાં ઘણા વધારે બાંધેલા છે; તેમાં બની શકે તેટલી તેમને સગવડતા કરી આપવી જોઇએ.

## ભવિષ્યમાં શું થશે ?

ટોલેમાચે:—આ સુધારણાના કાળનું પરિણામ ભવિષ્યમાં ઘણું સારૂં થશે એમ તમને નથી લાગતું કે શું ?

ગ્લૅડસ્ટન:—સારૂંજ પરિણામ થશે એવી મારી ખાત્રી નથી. ભવિષ્યમાં શું થવાનું છે તે કાંઇ હું સમજતો નથી. એ સંબંધી કાગળ તદ્દન કોરો છે. તેનાપર કાંઇ લખેલું દેખાતું નથી. ભવિષ્યની કોઇ પણ વાત સંબંધી તર્ક કરી શકાતો નથી.

ટોલેમાચે:—સાધારણ લોકમત પ્રબળ થઇને બીજા બધા આનો ફડચો પાડશે અથવા શાસ્ત્રીય વિષયોનું પરિજ્ઞાન દિવસે દિવસે ધર્મનિષ્ઠાની મર્યાદાનું ઉલ્લંઘન કરી જાય છે તે ઘણું વધી પડશે એમ તમને લાગે છે કે ?

ગ્લૅડસ્ટન:—મને સાધારણ લોકમતના પ્રાબલ્યનો ભય જણાતો નથી; તેજ પ્રમાણે શાસ્ત્રીય પરિજ્ઞાનનો ભય પણ લાગતો નથી; પરંતુ મને દ્રવ્યલોભનો ભય ઘણોજ લાગે છે. આ દુર્ગુણ દિવસે દિવસે વધવા લાગ્યો છે; તેજ પ્રમાણે લોકોમાં યુદ્ધ કરવાની ઇચ્છા પણ વધતી જતી જોવામાં આવે છે એ એક મોટું અરિષ્ટ* છે.

## ગ્લૅડસ્ટન અને કાર્લાઇલ.

કાર્લાઇલ મહાન તત્ત્વવેત્તા હતો. તે આપણા પ્રાચીન ઋષિઓની માફક રહેતો હતો. લોકોમાં તેનું અસાધારણ માન હતું. તેના ગ્રંથો પણ લોકમાન્ય છે, પરંતુ ગ્લૅડસ્ટન માટે તેનો મત વિલક્ષણ હતો. તેનો ચમત્કાર સ્ટેડ નામક ગ્રંથકારે જાતે જોઇને લખ્યો છે. તે આ પ્રમાણે છે:–એક વખત મોટેથી કાર્લાઇલે કહ્યું:–" આ ગ્લૅડસ્ટન જુઓ. તે આખા દેશમાં ધમપછાડા કરી રહ્યો છે. બરબડાટ કરી રહ્યો

* ભાવી અશુભનું પૂર્વ ચિહ્ન.

છે. તે કાગળોના થોકડા ને થોકડા ચિતરી કાઢે છે; પરંતુ તેમાં શાણ-પણનો એક શબ્દ હોય તો સોગન છે."

હું:—અરે મહારાજ ! જો આપે ગ્લૅડસ્ટનનાં હમણાંનાં ભાષણો-માંનું એક પણ ભાષણ વાંચી જોયું હોત તો આપને ઘણો સંતોષ થાત. આપ મને જે કાંઈ શિખવો છો તેજ એ ભાષણમાં છે. બીજું કાંઈ નથી. એક ભાષણ તો માત્ર આઠ દિવસ ઉપરજ થયું છે, આ-પની જાણમાં નથી કે શું ?

કાર્લાઇલઃ—( તિરસ્કારસૂચક મુદ્રાથી ) મારી જાણમાં ! નહિ નહિ, હું તેનાં ભાષણો વાંચું છું એવો વિચાર તમારા મનમાં પણ કેમ આવે છે ? મ્હેં તેમાંનો એક શબ્દ પણ કદિ વાંચ્યો નથી !

## આમ કહેનાર ભ્રમિષ્ટ છે અને તેમ કહેનાર પણ ભ્રમિષ્ટ છે.

*હોલ નામના એક ચિત્રકારે પ્રથમ જૉન બ્રૅટનું ચિત્ર કાઢ્યું. પોતાનું ચિત્ર કઢાવવાને બ્રૅટ બેઠેલો હતો ત્યારે સહજ વૃત્તિથી હોલે તેને કહ્યું:—"ગ્લૅડસ્ટન સાથે આપને આટલાં વર્ષનો આટલો બધો પરિચય હતો, તેથી તેમનો સંબંધ તોડતાં આપને ઘણું લાગી આવ્યું હશે ?"

આ વચનો સાંભળી એક ગરમ નિઃશ્વાસ મૂકીને બ્રૅટે કહ્યું:— "ખરૂં છે ! આટલાં વર્ષ એક બીજાને સહાયતા આપીને તથા અર-સ્પરસ હાથ મિલાવીને કામ કર્યા પછી, તેમજ આનંદમાં દિવસો પસાર કર્યા પછી આ વૃદ્ધાવસ્થામાં એકબીજાને છોડી જવાનો પ્રસંગઆવ્યો, એવો વિચાર આવતાંજ જીવ ઘણો દુઃખી થાય છે કે આમ થયું શા-માટે ? તેમના ભેજામાં કાંઈ વિચિત્ર ગાંડપણ ભરાયું છે તેથી તેઓ પોતાનું કર્ત્તવ્ય છોડી દઇને કાંઇ જુદાંજ કાર્યો કરે છે. હું તમને ખરૂં જ કહું છું કે, હવે તેમની શુદ્ધિ-બુદ્ધિ ઠેકાણે નથી. શું કરવું ?"

પછી એક વખતે ગ્લૅડસ્ટનનું ચિત્ર કાઢતાં હોલે તેમને કહ્યું:

"મેં ગયે પરમદિવસે બ્રૈટનું ચિત્ર કાઢ્યું તે સમયે બોલતાં બોલતાં આ વાત નીકળી હતી."

ગ્લૅડસ્ટનઃ—વારૂ, પછી તેમણે શું કહ્યું? તમને તેમનું કહેવું કેવું લાગ્યું?!

હોલઃ—કહેવાનું શું હતું? તેમણે તમારે માટે અપાર પ્રેમ દર્શાવ્યો હતો–પુષ્કળ લાગણી દર્શાવી હતી. તમારી ઉભયની જુદાઇ થયાથી તેમને ઘણું દુઃખ ઉપજ્યું હોય એમ મને લાગ્યું!

ગ્લૅડસ્ટનઃ—શું તમે ખરૂં કહો છો? અરેરે! શું કરવું? જન્મપર્યંત ઘણાં ખરાં સત્કાર્યો અમે એકત્ર રહીને કર્યાં છે. આવા છેક સાદા અને સાધારણ વિષયને માટે મતભેદ પડીને છુટા થવું પડ્યું એ ઘણું મોટું નુકસાન થવા બરાબર છે! (એટલામાં થોડો સમય શાન્ત રહીને તથા ઓઠ ચાવ્યા જેવું કરીને) પરંતુ જુઓ, તમેજ કહો જોઇએ, બ્રૈટનું મન કાંઇ સ્થિર નથી, તેમને ભ્રમ થયો છે, તેમનું માથું ફરી ગયું છે એમ તમને તેમના એકંદર વર્ત્તનપરથી ન લાગ્યું કે?

## રાજારજવાડાના જેટલું માન

ઇ. સ. ૧૮૮૩ માં ગ્લૅડસ્ટન પોતાની પત્નીસહવર્તમાન વિશ્રાંતિ અર્થે થોડો જળપ્રવાસ કરવાને નીકળ્યા. એ આગબોટનું નામ પ્રેમબ્રોકકૅસલ હતું. આ સમયે તેમની સાથે રાજકવિ લૉર્ડ ટેનિસન પણ હતો. તેઓ સૌ સપ્ટેમ્બરમાં નીકળી નૉર્વે થઇને ડેન્માર્ક તરફ વળ્યાં. ત્યાંની રાજધાની કોપનહેગનમાં ત્યાંનાં રાજા રાણીએ તેમને રાજમહેલમાં મોટી મિજબાની આપી. એ મિજબાનીમાં રશિયાના ઝાર તથા તેમનાં મહારાણી, ગ્રીસના મહારાજા, તેમનાં રાણી તથા આપણા બાદશાહનાં માતુશ્રી રાણી અલેકઝાંડ્રા વગેરે નામાંકિત માણસો આવ્યાં હતાં.

## આયર્લૅાંડના લોકો માટે.

"આયર્લૅાંડની વાત બીજાં રાષ્ટ્રોના જેવી નથી. ઇંગ્લાંડ તેના

પર જે જુલ્મ કરે છે; તે જુલ્મ પૂર્વે દેશના કબજામાં આવેલા કિંવા ભયપ્રદ રાષ્ટ્રોના જુલ્મ જેવો નથી. તેમજ રશિયન લોકો પોલ લોકો પર કરે છે તેવો કિંવા સ્પેનિયાર્ડ લોકોએ મૂર લોકો પર કર્યો હતો તેવો નથી. એવો જુલ્મ આઇરિશ લોકોપર થાય એવો કશો અન્યાય તેણે કર્યો નથી. તેનું જે કાંઈ હતું તે પ્રથમથીજ તેની પાસેથી લઇ લીધું હતું. તે તે પાછું માગતું હતું. આપણે તેની પાસેથી જે કાંઈ લીધું છે તે આપણે તેને પાછું આપવાનું છે.'' આમ ગ્લૅડસ્ટન કહેતા હતા.

## સંદરલાંડવાસી ચમક્યો

ગ્લૅડસ્ટન સરકારના ખજાનચી હતા ત્યારે એક દિવસે મિસ્ટર લિંડસેના કારખાનામાં ગયા. લિંડસે મોટો વ્યાપારી, અનેક કારખાનાંઓનો માલિક તેમજ પાર્લમેન્ટનો સભાસદ હતો. ગ્લૅડસ્ટન ત્યાં ગયા ત્યારે લિંડસે બહાર ગયેલો હોવાથી તેઓ ત્યાં એક ટેબલ પાસે બેસીને કાંઇ લખવા લાગ્યા. એટલામાં ત્યાં સંદરલાંડનો કોઇ એક વ્યાપારી લિંડસેને મળવાને માટે આવ્યો. તે ઑફિસમાં આમતેમ આંટા મારતો હતો તેવામાં તેની દૃષ્ટિ ગ્લૅડસ્ટનના અક્ષરો ઉપર જતાં તેણે કહ્યું:–"તમે ઘણું સારૂં લખો છો હોં!"

ગ્લૅડસ્ટન:—એ જાણીને મને ઘણો સંતોષ થાય છે.

સંદરલાંડવાસી:—તમારા અક્ષર ઘણા સુંદર છે. મારે તમારા જેવોજ એક માણસ જોઇએ છીએ.

ગ્લૅડસ્ટન:—આપ શું ખરૂં કહો છો?

સંદરલાંડવાસી:—હા. મને વિશેષ બોલવાનો કંટાળો છે. જો તમે મારી પાસે રહેશો તો હું તમને દરવર્ષે એકસોવીસ પાઉન્ડ પગાર આપીશ. જે તમને થોડો નહિ પડે, એમ હું ધારૂં છું.

ગ્લૅડસ્ટન:—ઠીક છે. હમણાં મિ. લિંડસે આવે એટલે તેમને પૂછીને તે ઠરાવશો.

એટલામાં લિંડસે આવ્યો અને ગ્લૅડસ્ટનને તેને બનેલી સઘળી હકીકત કહી સંભળાવી એટલે તેણે કહ્યું:–"ઠીક છે. જ્યારે લક્ષ્મી તમને ચાંલ્લો કરવા આવી છે તો હું તેમાં વિરૂદ્ધ શામાટે પડું? પરંતુ આમ જુઓ, મારે તમારી એકબીજાની ઓળખાણ કરી આપવી જોઇએ; કેમ નહિ! (આટલું કહીને સંદરલાંડવાસી તરફ વળીને) મહારાજ! આ ગૃહસ્થ નામદાર ગ્લૅડસ્ટન સરકારના ખજાનચી છે.

આ વાક્ય સાંભળવામાં આવતાંજ સંદરલાંડવાસી ચમક્યો અને તે પત્થરના પૂતળા પ્રમાણે સ્થિર ઉભો રહ્યો. આ બનાવથી ગ્લૅડસ્ટનને ઘણો આનંદ થયો.

## પોતાના સોબતીની શિક્ષા પોતે સહન કરવી

ગ્લૅડસ્ટન ઇટનની શાળામાં હતા ત્યારે તેમના એક સોબતીએ કાંઇ નજીવો ગુન્હો કર્યો. એ સોબતીનું નામ કહેવાની તેમણે સાફ ના પાડી તેથી તે બદલની શિક્ષા તેમના શિક્ષક ડૉક્ટર કીટીએ તેમને કરી તે તેમણે શાંતિથી સહન કરી લીધી.

## પોતાના ભવિષ્ય સંબંધી

ગ્લૅડસ્ટન ઇટન શાળામાં હતા ત્યારે તેમણે વક્તૃત્વ ઉપર એક નિબંધ લખ્યો હતો. તેમાં એક ઠેકાણે લખ્યું હતું કે:–"જો વક્તૃતા સારી હશે તો સરકારમાં જગ્યા આપવાને બોલાવશે, કારભારીની જગ્યા મળશે, કદાચ મુખ્ય પ્રધાનની જગ્યા પણ મળશે. આવી કલ્પના તરૂણ વક્તાઓના સ્વપ્નમાં આવે છેજ." આ વાક્યો તેમને માટે તદ્દન ખરાં ઠર્યાં.

## પ્રતિપક્ષી પણ પૂજ્ય

લૉર્ડ સૅલ્સબરી ગ્લૅડસ્ટનનો પક્કો પ્રતિપક્ષી હતો; પરંતુ ગ્લૅડસ્ટનની યોગ્યતા માટે તેને ઘણી પૂજ્ય બુદ્ધિ હતી. એક વખતે લૉર્ડ સૅલ્સબરીએ ગ્લૅડસ્ટનને મિજબાની આપી. એ પ્રસંગે તે બન્ને મહાન

ગૃહસ્થોને બાગમાં ફરતા તથા પ્રેમપૂર્વક વાતચિત કરતા પુષ્કળ લોકોએ જોયા છે. લૉર્ડ સૅલ્સબરીના ટેબલ ઉપર ગ્લૅડસ્ટનનું એક નાનું પૂતળું રહેતું હતું.

## ગ્લૅડસ્ટન માટે રાજકવિનો મત.

ઈ. સ. ૧૮૬૫ માં રાજકવિ લૉર્ડ ટેનિસને પોતાની રોજનિશીમાં લખ્યું છે કેઃ—" મહાન પુરૂષ ગ્લૅડસ્ટન આવતા શુક્રવારે અમારે ત્યાં ભોજનાર્થે આવવાના છેઃ એથી અમને ઘણું માન મળવાનું છે; પરંતુ કામની આટલી બધી જંજાળમાં તેઓ અહીં કેવી રીતે આવી શકશે તેનોજ મારા મનમાં વારંવાર વિચાર આવે છે. " તે પ્રમાણેજ તેણે ઈ. સ. ૧૮૭૪ માં ગ્લૅડસ્ટનને લખ્યું કેઃ—" કોઈ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. આપે ઘણાં મહાન કાર્યો કર્યાં છે. હવે જો કદાચ આપ સ્વસ્થ બેસીને વિશ્રાંતિ લેશો તોપણ ઈંગ્લાંડના ઇતિહાસમાં આપનું નામ ગાજશે એમાં સહજ પણ સંશય નથી. "

## ગ્લૅડસ્ટન પછી તેમની જગ્યાએ કોણ

સ્ટેડ નામના નામાંકિત ગ્રંથકારે પોતાના ગ્રંથમાં લખ્યું છે કે, ગ્લૅડસ્ટનની પછી તેમની જગ્યાને યોગ્ય થઈ પડે એવો બીજો પુરૂષ નથી. આ સંબંધી ઝાર મહારાજાએ મને પૂછ્યું કેઃ—" ગ્લૅડસ્ટનની પછી તેમની જગ્યા ઉપર કોણ આવશે ? " તેમને મેં સાફ ઉત્તર આપ્યો કેઃ—" તેમની પછી તેમની જગ્યા પુરવાને યોગ્ય થઈ પડે એવો એક પણ પુરૂષ ઇંગ્લાંડમાં નથી. હવે તેમની જગ્યાએ અમે કોઈને પણ બેસાડીશું એ ખરૂં છે; પરંતુ તેમની બરાબરીનો તો કોઈજ નથી. **ઇંગ્લાંડમાં માત્ર એકજ ગ્લૅડસ્ટન છે.** "

## ગ્લૅડસ્ટનનું મહત્ત્વ

વળી એજ ગ્રંથકારે એમ લખ્યું છે કે, " શરીરની વાત બાદ કરતાં પણ ગ્લૅડસ્ટન મનથી, અંતઃકરણથી, આત્માથી અને સદ્ગુણોથી

પણ અતિ બળવાન હતા. એક દિવસે કૅનન લિડન અને હું ગાડીમાં બેસીને બેનવોયર્લિંક પર્વત તરફ ગયા હતા. એ પર્વતની પાસે અમે જઈ પહોંચ્યા એટલે તેનું શિખર દેખાતું બંધ થઇ ગયું હતું. પછીથી એ પર્વત તરફ જોઇને કૅનન લિડને મને કહ્યુંઃ—"આ પર્વત તરફ જોતાં મને ગ્લૅડસ્ટનનું સ્મરણ થાય છે. આપણે જ્યાં સુધી તેમની પાસે છીએ ત્યાં સુધી તેઓ વાસ્તવિક રીતે કેટલા મહાન છે તે આપણે સમજી શકીશું નહિ; પણ તેઓ નહિ હોય ત્યારેજ તેઓ કેટલા મહાન હતા તે આપણે સારી રીતે સમજી શકીશું."

## અંતરાત્મા

થૅામસ કાર્લાઇલ નામના તત્ત્વવેત્તાએ ડિઝરાયલી અને ગ્લૅડસ્ટનના અંતરાત્મા સંબંધી તુલના આ પ્રમાણે કરી છેઃ—"આ બન્ને પુરૂષોની તુલના કરતાં મને ઘણો આનંદ થાય છે. આ બીકન્સફીલ્ડ જુઓ. તેને અંતરાત્મા બિલકુલ છેજ નહિ તથા પોતાને અંતરાત્મા નથી એ તે સમજે છે અને તે માટે તેના મનને ઘણું સારૂં લાગે છે; પરંતુ હવે આ ગ્લૅડસ્ટનને જુઓ. અધધધધ ! તેના અંતરાત્માને કેવોક કહેવો ! તેના જેવો અંતરાત્મા મ્હેં તો કદી કોઈ સ્થળે જોયો નથી. તે ( ગ્લૅડસ્ટન ) તેના ( અંતરાત્માના ) ચરણોમાં ઝૂકી પડે છે, અને ઇશ્વરાજ્ઞાની પેઠે તેની આજ્ઞાને અનુસરે છે. તેનામાં કંઇક એવું વિલક્ષણ સામર્થ્ય છે કે, તેને જેવું જોઇતું હોય તેવુંજ તે તેની પાસેથી બોલાવે છે."

## તેમનો દાનધર્મ

ગ્લૅડસ્ટન તેમજ તેમની પત્નીનું લક્ષ્ય પ્રથમથીજ દાનધર્મ તરફ હતું. લંડનમાં એક વખત એક અસાધ્ય રોગનો ઉપદ્રવ થયો હતો ત્યારે ગ્લૅડસ્ટનની પત્નીએ દુઃખિતોને જે દાનધર્મ કર્યો હતો અને જે સહાયતા કરી હતી તેની કીર્તિ હજી પણ સાંભળવામાં આવે છે. તેણે

લંડનમાંના ગરીબ લોકોને સહાયતા કરવાને માટે ટાઇમ્સમાં એક પત્ર લખ્યો હતો; જેથી ૫૦ હજાર રૂપિયા એકઠા થયા હતા. આ બાઇએ બુડવર્ડમાં તબીયત સુધારવા આવેલા ગરીબ બિમાર માણસોને માટે એક ગૃહ સ્થાપ્યું છે, તે અદ્યાપિ ચાલુ છે. ત્યાંનાં માણસો સારાં થાય છે એટલે તેમને કોઇ પણ ઉદ્યોગ પૂરો પાડવામાં આવે છે. હૉર્ડનના તેમના મકાન પાસે એક અનાથ બાલકગૃહ છે. ત્યાં નાનાં બાળકોની સંભાળ રાખવામાં આવે છે. એ સંસ્થાનું ખર્ચ ગ્લૅડસ્ટનનું કુટુંબ ચલાવે છે.

## ગ્લૅડસ્ટનનાં કેટલાંક બોધવચનો

ઇશ્વરી સૂત્ર એજ સત્ય છે.

***

અંતરાત્માને સંતોષવાને માણસને ઘણું નુકસાન વેઠવું પડે છે.

***

મનનો રોગ સારો કરે એવો વૈદ્ય જગતમાં દુર્લભ છે.

***

પાપનો ભય ઓછો થતો જાય છે એ વર્તમાન સમયની મોટી ન્યુનતા છે.

***

હું સમસ્ત જીવનપર્યંત વિદ્યાર્થી હતો અને હજી પણ વિદ્યાર્થીજ છું. ( ૧૮૯૦ ).

***

પોતાનું રાષ્ટ્ર પોતાને અન્યાયથી વર્તાવશે એવો ભય રાખવો જોઇએ નહિ.

***

જેમ આકાશ પૃથ્વિની દશે દિશાએ ફેલાયલું છે તેજ પ્રમાણે ધર્મશાસ્ત્ર પણ મનુષ્યના સર્વ વ્યવહારમાં ફેલાયલું છે.

***

પોતાના મનનું જોર એ પોતાના કોટિક્રમનું જોર છે, એવું મનુષ્યને લાગવાનો સંભવ છે.

***

સહવાસ, આવડત, પ્રકૃતિ, લોકોમાંની નવી નવી વાતો વગેરે સાથે ધર્મને ઘણો ઝઘડો કરવો પડે છે.

***

ધર્મસ્વાતંત્ર્યની કળાનું બળ ઘણું મોટું અને દુર્નિવાર્ય છે. તેની આડે કોઇથી પણ અવાવાનું નથી.

***

હમણાંના કાળના નહિ રોકી શકાય તેવા અને ગંભીર ધર્મ-સ્વાતંત્ર્યના પ્રવાહની આડો કોઇથી પણ હાથ દઈ શકાય તેમ નથી.

***

મનુષ્ય સંપત્તિથીજ સુખ સંપાદન કરી શકે છે એમ સમજીને જો આપણે ચાલીએ, તો તે આપણી મોટી ભુલ છે.

***

પાણી ઉપર હજાર શબ્દો લખવા કરતાં ખડકપર માત્ર એકજ શબ્દ લખવો અધિક શ્રેયસ્કર છે.

***

પોતાની સુધારણાને માટે મનુષ્ય પોતાના ખરા અંતઃકરણપૂર્વક જે પ્રયત્ન કરે છે, તેજ તેની યોગ્યતાને વધારનાર મોટો ગુણ છે.

***

પુસ્તકો એ મૃત મનુષ્યોના શબ્દ છે. પરલોકવાસી મહાન મનુ-ષ્યોના આત્મા સાથે વાતચીત કરવાનાં તે સર્વોત્તમ સાધનો છે.

***

સંપત્તિ અને સુખસાધનો જેમ જેમ વધતાં જાય છે તેમ તેમ

સામાજિક વ્યવહાર-નિયમોમાં પણ ફરક પડતો જાય છે.

***

'જ્ઞાન' જેમને સુખભંડારરૂપ લાગતું હોય એવાં માણસો જગતમાં થોડાંજ હોય છે અને આપણી હાલની સ્થિતિમાં તે થોડાંજ રહેશે.

***

ઇંગ્લાંડના અનુભવમાં આવશે કે, રાષ્ટ્રીય અન્યાયથી રાષ્ટ્રીય પતન અવશ્ય થવાનું છે, તે કદિ દૂર થવાનું નથી.

***

અનુભવથી મને જણાયું છે કે, વિશ્વાસ રાખવામાં મોટું ડહાપણ છે અને ન રાખવામાં મોટી મૂર્ખતા છે.

***

ઉન્નતિના જે જે ખરેખરા તથા મનમાં વસી રહેલા પ્રયત્નો છે, તે સર્વ—જો તેની સાથે નમ્રતા જોડાયલી હોય તો—અન્ય મનુષ્યોને માટે અત્યંત બોધપ્રદ થાય છે.

***

'ધર્મ' એ એક મહાન શક્તિ છે. તેની આગળ રાજાએ તથા રાજપ્રકરણી પુરૂષોએ પણ પોતાનાં કામોની ઝડતી કોઈ પણ વખતે આપવીજ પડશે.

***

જે રાષ્ટ્રની સઘળા પ્રકારની સંસ્થાઓમાં તેમજ કાર્યોમાં અભિવૃદ્ધિ જોવામાં આવે, તે રાષ્ટ્રની ઉન્નતિ થતી ચાલે છે એમ સમજવું.

***

આપણે પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં કદિ પાછી પાની કરવી જોઇએ નહિ. તેમ તેમાંની અડચણો પ્રત્યે પણ દુર્લક્ષ્ય કરવું જોઇએ નહિ.

***

પાપના સંબંધમાં ઇશ્વરનો ભય રાખીને વર્ત્તવું એટલે તેમાં

સઘળુંજ આવી જાય છે. મનુષ્ય સંબંધી પાપ એ દેવસંબંધી પાપ આગળ કાંઇજ નથી.

*
* *

પરમાર્થની વાતો ઘણાજ આડંબરથી કહેવી અને રહેણી તેનાથી ઉલટી રાખવી એના જેવું સહેલું બીજું કાંઇ નથી.

*
* *

એકાદ જોએલી વાત ઉપરથી અંતરાત્માની પ્રેરણાને ખોટી માનવાને મનુષ્ય મોહિત થાય છે; આવો પ્રસંગ અત્યંત ભયંકર અને ઘણા સંકટનો છે.

*
* *

એકાદ મહાન માણસના વિચારો પોતે વિચાર નહિ કરતાં કબુલ કરવા એ જેટલું ખોટું છે તેટલુંજ મહાન માણસના વિચારોને યોગ્ય માન ન આપવું એ પણ ખોટું છે.

*
* *

મનુષ્ય પ્રાણી, એ આ સૃષ્ટિમાંની સર્વ સારી વસ્તુઓનો કળસ છે. મનુષ્ય જાતિ, મનુષ્ય સ્વભાવ, મનુષ્ય કર્ત્તવ્ય તથા મનુષ્યનું ભવિતવ્ય એ સર્વ અભ્યાસના અત્યુત્તમ વિષયો છે.

*
* *

ચિરકાળની કીર્તિની ઇચ્છા એ સત્કાર્યો કરવાને ઉત્તમ પ્રકારની વૃત્તિ છે; પરંતુ તેને આપણા અંતરાત્માની અને પરમાત્માની આજ્ઞા નીચેજ રાખવી.

*
* *

મારો અંતકાળ પાસે આવતો જાય છે તેમ તેમ મને મતભેદ ઓછો દેખાતો જાય છે અને ઐક્ય અત્યંત મોટું જણાય છે.

*
* *

કોઈ પણ રાષ્ટ્ર અને કોઇ પણ યુગના મનુષ્યોનો ઉદ્યોગ અને પરસ્પરનો પ્રેમ તેમની ઇશ્વિરભક્તિના પ્રમાણુપર આધાર રાખે છે.

*
* *

આ પાપમય જગતમાં જેમ સત્યની છેક નિકટમાંજ અસત્ય હોય છે તેમ ભક્તિભાવની છેક પાસેજ અશ્રદ્ધા અને અભક્તિ રહેલાં હોય છે.

*
* *

અસત્ય અને દંભનો પ્રકાશ કદાચ થોડો સમય કાયમ રહેશે; પરંતુ પરિણામે તો તે ખુલ્લું પડી જઇને અપકીર્તિ અને વિપત્તિ આવ્યા સિવાય રહેશેજ નહિ.

*
* *

પરમેશ્વર પ્રત્યેનાં કર્તવ્યો તરફ આપણું લક્ષ્ય પુષ્કળ હોવું જોઇએ; અને તે જેટલા પ્રમાણુમાં હશે તેટલાજ પ્રમાણુમાં આપણી ભવિષ્યત્ ઉન્નતિ થનાર છે.

*
* *

માત્ર ક્ષણિક પશ્ચાત્તાપથીજ કાંઈ અપરાધ ટળી જતો નથી; પરંતુ પશ્ચાત્તાપનો ક્રમ એકસરખો ચાલવો જોઇએ તથા પરિપૂર્ણ થવો જોઇએ. તે સિવાય પાપશુદ્ધિ–ચિત્તશુદ્ધિ થતી નથી.

*
* *

ગ્રંથ સંગ્રહ કરવામાં ગ્રંથાવલોકનની આવડત, સમય, પૈસા, જ્ઞાન, સારાસાર–વિચાર અને દૃઢ નિશ્ચય એટલા ગુણોની જરૂર છે. એમાંના આવડત અને નિશ્ચય એ બે ગુણો મારામાં છે.

*
* *

અનુભવ થવા પહેલાં પુષ્કળ વાતોપર વિશ્વાસ મૂકવો એ ડહાપણ છે.

*
* *

શિક્ષણના હેતુઓમાં એક હેતુ એવો પણ છે ખરો કે તેની સહાયથી મનુષ્ય કાંઇ પણ ધંધો કરી શકે; પણ આ હેતુ ગૌણ હોઇને મુખ્ય હેતુ તો એજ છે કે પવિત્ર વિષયોથી અંતઃકરણને ઉન્નત કરવું.

* * *

કોઈ પણ કારણથી કિંવા હેતુથી મનુષ્ય જે દિવસે પોતાના અંતરાત્માની આજ્ઞા–પ્રેરણાનું અપમાન કરે છે, તે દિવસ તેને માટે ઘણોજ ખરાબ અને મહા અનર્થકારી છે એમ હું સમજીશ.

* * *

શરીરશ્રમ લજ્જાસ્પદ હોવાની સમજ લોકોમાંથી દૂર કરવી જોઇએ; એટલુંજ નહિ પણ જાતે શરીરશ્રમ કરીને તેથી થયેલી પોતાની શારીરિક ઉન્નતિનું દૃષ્ટાંત એવી સમજ ધરાવનારાઓને દર્શાવી આપવું જોઇએ.

* * *

તમે જેમ જેમ વિશેષ જ્ઞાન મેળવતા જશો તેમ તેમ તમને જણાશે કે આપણે જે કાંઇ જ્ઞાન મેળવ્યું છે તે બહુજ થોડું છે અને જે મેળવવાનું છે તે અગાધ છે.

* * *

આપણે જેટલું જાણતા હોઇએ છીએ તેનેજ આપણે જ્ઞાન કહીએ છીએ. તે આપણી જીભ આપણે સ્વાધીન હોવાથીજ કહીએ છીએ. નહિ તો જ્ઞાન કહ્યું એટલે તેમાં સહજ પણ અજ્ઞાન હોવું જોઇએ નહિ; પરંતુ એવું ક્યાં હોય છે ?

* * *

ગુરૂએ આપણું કામ જે અંતઃકરણપૂર્વક કર્યું છે તે જોતાં તમે તમને કાંઇ માન અથવા પદાર્થ આપો તેથી કાંઇ તમે તેમના ઋણમાંથી મુક્ત થઈ શકતા નથી.

* * *

ઈશ્વરી સત્ય સમજવાનાં જે સાધનો આપણા હાથમાં છે તેનો યથાયોગ્ય ઉપયોગ કરવો એટલુંજ માત્ર આપણી સત્તામાં છે: માટે તેનું સારૂં પરિણામ ઈશ્વરનેજ સોંપવું.

***

કર્ત્તવ્યકર્મ પ્રત્યે મનુષ્યના હૃદયમાં જે અગાધ શ્રદ્ધા, અને તે શ્રદ્ધા-માંથી અત્યંત લીનતા તથા દૃઢ નિશ્ચયનું જે મિશ્રણ ઉત્પન્ન થાય છે તેજ આ મનુષ્યપર પરમેશ્વરની કૃપા ઉતારવાનું અને તે કૃપાને કાયમ રાખવાનું ઉત્કૃષ્ટ સાધન છે.

***

દુકાનમાં માલ પુષ્કળ ભર્યો હોય પરંતુ ઘરાકી બિલકુલ ન હોય તો એવી દુકાન જેમ નિષ્ફળ છે, તેમ મનમાં અનેક સારી વાતો સમાઈ રહેલી હોવા છતાં તે પ્રમાણે ક્રિયા ન થતી હોય એવું શિક્ષણ નિષ્ફળ છે.

***

આપણી મનોવૃત્તિપરજ આપણી સત્તા ચાલતી ન હોય, તો પછી બાહ્ય સૃષ્ટિ ઉપર અર્થાત્ જગતના પદાર્થો ઉપર આપણી સત્તા વધતી જાય છે અથવા તો 'આપણે અધિકાધિક જ્ઞાની થતા જઈએ છીએ' એવો ગર્વ કરવો એ વ્યર્થજ છે.

***

આ પાપમય જગતમાં અનેક સ્થળે સત્યને ઓથેજ અસત્ય અને ધર્મશ્રદ્ધાની ઓથેજ અશ્રદ્ધા અને અધાર્મિકતા છુપાઈ રહેલાં હોય છે; માટે સાવધ રહેવું.

***

મનુષ્યના મનપર સત્તા ચલાવવાને પુરૂષાર્થ અને પ્રારબ્ધની જે લડાઈ ચાલી રહી છે; તેના પરિણામે જેટલા પ્રમાણમાં પુરૂષાર્થની સત્તા

વધતી જાય છે, તેટલા પ્રમાણમાં પ્રારબ્ધની સત્તા ઓછી થતી જાય છે.

***

મનુષ્યની માન્યતાઓ કેટલેક અંશે તેના પોતાના અનુભવ ઉપરથી અને કેટલેક અંશે આસપાસના સહચાર ઉપરથી બને છે; પરંતુ વિચારશીલ માણસોની માન્યતાઓ વિશેષ ભાગે તેમના પોતાના અનુભવપરજ આધાર રાખતી હોય છે.

***

૧૯ મા સૈકાનાં પ્રથમ પચ્ચાસ વર્ષમાં જે બે બાબતોની ઘણી વૃદ્ધિ થઇ છે, તેમાં એક તો સંપત્તિની વૃદ્ધિ અને બીજી સંપત્તિનો ઉપભોગ લેવાના માર્ગોની વૃદ્ધિ છે. આ બાબતોની આટલી અભિવૃદ્ધિ અગાઉ થયાનું સઘળા ઇતિહાસમાં જણાતું નથી.

***

આ વિશ્વમાં બહાર કોઇ પણ સ્થળે શક્તિ રહેલી જણાય તે જેમ વિશ્વપતિ પરમેશ્વરનીજ છે; તેમ મનુષ્યોમાં રહેલા દયા, ન્યાય, સત્ય તથા શ્રદ્ધારૂપી ગુણો પણ તેણેજ મૂક્યા છે, માટે તેનાં કાર્યોમાં તે શક્તિનો ઉપયોગ કરવાથી તે તેનીજ ઇચ્છા પ્રમાણે થાય છે.

***

એક બીજાથી વિરૂદ્ધ કાર્યો કરવાનો સમય આવે એ મોટું સંકટ લાગે છે ખરૂં; પરંતુ ખરૂં જોતાં તો તે એક બીજાથી વિરૂદ્ધ હોતાંજ નથી; કેમકે સઘળાં કર્ત્તવ્ય એક અગાધ પરમાત્મામાંથીજ નીકળેલાં છે. પછી દેશકાળ ઇત્યાદિ પરત્વે તેના પ્રકારમાં ફેરફાર હોય તેમાં કાંઇ મોટી વાત નથી.

***

ધર્મનાં તત્ત્વો સઘળાં એકજ છે અને તે સર્વેને એક સરખાં માન્ય હોવાથી તેના વડે સર્વેનું ઐક્ય થવું સાહજિકજ છે. આ ઐક્ય

સુજાણુ અને અજાણ વચ્ચે પણ એક સરખું થઇ શકે છે; પરંતુ જ્ઞાનનો ગર્વજ તેમાં અંતરાય પાડે છે અને તેથીજ પંથ–પરંપરા વધી છે.

***

જે જ્ઞાન અંતરની શુભ વૃત્તિને ખીલવી શક્યું નહિ, તે જ્ઞાનનો ગર્વ કરવો એ વ્યર્થ છે. જે જ્ઞાનવડે આપણે આપણી આંતર વૃત્તિનેજ જીતી શક્યા નહિ, તે જ્ઞાન વડે આપણે જગતના પદાર્થો જીતતા ચાલીએ છીએ એવો ગર્વ રાખવો એ મૂર્ખતાજ છે.

***

ખાધેલા અન્નનું મુખ્ય કામ જેમ શરીરને બળવાન અને ચપળ બનાવવાનું છે; તેમ શિક્ષણનું કામ એ છે કે તે આપણા મનને ભોગ ભોગવવામાં સંયમી, ધારણા શક્તિમાં મજબુત અને સંકટો ખમવામાં ધીર અને સહનશીલ બનાવે.

***

જ્ઞાન સંપાદન કરવાના પ્રકારોમાં એવો એક પણ પ્રકાર નથી કે જેમાં અજ્ઞાન કિંવા ભ્રમનો પ્રવેશ ન થઇ શકે; માટે આપણે જેને જ્ઞાન કહીએ છીએ તે સઘળું તદ્દન સત્યમયજ હોય છે એમ નથી; એવા જ્ઞાનનો અર્થ તે તે વિષયોના અનુભવના પ્રમાણથી મર્યાદિત માનવો એજ ઠીક છે.

***

ગ્રંથસહવાસ અત્યંત આનંદકારક છે. ગ્રંથો ગોઠવી રાખ્યા હોય એવી ઓરડીમાં ગયા પછી તમે તેને હાથ નહિ લગાડો તો તે ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે, અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને તેનો ઉપયોગ કરો એટલે તમારૂં કલ્યાણ થશે. શું આ માનસવાણી ઓછી કિંમતી છે ?

***

બ્રિટનનું સ્વાતંત્ર્ય જે કલ્પનારૂપી બીજના પ્રતાપથી સિદ્ધ થયું છે તે કલ્પના લોકોના મનમાં આવ્યાને આજે એક હજાર વર્ષ થયાં છે; માટે આ વાત લક્ષ્યમાં રાખો કે તમને જે કોઇ કાંઇ મહાન કાર્ય કરવાનું કહે, તે કરવાને, ઇંગ્લાંડના ઇતિહાસનો અભ્યાસ કરવાથી તમે યોગ્ય અને સમર્થ થાઓ તેમ છે.

***

પાપી વિચારો મનને ખાઇ જાય છે; કેમકે તે એક જબરદસ્ત રોગ છે, તેનું ઔષધ સમસ્ત પૃથ્વીમાં મળી શકતું નથી. ધર્મશાસ્ત્રમાં લખેલું છે કે પાપની પાછળ દુઃખ અવસ્ય આવશેજ. અન્યાયની લઢાઇ એ પણ એક ભયંકર પાપ હોવાથી તેની પાછળ ભયંકર દુઃખ અવસ્ય આવે છેજ.

***

પોતાના આયુષ્યનો ઉપયોગ જો તમે બહુજ સાવધાનતાથી કરશો તો ભવિષ્યમાં તે તમને વ્યાજસહિત અને એટલું બધું ઉપયોગી થઇ પડશે કે હાલ તો તેનું અનુમાન પણ તમે કરી શકશો નહિ; પરંતુ એ પ્રમાણે ન કરતાં આયુષ્યને જો તમે વ્યર્થ જવા દેશો તો તે તમને નુકસાન પણ તમે ધારી શકો તે કરતાં ઘણુંજ વધારે કરશે.

***

દેશમાં શાંતિ હોવી એ મોટું સુખ છે; પરંતુ તે સુખને લીધે નીચ વૃત્તિ ધરાવનારા મનુષ્યોને મોહ વ્યાપે છે. આ વાત જેમ સર્વ પ્રકારના સુખને લાગુ પડે છે; તેમ આ વાત પણ તેટલીજ ખરી છે કે યુદ્ધના તેમજ સંકટના પ્રસંગોને લીધે મનુષ્યોમાં અમૂલ્ય સદ્ગુણો ઉત્પન્ન થઇને વધે છે અને મનુષ્યોને હાથે મોટાં મોટાં કાર્યો થાય છે.

***

એ નિરંતર લક્ષ્યમાં રાખવું જોઇએ કે, આપણને પ્રથમથી પડેલી ટેવોને રોકવાથી આપણી બુદ્ધિ અને નીતિની વૃત્તિઓ ફૂરતી જાય છે.

આપણે જાણીએ છીએ કે, એક રાજપ્રકરણી, એક ધર્મપ્રચારક અને એક વકીલ પોતાની જુદી જુદી પદ્ધતિથી વિચાર કરે છે તોપણ તેમનો નિર્ણય તો એકજ પ્રકારનો થાય છે.

***

અન્ય રાષ્ટ્રો ઇંગ્લાંડને મોટું માને એમ કરવાનો એક માર્ગ છે. તે એ છે કે, એ રાષ્ટ્રોને એમ સમજાવવું કે, ઇંગ્લાંડ હમ્મેશાં તેમની સાથે સત્ય ન્યાયથી વર્તવાને તત્પર છે તથા જે કાયદા અને નિયમો ઇંગ્લાંડ પોતે માને છે તે કાયદા તેમજ નિયમો સિવાયના કાયદા કિંવા નિયમો માનવાનું ઇંગ્લાંડ બીજાં રાષ્ટ્રોને કદિ કહેશે નહિ.

***

પદવીઓ, માનપાન તથા બક્ષિસો એ આપણાં માણસોનાં વ્યંગ ઉપરનાં ઔષધો છે તેમજ આપણા આરોગ્યનાં ભૂષણો છે. એને લીધે મનુષ્યોને જ્ઞાન સંપાદન કરવાની ઉત્કટ ઇચ્છા થાય છે. આ ઇચ્છા આ ઉપરથીજ કિંવા આ માટેજ ઉત્પન્ન થવી જોઇએ નહિ; પરંતુ પોતાના જ્ઞાન સંપાદન કરવાના શોખને લીધે જ્ઞાન સુખદાયક છે એવી માન્યતાને લીધે ઉત્પન્ન થવી જોઇએ.

***

એ કદિ ભૂલવું જોઇએ નહિ કે, મનુષ્યને આ જગતમાં જે કાર્યો કરવાં પડે છે તે કરવાના યોગ્ય પ્રકારો શિખવવા જેટલું ત્રાસદાયક અને મનુષ્યની શક્તિ ક્ષીણ કરનારૂં બીજું એક પણ કાર્ય નથી; છતાં પણ આ કાર્ય કેટલાકો એવું ઉત્તમ સાધી શકે છે કે, તેમની પાછળ તેમનો વિદ્યાર્થી–સેનાપતિની પાછળ સિપાહીઓ યુદ્ધમાં જાય તેમ જાય છે. પરંતુ આવા શિક્ષકો અને વિદ્યાર્થીઓ બહુજ થોડા હોય છે.

***

આજ સુધીમાં ઉન્નતિના સર્વોચ્ચ શિખરે ચઢેલાં રાષ્ટ્રો પૈકી કોઇ

પણ રાષ્ટ્રના લોકોએ—સૌએ મળીને—પોતાનો રાજ્યકારભાર ચલાવ્યો નથી. તેમણે જે કાંઈ કર્યું છે તે એ કે, પોતામાંથી શ્રેષ્ઠ લોકોને પસંદ કરવા તથા તેમનાં કાર્યોપર પોતાનો દાબ રાખીને તેમને હાથે રાષ્ટ્રનો કારભાર ચલાવવો. આ કાર્ય કરવામાં તેમને કેટલી બધી અડચણો પડતી હતી એ ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

***

સઘળી ઐહિક વસ્તુઓનો ત્યાગ કરવો કિંવા તે માટે પરાઙ્‌મુખ થવું એજ સઘળી જાતિનું અંતિમ તત્વ છે, એમ જે વારંવાર સાંભળવામાં આવે છે તે ખરૂં માનવું નહિ. તેજ પ્રમાણે આ મૃત્યુલોક એ સઘળી માયા છે, એમાં કાંઇ ખરૂં નથી એમ જે કહેવાય છે તે પણ ખરૂં નથી; માત્ર એટલુંજ નહિ પરંતુ મનુષ્યનું મનુષ્યત્વ પૂર્ણ થવાને માટે આ જગતનો અનુભવ અને જીવન એક પ્રકારે આવશ્યક છે.

***

આ જગત ક્ષણભંગુર છે, એમાં ગુંથાવું નહિ એવો જે મત છે તે તરફ ઘણી સાવધાનતા રાખવી. આ જગતનો અને આપણો યોગ કોઇ પણ રીતે આપોઆપ બનેલો નથી. એ સઘળી ઇશ્વરની કૃતિ છે. પૂર્ણ મનુષ્યત્વ આવવાને માટે આ જગત ઉત્તમ સ્થાન છે, અને તે આવ્યા સિવાય તેનાથી દેવલોકમાં જઈ શકાતું નથી. અર્થાત્ આ લોકમાં જીવવું એ પરલોકના જીવનની તૈયારી કરવા જેવું છે.

***

અમુક કાર્ય કરવું એજ આપણું કર્તવ્ય છે અથવા તે ન કરવું એજ કર્તવ્ય છે, એમ સારી રીતે સમજાયા છતાં પણ જો તે કર્તવ્યથી વિરૂદ્ધ વર્તવામાં આવે તો તે પાપ છે. એ પાપ માણસના અંતરને ખાય છે; તેથી તેના મૂળ સ્વભાવમાં એક પ્રકારનું તોફાન થાય છે અને તેનું પરિણામ એવું આવે છે કે, અંતઃકરણમાં કુવાસનાનું પ્રાબલ્ય

વધીને સદ્દાસનાનો નાશ થાય છે અને એજ તેના આત્માનો નાશ છે.

* * *

સઘળાં રાષ્ટ્રોને સમાન સમજવાં—તેમાં કોઇને ઓછું વધતું ન માનવું એ ખ્રિસ્તી સુધારણાનું મૂળ બીજ છે. એ તત્ત્વ જો છોડયું તો તેની સાથેજ સર્વત્ર જગતની શાંતિ અને ઉન્નતિની આશા ઉડી જશેજ. મારો મત એવો છે કે જે કોઇ આ સમતાનું તત્ત્વ છોડી દે છે કિંવા તેને બગાડે છે, તેનો હેતુ ગમે તેટલો સારો હોય તો પણ તે પોતાના રાષ્ટ્ર પર મહાન સંકટ લાવે છે, શાંતિનો નાશ કરે છે અને ખ્રિસ્તી ધર્મના મૂળ સિદ્ધાંત ઉપર શસ્ત્રપ્રહાર કરે છે.

* * *

હું બદલાયો છું; કેમકે હું જ્યારે પ્રથમ સાર્વજનિક કામમાં પડયો ત્યારે સ્વાતંત્ર્યનું ખરૂં મૂલ્ય અને તેની અત્યંત આવશ્યકતા હું સમજી શકયો નહોતો. સ્વાતંત્ર્ય પણ અન્ય ગુણોની પેઠેજ સત્કાર્યમાં તેમજ અસત્કાર્યમાં—ઉભયમાં ઉપયોગી થઇ પડે છે એ વાત હું પ્રથમ જાણતો નહોતો, તેમ પ્રત્યેક સાર્વજનિક સંસ્થાની ઉન્નતિ સ્વાતંત્ર્યપરજ અવલંબીને રહેલી છે એ પણ મારા લક્ષ્યમાં આવ્યું નહોતું. એ સઘળું હવે હું સમજી શકયો છું તથા તેને અનુસરીનેજ હું હમ્મેશાં વર્તું છું.

* * *

કૉમન્સ લોકોની સભા એક ઉત્તમ શાળા છે. એ શાળાની શક્તિ વિલક્ષણ છે. ત્યાં બુદ્ધિનું સામર્થ્ય તથા મનની ઉચ્ચતા ઘણી વધે છે. તે સિવાય નીતિ શિખવાની એ સર્વોત્તમ શાળા છે. શાંતિ શિખવાનું એ ઘણું ઉત્તમ સ્થાન છે. ત્યાં દુર્દૈવથી જો કોઇને હાથે કાંઈ ભૂલ થાય છે તો તે સમજવાને પાંચ મિનિટ પણ લાગતી નથી. ત્યાં સહનશીલતા તો મૂર્તિમંતજ છે. તે મનુષ્યમાં આપોઆપ આવે છે; તેજ પ્રમાણે એ એક મોટું ન્યાયસ્થાન છે.

* * *

અમેરિકામાંનાં સ્વતંત્ર સંસ્થાનોએ અલ્પકાળમાં પોતાની એટલી બધી ઉન્નતિ કરી લીધી છે કે ઇતિહાસમાં તેને માટે બીજી ઉપમાજ નથી. એક સૈકામાં પૃથિવી ઉપરનાં કેટલાંક રાષ્ટ્રોની લોકસંખ્યા બમણી તો કેટલાંકની ત્રણ ગણી થઇ છે; પરંતુ આ સંસ્થાનોની લોકસંખ્યા તો બે કરોડની નવ કરોડ થઇ છે! હમણાં ઇંગ્લાંડ અને આ સંસ્થાનો આ પૃથિવી ઉપર અત્યંત પ્રબળ રાષ્ટ્રો છે; પરંતુ હવે પછી પુત્રી પોતાની માતા કરતાં બળવતી થશે એમાં સંશય નથી.

***

આપણા મનની એક પણ ક્રિયા એવી નથી કે જેમાં ભ્રમ યા તો ભૂલ ન થઇ શકે. ભૂલ ન થવી એ અશક્ય છે; અને જો એ અશક્ય છે, તોપછી જ્ઞાનની સત્યતામાં–ખરા જ્ઞાનમાં–કાંઇ પણ વ્યંગ રહેવોજ જોઇએ; તથા આવો વ્યંગ જો રહેવોજ જોઇએ તથા જ્ઞાન અવ્યંગ હોયા સિવાય તેનાપર વિશ્વાસ બેસતો નથી એમજ છે–તો પછી આટલું મોટું વિશ્વ તે તદ્દન કોરા કાગળ જેવુંજ છે–તેનાપર ધર્મસંબંધી, નીતિ સંબંધી, સામાજિક વિષયો સંબંધી અથવા સૃષ્ટ પદાર્થો સંબંધી પૂર્ણ વિશ્વાસ રાખી શકાય નહિ–એમજ ઠરે છે.

***

મનમાં પુષ્કળ વાતો ભરી રાખવી એ મનુષ્યનું શિક્ષણ નથી. કેટલાક લોકો મનને કોઠી જેવું સમજે છે અને તેમાં જ્ઞાનનાં પોટલાં ભરી રાખવાનો વિચાર કરે છે; પરંતુ આ સમજ બરાબર નથી. આ સંબંધી એ લક્ષ્યમાં રાખવું કે, મનુષ્યના જીવિતનો હેતુ, મનુષ્યની સુધારણા–ઉન્નતિ કરવી એજ છે; માટે જ્ઞાન પ્રાપ્ત કરીને તેની સહાયતાથી પોતાનાથી બની શકે તેટલાં માણસોનું કલ્યાણ કરવું જોઇએ અને તેમ કરવાથીજ આ જગતપરનું પાપ અને દુઃખ ઓછું થાય છે.

***

ટેનિસનની કારકીર્દી ઘણેખરે અંશે મારી કારકીર્દીને મળતીજ

છે; પરંતુ તેની જે કૃતિ છે તે મારી કૃતિ કરતાં ઘણીજ શ્રેષ્ઠ પંક્તિની છે. તેનો ઉદ્યોગ મારા ઉદ્યોગ કરતાં સર્વોત્તમ પ્રકારનો થયો છે તથા તે મારા ઉદ્યોગ કરતાં વિશેષ ચિરસ્થાયી છે. મારા જેવા પુરૂષો સાર્વજનિક હિતના વિષયો ઉપર બોલે છે, એટલે લોકો કૃપા કરીને તેમને યોગ્યતા કરતાં પણ વિશેષ માન આપે છે અને તેથી તેઓ ફુલાય છે એ ખરૂં છે; પણ બોલવું એજ અમારૂં કામ છે. તેમાં ઉપાયજ નથી, પરંતુ શબ્દોને પાંખો હોવાને લીધે તેઓ ઝપાટામાં ઉડી જાય છે અને હતા નહતા થઇ જાય છે. ટેનિસનની કૃતિ આથી વિશેષ ઉચ્ચ યોગ્યતાવાળી છે. તેના ઉપર કાળનું કશું ચાલવાનું નથી. તેણે પોતાનું ચરિત્ર પોતાના દેશબાંધવોના હૃદયપટપર લખ્યું છે તે કદિ પણ ભુંસાઈ જનાર નથી.

---

## ગ્લૅડસ્ટનના ચરિત્રમાંની મુખ્ય બાબતો.

| | |
|---|---|
| ૧૮૦૯ | જન્મ. |
| ૧૮૨૦—૨૭ | ઇટનશાળામાં અભ્યાસ. |
| ૧૮૨૮ | ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ. |
| ૧૮૩૧ | અત્યુચ્ચ પદવીની પરીક્ષા પાસ કરી. |
| ૧૮૩૩ | પાર્લામેન્ટમાં ન્યુયૉર્કની તરફથી પ્રવેશ થયો. |
| ૧૮૩૪ | લૉર્ડ ઑફ ટ્રેઝરી થયા. |
| ૧૮૩૫ | પરકીય સંસ્થાનના અંડર સેક્રેટેરી થયા. |
| ૧૮૩૭ | ન્યુયૉર્કના તરફથી પુનઃ નિમાઇને પાર્લામેન્ટમાં આવ્યા. |
| ૧૮૩૮ | પહેલ વહેલો ગ્રંથ ‘ રાજ્ય અને ધર્મ ’ પ્રકટ થયો. |
| ૧૮૩૯ | વિવાહ થયો. |
| ૧૮૪૧ | બોર્ડ ઑફ ટ્રેડના વાઇસ પ્રેસિડેન્ટ થયા. |
| ૧૮૪૫ | કાલોનિયલ સેક્રેટેરી થયા. |

| | |
|---|---|
| ૧૮૪૬ | ધાન્યના કાયદાને અનુકૂળ હોવાથી ન્યુયૉર્ક નિમણુંકની ના પાડી. |
| ૧૮૪૭ | ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલય તરફથી પાર્લામેન્ટના સભાસદ થયા. |
| ૧૮૫૦ | ડૉન પેસિફિકો સંબંધી ભાષણ કર્યું. |
| ૧૮૫૧ | નેપલ્સની અવ્યવસ્થાનો નિકાલ કર્યો. |
| ૧૮૫૨ | ચૅન્સલર ઑફ એક્સચેકર થયા. |
| ૧૮૫૫ | છુટા છેડાના કાયદાની વિરુદ્ધ થયા. |
| ૧૮૫૮ | આયોનિયન બેટમાં હાઇ કમિશનર થયા. |
| ૧૮૬૦ | એડિનબરો વિશ્વવિદ્યાલયના રેક્ટર થયા. |
| ૧૮૬૧ | કાગળો ઉપરની જકાત માફ કરી. |
| ૧૮૬૫ | લેંકેશાયરના તરફથી પાર્લામેન્ટના સભાસદ થયા. |
| ૧૮૬૮ | આયર્લાંડમાંનાં ધર્મખાતાંઓ સંબંધીના કાયદાનો મુસદ્દો આણ્યો. |
| ૧૮૬૯ | મહારાણી સરકારના પહેલી વખત મુખ્ય પ્રધાન થયા. |
| ૧૮૭૦ | આયર્લાંડમાંની જમીન સંબંધીના કાયદાનો મુસદ્દો આણ્યો. |
| ૧૮૮૦ | બીજી વખત મહારાણી સરકારના મુખ્ય પ્રધાન થયા. |
| ૧૮૮૪ | ગૉર્ડનને ખાર્ટુમ મોકલ્યા. |
| ૧૮૮૬ | ત્રીજી વખત મહારાણી સરકારના મુખ્ય પ્રધાન થયા. |
| ૧૮૮૬ | પહેલી વખત હોમરૂલબીલનો મુસદ્દો આણ્યો. |
| ૧૮૯૨ | ચોથી વખત મહારાણી સરકારના મુખ્ય પ્રધાન થયા. |
| ૧૮૯૨ | બીજી વખત હોમરૂલબીલનો મુસદ્દો આણ્યો. |
| ૧૮૯૪ | લશ્કર વધારવાના વિચારને અટકાવી નહિ શકાયાથી—આ મુખ્ય કારણને લીધે મુખ્ય પ્રધાનનો અધિકાર છોડી દઈને સઘળાં સાર્વજનિક કાર્યોમાંથી મુક્ત થયા. |
| ૧૮૯૮ | મૃત્યુ. |

**સમાપ્ત.**

# મૂળ ગ્રંથકારની પ્રસ્તાવના.

પ્રિન્સ બિસ્માર્કનું સ્થાપિત કરેલું જર્મન સામ્રાજ્ય હમણાં કસોટીના અગ્નિમાં તપી રહ્યું છે. બીજો વિલિયમ તેને જીવંત સ્થિતિમાં રાખનારો સિદ્ધ થશે કે તેની હત્યા કરનારો નિવડશે એ પ્રશ્નનો ઉત્તર તોપો તથા બંદુકોની ગોળા-ગોળીઓથી આપવામાં આવે છે. ભવિષ્યના ગહન ગર્ભનું રહસ્ય જાણી શકવાને કોણ સમર્થ છે? યુરોપના વર્તમાન મહાભારતના પરિણામ ઉપરથી પ્રિન્સ બિસ્માર્કના કાર્યની પરીક્ષા સહેલાઇથી કરી શકાશે. જર્મન સામ્રાજ્ય પુનઃ સ્થાપન થયું તે પૂર્વની સ્થિતિજ આ સમયે પાઠકો સન્મુખ અમે રજુ કરી શકીએ છીએ. તેની ઉત્તર-સ્થિતિ હવે ચાલી રહી છે; સમાપ્ત થઇ નથી. ચાલુ ઉત્તર સ્થિતિ સમજવાની ઇચ્છા હોય તેમણે પૂર્વ સ્થિતિનું પણ અવલોકન કરવું આવશ્યક છે. એક રીતે આ પુસ્તક યુરોપના ચાલુ યુદ્ધની માત્ર ભૂમિકાજ છે.

વર્તમાન યુદ્ધરૂપી મહારાક્ષસનો ભયંકર નાદ જરા સરખો પણ ઉત્પન્ન થયો નહોતો તે સમયે આ જીવનચરિત્ર લખવાનો પ્રારંભ થયો હતો. યુદ્ધના પ્રારંભસમયે તો આ ચરિત્ર લખાઇને તૈયાર પણ થઇ ગયું હતું. યુદ્ધની ઘટનાઓને દૃષ્ટિમાં રાખી આ પુસ્તકમાં કોઇ વિશેષ પ્રકારનો ફેરફાર કરવાની આવશ્યકતા મને જણાઇ નહોતી; કેમકે પુસ્તકમાં માત્ર એવાજ વિચારો છે કે, જે વિચારો યુદ્ધ થતાં પૂર્વે એક ઐતિહાસિક વિદ્યાર્થીના ચિત્તમાં ઉત્પન્ન થઇ શકે.

કેટલાંક કારણોને અંગે પુસ્તક છાપવાના કાર્યમાં ઘણો વિલંબ થઇ ગયો છે. કારણો એવાં છે કે, જે પાઠકોને નિવેદન કરવાં વ્યર્થ છે. '**चिरपक्कं सुपक्कं भवति**' દીર્ઘકાળે પાકેલી વસ્તુ ઉત્તમ થાય

છે. આ પુસ્તક પણ કાળના પેટમાં ચિરકાળ રહીને સારી રીતે પાકી ગયું હશે એવી મને પૂર્ણ આશા છે.

ત્રણ વર્ષ ઉપર મેં નેપોલિયન બોનાપાર્ટનું જીવન ચરિત્ર લખીને પ્રકટ કર્યું હતું. પુસ્તકમાં કાંઈ વિશેષ ગુણો નહોતા. કોણ જાણે કે, ભાષા, વિચાર અને સંદર્ભના કેટલા દોષો તેમાં રહી ગયા હતા. કેટલાક દયાળુ સમાલોચકોએ એ દોષો દર્શાવી આપ્યા પણ હતા. આમ હોવા છતાં પણ પ્રેમી વાંચકોએ એ પુસ્તકનો સારો સત્કાર કર્યો છે. આજે તેની સવાએ હજાર નકલોમાંથી વેચવાને માટે એક પણ નકલ સિલ્લકે રહી નથી. આ પ્રેમપૂર્ણ સત્કારેજ મને આ દ્વિતીય પ્રયત્ન કરવાને માટે ઉત્સાહિત કર્યો છે. બિસ્માર્ક જેવા મહાન પુરૂષનું ચરિત્ર લખવાને માટે જે યોગ્યતા અને અનુભવ જોઇએ, તેનો દશાંશ પણ મારામાં નથી; તોપણ પ્રેમી પાઠકોના પ્રેમપર વિશ્વાસ રાખીને આ અપૂર્ણ રમત પૂર્ણ કરી નાખી છે. આશા છે કે, લેખકને આ પ્રયત્નથી નિરાશ નહિજ થવું પડે.

પુસ્તકમાં જે નામ આવ્યાં છે, તેમાંનાં ઘણાં ખરાં જર્મન ભાષાનાં છે. મને જર્મન ભાષાનું ઘણું થોડું જ્ઞાન છે; તેથી એ સર્વે નામો હું ખરાં લખી શક્યો છું કે કેમ, એ હું નિશ્ચયપૂર્વક જણાવી શકતો નથી. જર્મન ભાષા જાણનારાઓ પાસેથી પણ હું આ ગ્રંથમાં આવેલાં નામો સંબંધીની સંમતિ લેતો રહ્યો છું; છતાં જો ભૂલો રહી ગઈ હોય તો પાઠકોની ક્ષમા ચ્હાઉં છું. જો કદાચ ભૂલ કોઈ સજ્જનના જોવામાં આવશે, અને તે કૃપા કરી મને લખી જણાવશે તો નવીન આવૃત્તિમાં તે સુધારવામાં આવશે.

इन्द्र

# પ્રિન્સ બિસ્માર્ક

અથવા

## જર્મન સામ્રાજ્યની પુનઃ સ્થાપના.

---

## ભાગ ૧ લો.

---

### પ્રકરણ ૧ લું–લગભગ સો વર્ષ.

સીધી સાદી દ્રષ્ટિથી જોઇએ તો ઇતિહાસ એક ગોરખધંધો છે. ઇતિહાસના ખાડાટેકરાવાળા જંગલમાંથી રસ્તો મેળવવો કઠિન છે. ઇતિહાસની એકેક ઘટના એટલી બધી અણીદાર જણાય છે કે, એમાં છિદ્ર પાડવું તથા એ છિદ્રમાં દોરો પરોવવો એ બહુ મુશ્કેલ થઇ પડે છે. આજની ઘટનાઓને બાજુ રાખતાં જુના જમાનાથીજ પણ ઇતિહાસની આવીજ વક્રગતિ જણાઇ આવે છે. એક દિવસે ભારતવર્ષરૂપી બગીચો પણ અનેકવિધ સુખ સંપત્તિરૂપી હરિયાલીથી અને ફળફૂલથી ભરપૂર હતો. કોને ખબર હતી કે મુસલમાનોનાં દળ તીડોની પેઠે તેના-પર આટલાં શીઘ્ર તૂટી પડશે અને તેના તમામ ગૌરવને માટીમાં મેળવી દેશે? જે મેસિડોનિયાના સમ્રાટ્ મહાન અલેકઝાંડરે એક સમયે પોતાના ઘોડાની ખરીના અવાજથી ચારે દિશાઓને કંપાવી મૂકી હતી; તેજ મેસિડોનિયાને તુર્કોના તાબામાંથી છોડવવા માટે ઇ. સ. ૧૯૧૩ માં ગ્રીસના સૈન્યને લડવું પડ્યું હતું! વર્ત્તમાનમાં પણ એક તરફ ચીન પોતાના માંહોમાંહેના યુદ્ધનો અંત લાવીને પ્રજાસત્તાક રાજ્યનો આનંદ લૂંટવાને તૈયાર થઇ રહ્યું છે, તો બીજી તરફ રૂશિયા

અને ઈંગ્લાંડ એકત્ર થઈને ઇરાનની વ્યવસ્થા સુધારવાનો યત્ન કરી રહ્યાં છે. ગમે તો જુદા જુદા સમયે એકજ દેશની તરફ જોશો, યાતો એકજ સમયે અનેક દેશોની તરફ દૃષ્ટિ ફેંકશો તો આપને કાંઇ નહિ ને કાંઈ ખટપટ ચાલતી જણાશેજ! કાળરૂપી મદારીની ગતિને સમજવી એ લોઢાના ચણા ચાવવા જેવુંજ છે. આ પ્રમાણે ઇતિહાસતરફ સામાન્ય દૃષ્ટિ ફેંકતાં તે તોફાનથી ભયંકર બની ગયેલા સમુદ્રના જેવો જણાય છે. તેની એક લહર આકાશની સાથે વાતો કરી રહી હોય છે, તો બીજી લહર કિનારાની સાથે ટક્કર ઝીલી રહી હોય છે! કોઈ સ્થળે પાણીનો પહાડ ઉભેલો જણાય છે, તો કોઈ સ્થળે ઉંડા કૂવા જેવું જણાય છે! પરંતુ જો જરા સૂક્ષ્મ દૃષ્ટિથી જોવામાં આવે તો એ સમસ્ત દેખાવ બદલાઈ જાય છે. કાળની આ વિચિત્ર ગતિને જેઓ વિવેકની ઉંડી દૃષ્ટિથી નિરખે છે, તેઓ તેના સર્વ મણકાઓમાં એકજ સૂત્રને પરોવાયલું જોઈ શકે છે, અને તેમની નજરે ઇતિહાસ એ એક અટપટી વસ્તુ તરીકે રહેતો નથી; પરંતુ સંસારરૂપી આ મહાસંગ્રામના ક્રમબદ્ધ મહાકાવ્યરૂપજ બની જાય છે! એક દોરામાં સર્વ ઘટનાઓરૂપી મણકા પરોવાઈ જતા જણાય છે!

સમસ્ત પૃથ્વીના અને પૃથ્વી ઉપરના સઘળા રહેવાસીઓના ઇતિહાસની ઉપર સામાન્ય નજર ફેંકવા માટે પણ એકાદ પુસ્તકાલયની અપેક્ષા પડે તેમ હોવાથી આ કાર્યને અમે અહીંજ છોડી દઈએ છીએ. એને માટે સમય તેમજ સ્થાન બહુ જોઇએ; અને વિદ્વત્તા પણ બહુ જોઇએ. આ અગમ અગોચર તેમજ અનાદિ અનંત ઇતિહાસની ઘડીમાંથી એક નાનો સરખો મણકો લેવાથી ઉપલો સિદ્ધાંત સ્પષ્ટ રીતે સમજી શકાય છે. ઈ. સ. ૧૭૭૫ થી ૧૮૭૧ સુધીના ૯૬ વર્ષના કાળને અમે એક સૈકું કહીશું તો ખોટું નથી. આ એક સૈકાના ઇતિહાસ ઉપર આપણે દૃષ્ટિ નાખીએ અને આપણી દૃષ્ટિને એક

સંકુચિત ઘાટીમાંથી બહાર કાઢીને દિગંતમાં ફેલાઈ આકાશને ચુંબન કરી રહેલાં હિમાલયનાં શિખરો સુધી પહોંચાડી દઇએ તો આપણે કાળચક્રની વિચિત્ર ગતિને કાંઇક અંશે સમજી શકીશું ખરા.

ઈ. સ. ૧૭૭૫ માં અમેરિકાના સ્વાધીનતાના યુદ્ધનો આરંભ થયો હતો. ઘણાખરા ઈંગ્લાંડના લોકોજ કેટલાંક કારણોથી ઈંગ્લાંડની બહાર નીકળી પડીને અમેરિકાનાં નિર્જન જંગલોમાં જઇને રહ્યા હતા. ઘણા કાળ સુધી એ જંગલોમાં પડી રહીને ત્યાં તેમણે વસતિઓ વસાવી હતી. કંઈ એક સમય સુધી ઈંગ્લાંડના રાજાનુંજ અમેરિકામાં પણ રાજ્ય રહ્યું. પછી ધીમે ધીમે અમેરિકાવાસીઓના મનમાં સ્વતંત્ર રાજ્યનો અભ્યાસ થવા લાગ્યો. ધીમે ધીમે તેમને પોતાના ભાઇઓનું રાજ્ય પણ નાપસંદ પડ્યું. પરિણામે અમેરિકાવાસીઓએ સ્વતંત્ર થવાને માટે યુદ્ધ કરવાની શરૂઆત કરી. યુદ્ધની લહરિઓ હવે ઉપડવા અને શમી જવા લાગી. વિજયરૂપી પક્ષી કોઈ સમયે આ તરફ આવવા લાગ્યું તો કોઈ સમયે પેલી તરફ જવા લાગ્યું. અંતે આઠ વર્ષ સુધી નાની મોટી લડાઇઓ લડીને અમેરિકા સ્વતંત્ર થઈ ગયું. અમેરિકાના આ સ્વતંત્રતાના યુદ્ધે મુખ્યત્વે કરીને બે પરિણામ ઉત્પન્ન કર્યાં; એક તો અમેરિકા સ્વતંત્ર થયું તથા બીજું તે ઐક્યના સૂત્રથી સંધાઇ ગયું. ઈંગ્લાંડની સત્તા તેના ઉપર બિલકુલ રહી નહિ, તથા અમેરિકાવાસીઓની જે ભિન્ન ભિન્ન વસતિઓ હતી તે સઘળી એકજ ઝુંડા નીચે આવી જઇને એકજ નામથી ઓળખાવા લાગી; એકજ અધિકાર નીચે રહેવા લાગી, તથા સૌથી વિશેષ એ કે એક રાષ્ટ્રરૂપજ બની ગઈ. એ દિવસેજ ભૂગોળમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર અમેરિકન રાષ્ટ્રની ઉત્પત્તિ થઈ.

હવે આપની ચપળ દૃષ્ટિને અમેરિકાની સ્વાધીન ભૂમિમાંથી પાછી ખેંચી લઇને ફ્રાન્સનાં રળિયામણાં નગરો તરફ પહોંચાડી દો. અમે-

રિકામાં સ્વતંત્રતા તથા ઐક્યનું રાજ્ય થયાને છ વર્ષ પણ વીત્યાં નહોતાં; ઇ. સ. ૧૭૮૯ ની સાલ સમાપ્ત પણ થઈ નહોતી—એવામાં ફ્રાન્સનાં મેદાનોમાં ક્રાંતિ (ઉથલપાથલ)—અગ્નિની પ્રચંડ શિખાઓ આકાશને ચુંબન કરવા લાગી. અનેક સૈકાંથી પડી રહેલો ગંધાતો માલ ધગ ધગ કરતો સળગી ઉઠયો. સમસ્ત દેશમાં એવી કોઈ વસ્તુ નહોતી કે જે એ આગથી બચી ગઈ હોય. છવ્વીસ વર્ષ સુધી આ આગ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં સળગતીજ રહી. એ આગમાંથી શબ્દો શું નીકળતા હતા ? બસ એજ કે "સ્વાધીનતા, સમાનતા, ભ્રાતૃતા યાતો મૃત્યુ." જે ઉદ્દેશ અમેરિકાની ઇંગ્રેજ પ્રજાને પોતાના ઇંગ્લાંડવાસી રાજાથી જુદી પાડવામાં પ્રેરક હતો, તેજ ઉદ્દેશ ફ્રાંસની ઓજસ્વિની પ્રજાનો પોતાના રાજ્યનો તેમજ મોટા મોટા સરદારોનો વધ કરાવવામાં નિયોજક હતો. આ યુદ્ધ પણ સ્વાધીનતા, સમાનતા તેમજ ઐક્યને માટેજ હતું. ફ્રાંસની પ્રજા જેમ પોતાના ઉપર અત્યાચારી રાજ્યને સહન કરી શકતી નહિ; તેમ તે લૉર્ડ, પાદરી તથા સાધારણ પ્રજા વચ્ચેનો ભેદ પણ ઉડાવી દેવા ઇચ્છતી હતી. એમ કહીશું તો ખોટું નહિ ગણાય કે, ફ્રાંસની રાજ્યક્રાંતિનાં કારણોમાં એક મુખ્ય કારણ અમેરિકાના સ્વાધીનતાના યુદ્ધનો તેના ઉપર પડેલો પ્રભાવ પણ હતો. કાળની ગતિ ન્યારી છે, પરંતુ તેમાં પણ નિરંતર સમાનતા છે.

" ફ્રાન્સનાં નગરો તરફથી હજી દૃષ્ટિ પાછી નથી ખેંચાતી એટલામાંજ દૂરથી 'કટકટ' કરતો અવાજ સાંભળવામાં આવે છે. ફ્રાન્સમાંનું સ્વાધીનતા તથા ઐક્યનું યુદ્ધ હજી તો સમાપ્ત થયું નથી એટલામાંજ એક બીજી સેના પોતાના મસ્તક ઉપર સ્વાતંત્ર્ય તથા ઐક્યનો પટ્ટો લગાવીને યુરોપમાં ઘુમવા લાગે છે. જે અમૃત અમેરિકાથી ફ્રાન્સને મળ્યું હતું તે અમૃતને ચાખવાને માટે એક બીજોજ દેશ પોતાનું મોં ઉઘાડે છે. એ નવીન દેશ તે "જર્મની" છે. ઇ. સ. ૧૮૧૫ માં

નેપોલિયનનું અધઃપતન થયું તેની ચાર વર્ષ પહેલાં એટલે કે ઈ. સ. ૧૮૧૧ માં જર્મનીના સ્ટૅઇન (Stein) હાર્ડનબર્ગ (Hardenberg) તથા શાર્નહૉર્સ્ટ ( Scharnhorst ) નામના સુપુત્રોએ પોતાની માતૃભૂમિમાં સ્વતંત્રતા તથા એકતાનો ઝુંડો ખડો કર્યો હતો. ઈ. સ. ૧૮૧૧ થી શરૂ કરીને ૧૮૭૧ સુધીમાં જર્મની કેવી કેવી અવસ્થાઓમાં થઇને આગળ વધ્યું, કેવાં સંકટો તેને જોવાં પડયાં તથા કયા કયા સારથિઓએ તેને દઢતાથી ઉન્નત કર્યું એ સઘળો પ્રકાર અમારા વાંચકો આ પુસ્તક આદિથી અંત સુધી વાંચી જોશે એટલે જાણી શકશે. જર્મનીના રાજ્યની એ ખટપટ સ્વાધીનતા તેમજ ઐક્યને માટેજ હતી.

આ તરફ જર્મની, આસ્ટ્રિયા તથા ફ્રાન્સની સીમાઓ ઉપર જર્મન સામ્રાજ્યનો ડંકો વાગી રહ્યો હતો અને પેલી તરફ ઇટાલીનાં સુંદર મેદાનોમાં મૅઝિની, ગૅરિબાલ્ડી તથા કેવુર નામના સ્વદેશભક્ત મહાપુરુષો ઈટાલીની સ્વાધીનતા તથા ઐક્યનો મહાયજ્ઞ રચી રહ્યા હતા. જર્મનીની સાથે સાથેજ ઇટાલીમાં પણ સ્વાધીનતા તથા ઐક્યને માટે દેશના સુપુત્રો પોતાના કિંમતી લોહીને પાણીની પેઠે વહેવા દેતા હતા. જાણે કે બન્ને દેશોરૂપી એ શરીરોમાં એકજ આત્મા કામ કરી રહ્યા હતો. નેપોલિયનના ઇટાલિ–વિજયની સાથેજ ઇટાલીના સ્વાધીનતાનાં યત્નની શરૂઆત થાય છે; પરંતુ એ યત્ન વૉટર્લુનું યુદ્ધ થઇ ગયા પછી પાંચ વર્ષે ( ઈ. સ. ૧૮૨૦ માં ) ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. ઈ. સ. ૧૮૨૦ થી શરૂ કરીને ઈ. સ. ૧૮૭૧ સુધી આ નાનો દેશ પણ એ સિદ્ધાંતને સફળ કરવાનો યત્ન આદરે છે, કે જે સિદ્ધાંતે ન્યૂયૉર્ક, પૅરિસ, તથા બર્લિનની દીવાલો ઉપર પોતાની પ્રકાશમય પાંખો ફેલાવી હતી. ઈ. સ. ૧૮૭૧ ની સાલ ઘણી અદ્દભુત હતી. એ સાલમાંજ પૅરિસના રાજમહેલમાં પ્રશિયાનો રાજા વિલિયમ, સમસ્ત જર્મનીનો સમ્રાટ્ બન્યો, તથા એજ સાલમાં સાર્ડીનિયાની સેનાએ રોમમાં પ્રવેશ કરીને

ઇટાલીની એકતાના છેલ્લા શત્રુ પોપના રાજમુકુટને પૃથ્વી ઉપર રોળી નાખ્યો. બન્ને દેશોની ધારણા તેમજ અથાગ શ્રમ આ વર્ષમાં સફળ થયો. તેઓ સ્વાધીન બની ગયા, ઐક્યના સૂત્રથી સંધાઇ ગયા.

આ પ્રમાણે ઉપલો એક સૈકાનો ઇતિહાસ આપણી આગળ એક વિચિત્ર સ્વતંત્રતાના ઇતિહાસને ખુલ્લો કરે છે. આ સૈકાની મોટી મોટી ઘટનાઓને સ્વતંત્રતાના એકજ સૂત્રમાં પરોવી શકાય છે. એજ શૃંખલાને આગળ પણ વધારી શકાય તેમ છે. ગ્રીસનું યૂનાનથી સ્વતંત્ર થવું અને જાપાને પોતાનું એક મહાન સામ્રાજ્ય બનાવી લેવું એ પણ આ શૃંખલામાંજ આવી શકે છે, પરંતુ વિશેષ દૂર જવું અમને ઇષ્ટ નથી. આ સ્થળે આ એક સૈકાનો ઇતિહાસ અમને એટલું દર્શાવી આપવા માટે પૂરતો છે કે કાળના જુદા જુદા મણકાઓને પણ એક સૂત્રમાં પરોવીને તેની સુંદર માળા તૈયાર કરી શકાય તેમ છે.

આ લેખકનો એવો વિચાર છે કે, તે પોતાના સ્વદેશ-બંધુઓની સન્મુખ આ એક સૈકાની ચાર મોટી મોટી ઘટનાઓની એક માળા ઉપસ્થિત કરે. એ ચારે ઘટનાઓનો ઇતિહાસ સ્વાધીનતાનો ઇતિહાસ છે. લેખક એ સ્વાધીનતાના ઇતિહાસને પોતાના પાઠકોની સન્મુખ રાખવાની ઇચ્છા ધરાવે છે. ફ્રાન્સની રાજ્યક્રાંતિ તથા નેપોલિયનનું ચરિત્ર* પાઠકોને સાદર કરવામાં આવ્યું છે. આ ગ્રંથમાં જર્મન સામ્રાજ્યનો ઇતિહાસ સ્વાધીનતાનો ઇતિહાસ વાંચવાની ઇચ્છા ધરાવનાર પાઠકો આગળ નિવેદન કરવામાં આવે છે. છેવટના એ ભાગ પણ યથાસમયે અગર તો યથાવકાશે પાઠકો આગળ સાદર કરવામાં આવશે. ક્રમ તોડવાને માટે લેખક પાઠકોની પાસે ક્ષમા માગે છે, કારણ કે આવા દુઃસાધ્ય કાર્યમાં ક્રમ રાખવાનું કામ કાંઇક કઠિન છે.

---

* એ હિંદી પુસ્તકનો અનુવાદ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થઇ ચૂકયો છે.

# પ્રકરણ ૨ જું—કુળ તથા જન્મ.

બિસ્માર્ક વંશ જર્મનીમાં ઘણો જુનો હતો. આ વંશ લાંબા સમયથી પોતાની માતૃભૂમિનાં યુદ્ધોમાં ભાગ લેતો આવ્યો હતો. આ વંશ લોકોમાં પ્રસિદ્ધ થયો ત્યારથી તે યોદ્ધા તરીકેજ પરિચિત થયો છે. બિસ્માર્ક વંશના લગભગ સર્વે મોટા મોટા પુરૂષોએ યુદ્ધભૂમિમાંજ પોતાનો પ્રાણ અર્પણ કર્યો છે, અથવા તો પોતાનું જીવન સમશેરની સેવામાંજ વીતાડયું છે. પોતાની જમીનદારીમાંથી પોતાનો નિર્વાહ ચલાવવો તથા યુદ્ધમાં ઉતરવું આ એજ તેમનાં મુખ્ય કાર્યો હતાં. આ ચરિત્રના નાયક પ્રિન્સ બિસ્માર્કના પરદાદા, મહાન ફ્રેડરિકના લડવૈયા સરદારોમાંના એક હતા. કહેવાય છે કે તેઓ ઘણા ઉસ્તાદ લડવૈયા, ચાલાક શિકારી અને તે સાથે ઘણા દારૂડીઆ હતા. એ અતિ આશ્ચર્ય પામવા જેવી વાત છે કે, પ્રિન્સ બિસ્માર્કનું અંગ, મુખમંડળ વગેરે તેના પૂર્વજોમાંના સર્વમાં તેના પરદાદા સાથે વિશેષ મળતું આવતું હતું. પ્રિન્સ બિસ્માર્ક કહ્યા કરતો હતો કેઃ—"જ્યારે હું મારા પરદાદાની છબી આગળ ઉભો રહું છું, ત્યારે મને મારી પોતાનીજ છબી દેખાય છે."

પ્રિન્સ બિસ્માર્કના પિતાનું સંપૂર્ણ નામ કાર્લ વિલ્હેલ્મ ફ્રેડ્રિક ફ્રૌન્—બિસ્માર્ક હતું. પોતાના કુળના ક્રમ પ્રમાણે તેમણે પ્રથમ તો સૈન્યમાં સૈનિકવૃત્તિ કરવાને માટે પ્રવેશ કર્યો; પરંતુ પછી થોડા સમયમાંજ એ કાર્યથી કંટાળી જઇને તેમણે સૈનિકવૃત્તિ છોડી દઇ પોતાની જમીનદારીનુંજ કાર્ય બજાવવા માંડયું. પોતાના પૂર્વજો તરફથી પ્રિન્સ બિસ્માર્કના પિતાને 'શોનહોજન' ગામની જમીનદારી મળી હતી. એક સંતોષી તેમજ ઉંડી દૃષ્ટિ ધરાવનારા જર્મનવાસીની પેઠે તેઓ શોનહોજનમાંજ પોતાના દિવસો પસાર કરવા લાગ્યા. તેમનુ

સુલભ જીવન શિકાર ખેલવામાં, શરાબ પીવામાં તથા પોતાની ખેતી-વાડીની વ્યવસ્થા કરવામાંજ પસાર થવા લાગ્યું.

પોતાની જમીનદારીનો આનંદ ભોગવતાં ભોગવતાંજ તેમને પોતાના જીવનની સંગિની મળી આવી. ફ્રોલિન મોન્કિન નામની કન્યા, કે જેની સાથેજ તેમણે લગ્ન કર્યું, તે એક મહા વિદ્વાન પ્રૉફેસરની પુત્રી હતી. તે સ્વભાવે ચતુર તથા ગંભીર હતી. તેના મનમાં પોતાના સંતાન-માટે સતત પ્રેમનો પ્રવાહ વહેતો હતો. વિશેષે કરીને તેની એવી પ્રબળ લાલસા હતી કે, તે પોતાના પુત્રોને દેશના મોટામાં મોટા અધિકાર ઉપર જુએ. તેના અંતઃકરણની આ ઇચ્છા દયાળુ દીનાનાથે સાંભળી અને તેનો હેતુ પરિપૂર્ણ કર્યો. પરમાત્માએ જેનાં સુખ–સ્વપ્ન ફળીભૂત કર્યાં હોય એવી કેટલી માતાઓ હશે ? ઘણીખરી માતાઓને પોતાનાં સુખ–સ્વપ્ન પોતાના મનમાંજ દબાવી દેવાં પડે છે. કેટલી માતાઓ પોતાનાં પ્રાણાધિક સંતાનોને ઉન્નતિના સર્વોચ્ચ શિખરે ચઢેલાં જોઇ શકે છે ? ઘણીખરી તો પોતાનાં સુખ–સ્વપ્નને પોતાની સાથેજ લઇને આ લોકનો ત્યાગ કરી જાય છે; પરંતુ પ્રિન્સ બિસ્માર્કની માતા આ વિષયમાં ઘણી સૌભાગ્યવતી હતી.

બિસ્માર્કના પિતાનું વિવાહિત જીવન કાંઈ વિના અડચણે પસાર થયું નહોતું. તેમનો વિવાહ થયાને એક વર્ષ થયું એવામાંજ સમસ્ત દેશ નેપોલિયનના વિજયના સમાચારથી ગુંજી ઉઠયો. પ્રશિયાની ફોજના ટુકડે–ટુકડા થઇ ગયા. વિજેતા નેપોલિયનનું સૈન્ય સમસ્ત દેશમાં ફેલાઈ ગયું. ફ્રાન્સના સિપાઈઓએ પ્રત્યેક ગામમાં પોતાનો વિજય–ડંકો વગાડયો; તે એટલા સુધી કે, બિસ્માર્કનાં માતાપિતાને પણ શોનહોાઝ-નનો ત્યાગ કરી નાસી જવું પડયું. એમ કહેવાય છે કે, બિસ્માર્કના મકાનના મુખ્યદ્વારપર અદ્યાપિ ફ્રાન્સના સિપાઈઓની સમશેરોનાં ચિહ્ન જણાય છે. શું એ સંભવિત નથી કે, બાલ્યાવસ્થામાં પ્રિન્સ બિસ્મા-

કેની માતા સમશેરોના એ ઘા પોતાના પુત્રને બતાવીને વખતોવખત કહેતી હશે કે:–"ભાઈ! આ ઘા નેપોલિયનના રાક્ષસ સિપાઈઓએ કર્યા હતા." ખરેખર બાળક બિસ્માર્ક એ સમયે નેપોલિયનનું નામ સાંભળીને દાંતજ પીસતો હશે અને મનવડે રાક્ષસપર બદલો લેવાનો નિશ્ચય કરતો હશે!

બિસ્માર્કના ઘણાખરા પૂર્વજો બહુ ધાર્મિક હતા. નવીન સભ્યતાની અસ્તિ–નાસ્તિની તકરારો તેમના હૃદયદ્વારમાં પ્રવેશ કરી શકી નહોતી. મહાત્મા લ્યુથરે દર્શાવેલા સિદ્ધાંતોને તેઓ સર્વાંશે માનતા હતા, તથા એ મહાત્માના નામપર શિર આપવાને પણ પાછી પાની કરે એવા નહોતા. દાર્શનિકોના નવીન વાદ અદ્યાપિ તેમને અડકી શક્યા નહોતા. તે સાથેજ તેઓ રાજભક્ત પણ બહુ હતા. રાજાને માટે તેઓ પોતાનું શિર આપવાને પણ સંકોચાતા નહિ. પ્રશિયાના રાજાને માટે તેઓ તન, મન તથા ધન અર્પણ કરવાને સદા તત્પર રહેતા. પરમેશ્વરથી બીજે નંબરે તેઓ રાજાને માનતા હતા. અર્થાત્ રાજા તેમની દૃષ્ટિમાં પરમાત્મા–સમાનજ હતો. નૈતિક સ્વાધીનતા, પ્રજાસત્તાક રાજ્ય તથા "રિપબ્લીક" વગેરે નવા ભારે શબ્દો તેમના શબ્દકોષમાં આવ્યા નહોતા. ફ્રાન્સના નવીન નૈતિક સિદ્ધાંતોના પ્રભાવમાં આવેલા દક્ષિણ જર્મનીના નિવાસીઓ આ લોકોને 'જંગલી' તેમજ 'મૂર્ખ' કહ્યા કરતા હતા. અમારા પાઠકોમાંના વિશેષ નવીન વિચારોવાળા પણ આ સમસ્ત કુળને અવશ્ય એવાંજ સંબોધનોથી બોલાવશે; પરંતુ અમે તેમને પ્રાર્થના કરીશું કે, એમ કરવા પહેલાં અમારા એક પ્રશ્નનો ઉત્તર આપો કે મૂર્ખ કોણ છે? જેઓ ઈશ્વર તથા પોતાના રાજાને મુખ્ય માનીને તેમને માટે ગરદન આપવા તૈયાર છે તેઓ, કે જેઓ પ્રજાતંત્ર. તથા "નૈતિક સ્વાધીનતા"નું નામ લઈને પ્રસંગ આવતાં, ટેબલ નીચે છુપાઈ જઈ કહે છે કે 'અમે નહિ, અમે નહિં' તેઓ? અસ્તુઃ

આ પણ ચરિત્રનાયક ઓટો એડવર્ડ લિયોપોલ્ડ ફ્રૈન–બિસ્માર્કનો જન્મ ઈ. સ. ૧૮૧૫ ના ઑગસ્ટની ૧ લી તારીખે થયો. જર્મનીનો ભાવી સમ્રાટ્ વિલિયમ, કે જે બિસ્માર્કરૂપી ચાણક્યને માટે ચંદ્રગુપ્તરૂપે હતો, તે એ સમયે ૧૮ વર્ષનો બાળક હતો; તથા હમણાંજ પારિસપર વિજય મેળવનારા સૈન્યની સાથે ઘેર પાછો આવ્યો હતો. બીજી તરફ એજ સમયે નેપોલિયન, એલ્બા દ્વીપની કેદમાંથી નીકળી જઇને ફરીથી ટ્યૂલરિજમાં પોતાના રાજ–લેખકોની નિદ્રાને દૂર કરી રહ્યો હતો, તથા આજ્ઞાઓપર આજ્ઞાઓ લખાવીને રાત્રિ અને દિવસને એક કરી રહ્યો હતો. એક તરફ નેપોલિયન અને બીજી તરફ વિલિયમ પોતપોતાના કાર્યમાં મસ્ત હતા; પરંતુ તેઓ જાણતા નહોતા કે, એક નાના ગામડામાં એક એવા બાળકે આ પૃથ્વી ઉપર જન્મ ધારણ કર્યો છે કે જે એક વંશને પર્વતના શિખરપરથી ઉંચકીને શિલા ઉપર એવા તો જોરથી પછાડી દેશે કે જેથી તેનાં હાડકાંનું એક પણ ચિહ્ન રહી શકશે નહિ; તથા બીજાને નાના ડુંગરામાંથી ઉંચકીને પર્વતના એવા સર્વોચ્ચ શિખર ઉપર લઇ જઇને મૂકશે કે જે જોઇ સમસ્ત સંસાર આશ્ચર્યચકિત થઇ જશે. પરમકૃપાળુ પરમાત્મા સિવાય આ પ્રકાર બીજું કોઈ જાણતું નહોતું. પરમાત્માજ આ અદ્ભુત બાજી રમતા હતા.



# પ્રકરણું ૩ જું—બાલ્યાવસ્થા તથા યૌવન.

કેટલાક એવા મહાપુરુષો હોય છે કે તેમના ઉપર વિશેષે કરીને તેમનાં પિતાનો પ્રભાવજ પડ્યો હોય છે. એવા પુરુષોના જીવનનાં મોટાં મોટાં કાર્યો ઉપર તેમના પિતાના ચરિત્ર તેમજ શિક્ષણની છાપ કાંઇક અંશે પડેલી માલૂમ પડી આવે છે. ઇંગ્લાંડનો મહા મંત્રી નાનો પિટ આવા પ્રકારનો હતો. તેના જીવનપર ઘણે અંશે તેના પિતાનીજ છાપ પડી હતી. બીજી તરફ કેટલાક મહા પુરુષો એવા પણ થઇ ગયા છે કે, તેમના જીવન ઉપર તેમની માતાના ખોળાની અને દૂધની અસર વિશેષ થએલી જણાય છે. નેપોલિયનનું મહાન ચરિત્ર આ પ્રકારના ઉજ્જ્વળ દૃષ્ટાંતરૂપ છે. તેનાં કાર્યોમાં, તેના ચરિત્રમાં તેના પિતાની છાયા નહિ જણાતાં તેની માતાનીજ છાયા તેની હરેક ચાલ—ચલગતમાં જણાઇ આવે છે. બિસ્માર્કનું જીવન ઉપલા બન્ને પ્રકારના મિશ્ર પ્રવાહોની અસરવડે બનેલું હતું. પિતાની તરફથી તેનાપર વંશની વિશેષતાઓનો બહુ ભારે પ્રભાવ પડ્યો હતો. તેના પિતા તથા પિતામહનું સાહસ, નિડરતા, અસહિષ્ણુતા તથા પરાક્રમ વગેરે ગુણો આ અદ્‌ભુત મનુષ્યમાં ઠસોઠસ ભરેલા હતા. બાલ્યાવસ્થાથીજ તે ઉપલા મનુષ્યત્વના ગુણોથી વિભૂષિત હતો. ડરવું, પીઠ દેખાડવી, કાંપવું વિગેરે કોને કહે છે તેનું તેને કદાપિ સ્વપ્ન સુદ્ધાં નહોતું આવ્યું. આ સિવાય નગરો ઉપર તિરસ્કાર તથા ગ્રામ્ય જીવનપર પ્રેમ પણ તેને તેના પિતૃપક્ષને અનુસરીને થયો હતો. બિસ્માર્કની માતા જો કે નગરમાં જન્મેલી હતી, પરંતુ બિસ્માર્કને નગરોનો એટલો બધો તિરસ્કાર હતો કે જેવો તિરસ્કાર આજના બડા શેઠ લોકો ખુલ્લી હવા તથા ખુલ્લાં મેદાનોનો કરે છે. પિતૃપક્ષથી તેના મન ઉપર જે સર્વથી વિશેષ પ્રભાવ પડ્યો હતો, તે પ્રોટેસ્ટન્ટ ધર્મ તથા રાજભક્તિનો હતો. બચપણ અને યુવાની-

માં પણ બિસ્માર્ક તેટલોજ ધર્મનિષ્ઠ તથા રાજભક્ત હતો કે જેટલો તે પાછલી અવસ્થામાં હતો. આ સંસ્કાર તેના પિતૃપક્ષનાંજ હતા. યુદ્ધ પ્રત્યે તેનામાં જે અસલી ભાવનાઓ હતી, તે સર્વ તેને પોતાના પૂર્વજોના વારસારૂપેજ મળેલી હતી. આ સર્વ સદ્દગુણોની સાથે તેનામાં કેટલાક દુર્ગુણો પણ એજ પક્ષ તરફથી ઉતર્યા હતા. વાતવાતમાં લડવા તૈયાર થઇ જવું, શસ્ત્ર ખેંચવું, ઘણો દારૂ પીવો, રાત્રિ–દિવસ નાચવું–કૂદવું; આ સર્વ દુર્ગુણો કે જેને પરિણામે તેની બાલ્યાવસ્થાને કાંઇક નુકસાન પહોંચ્યું હતું, તે પણ તેને તેના પૂર્વજો તરફથીજ પ્રાપ્ત થયા હતા.

બિસ્માર્કને તેની માતા તરફથી જે ગુણો વારસામાં મળ્યા હતા તે ગુણોના પ્રભાવથી તે યોદ્ધા થયો એટલુંજ નહિ, પરંતુ રાજનીતિનું અદ્દભુત પૂતળું પણ બની ગયો. ક્ષત્રિયના સર્વ ગુણોની સાથે તેનામાં બ્રાહ્મણના પણ અનેક ગુણ હતા. તે જો કે ઘણો અસહિષ્ણુ હતો, તોપણ તે ક્રોધે ભરાઇને નહિ કરવાનું કાર્ય કદી પણ કરી બેસતો નહિ. તે પોતાની અક્કલને ક્રોધાવેશમાં પણ ભૂલી જતો નહિ. તેની ઉંચી ઉંચી અભિલાષાઓ, તેનો વિદ્યાપ્રેમ એ સર્વ તેની માતાના ઉમંગનું પરિણામ હતું. બિસ્માર્કની માતા તેને માટે પાંડવોની માતા કુંતીરૂપ હતી, કે જે પોતાના પુત્રોને કૌરવોની સામે યુદ્ધે મોકલ્યા કરતી હતી. પ્રથમ-થીજ તેના મનમાં એવી ધારણા હતી કે, બિસ્માર્ક કોઇ ઉંચા રાજ-કીય પદને પામશે. બિસ્માર્કની બાલ્યાવસ્થામાંજ તે તેને સ્વપ્નમાં રાજસિંહાસનની પાસે પૂર્ણ ઠાઠમાઠમાં ઉભો રહેલો જોઈ શકતી હતી. રાજનીતિજ્ઞ થવાના અનુકૂળ ગુણોના અંકુર બિસ્માર્કના મનમાં તેની માતાની કૃપાથીજ ઉત્પન્ન થયા હતા.

બિસ્માર્ક એવા માણસોમાંનો નહોતો કે જેમના ગુણાવગુણો પ્રકટ થવા માટે સમય વીતવાની જરૂર હોય. જે ગુણ તથા અવગુણ તેના આગળ ઉપરના જીવનમાં ઘણા મોટા થઇ પડ્યા હતા તે પણ તેનામાં તેની બાલ્યાવસ્થા કે યુવાવસ્થામાં ગુપ્ત નહોતા; તે સમયે તે

જો કે અંકુરના રૂપમાં હતા, તોપણ ફૂગીને હૃદયભૂમિપર તો તે અવશ્ય નીકળી આવ્યા હતાજ. તેઓ ગર્ભમાંજ લાલિત પાલિત થઈ ગયા હતા. જેમ તે પોતાના ઉત્તર જીવનમાં રાજકીય શક્તિનું કેંદ્ર રાજાને માનતો, તથા તેના અધિકારનું રક્ષણ કરવામાં તન, મન, ધન સમર્પણ કરવાને તૈયાર રહેતો, તેમ બાલ્યાવસ્થામાં પણ તે તેને માટે દ્વંદ્વયુદ્ધ કરવાને તૈયારજ રહેતો. ભાવી જીવનમાં તે જેમ નિર્ભય તેમજ સ્વચ્છંદ હતો તેમ વિદ્યાર્થી–અવસ્થામાં પણ તેના ઉપર કોઇનો પ્રભાવ પડતો નહોતો. બિસ્માર્કના જીવનની ગાંઠને ખોલનારી એક મુખ્ય બાબત–તેના સ્વભાવનું સૌથી મોટું અંગ–એ હતું કે, તે બીજા કોઈની સંમતિને પોતાની સંમતિથી ઉંચી સમજતો નહોતો. અર્થાત્ સંમતિઓમાં તે ઘણો હઠીલો હતો. આ વાત ધ્યાનમાં રાખીનેજ બિસ્માર્કનું ચરિત્ર વાંચવું જોઇએ. વિદ્યાર્થી–અવસ્થામાં તે વર્ગમાં કદાપિ અભ્યાસ કરવા બેસતો નહોતો અને તેનું કારણ એજ હતું કે, તે શિક્ષકોની સંમતિને પોતાની સંમતિથી ઉંચી માનવાને તૈયાર નહોતો. બિસ્માર્ક કોઇની રાજકીય નોકરીમાં ન રહી શક્યો તેનું કારણ પણ એજ હતું કે, તે મોટા મોટા રાજકીય અધિકારીઓ તથા ઑફિસરોને પોતાનાથી વધારે ક્રિયાકુશળ અગર તો બુદ્ધિમાન માની શકતો નહોતો. સમસ્ત જર્મની દેશ પ્રજાસત્તાક રાજ્યને માટે યત્ન કરી રહ્યો હતો અને સ્વાધીનતાને માટે મરી રહ્યો હતો; પરંતુ બિસ્માર્કે પણ જો તેમનું કહ્યું માની લીધું હોત તો પછી દેશની સંમતિ ઉપર તે પોતાની સંમતિને વિજયી નજ કરી શકત.

બિસ્માર્ક બાલ્યાવસ્થાથીજ ઘણો હઠીલો પરંતુ સાહસિક તેમજ વિચારશીલ હતો. માત્ર છજ વર્ષની વયમાં તેને બર્લિન નગરની એક નિશાળે મોકલવામાં આવ્યો. ત્યાં તે શું ભણ્યો એ તો અમને માલૂમ નથી; પરંતુ એટલું તો અવશ્ય માલૂમ છે કે, તે રાત્રિ–દિવસ પોતાનાં

ખેતરો તથા જંગલોને યાદ કર્યા કરતો હતો. નગરમાં રહેવું તેને બિલકુલ પસંદ નહોતું. નિશાળમાં તેણે લગભગ ૧૧ વર્ષ સુધી અભ્યાસ કર્યો. આ સમય દરમ્યાન તેણે ઇંગ્રેજી, ફ્રેંચ તથા લૅટિન ભાષાઓનું જ્ઞાન પણ મેળવ્યું. એમ કહેવામાં આવે છે કે, ફ્રેંચ ભાષાનો શિક્ષક કહેતો કે, બિસ્માર્ક તેના વર્ગમાં બિલકુલ આવતો નથી; પરંતુ તેમ છતાં પણ બિસ્માર્કે પોતાનું ફ્રેંચ ભાષાનું જ્ઞાન ઘણું વધારી દીધું હતું. બિસ્માર્ક મોટી ઉંમરનો થયો અને ફ્રાન્સના સમ્રાટ્ ત્રીજા નેપોલિયનને મળ્યો હતો, તે સમયે સમ્રાટ્ને તેની ફ્રેંચ ભાષા તેમજ તેના ઉચ્ચારો સાંભળીને આશ્ચર્ય થયું હતું. બિસ્માર્કની પ્રકૃતિજ આવી હતી. સ્કૂલમાં બેસીને અભ્યાસ કરવામાં તે નાનમ સમજતો હતો. જ્યારે બીજા બધા વિદ્યાર્થીઓ નિશાળમાં હાજર રહીને જ્ઞાન મેળવવાને માટે શિક્ષાગુરુની સામે જોઇ રહેતા હતા તથા તેઓ જે કાંઇ કહે તે ધ્યાનપૂર્વક સાંભળતા હતા ત્યારે બિસ્માર્ક નાસતો—કૂદતો તેમજ અન્ય છોકરાઓ સાથે લડતો અને લોકોનાં ખેતરોમાં લૂંટ ચલાવતો હતો, પરંતુ જ્યારે બીજા બધા વિદ્યાર્થીઓ નિશાળેથી ઘેર જઇને ગપ્પાં મારતા હતા યાતો ઉંઘતા હતા ત્યારે તે પુસ્તક લઇને વાંચતો હતો તથા નિશાળના સઘળી ન્યુનતા પૂરી કરી નાખતો હતો.

૧૭ મા વર્ષમાં વિદ્યાલયનો અભ્યાસ પૂરો કરીને બિસ્માર્કે ગોટિંગન ( Gottingen )ના વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ કર્યો. તેના વિશ્વવિદ્યાલયના જીવનની વાત પણ વિદ્યાલયના જેવીજ હતી. સર્વે કોઇને એમજ લાગતું હતું કે, રમતીયાળ બિસ્માર્ક અક્ષર પણ ભણતો નથી. નિશાનો લગાવવાનો અભ્યાસ કરવો, કૂદવું, તરવું, લડવું તથા મદ્યપાન કરવું એજ એનાં કાર્યો હતાં. એ કાર્યોમાંજ તે પોતાનો સઘળો સમય વીતાડતો હતો. એક વખત બિસ્માર્ક પોતાના બંધુના ઓરડામાં તેને મળવા ગયો, પરંતુ ઓરડો ખાલી હતો એટલે પછી ત્યાંજ નિશાનો

લગાવવાનું કાર્ય શરૂ કરી દીધું ! ભાઇનાં પુસ્તકોની આલ્મારીપર નિશાન તાકીને ગોળાબાજી શરૂ થઇ ગઇ; પરંતુ એવામાં શી ગરબડ ચાલી રહી છે તે જાણવાને માટે આસપાસના વિદ્યાર્થીઓ દોડી આવ્યા અને ઓરડામાં ચાલતો પ્રકાર જોઇને ઘણું આશ્ચર્ય પામ્યા.

બિસ્માર્કની લડાઇઓનું એક નાનું ઉદાહરણ જોવું હોય તો તે એ છે કે, કૉલેજના વિદ્યાર્થિ જીવનમાં તેણે રિવૉલ્વરની સહાયતાથી ૨૮ દ્વંદ્વયુદ્ધ કર્યા હતાં ! ! લડાઇઓ કરવામાં તે એટલો બધો કુશળ હતો કે તેનાં આ ૨૮ યુદ્ધોમાંથી માત્ર એકજ યુદ્ધમાં અને તે પણ શત્રુનો તમંચો ફાટી જવાને લીધેજ કાંઇક ઇજા તેને થઇ હતી અને બાકીનાં સર્વે યુદ્ધોમાં તેના વિરોધીઓના રૂધિરથીજ પૃથિવી દેવીએ સ્નાન કર્યું હતું ! કૉલેજમાં અભ્યાસ કરવા જવું તેને બહુ ખરાબ લાગતું હતું. તેને તો તે કેદખાનુંજ સમજતો હતો. સ્વતંત્ર જર્મનીનો રહેવાસી અને સ્વાધીન જર્મન જાતિનો પુત્ર બિસ્માર્ક એવા કેદખાનામાં જાય એ બહુ અસંભવિત હતું; પરંતુ બીજી તરફ પરિણામ જોઇએ છીએ તો ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કેમકે જે જે વિષયો ઉપર તેને પ્રેમ હતો તે તે વિષયોમાં તે પૂરો પંડિત હતો. ઇતિહાસનો તે પ્રેમી હતો તથા તેમાં તેણે અસાધારણ કુશળતા મેળવી હતી. તેના પાછલા જીવનમાં, રાજકીય કાર્યોના મોટા મોટા વિવાદોમાં તેના વિરોધીઓમાંના ઇતિહાસના પ્રૉફેસરો પણ આશ્ચર્યચકિત થઇ જતા હતા. એવે પ્રસંગે બિસ્માર્ક પોતાના પક્ષને સબળ કરવાને માટે ઐતિહાસિક પ્રમાણોનો પ્રવાહ સતત રીતે વહેવડાવતો હતો. ઇતિહાસ સિવાય દર્શનશાસ્ત્રો તેમજ તત્ત્વજ્ઞાનનો પણ તેને શોખ હતો. તત્ત્વજ્ઞાનમાં તેનો સ્વભાવ સ્પષ્ટ હતો. સમસ્ત જર્મની તેના સમયમાં કૅન્ટ તથા હિગલના વિચારો ઉપર ટૂટી પડતું હતું. તેઓ બન્ને એ સમયના સૂર્ય ચંદ્રરૂપ હોઇને તેમની સત્તા જર્મની તો શું પરંતુ સમસ્ત

યુરોપ પણ શિરપર ચઢાવતું હતું. વિદ્યાર્થી તથા પ્રૉફેસરો તેમની આગળ શિર ઝુકાવવામાં પોતાને ભાગ્યશાળી માનતા હતા. બિસ્માર્ક પણ તેમના વિચારોને સ્વીકારી લેત તો તેથી શું તેની નિર્બળતા ગણાત? શું તે એ પ્રવાહમાં વહ્યો ન જાત? એક બુદ્ધિશાળી પુરૂષે બુદ્ધિ વાપર્યા વિનાજ સર્વ સંમતિ અગર તો બહુ સંમતિની પાછળ પાછળ ચાલવું એ તેને સર્વાંશે તિરસ્કારયુક્ત લાગતું હતું. તે કૅન્ટના નહિ પણ સ્પિનોઝા ( Spinoza ) ના તત્ત્વજ્ઞાનને માનનાર થયો.

ઈ. સ. ૧૮૩૫ માં તેણે વકીલાતની પરીક્ષા પસાર કરી. એ પછી તેને કેટલાક દિવસ સુધી જર્મનીના રાજ્યનિયમો પ્રમાણે સિપાઈનું કામ પણ કરવું પડ્યું. જર્મનીના રાજ્યનિયમ પ્રમાણે પ્રત્યેક જર્મન પુરૂષને ત્રણ વર્ષ સુધી સૈન્યમાં અવશ્ય નોકરી બજાવવી પડે છે; પરંતુ જે પુરૂષ વિશ્વવિદ્યાલયની ઉપાધિ મેળવી લે છે, તેને માત્ર એકજ વર્ષ સૈનિકની નોકરી બજાવવી પડે છે. બિસ્માર્કને પણ એક વર્ષ એ બાબતમાં ગાળવું પડ્યું. કેટલાક દિવસ સુધી તેને ઘરની જમીનદારીની વ્યવસ્થા કરવાને માટે ઘેર આવવું પડ્યું. બિસ્માર્કના જીવનના આ ભાગને લંબાવી અમે અમારા વાંચકોની ધીરજ ખુટાડવા ઇચ્છતા નથી; માત્ર એટલુંજ કહેવું બસ થઇ પડશે કે, તે કેટલાંક સ્થળોએ સરકારી નોકરી ઉપર ગયો હતો, પરંતુ તેનો સ્વભાવ તેને ત્યાંથી પાછો ખેંચી લાવ્યો હતો. તે કોઇની તાબેદારી કેવી રીતે ઉઠાવી શકે? દૈવે તેને પેદાજ એટલા માટે કર્યો હતો કે, તેનો હાથ સમસ્ત દેશના છત્રપતિઓના શિરપર રહે; કેટલાકને રાજસિંહાસનપરથી ઉતારી મૂકે અને કેટલાકને રાજગાદી ઉપર બેસાડે; એવો મહા પુરૂષ નાના નાના અમલદારોની તાબેદારી કેવી રીતે ઉઠાવી શકે? તેની નોકરીઓ કેવી રીતે છુટી જતી હતી તેનું એક ઉદાહરણ આ પ્રમાણે છેઃ—

એક પ્રસંગે તે કેટલાક દિવસની રજા મેળવવાને માટે પોતાના અધિકારીની પાસે ગયો. અધિકારી પણ જર્મન હતો, જ્યારે તેણે પ્રથમ

બિસ્માર્કની વિનતિ સાંભળવાની ના પાડી ત્યારે બિસ્માર્ક બહાર બેસી રહ્યો, વખત જ્યારે વિશેષ જતો તેને માલૂમ પડ્યો ત્યારે તે ગાવા લાગ્યો. આથી કરીને અધિકારીએ ક્રોધમાંથી તેની પાસે આવીને પૂછ્યું:– "કેમ શું જોઇએ છીએ ?" બિસ્માર્કે ઉત્તર આપ્યો:–"જો કે હું આવ્યો હતો તો પ્રથમ રજા મેળવવાને, પરંતુ હવે મને રાજીનામું આપવાનો વિચાર થઇ આવ્યો છે." અધિકારીને પણ બિસ્માર્કની ઉદ્ધતાઇથી કંટાળો છૂટયો હતો તેથી બન્નેની મરજી એક થઇ અને બિસ્માર્કે તરતજ નોકરીને પાણીચું આપી દીધું !

જે નાની મોટી નોકરીઓની જંજાળમાં થઇને બિસ્માર્કને આગળ વધવું પડ્યું હતું તે સઘળી જંજાળમાં પડીને અમે આ ભાગને વિસ્તૃત કરવાની ઇચ્છા રાખતા નથી. મૂળ વાત એ છે કે, તેનો સ્વભાવ, તથા તેની કુપ્રસિદ્ધિ તેને કોઈ ઉંચો અધિકાર પ્રાપ્ત થવામાં અડચણ કર્ત્તા થઇ પડતી હતી, તથા નીચા અધિકારપર પણ તેને ટકવા દેતી નહોતી. તેનો એવો નિશ્ચય હતો કે, તેનામાં જે શક્તિઓ છે, તેવડે તે સમસ્ત દુનિયાને ઉલટાવી શકે તેમ છે અને દેશોના ભાગ્યનો નિશ્ચય કરી શકે તેમ છે, પરંતુ એ શક્તિઓનો ઉપયોગ કરવાનો સુયોગ ક્યાં છે ? જ્યારે પુરૂષ કોઇ મોટું કાર્ય કરી શકે તેમ હોય છે, ત્યારે કોઇ દુઃખીને બચાવવાની શક્તિ તે પોતામાં જુએ છે અને તે છતાં પણ કોઇ કારણને લીધે તેને રોકાઇ રહેવું પડે છે, ત્યારે તે પગ પછાડે છે અને આકુળ–વ્યાકુળ બની જાય છે. બિસ્માર્ક પણ એજ પ્રમાણે બંધાઈ ગયેલા સિંહની માફક ખિજવાઇ જઇને હાલ તો માત્ર વખત પસાર કરવાને માટેજ શિકાર ખેલતો, લડતો અને મદ્યપાન કરતો હતો. તેની આ ટેવો એટલી વધી ગઇ હતી કે લોકો તેને 'ગાંડો બિસ્માર્ક' ના નામથી બોલાવવા લાગ્યા હતા.

હવે અમે બિસ્માર્કના આ સૌ ખેલ–તમાશાનો ત્યાગ કરીને તે સમય સમીપ જઈ પહોંચીએ છીએ કે જે સમયે ચોથા ફ્રેડરિક

વિલિયમે ઘણા રાજકીય ઠાઠમાઠથી એવી આજ્ઞા આપવા કૃપા કરી હતી કે, બર્લિનમાં પ્રજાના પ્રતિનિધિઓની એક સભા બોલાવવામાં આવે અને તે સભામાં રાજ્યની ૮ જુદી જુદી પ્રતિનિધિ–સભાઓના લોકો આવે. પહેલી પ્રતિનિધિ–સભા ઈ. સ. ૧૮૪૭ માં બર્લિનમાં બોલાવવામાં આવી. હરફૌન બિસ્માર્ક, એ સભામાં એક બીજા પ્રતિનિધિની જગ્યાએ સભાસદના રૂપમાં ગયો; કારણ કે તે પ્રતિનિધિ સભા ભરાવાના સમયે બીમાર પડી ગયો હતો. જુઓ ભાગ્યની વિચિત્રતા ! જે માણસ કોઇ પણ દિવસ રાજકીય સભાનો અધિકારી બન્યો નહિ, ઉલટો જે રાજકીય સભાઓને બનાવનારો તેમજ બગાડનારો હતો તે મનુષ્ય પહેલવહેલો પ્રતિનિધિ સભામાં પોતાની જાતે નહિ; પરંતુ એક બીજા સભાસદને બદલેજ જાય છે.

બિસ્માર્ક પહેલવહેલો સભામાં ગયો તે સમયે તે આકર્ષક યુવાન હતો. શરીરે તે કાંઇક પહેલવાનના જેવો હતો, તથા તેની ખેલવા કૂદવાની પ્રકૃતિએ તેને વિશેષ સુદૃઢ તેમજ બળવાન બનાવી દીધો હતો. તે એ સમયે ખિલતી યુવાનીમાં હતો. ૩૨ વર્ષની ઉંમરે તે અસાધારણ ઉંચો તેમજ હૃષ્ટપુષ્ટ જણાતો હતો. તેની પ્રચંડ શક્તિ તથા વિચારશીલ આંખો તેના ગૌરવમાં ઘણો વધારો કરતી હતી.

આ સમયે બિસ્માર્કમાં માનસિક શક્તિ પણ કાંઇ થોડી નહોતી. ઇતિહાસના વિષયમાં તેણે અપૂર્વ યોગ્યતા મેળવી હતી. તે સિવાય તેને સંસારનો પણ ઘણો અનુભવ મળી ગયો હતો. તે ઇંગ્લાંડ ફ્રાન્સ વગેરે ઉન્નત દેશોમાં ફરી આવ્યો હતો. સ્વિટ્ઝરલેંડ તથા બીજા નાના નાના દેશો પણ તેણે જોવાના બાકી રાખ્યા નહોતા. તે સિવાય તેને ઘણી ખરી નોકરીઓનો અનુભવ પણ મળી ચૂક્યો હતો. સારાંશ કે, પ્રતિનિધિ–સભા (Parliament) માં આવતી વખતે બિસ્માર્ક પોતાના શરીર તેમજ મનની ચઢતી યુવાનીમાં હતો.

---

# ભાગ ૨ જો—સ્વાધીનતાની હકીકત.

## પ્રકરણ ૧ લું—સિંહાવલોકન.

આજે જે જર્મનીનું નામ સાંભળીને બળવાન દેશોને પણ વિચાર કરવો પડે છે, તેજ જર્મની બસો વર્ષ પૂર્વે કેવો હતો, તેની કલ્પના કરવી કઠિન છે. જર્મનીનો સમ્રાટ્ આજે યુરોપમાંની એક મહા બળવાન જાતિનો સ્વામી છે. તેના પૂર્વજ પ્રશિયા દેશના ઠાકોર હતા. યુરોપના એ સમયના મહા બળવાન દેશોની આગળ એ દેશ વામન સમાન પણ નહોતો. સભાઓમાં તેનું કશું માન નહોતું, યુદ્ધોમાં તેની ગણના નહોતી.

સંસારમાં ઘણું કરીને માત્ર એકજ નામ વંશને ઉજ્વળ કર્યા કરે છે. એકજ ચંદ્ર રાત્રિને તેજસ્વી બનાવી દે છે. શું સમસ્ત યદુવંશને આપણે મહાયોગી કૃષ્ણવંશના નામથી નથી જાણતા? ઈ. સ. ૧૭૧૨ માં આ સાધારણ દેશમાં એક બાળકે જન્મ લીધો, જેનું નામ ફ્રેડરિક રાખવામાં આવ્યું. કાદવમાંથી કમળ અને માટીમાંથી રત્નો નીકળે છે એ કોણ નથી જાણતું? આ નવીન બાળકરૂપ મણિ પણ કાદવ તેમજ માટીમાંથીજ ઉત્પન્ન થયો હતો. તેનો પિતા એક એવો મનુષ્ય હતો કે ઇતિહાસમાં જે પોતાના અમાનુષિક વ્યવહારો માટે પ્રસિદ્ધ છે. તે ક્રોધી, હઠીલો, અત્યાચારી, નીચ વૃત્તિવાળો તથા કૃપણ હતો. દયાનો ઝરો તેના હૃદયમાં જરા પણ નહોતો. સંતાન—પ્રેમના કોમળ તેલે પણ તેના હૃદયના કઠિન અંશોને બિલકુલ કોમળ કર્યા નહોતા. લોકોને સુખ આપવું, તેમના તન, ધનને સુરક્ષિત રાખવું એ રાજાનું કર્ત્તવ્ય છે. રાજાએ એટલા મોટા બનીને લોકોની સ્વાધીનતા ઉપર

દાબ રાખવાનું માત્ર આ એકજ કારણ છે. આ બાળકના પિતામાં પોતાના એ કર્ત્તવ્યનો પાસ પણ ન હતો.

બાળક ફ્રેડરિકનું બાલ્યજીવન આ મનુષ્ય-રાક્ષસની સંભાળમાં પસાર થયું. બાળક તથા પિતાના સ્વભાવનો સંબંધ અગ્નિ તથા જળ અને સુવર્ણ તથા પત્થરના સંબંધ જેવો હતો. જેમ જેમ બાળક મોટો થતો ગયો તેમ તેમ તેની માનસિક શક્તિઓનો વિકાસ થવા લાગ્યો. પિતાએ પોતાનાથી જુદી પ્રકૃતિવાળા કવિ, દાર્શનિક તથા બુદ્ધિમાન પુત્રપર જે અત્યાચાર કર્યા તેનું વર્ણન કરવાનું આ સ્થાન નથી; પરંતુ અહીં એટલું જણાવવું જરૂરી છે કે, પુત્રના ઉપર અમાનુષિક અત્યાચારો અને અમાનુષિક કઠોરતાનું ઘણું સારૂં પરિણામ થયું. સોનાને તપાવવામાં આવ્યાથી તે બગડતું નથી પરંતુ સુધરે છે, તેજ પ્રમાણે પિતાના અત્યાચારોથી ફ્રેડરિક ઉલટો ધૈર્યવાન તેમજ સહનશીલ બન્યો.

૨૮ વર્ષની ઉંમરે ફ્રેડરિક રાજગાદી ઉપર બેઠો. પ્રજાજનોએ આનંદકોલાહલથી ગગનને ગજવી મૂકીને નવીન રાજાને રાજતિલક કર્યું. આ રાજતિલકજ પ્રશિયાના ભાગ્યચંદ્રના ઉદયસ્વરૂપ હતું. આ કવિ તેમજ દાર્શનિક રાજાએ રાજગાદી ઉપર બેસતાંની સાથેજ કવિતા તથા તત્ત્વજ્ઞાનને રાજનીતિમાં ફેરવી નાખ્યું. જે કાર્ય આ સંસારમાં અસંભવિત માલૂમ પડે છે, જેનું વર્ણન, કવિઓના ઉદ્દ્ગારોમાં તથા દાર્શનિક-નૈતિક ગ્રંથોમાં જણાય છે, તે આ કવિરાજાએ કરી બતાવ્યું. 'સાત વર્ષનું યુદ્ધ' યુરોપના ઇતિહાસમાં એક પ્રસિદ્ધ બનાવ છે. એક નાનાસરખા દેશના આ સ્વામીએ બરાબર સાત વર્ષ સુધી સમસ્ત યુરોપની સાથે સંગ્રામ કર્યો. તે આ સમય દરમ્યાન કેટલીક વખત જીત્યો અને કેટલીક વખત હાર્યો. કેટલીક વખત તેણે બીજા દેશોની રાજધાનીઓ ઉપર પોતાની વિજયધ્વજા ફરકાવી તો કેટલીક વખત તેની રાજધાનીમાં પણ શત્રુઓની વિજયગર્જનાઓ ગાજી રહી; પરંતુ

એ સિંહ જેવો નર હતો, કે જેણે રાણા પ્રતાપની માફક ભૂખ તેમજ તરસનાં દુઃખો તરફ સહેજ પણ લક્ષ્ય આપ્યા સિવાય પોતાના ધર્મને પકડી રાખ્યો. તે યુદ્ધ કરતોજ રહ્યો, તથા તે સાથે તેણે પોતાના અંતઃકરણમાં 'પ્રશિયાના નામને સર્વોપરિ રાજ્ય તરીકે ઓળખાવવાનો અને નહિ તો પછી હાથમાં સમશેર લઈ 'મારો દેશ' 'મારો દેશ' કહેતે કહેતે રણભૂમિમાં પ્રાણનું બળિદાન આપવાનો નિશ્ચય કર્યો.' વીરતા તેમજ ધર્મે છેવટે માનુષિક શક્તિ ઉપર વિજય મેળવ્યો તથા સાત વર્ષ પછી વિજેતા મહાન ફ્રેડરિક (Frederick The Great) પ્રશિયાના પ્રતિષ્ઠિત રાજસિંહાસન ઉપર ફરીથી બિરાજ્યો. એજ મહાન ફ્રેડરિકે પ્રશિયાને સર્વોપરી રાજ્ય બનાવી દીધું, તથા તેણે તેને અવનતિના ઉંડા કૂવામાંથી ઉંચકીને ઉન્નતિના સર્વોચ્ચ શિખરપર ચઢાવી દીધું.

મહાન ફ્રેડરિકની પછી તેનો પુત્ર બીજો ફ્રેડરિક રાજગાદી ઉપર બેઠો. કહેવાય છે કે, પ્રકૃતિ પોતાના પરિશ્રમનો બદલો અવશ્ય લઈ લે છે. પિતાને સર્વોચ્ચ બનાવવામાં પ્રકૃતિએ જે પરિશ્રમ કર્યો હતો, તેનો બદલો તેણે પુત્ર પાસેથી લઈ લીધો. મહાન ફ્રેડરિકે ઉભા કરેલા વિજયી રાજપ્રાસાદનું રક્ષણ કરવાની શક્તિ આ નવીન ફ્રેડરિકના નિર્બળ બાહુઓમાં નહોતી. શત્રુઓને પ્રશિયા ઉપર હુમલો કરતા રોકી શકવા જેટલી પણ કઠોરતા તેનામાં નહોતી, તથા તેની પ્રજા તેના પ્રત્યે પ્રેમ રાખે એટલી નમ્રતા પણ તેનામાં નહોતી. અયોગ્ય નમ્રતા તથા અયોગ્ય કઠોરતાનોજ તે પિંડ હતો. જો કે તેના રાજત્વકાળમાં પ્રશિયા દેશે પોતાની ભૂમિ ગુમાવી નહિ; પરંતુ તેની પ્રતિષ્ઠા તેમજ માન ચાલ્યાં ગયાં હતાં.

તે પછીનો રાજા ત્રીજા ફ્રેડરિકના નામથી વિખ્યાત થયો. પોતાના પિતાના કેટલાક દોષો તેનામાં ઉતરી આવ્યા નહોતા; પરંતુ **'प्रकृतिर्दुस्त्यजा नृणाम्'** મનુષ્ય માતા પિતાના સંસ્કારોનું પૂતળું

છે. કામકાજમાં આળસ, અનિશ્ચયાત્મકતા તથા કાર્ય કરવાની અશક્તિથી તેની રાજનીતિ પણ નરમ હતી. જ્યારે એક તરફ આવી નિર્બળતા હતી ત્યારે બીજી તરફ પ્રકૃતિના આ બગડેલા પુત્રોનો એવો નિશ્ચય હતો કે, પ્રશિયાના રાજાની ઉપર માત્ર એક પરમેશ્વરજ છે અને તેણેજ અમને રાજ્ય આપ્યું છે, અમે તેના પ્રતિનિધિ છીએ. નિર્બળ મનુષ્યના ભેજામાં પવન ભરાઈ જાય છે, તો તેનું પરિણામ તેને માટે ઘણું માઠું આવે છે. કોઈ રાજાનામાં સહજ પણ શક્તિ ન હોય છતાં જો તે પોતાની કલ્પનાની પાંખો ઠેઠ પરમાત્મા સુધી પહોંચાડવા જાય તો પછી તેનું નુકસાનકારક પરિણામ આવે એમાં શો સંશય ? જો ફ્રાન્સમાં ઉત્પન્ન થયેલું તોફાન ઘટનાચક્રને ફેરવી ન નાખત તો આ રાજાના સમયમાં મહાન ફ્રેડરિકે અસાધારણ પસીનો ઉતારીને મેળવેલો વૈભવ સર્વાંશે લૂંટાઇ જાત.

આ તરફ જે સમયે ત્રીજો ફ્રેડરિક “હું ઇશ્વરનો પ્રતિનિધિ છું” “હું ઇશ્વરનો દૂત છું” એમ કહીને લોકોની મશ્કરીને પાત્ર થઇ રહ્યો હતો તે સમયે પારિસના રળિયામણા મહેલોમાં નેપોલિયન યુરોપવિજયનો નકશો તૈયાર કરતો હતો. નેપોલિયન મૂર્તિભંજક હતો, કારણ કે પોતાની જાતને પરમાત્માની પ્રતિમા તરીકે ઓળખાવનારા સર્વ છત્રધારીઓના દૈવી અધિકારોને તોડવાનુંજ તેનું લક્ષ્ય હતું. તે વંશપરંપરાના સિંહાસનના અધિકારીઓનો શરીરધારી અપવાદ હતો. તે તોફાની વંટોળીઆની પેઠે ઉપડ્યો અને સમસ્ત યુરોપના આકાશમંડળમાં ફેલાઇ ગયો. એક ક્ષણ માત્રમાં સઘળી દિશાઓ ભયપૂર્ણ જણાવા લાગી. છત્રપતિઓનાં રાજછત્રો ડોલવા લાગ્યાં અને રાજસિંહાસનની ખુરસીઓ જડમૂળમાંથી ડોલવા લાગી. લગભગ વીસ વર્ષ સુધી પ્રત્યેક નરપતિના કાનમાં નેપોલિયનની ભયંકર તોપનો હૃદયભેદક અવાજ સંભળાતો રહ્યો. આ સમય દરમ્યાન જે કાંઇ થયું તેનું અહીં

વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. નેપોલિયને જે જે દેશોપર યુદ્ધનો હાથ ઉગામ્યો હતો, તે સર્વ દેશોમાં પ્રશિયાનું નામ સૌથી પહેલું હતું. ત્રીજા ફ્રેડરિકની જે દુર્દશા હતી, તેવી દશા નેપોલિયનના સમયમાં ભાગ્યેજ બીજા કોઇ રાજાની થઇ હશે. નેપોલિયન પ્રશિયાને યુરોપની પ્રથમ દરજ્જાની શક્તિઓમાં માનવાને પણ તૈયાર નહોતો. પ્રશિયાનો રાજા તેની સંધિની સભાઓમાં બેસવાને માટે પ્રાર્થના કરતો હતો તો તેને ચોખ્ખો ઉત્તરજ મળી જતો હતો.

ખવાઇ ગયેલાં મૂળીયાંવાળું ઝાડ વધારે વખત સુધી જમીન ઉપર ટકી શકતું નથી; રેતી ઉપર બનેલા બંગલાઓ ભૂમિને ભેટી પડ્યા સિવાય રહેતા નથી. તો પછી જે બંગલાના પાયાની ઇંટો ઉખાડીને દિવાલોમાં ચણી લેવાય તેને માટે કહેવુંજ શું ! ક્ષણભરને માટે પણ એ મકાન કેવી રીતે ટકી શકે ? નેપોલિયનના સામ્રાજ્યની ઇમારત ફ્રાન્સની પ્રજા હતી. જ્યારે નેપોલિયને તેમાંથી ખેડૂતો તેમજ મજુરોને પકડીને પોતાના સૈન્યમાં એકઠા કરવા માંડ્યા તથા તેણે પોતાના સૈન્યને રૂશિયા, સ્પેન, હોલેન્ડ, જર્મની તથા આસ્ટ્રિયામાં ફેલાવવા માંડ્યું ત્યાં પછી સામ્રાજ્યરૂપી ભવનની દ્દઢતાની આશાજ શી ? પોતાની ભરયુવાનીના સમયે પણ નેપોલિયનનું વિસ્તૃત સામ્રાજ્ય આવા પ્રકારની અંદર અંદરની નિર્બળતાથી ડગમગી રહ્યું હતું. તેને તૂટી પડવાનાં સાધનો પ્રથમથીજ તૈયાર થઇ ચૂક્યાં હતાં; એવામાં જર્મનીમાં એક નવીન ભાવનો સંચાર થઇ ગયો. ત્યાં એક નવીન ભાવનાનો સંચાર થઇ આવ્યો. નિર્બળ મૂળીઆંવાળાં વૃક્ષોને સરિતાનો પ્રચંડ પ્રવાહ જમીનદોસ્ત કરી નાખે છે, તેજ પ્રમાણે નેપોલિયનના સામ્રાજ્યનો અંતિમ સંસ્કાર કરવાને માટે જર્મન રાષ્ટ્રીયતા પ્રચંડ વેગથી ઉછળવા લાગી. જે પ્રશિયા દેશને નેપોલિયન કાંઇ હિસાબમાં ગણતો નહિ તેજ પ્રશિયા દેશ તેના સામ્રાજ્યને જડમૂળથી ઉખેડી

નાખવાને માટે પ્રચંડ વેગવતી સરિતાના સ્વરૂપમાં બદલાઈ ગયો. તેમાંથી નીકળેલી રાષ્ટ્રીયતાની પવિત્ર ગંગા નેપોલિયનના સામ્રાજ્ય વૃક્ષનાં મૂળીઆં સાથે પ્રચંડ તરંગો અફાળવા લાગી. ઇંગ્લાંડ તથા આસ્ટ્રિયાના સૈન્ય પ્રવાહે પણ ઉપરના પ્રવાહને સહાયતા કરી. પ્રશિયા તથા હોલેંડની સીમાઓમાં વહેતો એ પ્રચંડ પ્રવાહ ફ્રાન્સમાં જઇ પહોંચ્યો; તથા એ દુર્ભાગી દેશનાં નગરો તથા ગામોમાં ભયંકર ત્રાસ ફેલાવી ટ્યુલરિજની દિવાલો સાથે અથડાવા લાગ્યો.

નેપોલિયનને રાજમહેલોમાંથી પકડીને સેન્ટહેલીનામાં પહોંચાડનાર કોણ હતું ? જુદા જુદા ઇતિહાસકારો આ પ્રશ્નનો ઉત્તર જુદા જુદા રૂપમાં આપે છે. જો એક ઇંગ્રેજને આ સંબંધનો પ્રશ્ન કરવામાં આવશે તો તે એમજ જણાવશે કે, ડયુક ઑફ વેલિંગ્ટનની વીરતા તથા ઇંગ્રેજી સૈન્યની દૃઢતાએજ નેપોલિયનના સામ્રાજ્ય–મંદિરનો નાશ કર્યો. દેશભક્ત તથા જાતિપ્રેમી ઇંગ્રેજના મુખમાં આવું વાક્ય શોભે છે પણ ખરૂં ? પરંતુ કોઇ નિષ્પક્ષપાત ઇતિહાસલેખક આ કલ્પનાનો સર્વાંશે સ્વીકાર કરે એ અસંભવિત છે. સ્વભાવતઃ અંતઃકરણમાં એવો પ્રશ્ન થઈ આવે છે કે, નેપોલિયન તો પ્રથમથીજ ઇંગ્લાંડના ઉપર ત્રાસ વર્તાવી રહ્યો હતો, ટરૂલનમાં તેણે બ્રિટિશ વહાણોને ઘણું નુકસાન પહોંચાડયું હતું, માલ્ટાદ્વીપ ઉપર વિજય મેળવીને તેણે બ્રિટિશ ગૌરવને હાનિ પહોંચાડી હતી, ઉપપત્નીના આનંદમાં મગ્ન રહેનાર નેલસનને સમુદ્રમાં અંગુઠો બતાવીને તેણે સમુદ્રપતિના ગર્વને ઉતારી નાખ્યો હતો, બોલોનમાં સૈન્ય એકઠું કરીને તેણે ઇંગ્લાંડ તરફ આંખો ફેરવી હતી. વીસ વર્ષ સુધી વેલિંગ્ટનના મિત્રો ક્યાં હતા ? વીસ વર્ષ સુધી ઇંગ્રેજી સૈન્યની પ્રસિદ્ધ દૃઢતા ક્યાં સેલ કરવા ગઈ હતી ? જે મનુષ્યે વેલિંગ્ટનનું સમસ્ત ચરિત્ર વાંચ્યું છે, તે જાણે છે કે, તે ભારતમાં તથા ફ્રાન્સમાં વિજયી થયો એ એના સૌભાગ્યનોજ મહિમા હતો. ભારતની વાત અમે

કહી શકીશું નહિ; પરંતુ વૉટર્લુના યુદ્ધમાંનો તેનો વિજય તો માત્ર ભાગ્યદેવીની કૃપાનેજ પરિણામે થયો છે. નેપોલિયનના આઠ નવ પ્રસિદ્ધ વિજયોમાંનો કોઇપણ એક વિજય જો વૉટર્લુમાં વેલિંગ્ટનના વિજય સાથે સરખાવવામાં આવે તો એમજ માલૂમ પડશે કે વેલિંગ્ટનનો એ વિજય વિજય–નામને યોગ્યજ નથી. જો જર્મન સેનાપતિ બ્લુચર બરાબર વખતસર ન આવી પહોંચ્યો હોત તો લોહ–યોદ્ધા વેલિંગ્ટનનું બધુંજ લોહ પીગળી જાત. ઇંગ્રેજી સૈન્યની દ્દઢતાનો ઇન્કાર થઇ શકે તેમ નથી; પરંતુ નેપોલિયનના બળવાન સૈન્યની સરખામણીમાં એ સૈન્ય જીવતા જાગતા મનુષ્ય-શરીરની આગળ એક લોઢાની મનુષ્યમૂર્ત્તિ જેવુંજ હતું. એ લોઢાની મૂર્ત્તિ દ્દઢ હશે, પરંતુ એમાં ચતુરતા, બુદ્ધિ તથા અક્કલ ક્યાંથી હોય ? પરંતુ આ પ્રશ્ન ઉપર વિશેષ લખવાની જરૂર નથી. નેપોલિયન નીચો પડ્યો તેનું મુખ્ય કારણ બ્રિટિશ સેનાપતિની વીરતા યા તો બ્રિટિશ સૈન્યની દ્દઢતા હતી એ સિદ્ધાંત એક ઇંગ્રેજ સિવાય કોઇના મુખમાંથી નીકળી શકતો નથી. અમે આવા પ્રકારની વાત ક્ષમા કરી શકીએ છીએ.

તો પછી નેપોલિયનનો પરાજય કોણે કર્યો ? નેપોલિયનના અધઃપાતનાં સર્વ કારણો સંબંધી અમે તેના જીવનચરિત્રમાં વિશેષ લખ્યું છે. અમે અહીં એ સર્વ કારણોમાંના એક મુખ્ય કારણ સંબંધી કંઇક કહેવાની ઇચ્છા રાખીએ છીએ. એ મુખ્ય કારણ જર્મનીમાં રાષ્ટ્રીયતાની જાગૃતિનું હતું. એ જાગૃતિ કેવી રીતે ઉત્પન્ન થઇ, તથા તેનું કેવું પરિણામ આવ્યું, એ વાત આપણે આગળના પ્રકરણમાં જોઇશું.



# પ્રકરણ ૨ જું–રાષ્ટ્રીયભાવનો પ્રવાહ.

હે સ્વાધીનતા દેવી ! તારી ગતિ અદ્‌ભુત છે ! તું ક્યાંથી આવે છે અને ક્યાં ચાલી જાય છે એ કોઈ કહી શકતું નથી. જ્યારે તારાં દર્શન થવાનો વખત આવી પહોંચે છે, ત્યારે દિશાઓમાં પ્રકાશ ફેલાઇ જાય છે; અંધકાર દૂર થતો જાય છે; અને પક્ષીઓ માળામાંથી બહાર ચાંચો કાઢીને મધુર ગુંજારવ કરતાં જણાય છે. પરંતુ કોઈ જાણી શકતું નથી કે તું કયી દિશામાંથી આવીશ અથવા તો તારૂં જીવન-દાયી મુખ કયા ખુણામાં પહેલું નજરે પડશે ? સૌ જાણે છે કે તું આવીશ, પરંતુ ક્યાંથી આવીશ, ક્યારે આવીશ એ તો અવિદિતજ રહે છે. આ ઉપરથી શું તારી ગતિ અદ્‌ભુત–વિચિત્ર નથી ?

સુકા જંગલમાં આગ લગાડવાને માટે એકજ અંગારો બસ છે. એ અંગારો કોઇપણ ઠેકાણેથી આવે તેની પરવા નથી. કોઇ નટખટ દીવાસળી ચાંપી દે, કોઇ રાહદારીની ભૂલથી ચૂલામાં અગ્નિ રહી જાય. કોઇપણ રીતે માત્ર અગ્નિજ જોઇએ. પછી તે કેવી રીતે ઉત્પન્ન થયો કે કેવી રીતે નહિ, તેને કોણ પૂછે છે ! હે દેવી કોઇપણ દેશમાં જ્યારે તારૂં શુભાગમન થઈ રહ્યું હોય છે, જ્યારે તું તે દેશના સર્વ દોષો તેમજ પાપોનો નાશ કરવાને તૈયાર થઈ હોય છે ત્યારે અંગા-રાનું ઉત્પત્તિસ્થાન પૂછવામાં આવતું નથી. તે વાયુ કે જે અગ્નિને શાંત પણ કરી શકે છે, તેજ વાયુ વૃક્ષોમાં ઘર્ષણ ઉત્પન્ન કરીને જંગ-લને સળગાવી દે છે ! કઠોર સોનાને ઓગાળી નાખીને સુંદર આભૂ-પણો બનાવનારી હે દેવી ! તારાજ શત્રુઓ એવે સમયે તારા સહા-યક થઇ પડે છે. જે તને બુઝાવી નાખવાની ઇચ્છા રાખે છે, તેજ તારી વૃદ્ધિના કારણરૂપ બની જાય છે; અને તેથી કરીનેજ તારી ચાલ ન્યારી કહેવાય છે.

નેપોલિયન બોનાપાર્ટનું સમસ્ત જીવન બે ભાગમાં વહેંચી શકાય છે. તેનો પહેલો ભાગ ઉભરાઈ જતા સમુદ્રની લહરિયોપર ડગમગી રહેલા ફ્રાન્સરૂપી વહાણને દૃઢ બનાવવામાં પસાર થયો, તથા બીજો ભાગ બીજા દેશોની ભૂમિને સોગટાં બનાવીને સેતરંજ ખેલવામાં તથા યુરોપમાં જન્મ પામેલી સ્વતંત્રતારૂપી આગને બુઝાવવાનો વ્યર્થ પરિશ્રમ કરવામાં પસાર થયો. પહેલો ભાગ નાનો અને બીજો ભાગ લાંબો હતો. બીજા ભાગમાં નેપોલિયને જાતિઓની સ્વતંત્રતાનો નાશ કરવાનો યત્ન કર્યો હતો. વિજયપર વિજય મેળવીને એક પછી બીજી જાતિને પોતાના પગ નીચે રોળીને તેણે ૧૨ કે ૧૩ વર્ષ સુધી ભયંકર ત્રાસ ફેલાવ્યો, પરંતુ પરિણામ શું આવ્યું ? શું તેના જેવા દિગ્વિજયી યોદ્ધાના સતત શ્રમથી પણ જાતિઓની સ્વતંત્રતા દબાઈ રહી ? ઇતિહાસનાં પૃષ્ઠો ઉઘાડીને જોશો તો માલૂમ પડી આવશે કે, એ વાયુનું તોફાન કે જે આગને બુઝાવવાની ઇચ્છા રાખતું હતું તે ઉલટું આગને વધારવાનાજ કારણરૂપ થઈ પડયું ! યુરોપની જાતિઓની હમણાંની સ્વતંત્ર રચનામાં સૌથી મુખ્ય કારણ આ તોફાની વાયુનું આગમનજ હતું. આસ્ટ્રિયાના અત્યાચારી પંઝામાંથી જર્મની મુક્ત થયું, તથા એક બળવાન રાષ્ટ્ર બની ગયું. ઇટાલીએ પણ પ્રિન્સ મેટર્નિચની ભાવી આશાઓને નિરાશાના સ્વરૂપમાં ફેરવી નાખીને સ્વાધીનતા દેવીની છત્રછાયા નીચે આશ્રય લીધો. સ્પેને પોતાના નપુંસક નરપતિઓને પ્રજાતંત્રની સત્તા આપવાની ફરજ પાડી. આ સઘળો કોનો પ્રતાપ હતો ? ઇતિહાસનો દૃઢ નિશ્ચય છે કે જો નેપોલિયન ન હોત તો આ રાષ્ટ્રોની રચના અસંભવિત હતી. જે રસ એ સમયે રાષ્ટ્રોના જીવનને માટેજ જાહેરરૂપ જણાતો હતો તેજ દિવસ વસ્તુતઃ અમૃતરૂપ સિદ્ધ થયો.

રાષ્ટ્રીયભાવ કોનું નામ છે ? એક જાતિમાં પ્રથમ તો સ્વતંત્રતાની લહેર ઉત્પન્ન થાય છે. પછી સ્વતંત્રતાના શત્રુઓની વિશેષતાને

લીધે ખટપટથી જાતિની ઇચ્છામાં હરકત ઉત્પન્ન થાય છે; અને ત્યારે જાતિના લોકો વિચારે છે કે, શત્રુઓની સામા થવાને માટે સર્વ વ્યક્તિઓનું એકઠા થઇ જવું–એકજ સૂત્રમાં પરોવાઇ જવું–જરૂરનું છે. આ પ્રમાણે સ્વાધીનતાના ભાવનું અને પછી એકતાના ભાવનું ઉત્પન્ન થવું એ બન્ને મળીને રાષ્ટ્રીયતા કહેવાય છે. જર્મનીમાં આ રાષ્ટ્રીયતાના ભાવના ઉદયમાં મુખ્ય કારણ નેપોલિયન હતો.

નેપોલિયનના વિજયોની પૂર્વે જર્મની માત્ર નામનુંજ હતું. પ્રશિયા સિવાયના સર્વ દેશોનાં રાજ્ય ઘણાં નાનાં હતાં. પ્રશિયાની એ સમયે કેવી સ્થિતિ હતી એ અમે પાછળ જણાવી ગયા છીએ. ત્રીજો ફ્રેડરિક એ સમયે તેના દાદાએ એકઠાં કરેલાં રત્નોને બન્ને હાથથી ઉડાવી રહ્યો હતો. તે સિવાયનાં સર્વ નાનાં નાનાં રાજ્યો આસ્ટ્રિયાના સમ્રાટના પ્રભાવમાં હતાં. તેને એક પ્રકારે આસ્ટ્રિયન સામ્રાજ્યના ભાગ જેવાં ગણવામાં આવતાં હતાં. કેટલાંક રાજ્યો સ્વતંત્ર પણ હતાં; પરંતુ તેઓ એટલી બધી થોડી શક્તિવાળાં હતાં કે તેમની સ્વતંત્રતા માત્ર નામનીજ હતી. જ્યારે નેપોલિયને વિજય-યાત્રાની શરૂઆત કરી ત્યારે આવી સ્થિતિ હતી. એ વિજયયાત્રાથી શું થયું ? આસ્ટ્રિયાની સત્તા જડમૂળમાંથી ડગમગી ગઇ; જર્મનીના જે નાના નાના દેશો આસ્ટ્રિયાના પ્રભાવમાં હતા તે જુદા પાડી દેવામાં આવ્યા; નેપોલિયનની તોપો આસ્ટ્રિયાની રાજધાની વીએનામાં ગાજી ઉઠી; અને તેથી કરીને તેનો જે થોડો ઘણો પ્રભાવ રહ્યો હતો તે પણ ચાલ્યો ગયો. ફળ એ થયું કે જર્મનીનાં નાનાં નાનાં રાજ્યો આસ્ટ્રિયાના પ્રભાવમાંથી નીકળી જઇને સ્વતંત્ર થવા લાગ્યાં. જર્મન રાષ્ટ્રીયતાની આ પહેલી સીડી હતી.

પરંતુ હજી સુધી જર્મનીનાં નાનાં નાનાં રાજ્યોમાં ઘણી નિર્બળતા હતી, તથા તેઓમાં એકતા નહોતી. જેમ તીર વિનાનું

ધનુષ્ય અને ગોળી વિના બંદુક નકામી છે, તેમ એકતા વિનાની સ્વાધીનતા પણ નિરૂપયોગી થઇ પડે છે. આ એકતાના ભાવને લાવનાર પણ નેપોલિયનજ હતો. તેણે કેટલાંક નાનાં નાનાં રાજ્યોને એકત્ર કરીને કોન્ફેડરેશન ઑફ ર્‌હાઇન ( Confederation of Rhine ) બનાવ્યું, તથા તેની ઉપર પોતાનો પ્રભાવ સ્થાપવાની આશા કરી. નેપોલિયનનો વિચાર એવો હતો કે તે આવી રીતે જર્મનીની પ્રશિયા વગેરે મોટી શક્તિઓની સામે પોતાની એક જર્મન-શક્તિ સ્થાપિત કરી લેશે; પરંતુ તેણે એ વિચાર કદાપિ કર્યો નહોતો કે આ એકતાશક્તિ કોઇ વખતે તેને પોતાનેજ માટે નુકસાનકારક છે. થયું પણ તેમજ. જ્યાંસુધી એ એકત્ર થયેલાં રાજ્યોને નેપોલિયનનો ઘણો ભય રહ્યો ત્યાં સુધી તો સૌ સારૂં રહ્યું; પરંતુ જેવું નેપોલિયનનું મુખ બીજી દિશા તરફ ફર્યું કે તરતજ જર્મની એક થઇ ગયું અને નેપોલિયને કરેલી એકતાજ તેના વિનાશનું મુખ્ય કારણ થઇ પડી. એક જાતિના જુદા પડી ગયેલા અવયવોને એકત્ર કરનાર વીર-પુરૂષના અવયવોજ જુદા પડી ગયા. અંદર સળગી રહેલા અગ્નિને વિશેષ ભયંકર રીતે સળગાવવાને માટે વાયુની જરૂર રહે છે આસ્ટ્રિયાના ગર્વને ઉતારીને તેને સ્વાધીનતા આપનાર, તથા ર્‌હાઇનના કૉન્ફેડરેશનદ્વારા એકતાનું બીજ રોપનાર નેપોલિયનજ એ વાયુને ખેંચી લાવનાર થયો. નેપોલિયનની કઠોરતા તથા અત્યાચારજ એ વાયુરૂપે હતાં. જર્મન લોકો સ્વભાવથીજ સ્વતંત્રતાપ્રિય હોય છે. પોતાના જંગલી પરંતુ વિજયી પૂર્વજો પાસેથી તેમણે સ્વતંત્રતાનો ભાવ ગ્રહણ કર્યો છે. તેઓ કોઇના પણ બંધનને સહન કરી શકતા નથી. જેમ જેમ નેપોલિયન તેમને વિશેષ દબાવતો ગયો તેમ તેમ ઉઠીને ઉભા થવાની તેમની વૃત્તિ વિશેષ સતેજ થતી ગઇ. જ્યારે પ્રશિયન લોકોને એમ માલુમ પડતું કે, નેપોલિયને તેમના રાજાનું અપમાન કર્યું છે,

તેની સાથે સીધી રીતે વાત પણ કરી નથી; ત્યારે તેમનું લોહી ત્વરિત ગતિથી વહેતું હતું. તેઓ ક્રોધાવેશમાં આવી જતા હતા. વિજેતાનો ઝુંડો ફરકતો રહ્યો ત્યાંસુધી તો એ રાષ્ટ્રીય જોશ દબાઇ રહ્યું, ત્યાંસુધી તો તેના ઉપર લોઢાની બેડીઓ લાગી રહી; પરંતુ મૉસ્કોના અગ્નિએ એ સઘળી બેડીઓને પિગળાવી દીધી, તથા અંદર સળગી ઉઠેલો અગ્નિ વિશેષ પ્રચંડ સ્વરૂપમાં સળગી ઉઠયો. એ અગ્નિની પ્રચંડ જ્વાળાએ 'ભૂતોના યુદ્ધ' માં તથા 'વૉટર્લુના સંહાર' માં દર્શન દીધું.

વૉટર્લુનું યુદ્ધ થઇ ગયું. વિજયી નેપોલિયનને તેણે તૈયાર કરેલી સમશેરેજ કાપી નાખ્યો, તેણે જાતે ઘોળેલા કાતીલ ઝેરથી તે જાતેજ માર્યો ગયો. સ્ટાઇન કે જે તે સમયે પ્રશિયાનો ઉત્સાહી તથા દૂરદર્શી મંત્રી હતો, તે માત્ર નિમિત્તસ્વરૂપ હતો. બ્લૂચર કે જે વૉટર્લુના યુદ્ધમાં પ્રશિયન સૈન્યનો સેનાધિપતિ હતો તે વિધિના હાથમાં હથોડા સ્વરૂપ હતો. સ્વતંત્રતા તેમજ એકતાના સંયોગનેજ રાષ્ટ્રીયતાના નામથી ઓળખવામાં આવે છે. એ રાષ્ટ્રીયતાએજ વીસ વર્ષના સતત શ્રમથી બનેલી સામ્રાજ્યરૂપી લંકાને ભસ્મીભૂત કરી નાખી.

યુદ્ધ થઇ ગયા પછી, નેપોલિયનના સેન્ટહેલીના નામના ટાપુમાં કેદ થઇ ગયા પછી વિજયી રાજાઓ જીતના ભાગ વહેંચવા બેઠા. આસ્ટ્રિયાની રાજધાની વીએનામાં યુરોપના સઘળા છત્રપતિઓના પ્રતિનિધિઓ નેપોલિયનનું કર્યું–કારવ્યું ફોક કરી નાખવાને એકઠા થયા. આ સંમિલનથી પ્રશિયાને ઘણી મોટી આશા હતી, નેપોલિયનનો ક્રૂર હાથ સર્વથી વિશેષ ક્રૂરતાથી આ અભાગી દેશ ઉપરજ પડયો હતો; અને તેજ પ્રમાણે નેપોલિયનનો પરાજય કરવામાં પણ સૌથી વિશેષ યત્ન મહાન ફ્રેડરિકના વિજયોથી પ્રતિષ્ઠા પામી ચૂકેલા પ્રશિયન સૈન્યનોજ હતો. ત્યારે શું પ્રશિયાવાસીઓની આ આશા અયોગ્ય હતી? અને શું ત્રીજા ફ્રેડરિકે અતિ ઉત્સુકતાથી આ સંમિલનમાં નહોતું જવું જોઇતું?

પરંતુ વીએનાનું એ રાજસંમિલન પ્રશિયાને માટે શીઆળાના વાદળ જેવું થયું. શીઆળામાં વાદળ દેખાય છે ખરૂં, પરંતુ તે વરસતું નથી. આ સંમિલને પ્રશિયાને તથા મુખ્ય કરીને જર્મનીને સાધારણ પ્રકારે એવી ખાત્રી કરી આપી કે સંસારમાં જેની પાસે શક્તિ છે તે સત્યની પરવાહ કરતું નથી. નેપોલિયન હોય કે રશિયાનો અલેકઝાંડર હોય, ફ્રાંસનો રાજપ્રતિનિધિ હોય કે ન્યાયાભિમાની ઇંગ્લાંડનો દૂત હોય, પરંતુ તેઓ સર્વે એકજ ધર્મશાસ્ત્રને માનનારા છે. એ ધર્મશાસ્ત્ર કયું છે? શત્રુનો વિનાશ કરવાને માટે જે પણ સાધન ઉપયોગી થઇ પડે એવું હોય તે લાવો; ગળામાં ઢોલ ભરવીને ન્યાયની બાંગ પોકારો તથા સફેદ ચાદરપર સત્યના અક્ષરો ઉડાવતા ફરો. પરંતુ શત્રુનો વિનાશ કર્યા પછી એ ઢોલ તથા ઝુંડાનું કાંઇ કામ નથી. 'શક્તિજ સત્ય છે' નો સિદ્ધાંત વિજયીને માટે યુરોપિયન નીતિશાસ્ત્રમાં સૌથી વિશેષ માનપાત્ર ગણાય છે. જે બહાદુર હોય છે તેને યોગવાસિષ્ઠ વંચાવવા કોણ જાય છે? આ સિદ્ધાંતને પશ્ચિમની જાતિઓ પ્રામાણિક માને છે. જેવો અગ્નિનો પાણી સાથે સંબંધ હોય છે તેવોજ સંબંધ વિજયનો ન્યાયની સાથે છે. વીએનાના સંમિલને એ વાત સ્પષ્ટ નક્કી કરી બતાવી. યુરોપના છત્રપતિઓ કે જેઓ નેપોલિયનની બળાત્કારી તથા જુલ્મી પુરૂષ તરીકે નિંદા કરે છે તેઓ જાતે શું કરે છે? વીએનાના સંમિલનમાં મોટાં મોટાં રાજ્યોએ એકઠાં થઇને સહભોજન કરી લીધું. જેમાં સૌને યથાયોગ્ય ભોજન મળ્યું, પરંતુ પ્રશિયા કે જે હજી નિર્બળ હતું અને રશિયા, ઇંગ્લાંડ કે આસ્ટ્રિયાના જેવી શક્તિ ધરાવતું નહોતું; તેના ભાગમાં શું આવ્યું તે હવે આપણે જોઇએ.

# પ્રકરણ ૩ જું–પ્રતિનિધિ–સભા.

વીએનાના રાજ્યસંમિલનમાં પ્રશિયાને સર્વથા નિરાશ થવું પડ્યું. પ્રશિયન લોકો જર્મનીને એકત્ર કરવાની ઇચ્છા રાખતા હતા; પરંતુ ઉપલા સંમિલને ઉલટો તેના વર્તમાન ભેદને વધારવાનાંજ સાધન કરી આપ્યાં. પ્રશિયાના દેશભક્તો ઇચ્છતા હતા કે જર્મનીના સર્વ રજવાડાઓના સલાહસંપમાં પ્રશિયા અગ્રેસર રહે, પરંતુ ઉપલા સંમેલને તે પદવી આસ્ટ્રિયાને આપી. આસ્ટ્રિયાના સભાપતિત્વમાં જર્મન એકતા ( German Confederation ) બનાવવામાં આવી અને પ્રશિયાને તેમાં આસ્ટ્રિયાથી નીચેનું સ્થાન મળ્યું. પ્રશિયા, બવેરિયા, સૅક્સની તથા વુર્ટમ્બર્ગ સિવાયની પાંત્રિસ નાની નાની રિયાસતોને એમાં મેળવી દેવામાં આવી. એ સઘળી રિયાસતોની આબાદી તથા શક્તિ પ્રમાણે પસંદ કરવામાં આવેલા પ્રતિનિધિઓને એકત્ર કરીને તથા આસ્ટ્રિયાને તેઓ સર્વના મુખ્ય તરીકે બનાવીને વીએનાના સંમિલને પોતાનું કાર્ય સમાપ્ત કર્યું. જર્મનીના દેશોનું આસ્ટ્રિયા સભાપતિ ! પ્રથમ તો એજ અસંભવિત હતું. વળી જે સંગઠન બનાવવામાં આવ્યું હતું તે પણ સેંકડો દોષોથી ભરેલું હતું. એમાં કાર્યને સુધારવાની કે ઉન્નતિ કરવાની તો શક્તિજ નહોતી. તેનાથી કાંઇ પણ થઇ શકે તેમ હતું તો તે એજ કે વખતોવખત ઉન્નતિને માર્ગે આગળ વધતા દેશોના રસ્તામાં કાંટા પાથરવા.

આ ભાઇચારો, કે જે ડાયટ ( Diet ) નામથી પણ ઓળખાતો હતો તેનું સ્થાન ફ્રેંકફોર્ટ હતું. આ ડાયટમાં જર્મનીની સઘળી રિયાસતોના પ્રતિનિધિઓ મળીને સમસ્ત જર્મની દેશ સાથે સંબંધ ધરાવનારા પ્રશ્નો ઉપર વિચાર કરતા હતા. આ સંગઠન અનુસાર કોઈ પણ દેશને એવો અધિકાર નહોતો કે તે ભાઇચારાના કોઇ બીજા

સભાસદની સાથે ડાયટની આજ્ઞા સિવાય યુદ્ધ કરી શકે. બીજા દેશોની સાથે યુદ્ધ કરવાને સૌ સ્વતંત્ર હતા, પરંતુ માંહોમાંહે ડાયટની રજા સિવાય સંધિ તેમજ વિગ્રહ થઇ શકતાં નહિ. ભાઇચારાના સભાસદોને માટે એ પણ આવશ્યક હતું કે, તેઓ પોતાની ઇસાઈ પ્રજા સાથે–પછી તે રોમન કૅથોલિક હોય કે પ્રોટેસ્ટન્ટ હોય–સમાન વ્યવહાર રાખે. તે સાથે સર્વ રિયાસતોને એવી સલાહ પણ આપવામાં આવી હતી કે, તેઓ પોતાની પ્રજાને પ્રતિનિધિની સત્તાવાળું રાજ્ય આપે. આ આજ્ઞા નહિ; પરંતુ સલાહ હતી. પોતાની સઘળી આજ્ઞાઓ તેમજ સલાહ પાર પાડવામાં કોઇ પણ પ્રકારની હરકત નડે નહિ એ માટે ડાયટને ત્રણ લાખ સિપાઇઓ પોતાની પાસે રાખવાનો અધિકાર હતો.

ઉપરઉપરથી તો જણાય છે કે આ ભાઇચારાને લીધે જર્મનીને ઘણો લાભ થયો હશે; પરંતુ તેના સંગઠનની નિર્બળતા તરફ લક્ષ્ય આપવાથી એ સંદેહ દૂર થઇ જાય છે. જ્યાંસુધી ડાયટના સઘળા સભાસદો કોઇ વિષયને કબૂલ નહોતા રાખતા ત્યાંસુધી કોઇ વિષયને માન્ય કરવામાં આવતો નહોતો. આ એક એવો નિયમ હતો કે જે બંધારણના આ યંત્રને નકામું કરી દેતો હતો. સર્વની સંમતિ–તેમાં પણ પાસે પાસેની રિયાસતોની સર્વ સંમતિ–અસંભવિતથી પણ અસંભવિત હતી. તેનું પરિણામ એ આવ્યું કે, પોતાના દીર્ઘ જીવનમાં પણ આ ડાયટે એક પણ અત્યાવશ્યક પ્રશ્નનો નિકાલ કર્યો નહિ. યુરોપમાં આ જર્મન ભાઇચારાનો શબ્દ વૃથા શબ્દ તરીકેજ સમજવામાં આવતો હતો. ડાયટની કળા એટલાજ માટે બનાવવામાં આવી હતી કે, તેમાં રૂ તો નાખી શકાય; પરંતુ તે કદાપિ પાછું નીકળેજ નહિ. રૂ જાય અને કપડું મળે નહિ તેની પેઠે આ ડાયટમાં 'અત્યાવશ્યક' પ્રશ્નો પ્રવેશી તો શકતા હતા; પરંતુ પછી પાછા નીકળવાનો–નિકાલ થવાનો–નિષેધ હતો.

આસ્ટ્રિયાને સભાપતિ બનાવવાનું પરિણામ ઘણું ખરાબ આવ્યું. જર્મનીની ભૂમિ ઉપર વાસ્તવિક રીતે કોઇ જર્મનનેજ પ્રધાનતા મળવી જોઇતી હતી. પ્રશિયા આ ઉચ્ચ પદના અધિકારનું ઉમેદવાર હતું; અને એ પદ માટેનો અધિકાર તેણે પોતાના શૂરવીરોના લોહીને પાણીની પેઠે વહેવરાવીને પ્રાપ્ત કર્યો હતો. પરંતુ મોટી મૂર્ત્તિના પૂજારી યુરોપિયન નરેશોએ આસ્ટ્રિયાને જ ઉચ્ચપદ અર્પણ કર્યું. આવી સ્થિતિમાં આસ્ટ્રિયા તેમજ પ્રશિયાને એકબીજાપર ચીડ રહેવી સ્વાભાવિકજ હતી. બન્ને એકબીજા તરફ દ્વેષ રાખતાં હતાં, અને બાઇચારામાં એક બીજાને નીચાં દેખાડવા ચાહતાં હતાં. બન્ને પોતાના પક્ષમાં વિશેષ પ્રતિનિધિઓ મેળવી લેવા ચહાતાં હતાં. ભાઇચારો હતોજ શું ચીજ ! ડાયટના પ્રતિનિધિઓની છુપી ઓરડીઓ ગુપ્ત મંત્રણાઓથી ભરેલી રહેતી હતી. જ્યાં આવી ઇર્ષ્યાનું પ્રબળ રાજ્ય હોય ત્યાં ભલા મેળ અને શાંતિની સંભાવના ક્યાંથીજ હોઇ શકે ?

પ્રશિયાને વૉટર્લુના બદલામાં આવાં ફિક્કાં ફળ મળ્યાં હતાં. પ્રશિયાનો રાજા ત્રીજો ફ્રેડરિક સ્વભાવથીજ નિર્બળ હતો, તથા આસ્ટ્રિયાના મંત્રીના મંત્રથી મુગ્ધ રહેતો હતો. તે સમજતો હતો કે પ્રશિયાની ભલાઈ અને હિત આસ્ટ્રિયાના ચરણોને ચુંબન કરવામાંજ છે; પરંતુ પ્રશિયન પ્રજા એવી કાયર નહોતી. તેણે એકતા તેમજ સ્વતંત્રતા મેળવવાને માટે પોતાની ખેતી તથા વ્યાપારને છોડીને રણભૂમિનો રસ્તો લીધો હતો. જેણે રાષ્ટ્રીયતારૂપી અમૃત પીવાને માટે પોતાના ભાઈ તેમજ બન્ધુઓને કુરબાન કર્યા હતા; તેને તેની છાયા પણ પ્રાપ્ત થઇ નહિ. તેણે જાણી લીધું કે તેને ઠગવામાં આવેલ છે.

બીજી તરફ ડાયટમાં આસ્ટ્રિયાના મુખ્ય પ્રધાન પ્રિન્સ મેટર્નિચનો દોરદમામ ચાલી રહ્યો હતો. તે પોતાની ઇચ્છામાં આવે એ વાત કબુલ કરાવી લેતો હતો. પ્રિન્સ મેટર્નિચ સ્વતંત્ર વિચારોને ડરામણાં

ભૂત સમજતો હતો. ભાઇચારાવાળા મંડળમાં તેણે પોતાના પ્રભાવથી એવો ઠરાવ કરાવ્યો કે જર્મનીમાં ચાલતો રાષ્ટ્રીયતાનો પ્રવાહ રોકવો. આ ઠરાવને અનુસરીને રાજનીતિની સભાઓ ભરાતી બંધ કરાવવામાં આવી, સમાચારપત્રોના મુખમાં જબરદસ્ત લગામો નાખવામાં આવી, તથા પ્રતિનિધિસત્તાત્મક રાજ્યને નિરુત્સાહિત કરી નાખવામાં આવ્યું. પ્રશિયામાં પણ આ દાબનો પ્રભાવ પડ્યો. ત્યાં ઉપર કહેલા સઘળા અત્યાચારોની સાથે સાથેજ વિશ્વવિદ્યાલયની ઉપર કઠોર નિરીક્ષણ રાખવામાં આવ્યું. શિક્ષણના ખુલ્લા હાથોમાં રાજ્ય તરફથી જંજીરો નાખવામાં આવી. અધ્યાપકો તથા પ્રોફેસરોને સરકારે પૈસાના ગુલામો બનાવવાનો યત્ન કર્યો. પરમાત્મા તરફથી મનુષ્યને ત્રણ પ્રકારનું અમૃત મળ્યું છે, એમાં વિચારની સ્વતંત્રતા મુખ્ય છે. પ્રશિયન સરકારે શિક્ષણને હાથમાં લઇને તેનો નાશ કરવાની ઇચ્છા કરી. બીજું અમૃત વાણી તથા લેખિનીની સ્વતંત્રતા છે, સભાઓ તથા સમાચાર પત્રોના ગળામાં ફાંસો નાખીને તેના ઉપર પણ પાણી ફેરવવામાં આવ્યું. ત્રીજું અમૃત ક્રિયાની સ્વાધીનતા છે, પોલિસના દંડાઓએ તેના અંગને પણ ભાગી નાખ્યું. જગદંબાએ અર્પણ કરેલા આ ત્રણે પ્રકારના અમૃતને આ પ્રમાણે છીનવી લઇને શું પ્રશિયન સરકારે ઘોર પાપ નહોતું કર્યું?

પરંતુ "ઘોર તાપથીજ વરસાદ વરસે છે." આ સઘળા અત્યાચારોએ જે શુભ પરિણામ ઉત્પન્ન કર્યું, તેનો સંપૂર્ણ ઇતિહાસ અતિ મનોરંજક છે; પરંતુ અમે એ વિસ્તૃત ઇતિહાસને અત્ર આલેખી શકતા નથી. એ ઇતિહાસને આલેખવાને માટે એક જુદાજ પુસ્તકની જરૂર છે. અહીં તો અમે માત્ર પ્રિન્સ બિસ્માર્કના જીવનની ભૂમિકા બાંધવાનીજ ઇચ્છા રાખીએ છીએ. પ્રિન્સ બિસ્માર્કનું જીવન, અમે જે ઘટનાઓનું અહીં વર્ણન કરીએ છીએ તે ઘટનાઓનુંજ પરિણામ હતું.

ડાયટનું બનવું તથા આસ્ટ્રિયાની મુખ્યતાજ પ્રશિયાને આ અવનતિના ખાડામાં નાખવાને માટે પરિપૂર્ણ હતી; પરંતુ તે ઉપરાંત દેશના

રાજાનું નિર્બળ અને નકામાપણું તો વળી ગાંડાને ધંતૂરો ખવડાવવા જેવું હતું. વૃદ્ધ રાજા ફ્રેડરિક કે જેની નિર્બળતા નેપોલિયન સાથેનાં યુદ્ધોમાં પ્રકાશિત થઇ ચૂકી હતી, તે મરી ગયો હતો, અને ઇ. સ. ૧૮૪૦ માં તેનો પુત્ર ચોથો ફ્રેડરિક વિલિયમ ગાદી ઉપર બેઠો હતો. જે વસ્તુ ખાણમાં હોય છે તેજ બહાર આવે છે. કોયલાની ખાણમાંથી સોનું નીકળી શકતું નથી. જે ગુણ પિતામાં હતા તેજ ગુણોનો ચમત્કાર નવીન રાજામાં પણ હતો. જ્યારે ચોથો ફ્રેડરિક રાજગાદી ઉપર બેઠો નહોતો ત્યારે લોકો તેના ઉપર મોટી મોટી આશાઓ બાંધી રહ્યા હતા. તેનો સ્વભાવ કાંઇક કોમળ હતો, તથા લોકો એમ જાણતા હતા કે એમાં જોશ પણ હતું, છતાં શિરપર રાજછત્ર આવતાંની સાથેજ તેની છાયાથી ચોથા ફ્રેડરિક વિલિયમનાં જ્ઞાનચક્ષુઓ કેમ મંદ પડી ગયાં એ સમજાતું નથી. તે પણ રાજાઓના 'દેવતુલ્ય અધિકાર'નું ધ્રુવપદ લલકારવા લાગ્યો. તે જેટલું વિશેષ બોલતો હતો, તેટલુંજ કામ ઓછું કરતો હતો, તેથી ધીમે ધીમે તેનાં વચનોથી લોકો ખિજાઇ જવા લાગ્યા. ચારસો વર્ષ ઉપરના પ્રાચીન નીતિજ્ઞોના સિદ્ધાંતો સંભળાવીને તે એ લોકોને પોતાના પક્ષમાં લાવવાને ઇચ્છતો હતો. પ્રશિયાના ભણેલા–ગણેલા ઉદારવૃત્તિવાળા લોકો, પ્રથમ તો રાજાને માફ કરતા રહ્યા; પરંતુ ધીમે ધીમે તેઓ રાજાના મિથ્યા બકવાદથી ખીજાઇ ગયા. સમાચારપત્રોમાં તથા વ્યાખ્યાનવેદીઓપર સંભવ હોય ત્યાંસુધી રાજાની નિર્બળ તેમજ નુકસાનકારક નીતિનીજ સમીક્ષા થવા લાગી. લોકો ઇ. સ. ૧૮૪૭ માં ઇ. સ. ૧૪૪૭ ના વિચારો સાંભળવાનું પસંદ કરતા નહોતા.

ચોથા ફ્રેડરિકે રાજગાદીને સમયે તથા પછીથી પણ થોડી એવી આશા દર્શાવી હતી કે તે પ્રશિયામાં પ્રજા–પ્રતિનિધિ–સભા બનાવશે, પરંતુ એ આશા તે આશાજ રહી. ઉલટી હવે તો એક તરફ કઠિનતા ઉપસ્થિત થઇ. બીજાં સ્થળોની સાથે સાથે જર્મનીમાં નવીન રેલ્વેની

સડકો બની રહી હતી, તેને માટે દ્રવ્યની જરૂર હતી; પરંતુ ધન લાવવું ક્યાંથી ? જ્યારે બીજી કોઈ વાત ન સૂઝી ત્યારે રાજાને એક જુનું રાજ્ય–ફરમાન દેખાડવામાં આવ્યું. ઈ. સ. ૧૮૨૨ માં એવો રાજનિયમ થયો હતો કે, જ્યાંસુધી પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ લેવામાં ન આવે ત્યાંસુધી કોઇપણ પ્રકારનું નવીન કરજ લેવું નહિ. કરજ લેવાના જે એકજ સાધનથી સરકારને રૂપિયા મળી શકે તેમ હતું; તે સાધન આ પ્રમાણે પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ સિવાય નિરૂપયોગી હતું. જેથી રાજાને નિરૂપાયે પ્રતિનિધિઓની સભા બોલાવવાની ફર્જ પડી.

આ એજ સભા હતી કે, જેમાં ચરિત્રનાયક પ્રિન્સ બિસ્માર્ક પહેલવહેલો આવ્યો હતો. આ કાર્ય જો ૭ વર્ષ પૂર્વે કરવામાં આવ્યું હોત તો લોકો ચોથા ફ્રેડરિક વિલિયમનાં ગુણગાન ગાત; પરંતુ આટલા વિલંબે આ શુભ કાર્યની શુભતાને મારી નાખી. આમ છતાં પણ લોકો કદાચ રાજાના આ શુભ કાર્યની પ્રશંસા કરત; પરંતુ પ્રતિનિધિ–સભાનો પ્રારંભ કરતી વખતે રાજાએ ફરમાવ્યું કે, "સૌએ યાદ રાખવું જોઇએ કે, હું આપણા ઈશ્વિર તથા આપણી પ્રજાની વચ્ચે કાગળનો એકપણ ટુકડો આવવા દઈશ નહિ." આ વાક્યનો અર્થ એવો હતો કે, 'મેં દયા લાવીનેજ તમને બોલાવ્યા છે. તમને કોઇ પણ પ્રકારની દૃઢ પ્રજા-તંત્રની સત્તા આપી નથી." જે જાતિઓ ઘણા સમય સુધી સતત યત્ન કરીને સ્વાધીનતાનો નાનો ટુકડો મેળવે છે તે આવા શબ્દો સાંભ-ળવા પસંદ કરતી નથી. ખેર, લોકોએ રાજકીય પ્રશંસાનાં ગીત ગાયાં યા ન ગાયાં તોપણ પ્રતિનિધિ–સભા તો મળીજ ચૂકી. આ સભાની સાથેજ પ્રુશિયાની તથા તેને લીધે સમસ્ત જર્મની દેશની ઉન્નતિમાં એક નવીન પ્રકરણ–શરૂ થયું. પાઠક ! એ પ્રકરણનું વૃત્તાંત તમે હવે આગળનાં પૃષ્ઠોમાં જોઇ શકશો.

# ભાગ ૩ જો—તૈયારી.

## પ્રકરણ ૧ લું—પહેલું અધિવેશન.

ઇ. સ. ૧૮૪૭ માં ચોથા ફ્રેડરિકે પ્રતિનિધિસભાનો પ્રારંભ કર્યો. અધિવેશનની શરૂઆતમાં રાજા વ્યાખ્યાન કરે છે, એ નિયમાનુસાર ફ્રેડરિકે પણ એક લાંબુ ભાષણ કર્યું. એ ભાષણ એક ઉછરતા કવિનાં વાકયોજ હતાં. સમાચારપત્રોની યોગ્ય અત્યુક્તિઓથી એ ભાષણ ભરેલું હતું. એક તરફથી ઓગણીસમી શતાબ્દીના ભાવોનું ગૌરવ દર્શાવીને પ્રતિનિધિસભાના આધારપર હવાઈ કિલ્લા બાંધવામાં આવ્યા હતા, તો બીજી તરફ સડી ગયેલી પ્રાચીન રાજ્યકલ્પનાઓનો ખ્યાલ કરાવતાં પોતે ઈશ્વરદૂત હોવાનું અભિમાન વધારવામાં આવ્યું હતું. વ્યાખ્યાનમાં અનેક રંગો દેખાડવામાં આવ્યા હતા. કોઈ ઠેકાણે ધમકી હતી તો કોઈ ઠેકાણે નમ્રતા હતી. કોઈ ઠેકાણે પોતાનો મહિમા દર્શાવ્યો હતો તો કોઇ ઠેકાણે પ્રજાનું ગૌરવ દર્શાવ્યું હતું. આવા પ્રકારના અદ્‌ભુત ભાષણની સાથે પ્રતિનિધિ—સભાનું પ્રથમ અધિવેશન શરૂ થયું.

અધિવેશનની શરૂઆતમાંજ રાજાની તરફથી પ્રતિનિધિઓને કહેવામાં આવ્યું હતું કે:—" તમારી અયોગ્યતા તરફ લક્ષ્ય નહિ આપતાં મેં તમને પ્રતિનિધિ સભામાં આવવાનો અધિકાર આપ્યો છે એ તમારા ઉપર ઘણી કૃપા કરી છે." તે સાથે વળી એવી ધમકી પણ દર્શાવવામાં આવી હતી કે જો તમે " પ્રજાના મનમાનતા પ્રતિનિધિ થવાના અભિમાનમાં તણાશો તો હું સભાને ઉડાવી દઈશ." અંતમાં

સર્વ સાધારણ લોકો તરફના સ્વતંત્રતા માટેના કોલાહલનું વર્ણન કરતા ફરમાવવામાં આવ્યું હતું કેઃ—"મારા પરમેશ્વર તેમજ મારી પ્રજાની વચ્ચે કાગળનો કોઈપણ ટુકડો આવે એવી મારી ઇચ્છા નથી."

લોકહિતની જે આશાઓ બંધાઇ હતી તેની ઉપર પાણી ફરી વળ્યું. આ પહેલા ભાષણેજ લોકોને ખીજવી નાખ્યા, તથા તેમનાં પ્રસન્ન મુખો ઉપર અસંતોષ ફેલાઇ ગયો. સભામાં એક ઉદારપક્ષ સમજવામાં આવતો હતો કે જેનો નેતા જોર્જ ફ્રોન વિન્કે હતો. એ પક્ષના લોકોએ ઇંગ્લાંડ તથા ફ્રાન્સના ઇતિહાસનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો. તેમનાં ભેજાંઓમાં હેલમ તથા ગૂજિયોનાં પુસ્તકોની પંક્તિઓ સદાકાળ ઘુમ્યા કરતી હતી; તથા ફ્રાન્સની રાજ્યક્રાન્તિ તેમજ ઇંગ્લાંડના નિયમોના શાસનનું ચિત્ર અંકાઇ રહ્યું હતું. ઇંગ્લાંડનો સ્વાધીનતાનો ઇતિહાસ તેમણે વાંચ્યો હતો, તથા તેની પુનરાવૃત્તિ તેઓ જર્મનીમાં કરવાની ઇચ્છા ધરાવતા હતા. પિમ હૅમ્પ્ડન તથા ક્રોમવેલનું નામ તેમની જીભના ટેરવાપર રહેતું હતું; તથા વાતવાતમાં બહાર નીકળી આવતું હતું.

તેમની કેટલીક દલીલો ખરી પણ હતી. સભાને શું મળ્યું હતું? જો કે નામના પ્રતિનિધિઓની સભા બનાવવામાં આવી હતી, તથાપિ વ્યવસ્થા એવી કરવામાં આવી હતી કે જેથી નગરોના પ્રતિનિધિઓ ગામડાના ખેડૂતોના પ્રતિનિધિઓથી ઓછાજ રહે. આમાં ગુહ્ય તત્ત્વ એ હતું કે, સ્વાધીનતા ઉન્નતિ તથા એકતાના વિશેષ વિચારો નગરોમાંજ નિવાસ કરે છે. ત્યાંજ તે ઉત્પન્ન થાય છે તથા ફેલાવો પામે છે અને પછી ત્યાંથી તે છણાઇને ગામડાંઓમાં જાય છે; પરંતુ આમ થવામાં સમય બહુ જાય છે; તેથી ગામડાંના નિવાસીઓ રાજાના ભક્ત તેટલો અધિક સમય રહે છે અને પ્રજાની સત્તા તથા સ્વાધીનતાના વિચારો તેમની પાસે ઘણા મોડા જઈ પહોંચે છે.

ઉપલા હેતુથી આ સભામાં ગામડાંના પ્રતિનિધિઓની વિશેષતા રાખવામાં આવી હતી. એવો કોઇ પણ નિયમ નહોતો કે પ્રતિનિધિ સભાનું અધિવેશન કોઈ ઠરાવેલા સમયે અવસ્ય થાય. રાજાની ઇચ્છા ઉપર એ વાત રહેલી હતી. જ્યાંસુધી સરકારને દ્રવ્યની વિશેષ જરૂર ન હોય, અથવા નવું દેવું લેવાનું ન હોય ત્યાંસુધી સભાને બોલાવવી કે નહિ એ રાજાની ઇચ્છાની વાત હતી. આ પ્રકારથી ઉદાર પક્ષના લોકો ઘણા નારાજ હતા. તેમણે શરૂઆતમાંજ જણાવી દીધું કે "આ સભામાં અમે દ્રવ્ય સંબંધીની કોઇ પણ માગણીને સંમતિ આપી શકીશું નહિ, કારણ કે હજી સુધી સભાનું બંધારણ જોઇએ એવું થયું નથી, તેથી નિયમ બનાવવાનો તથા માગણીઓ પાસ કરવાનો અધિકાર પણ નથી." તે સાથેજ એક પ્રાર્થનાપત્ર તૈયાર કરવામાં આવ્યું; જેમાં રાજાની તરફથી વિશેષ અધિકારો મળવાની પ્રાર્થના કરવામાં આવી. સભાના શિક્ષિત લોકોનો એક મોટો ભાગ ઉદાર પક્ષની સાથે હતો. આવી રીતે અધિકાર વધારવાની વિનતિઓ જોર–શોરથી પાસ થઈ રહી હતી; પરંતુ એક સભાસદ એવો હતો કે જે અત્યારસુધી ચૂપ હતો, છતાં તેના મુખ ઉપરના ભાવ જોવાથી એમ જણાઇ આવતું કે આ સઘળી વાતો સાંભળવાથી તેના પેટમાં અગ્નિ સળગી રહ્યો હતો. તેને આ બધો કોલાહલ બકવાદ જેવો જણાતો હતો તથા તે કોઇ બીજીજ વિચારલહરિયોમાં નિમગ્ન બની ગયો હતો.

થોડા સમય સુધી આ પ્રમાણે ચિંતામગ્ન રહ્યા પછી તે ઉભો થાય છે. ચારે તરફ એકાએક કોલાહલ મચી રહે છે. કોઇ 'શાબાશ' 'શાબાશ' પોકારે છે, તો કોઈ 'બેસી જાઓ' 'બેસી જાઓ' એમ બોલે છે. કોઇ 'છિઃ છિઃ' નો અવાજ કરે છે તો કોઇ સભાસદ વળી અનુમતિનીજ તાળીઓ વગાડતો જણાય છે. આવા ભયંકર

કોલાહલમાં આ સભાસદ પોતાની વક્તૃતા શરૂ કરે છે. સૌથી પ્રથમ તે રાજાની પ્રશંસા કરી લોકોને બતાવે છે કે, આપણને પ્રતિનિધિ-સભા આપીને રાજાએ આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. તેની ઉદારતાનું વર્ણન કરતાં કરતાં તે પાછો જે સભાસદો આ મળેલા નવીન અધિકારને મેળવીને પણ કૃતજ્ઞતા દર્શાવતા નથી; પરંતુ ઉલટા વિશેષ અધિકાર મેળવવાની ગરબડ મચાવી રહ્યા છે તેમની નીચતાની સાથે રાજાની ઉદારતાની તુલના કરે છે. અંતે રાજાના ગૌરવમાંજ જર્મનીનું ગૌરવ બતાવીને તે જે લોકો વારંવાર ઇંગ્લાંડનું દૃષ્ટાંત આપે છે તેમની ખબર લઇ નાખે છે. સમસ્ત સભામાં પાછો શોરબકોર થઇ રહે છે. લોકો વક્તાની વાત સાંભળવાને નારાજ થઇ જાય છે તથા સૌની તરફથી “ છિઃ છિઃ ” નો અવાજ સંભળાય છે. કોઇ પણ પ્રકારની ગભરામણ સિવાય બોલનાર પ્રતિનિધિ એક વર્તમાન પત્રનો કાગળ પોતાના ખિસામાંથી બહાર કાઢે છે, તથા લોકોના કોલાહલને બાલ-ક્રીડા માફક સમજીને તે એ કાગળ વાંચવા લાગે છે. આવી ઉપેક્ષાથી શરમાઈ જઇને તેમજ થાકી જઇને જ્યારે સભા શાંત થઈ જાય છે; ત્યારે બહાદુર વક્તા સભાના ઉદાર પક્ષને વળી પાછો ઝાડવા માંડે છે.

પાઠક મહાશય ! આપ એમ પૂછશો કે, આ વિચિત્ર પ્રકૃતિનો સભાસદ કોણ છે કે, જે આખી સભાની પરવાહ નહિ કરતાં પોતા-નોજ રાગ ચલાવ્યે જાય છે ? અમે ઉત્તરમાં જણાવીશું કે, એ સભા-સદ, એ બહાદુર વક્તા બીજો કોઈ નહિ, પરંતુ આ જીવન ચરિત્રનો નાયક, નિડરતાનો અવતાર પ્રિન્સ બિસ્માર્ક છે.

જ્યારે કોઈ મોટું વાયુનું તોફાન આવે છે ત્યારે નાનાં નાનાં વૃક્ષો ઝુકી પડે છે અને જે ઝુકી શકતાં નથી તે ટૂટી પડે છે. જેની શિલાઓની સાથે વાયુનું પ્રચંડ તોફાન ટક્કરોપર ટક્કરો મારે છે તોપણ તેને હલાવી શકતું નથી એ પર્વતજ મહાન છે. હવાના સપાટાની સાથે

ઉડી જવું સહેલું છે; પરંતુ તેને ચીરી નાખવાનું કામ કોઇનુંજ હોય છે. જે જંગલ ગંગાના પ્રચંડ પ્રવાહ સાથે તણાઇ જાય છે, તેને કોણ યાદ કરે છે? જગવિખ્યાત હિમાલયજ એવો છે કે જેના પત્થરો સાથે ગંગાના સ્વચ્છંદી પ્રવાહો ઠોકરો ખાય છે, ઉછળે છે, કૂદે છે-અને તોફાન મચાવે છે છતાં પણ રસ્તો બનાવી શકતા નથી, અને સ્થળે સ્થળે આમ તેમ ભટકે છે. જર્મનીના મનુષ્યસાગરમાં એ સમયે પ્રજાતંત્રની લહરિયો જોરપર હતી, રાજાના અધિકારોને ઓછા કરી નાખીને ઇંગ્લાંડ તથા ફ્રાન્સનું દૃશ્ય જોવાની ઇચ્છા શિક્ષિત વર્ગનાં ચિત્તોને ચંચળ કરી રહી હતી. આવા સમયે ચાલતી લહરિયોમાં તુંબડાં નાખીને પગ પ્રસારનાર ઘણા હતા; પરંતુ ક્રાંતિનાં ભયભીત પરિણામોને દેખનારો, જર્મન લોકોના સ્વાભાવિક રાજપ્રેમને સમજ-નારો, તથા દેશની ખરી જરૂરિયાતને જાણનારો માત્ર એકજ વીર-પુરૂષ હતો, અને તે બિસ્માર્ક હતો. તે પ્રશિયાની સ્વાધીનતાનો વિરોધી નહોતો, તે તો મહાન ફ્રેડરિકે સ્થાપિત કરેલી કીર્તિને સજીવન કર-વાની ઇચ્છા રાખનારો મહા જબરદસ્ત વકીલ હતો, પરંતુ જર્મનીના શિક્ષિત વર્ગની અધીરતાને તે પસંદ કરતો નહોતો. ક્રાંતિમાં તેને વિશ્વાસ નહોતો, તે વિકાસનો પક્ષપાતી હતો. જર્મનીની વિશેષ સ્થિતિ તરફ લક્ષ્ય આપ્યા સિવાય બીજા દેશોનું અનુકરણજ માત્ર કરવાની ઇચ્છા ધરાવનારાઓને તે કમ અક્કલના સમજતો હતો.

અમે એમ કહેવા નથી માગતા કે બિસ્માર્કની સંમતિઓ આ વિષયમાં સર્વાંશે યોગ્ય હતી તથા તેના વિરોધીઓની સર્વથા અસત્ય હતી; પરંતુ માનવું પડે છે કે, રાજામાં તેની થોડી ઘણી અનુચિત ભક્તિ હતી. વળી એમ પણ કહી શકીએ છીએ કે, જર્મન પ્રજાના લાભો કરતાં તે-પોતાના વર્ગના લોકોના હિતાહિત તરફ વિશેષ ધ્યાન આપતો હતો, પરંતુ બસ એટલુંજ તેની વિરૂદ્ધમાં કહી શકાય તેમ છે.

ઉપરની વાતો માનવા છતાં પણ એમ કહ્યા વિના કોઇ રહી શકતું નથી કે, જર્મનીની પ્રજાની તથા દેશની ખરી સ્થિતિ માત્ર બિસ્માર્ક એકલોજ સમજતો હતો. તે જાણતો હતો કે, તેની માતૃભૂમિની મુક્તિનો રસ્તો ક્યાં થઈને જાય છે. જર્મન સામ્રાજ્યની સ્થાપના થયાને આજે ૪૦૦૦ વર્ષો થઇ ગયાં છે; પરંતુ જર્મન નિવાસીઓની પોતાના રાજા પ્રત્યેની શ્રદ્ધા સહજ પણ ઘટી નથી. જર્મનીનો સમ્રાટ્ આજે પણ તેની પ્રજાની દૃષ્ટિમાં યુરોપના અન્ય રાજાઓ કરતાં વિશેષ બળવાન છે. જ્યારે આજે પણ આવી દશા છે, તો પછી આજથી લગભગ ૭૦ વર્ષ પૂર્વે જર્મનીના રાજાની શક્તિને ઓછી કરીને સ્વાધીનતા મેળવવા ઇચ્છનારા લોકો ઇતિહાસના મર્મથી અજાણ્યા નહોતા તો કેવા હતા ?

બિસ્માર્કનો અભિપ્રાય એવો હતો કે, ઇંગ્લાંડ તથા ફ્રાન્સનું દૃષ્ટાંત જર્મનીથી લઇ શકાય તેમ નથી. ઇતિહાસ સર્વ દેશોમાં એકજ માર્ગઉપર તૈયાર થઇ શકતો નથી. રાજનીતિ એવો વિષય નથી કે, જેને એક પ્રકારનાજ યંત્રમાં નાખીને તૈયાર કરવામાં આવે છે. એમાં કેટલીક વિશેષતા પણ છે. પ્રત્યેક દેશનું ભવિષ્ય તેના ઉપર થઈને ભૂતકાળમાં પસાર થઈ ગયેલા પ્રસંગોપર આધાર રાખે છે. આપણે સમયને વચ્ચેથી કાપી નાખીને કદાપિ જુદો કરી શકતા નથી. ઇતિહાસમાં તથા મનુષ્યજાતિના ઘટનાચક્રમાં માનવ ધડપર હાથીનું શિર ચોટાડી દઈને ગણેશજી તૈયાર કરી શકાતા નથી; માટેજ એક દેશના ભાગ્યનો નિશ્ચય કરતી વખતે બીજા દેશોનાં દૃષ્ટાંતોને વારંવાર યાદ કરવાં કદાપિ લાભદાયક થતાં નથી. બિસ્માર્ક આ વાતને સારી રીતે સમજતો હતો, તથા તેના ઉપર ભાર મૂકતો હતો.

પ્રતિનિધિ–સભાનું આ અધિવેશન ઉદાર પક્ષના ઝગડામાંજ પસાર થયું. બિસ્માર્ક પણ નવીન અધિકાર મેળવવાની ઇચ્છા રાખ-

નારાઓની સાથે સતત શબ્દયુદ્ધ કરતો રહ્યો. અધિવેશનની શરૂઆતમાં તે ઘણું થોડું બોલતો હતો. લગભગ એક માસ સુધી તો તે તદ્દન ચૂપજ રહ્યો, પરંતુ અંતે તે શાંત રહી શક્યો નહિ. તે બોલવા લાગ્યો ત્યારથી તેના વિરોધીઓ તેના નામથી ડરવા લાગ્યા. બિસ્માર્કનો અવાજ ઉંચો તેમજ બુલંદ નહોતો એ સારૂં હતું, વળી તેની ચેષ્ટાઓ ઘણી જબરદસ્ત નહોતી એ પણ ઠીક હતું; પરંતુ તેના બોલવામાં એક પ્રકારનું બળ હતું; જે બળ વિરૂદ્ધ પક્ષના લોકોનો દમ નાકપર લાવી મૂકતું હતું. તે જે કાંઈ કહેતો તે પ્રભાવ ભરેલી રીતેજ કહેતો. આથી કરીને તે જ્યારે પણ બોલવા ઉઠતો, ત્યારે ચારે તરફથી વિરોધીઓના અપ્રસન્નતા દર્શાવનારા અને મિત્રોની પ્રસન્નતા દર્શાવનારા શબ્દો સભામંડપમાં ગુંજી રહેતા હતા; પરંતુ બિસ્માર્ક તો મેરૂપર્વત કે જેના ઉપર શિશિર કે વસંત કોઈ પણ ઋતુની અસર થતી નહોતી, તેના જેવોજ અચલ હતો.

આવી રીતે ઝગડો ચલાવતાં ચલાવતાં પ્રતિનિધિ–સભાએ પોતાની પહેલી બેઠક સમાપ્ત કરી. આ બેઠકમાં કોઈ જરૂરી વિષય પસાર થયો નહિ. યાહુદીઓને અધિકાર આપવાને માટે રાજાની તરફથી પ્રસ્તાવ થયો તો બિસ્માર્કે એ વાતનો પણ વિરોધ કર્યો. એમજ માનવું પડશે કે બિસ્માર્કનું આ કાર્ય કોઇપણ પ્રકારની ન્યાયયુક્ત નીતિથી યોગ્ય નહોતું. આ બેઠકમાં બીજું કાંઇ થયું કે ન થયું; પરંતુ એટલું તો થયું કે, જર્મનીના ભાવી નિર્માતાએ રાજનૈતિક જગતનાં એક ઉત્તમ નામ ઉત્પન્ન કરી લીધું. રાજાને માલૂમ પડી ગયું કે, પ્રતિનિધિ–સભામાં તેનો એક ભક્ત છે; તથા ઉદાર પક્ષને માલૂમ પડી ગયું કે, દેશમાં તેમનો એક વિરોધી પણ છે. લગભગ અગીઆર અઠવાડીઆં સુધી વાગ્યુદ્ધ કર્યાં પછી પ્રતિનિધિ–સભાના સભાસદોને તેમના ઘરનો રસ્તો દર્શાવવામાં આવ્યો. એમ કહેવાય છે કે, પ્રતિનિધિઓ જ્યારે

પોતપોતાના નિવાસસ્થાને જઈ પહોંચ્યા હતા ત્યારે તેમને ઘણા અભિનંદનપત્રો મળ્યા હતા તથા તેમનાં ગળાંઓમાં સ્તુતિની વિજય માળાઓ પડી હતી. તેમને આવું માન કયો જબરદસ્ત વાઘ માર-વાથી મળ્યું હશે, એ તો પરમાત્મા જાણે.

પ્રતિનિધિ–સભામાંથી પાછા ફર્યાં પછી બિસ્માર્કના જીવનમાં પણ એક મુખ્ય પ્રકાર બન્યો. ઈ. સ. ૧૮૪૭ ના ઑગસ્ટ માસમાં તેનો વિવાહ થઈ ગયો. એમ કહેવાય છે કે, તેના વિવાહપ્રસંગે તેના નામનો પ્યાલો તૈયાર કરનાર, તેની પત્નીના એક સંબંધીએ કહ્યું હતું કે:–" અમારા મિત્ર બિસ્માર્કના અંગમાં એવી શક્તિ ઉત્પન્ન થઈ છે, કે જે, આ દેશને માટે સૅક્સનીની શક્તિએ આઠસો વર્ષ પૂર્વે જેવું કામ કર્યું હતું, તેવુંજ કામ કરશે. " કોને માલૂમ હતું કે માત્ર આનંદા-વેશમાં નીકળેલાં આ વચનો એક ભવિષ્યવાણી જેવાં થઈ પડશે ?

વિવાહ થઈ ગયા પછી બિસ્માર્ક પત્નીસહ ઇટાલી વગેરે સુંદર દેશોની મુસાફરીએ નીકળી પડ્યો. તે ઇટાલી જઈ પહોંચ્યો ત્યારે પ્રશિ-યાના રાજાનો મુકામ પણ ત્યાંજ હતો; તે પણ સુંદર ઇટાલીનો આનંદ લૂંટી રહ્યો હતો. બિસ્માર્કનું નામ પ્રતિનિધિ–સભાના રિપોર્ટોમાં રાજાની નજરે પડેલુંજ હતું; તેથી પોતાનો સાચો ભક્ત ઇટાલીમાં આવ્યો છે એવા સમાચાર રાજાને મળ્યા કે તરતજ તેણે બિસ્માર્કને પોતાની સાથે ભોજન લેવાનું આમંત્રણ કર્યું, તથા તેની સાથે દેશની નૈતિક સ્થિતિપર ઘણી વાતચિત કરી. વાતચિતને અંતે રાજાને એવો દૃઢ વિશ્વાસ બંધાયો કે ભવિષ્યમાં જો કોઈ તેનો આધાર હોય તો તે આજ મનુષ્ય છે. એજ દિવસથી બિસ્માર્કનું નામ પ્રશિયાના રાજકર્મચારીઓ તેમજ રા-જાના કૃપાપાત્રોમાં સૌથી ઉપર બિરાજવા લાગ્યું.

---

# પ્રકરણ ૨ જું—ક્રાંતિની અગ્નિશિખા.

યુરોપનો જ્વાળામુખી ફરીથી ફાટી નીકળ્યો. ફ્રાન્સની પ્રજાએ ફરીથી એક વખત પોતાનું જોર દર્શાવ્યું. ૧૮ વર્ષ પૂર્વે જે લુઇ ફિલિપને દૂરથી બોલાવીને રાજસિંહાસનપર બેસાડયો હતો તેનેજ આજે ફરીથી રાજસિંહાસનનો ત્યાગ કરવો પડયો. ઇ. સ. ૧૮૪૮ના ફેબ્રુઆરી માસની ૨૪ મી તારીખે પારિસના જનસમૂહે રાજમહેલોપર હુમલો કર્યો. રાજાએ પોતાના રક્ષણને માટે રાષ્ટ્રીય સૈન્ય ઉપર વિશ્વાસ રાખ્યો હતો; પરંતુ પ્રસંગ આવતાં એ સૈન્યે પણ ઉત્તર આપી દીધો. અંતે ચારે તરફથી નિરાશ થઇને બીચારા ફિલિપને જાતેજ સિંહાસન છોડવું પડયું અને જનસમૂહનો ફરીથી એક વખત વિજય થયો; એકસત્તાત્મક રાજ્યનો અંત થયો અને રિપબ્લિક સ્થપાઇ ગઇ.

ફ્રાન્સની એ રાજક્રાંતિરૂપી જ્વાળામુખી ફાટી નીકળ્યાનો ભયંકર અવાજ ચારે દિશાએ જઇ પહોંચ્યો. સૌ દેશોએ તેના બળનો અનુભવ કર્યો. જ્યાં જ્યાં આ સમાચાર જઇ પહોંચ્યા ત્યાં ત્યાં પ્રજામાં ખળભળાટ થઇ રહ્યો. એ દિવસોમાં પ્રજાસત્તાની વિરૂદ્ધમાં એકસત્તાત્મક રાજ્યનો જબરદસ્ત કિલ્લો આસ્ટ્રિયા હતું. તેનો રાજા બોર્બોન વંશનો સંતાન હતો. યુરોપની પશ્ચિમમાં તેનાથી મોટું સામ્રાજ્ય બીજા કોઇ પણ રાજાનું નહોતું. વળી આ બન્ને બાબતો કરતાં પણ મુખ્ય બાબતરૂપ તેનો રાજપ્રધાન પ્રિન્સ મેટર્નિચ હતો, કે જે સમસ્ત યુરોપમાં એકસત્તાત્મક રાજ્યની કળને ચલાવી રહ્યો હતો. આથી કરીનેજ આસ્ટ્રિયા એક રાજસત્તાત્મક રાજ્યનું મુખ્ય સ્થાન થઇ રહ્યું હતું.

ઇ. સ. ૧૮૪૮ માં ક્રાંતિનો ધક્કો સૌથી પહેલો ત્યાંજ જઇ પહોંચ્યો. ઇટાલી દેશ કે જેણે સ્વાધીનતાના યુદ્ધમાં પ્રથમ વખતે ઉઠીને

ઘણું ભારે નુકસાન વેઠયું હતું, તે પણ આ સમાચાર સાંભળતાંજ ફરીથી એક વખત ઉઠીને ઉભો થયો. બીજી તરફ હંગરીમાં પણ રાષ્ટ્રીય જાગૃતિનો ભાવ અનેક કરામતો દેખાડી રહ્યો હતો. ત્યાં પણ આ સમાચારે કોલાહલ કરી મૂક્યો હતો. ઇટાલી તેમજ હંગરી બન્નેનું જોશ પ્રથમ આસ્ટ્રિયાની વિરૂદ્ધ હતું. તેની અસર આસ્ટ્રિયાની રાજધાની વીએનાપર પણ થઇ. વીએનાનો જનસમૂહ પણ જુસ્સામાં ભરાયો. સૈન્યની કાંઇ વ્યવસ્થા રહી નહિ; તેમજ સમ્રાટ્ પણ અશક્ત થઇ ગયો. સમસ્ત રાજધાની જનસમૂહને આધીન થઇ ગઇ. એકસત્તાત્મક શક્તિનું શરીરધારી પૂતળું પ્રિન્સ મેટર્નિચ બરાબર સંકટપ્રસંગે ઇંગ્લાંડ પલાયન કરી ગયું. જે અત્યાચારી હોય છે, તે અવશ્ય બીકણ હોય છે. અત્યાચાર કરનાર જાણતો હોય છે કે, અત્યાચારથી દુઃખી થનાર માણસનું દુઃખ કેવું ભયંકર હોય છે. એ દુઃખની સ્મૃતિજ તેને બીકણ બનાવી દે છે. પ્રિન્સ મેટર્નિચ પણ જનસમૂહના હુમલાની વાત સાંભળી પલાયન કરી ગયો.

વીએનાથી આગળ વધીને આ હિલચાલ પ્રશિયામાં પણ જઇ પહોંચી. ચારે તરફથી ‘ અધિકાર ’ ‘ અધિકાર ’નો પોકાર થવા લાગ્યો. લોકોના નિવેદનપત્રો ઉપરાઉપરી આવવા લાગ્યા. રાજાને ધમકીઓ મળવા લાગી. ‘ નિર્બળતામાંજ મૃત્યુ છે. ’ એ સિદ્ધાંતને આગળ રાખીને રાજાએ અધિકાર સંબંધીના સઘળા નિવેદનપત્રોનો સૂકો ઉત્તર આપી દીધો. લોકોએ સરકારની મુલાકાત લઇને પોતાનાં સઘળાં દુઃખ સરકારને નિવેદન કરવાની ઇચ્છા કરી; પરંતુ ઉત્તર મળ્યો કે ‘ રાજા સાહેબને વખત નથી. ’ સમજુ માણસોએ સાધારણ સુધારાઓથી પ્રજાને શાંત કરવાની પ્રાર્થના કરી; પરંતુ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ. અંતે સઘળા લોકો નિરાશ બની ગયા. તેમનાં હૃદયો તૂટવા લાગ્યાં તથા એવામાંજ વીએનાથી એવા સમાચાર આવ્યા કે, ત્યાંની ક્રાંતિ

સફળ થઇ છે. આ સમાચારથી રૂમાં નવો દેવતાનો અંગારો પડ્યા જેવું થયું. શાંત થતો જુસ્સો ફરીથી સળગી ઉઠયો. મોટી મોટી સભાઓ ભરાવા લાગી; તથા તેમાં જુસ્સાવાળાં વ્યાખ્યાનો થવા લાગ્યાં. લોકો માત્ર શબ્દોથીજ શાંત નહિ થતાં શસ્ત્રોની તૈયારી પણ કરવા લાગ્યા. બર્લિનમાં અનેક ઠેકાણે મોરચાઓ બંધાઈ ગયા.

જ્યારે આ જુસ્સો અહીં સુધી આવી પહોંચ્યો ત્યારે રાજાએ નિરૂપાયે એક પ્રકારનો ખુલાસો કર્યો. તેનું સાહસ હવે હવામાં ઉડી ગયું. સોળમા લુઇનો આત્મા તેનાં નેત્રો આગળ પોતાની દીન સ્થિતિ દેખાડવા લાગ્યો. રાજા ગભરાઈ ગયો, તથા ગભરાઇ જઈને તેણે જાહેર કર્યું કે પ્રજા જે જે સુધારાઓને ચ્હાય છે તે તે સુધારાઓ કરવામાં આવશે. આ સમાચાર વિજળીની માફક ચારે દિશાએ ફેલાઇ ગયા. જનસમૂહે હર્ષનાદ તેમજ તાળીઓના ગડગડાટથી આ સમાચાર ઝીલી લીધા. આવી રીતે અધિકાર પ્રાપ્ત થતાં લોકોના અંતઃકરણમાં રાજાની પ્રતિ કૃતજ્ઞતાનો ભાવ ઉત્પન્ન થયો તથા પોતાની આ કૃતજ્ઞતા જાહેર કરવાને માટે બર્લિનના રહેવાસીઓ રાજમહેલોની આગળ એકત્ર થવા લાગ્યા, તથા રાજાની પ્રશંસાનાં ગીત ગાવા લાગ્યા. રાજાએ સર્વ સાધારણના વિચાર પ્રમાણે કરવાની એક વખત હા પાડી એટલે હવે તેમ કર્યા સિવાય તેનો છુટકો નહોતો. ઘોડાપર સ્વાર થઇને તે લોકોને દર્શન આપવાને માટે મહેલમાંથી બહાર આવ્યો. આ સમયે એકત્ર થઇ ગયેલા જનસમૂહથી થોડે દૂર કેટલાક સિપાઇઓ નજરે પડ્યા. લોકોએ એમ જણાવ્યું કે રાજાપ્રજાના આવા મંગલમિલન સમયે સિપાઇઓને હાજર રાખવા યોગ્ય નથી. આ પ્રસ્તાવથી સિપાઇઓ ચાલ્યા ગયા નહિ; પરંતુ તેઓ તો અસંખ્ય સંખ્યામાં આગળ આવવા લાગ્યા આ ગરબડમાં બે સિપાઇઓની બંદુકોમાંથી ગોળીઓ છુટી ગઇ. આમ ગોળીઓનું છુટી જવું એજ જાણે કે યુદ્ધ થવાની

સૂચના હતી. વિનાવિલએ રાજભુવનને વૉટર્લુનું સ્વરૂપ ધારણ કર્યું. લોકો તો પ્રથમથીજ વહેમે ભરાયેલા હતા, તથા યુદ્ધની તૈયારી કરી ચૂક્યા હતા. ગોળીઓ છુટી કે તરતજ ‘વિદ્રોહ’, ‘લુચ્ચાઇ’, ‘બદમાસી’, વગેરે શબ્દોથી ગગન ગાજી ઉઠ્યું. રંગમાં ભંગ થયો. રાજા પોતાનું શિર બચાવીને રાજપ્રાસાદમાં ચાલ્યો ગયો, તથા પ્રજા તેમજ સૈન્ય-વચ્ચે ભયંકર યુદ્ધનો આરંભ થયો.

સમસ્ત રાત્રિપર્યંત ગોળીઓ છુટી. બજારોની પ્રત્યેક દુકાન મોરચો બની ગઈ તથા એક એક ખડકી જાણે કે ગોળીઓની ખાણ બની ગઈ. ઘણી નરહત્યા થઈ; પારિસનો દેખાવ બર્લિનમાં નજરે પડવા લાગ્યો. અંતે પ્રભાતકાળ થયો. પૂર્વ દિશામાં ઉદિત થયેલા પ્રભાકરે બર્લિનના રસ્તાઓ, ગલીકુંચીઓ લોહીથી ભીંજાઈ ગયેલી જોઇ. સૂર્ય પણ પ્રાતઃકાળે પૂર્વ દિશામાં સિંદૂર નાખે છે; પરંતુ તેનું પ્રયોજન રક્ષા થાય છે, નાશ થતું નથી. દેવ તેમજ મનુષ્યમાં આજ ભેદ છે. મનુષ્યે વેરેલું સિંદૂર તેના રાક્ષસીય ભાવોનું પરિચાયક થાય છે. તેમાં ઈર્ષ્યા, દ્વેષ તેમજ વિરોધ ભરેલાં હોય છે. મનુષ્ય જાણતો નથી કે તેનું હિત શામાં તથા અહિત શામાં સમાયલું છે? આવી મૂર્ખતાને અધીન થઈ પડીને તે ભયંકર અનર્થ કરી બેસે છે. મિત્રોને શત્રુ બનાવીને તથા જગદીશ્વરની બનાવેલી સૃષ્ટિનો નાશ કરીને તે પુષ્કળ લોહી વહેવરાવે છે અને પછીથી તે વિચારે છે તો તેને જણાઇ આવે છે કે, આ સઘળી હત્યા થવાનું કારણ મૂર્ખતાજ હતું. એક શબ્દનો અર્થ જરાક ખોટો સમજવામાં આવ્યો, લખાણની એકાદ પંક્તિનો ભાવ સમજવામાં ભૂલ થઇ ગઇ, એટલે બસ આટલાજ કારણથી તકરાર થઈ; તકરારમાં માથું ફાટી ગયું તથા ન્યાયાલયની નોબત ગર્જી ઉઠી. આવીજ દશા ઉપર જણાવેલા પ્રસંગે પણ થઈ. ભૂલથી માત્ર બેજ ગોળીઓ છુટી ગઇ, લોકોને ભ્રમ થયો કે સિપા-

ઇઓએ તેમના ઉપર હુમલો કરવા માંડયો અને એજ ભ્રમને પરિણામે સમસ્ત રાત્રિપર્યંત યુદ્ધ ચાલ્યા કર્યું.

રાત્રિ પસાર થઇ ગઇ. તે સાથેજ લોકોનું પરાક્રમ પણ ક્ષીણ થઇ ગયું. બે ચાર કલાક સુધી તોફાન કરવું એ તો ઠીકજ છે; પરંતુ જર્મનીના સિપાઇઓની સાથે યુદ્ધમાં મશગુલ રહેવું એ કઠિન વાત છે. અંતે સૈન્યનોજ વિજય થયો. જો કે શારીરિક વિજય સૈન્યનો થયો; પરંતુ ધાર્મિક વિજય તો લોકોનીજ તરફ રહ્યો. ફરિયાદ કરવાનો અધિકાર પ્રજાનોજ રહ્યો. પ્રજાસત્તાના વિરોધી મંત્રિદળને પદચ્યુત કરવામાં આવ્યું, સૈન્યને નગરની હદમાંથી બહાર હાંકી કાઢવામાં આવ્યું, તથા સઘળા રાજનૈતિક અપરાધીઓના અપરાધો માફ કરવામાં આવ્યા. પહેલા દિવસના યુદ્ધમાં જે લોકો માર્યા ગયા હતા તેમના મૃત દેહોને બજારમાંથી સ્મશાનભૂમિ તરફ લઇ જવામાં આવ્યા ત્યારે રાજાએ પોતાના મહેલની અગાસીમાં ઉઘાડે માથે ઉભા રહીને શોક જાહેર કર્યો. આટલેથીજ અંત આવ્યો નહિ. પ્રજાનો વિજય એક પગલું વિશેષ આગળ ભરી શક્યો. સઘળા મોટા મોટા સરદારો, રાજકર્મચારીઓ તથા રાજપુત્રોને સાથે લઇને ચોથા ફ્રેડરિકે ક્રાંતિના ઝુંડાની સાથે સાથેજ રાજધાનીની ગલીઓમાં ફેરો પણ લગાવ્યો.

બર્લિનમાં પ્રશિયાની રાજસત્તા આવી રીતે જ્યારે ઉપરાઉપરી ઠોકરો ખાતી હતી ત્યારે જર્મનીનો ભાવી નિર્માતા બિસ્માર્ક પોતાના પ્રાચીન નિવાસસ્થાન શૌનહોજનમાં ખુલ્લી હવા ખાઈ રહ્યો હતો. તેના જાણવામાં બર્લિનના સમાચાર આવતાંજ તેની શુદ્ધિ ઉડી ગઇ. રાજાનું અપમાન થયેલું સાંભળવામાં આવતાંજ તેનું હૃદય ક્રોધાગ્નિથી સળગી ઉઠયું. જાણે પોતાનાં માન–મર્યાદા ઉપર કોઇએ કલંક બેસાડયું હોય એમ તેને લાગ્યું. તેને અસાધારણ દુઃખ થયું. આ દુઃખથી ઉશ્કેરાઇ જઇને તે જર્મન રાજ્યના સંમાનનું સંરક્ષણ કરવામાંજ

પોતાનું તન, મન તેમજ ધન અર્પણ કરવા માટે બર્લિન આવી પહોંચ્યો. તે એવા વિચારથી બર્લિન આવ્યો હતો કે જો કદાચ રાજાનું રક્ષણ કરવું પડે તેમ હશે તો તે પોતાનું શિર તેના ચરણોમાં મૂકી દેશે; પરંતુ રાજમહેલમાં જઈ પહોંચતાં પૂર્વેજ તેને નિરાશ થવું પડ્યું. જ્યારે તે રાજમહેલમાં જઈ પહોંચ્યો ત્યારે ચોથો ફ્રેડરિક તે પૂર્વેજ લોકમતની આગળ પોતાનું શિર ઝુકાવી ચૂક્યો હતો. બિસ્માર્ક સમજતો હતો કે હવે જો તે રાજાના ચરણોમાં પોતાનું શિર ઝુકાવશે તો તેને લોકમતના વધારે દાસાનુદાસ થઈ રહેવું પડશે, કારણ કે રાજા તો લોકમતનો દાસ થઈ ચૂક્યો હતો.

રાજાની નિર્બળતાથી નિરાશ તેમજ ખિન્ન બની જઈને બિસ્માર્ક જુના રાજપ્રધાનો તેમજ સેનાપતિઓની પાસે ગયો; તથા તેણે તેમને ઉત્સાહિત કરીને ડૂબી જતી રાજસભાને ઉભી કરવાનો યત્ન આરંભ્યો; પરંતુ અહીં તેની રહીસહી થોડી ઘણી આશા પણ નિષ્ફળ થઈ પડી. સૌ એમજ કહેવા લાગ્યા કે બનવાનું બની ગયું છે, હવે માથું પછાડવું વ્યર્થ છે, પરંતુ બિસ્માર્ક નિરૂત્સાહ કોને કહે છે તે સમજ્યોજ નહોતો. તે મહાન અલેકઝાંડરના જેવા દૃઢ સ્વભાવનો હતો. આ સમયે તેણે એક લાંબુ પ્રાર્થનાપત્ર રાજાના નામથી લખ્યું, જેમાં તેણે પોતાની રાજભક્તિનું વર્ણન કરતાં દર્શાવ્યું કે દેશમાં આ સમયે પણ એક એવો જનસમૂહ છે કે જે લોકમતને તુચ્છ સમજે છે તથા રાજસત્તાના રક્ષણને માટે પોતાના શરીરના ટુકડેટુકડા અર્પણ કરવાને તૈયાર છે. આ પત્રપર તેણે શોનહોજનના સો મોટા મોટા પુરૂષોની સહીઓ કરાવી લીધી. પછી એ પત્ર રાજાની પાસે મોકલવામાં આવ્યું. કહે છે કે, એ પત્ર વાંચી જોતાં રાજાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું હતું; તથા તેણે કેટલાક દિવસ સુધી એ પ્રાર્થનાપત્ર ટેબલપર ખૂલ્લું રાખી મૂક્યું હતું. જ્યારે પણ કોઈ સંકટ

પોતાને શિરે આવી પડતું ત્યારે રાજા એ પત્ર વાંચીને પોતાના દુઃખી આત્માને શાંતિ આપતો હતો.

ઈ. સ. ૧૮૪૮ના એપ્રિલની ૨જી તારીખે રાજાએ જર્મનીના પ્રતિનિધિઓની સભા બોલાવી કે જેનો ઉદ્દેશ પ્રશિયાની ભાવી રાજ-સંસ્થા બનાવવાનો હતો. બિસ્માર્ક એ સભાનો સભાસદ બન્યો તથા નવીન વિચારોથી ભરેલા પ્રતિનિધિઓની સાથે ઘણો વિરોધ કરવા લાગ્યો. શરૂઆતમાંજ રાજાને ધન્યવાદનું એક અભિનંદન પત્ર આપવાનો વિષય દાખલ કરવામાં આવ્યો, જેમાં પ્રજાના શબ્દો સાંભળવાને માટે કૃતજ્ઞતા પ્રકાશિત કરવામાં આવી હતી. બિસ્માર્કે અભિનંદનપત્રનો સખ્ત વિરોધ કર્યો, કારણકે તેની સમજ પ્રમાણે તો લોકમત સાંભળવો એ ઉદારતાનું નહિ પરંતુ ભીરૂતાનુંજ ચિહ્ન હતું.

સભાની ચાર બેઠકો થઈ. જેમાં આગલી રાષ્ટ્રીય, સમિતિને માટે નિયમો તૈયાર કરવામાં આવ્યા. આ દરમ્યાન બિસ્માર્ક શાંતિ ધારણ કરી શકયો નહિ. તેનું ચિત્ત માટી જેવું નહોતું, કે તે જ્યાં હોય ત્યાં પડયું રહે અને કોઇ તેને ઉંચકી લઇને ઉપયોગમાં લે તોજ ઉપયોગમાં આવી શકે. તેનું મન ઘણું કરીને પાણીના જેવું હતું, જેને માટે ચળવળ આવશ્યક હતી. કદાચ એક તરફ પોતાની ગતિ અટકી જતી તો તે બીજી તરફ આગળ વધતો હતો. એક જગ્યાએજ શાંતિ ધારણ કરીને બેસી રહેવું એ તેને માટે અસંભવિત હતું. પોતાના જેવા કેટલાક મિત્રોની સાથે મળી જઇને તેણે એક પત્ર ચાલુ કર્યું; જેનું નામ “નવું પ્રશિયન–ગૅઝેટ” રાખવામાં આવ્યું. સંપાદકના શબ્દોમાં એ પત્રનો ઉદ્દેશ પ્રશિયાની રાજ્યસભાનું રક્ષણ કરવાનો તથા તેમાં ફેલાયલી અરાજકતાનો નાશ કરવાનો હતો. એ પત્રમાં બિસ્માર્ક નિયમિત રીતે લખતો હતો. રાષ્ટ્રીય સમિતિની કાર્યવાહીપર સંમતિ આપનાર તેનાથી સારો પત્રપ્રેરક ગૅઝેટની પાસે બીજો કોઈ નહોતો. તેના

લેખોની વિશેષતા એ હતી કે તેના લખાણમાં પુરૂષત્વ યા તો વીરત્વનું અવલંબન વિશેષ રહેતું હતું. તેનો સિદ્ધાંત એવો હતો કે, જે કાંઈ કરવું તે અંતઃકરણપૂર્વક, તદ્દન નિડરતાથીજ કરવું જોઇએ. બન્ને તરફની નીતિને અનુસરવાથી અર્થાત્ દૂધમાં તેમજ દહીંમાં પગ રાખવાથી ઉન્નતિનો માર્ગ કદિપણ સરળ થતો નથી. પ્રજાતંત્રવાદીઓનો બિસ્માર્ક કટ્ટો દુશ્મન હતો; તથા પોતાની એ શત્રુતાને છુપાવવાનો યત્ન તે કદાપિ કરતો નહોતો.

આ પત્રે જે કામ શરૂ કર્યું હતું તે અવશ્ય ઘણી હિમ્મત ભરેલું હતું. એક તરફ સમસ્ત દેશ હતો અને બીજી તરફ માત્ર ચાર પાંચ વીર પુરૂષોજ હતા. બર્લિનનું બજાર તો સ્વાધીનતા તથા પ્રજાસભાના નામથી ગાજી રહ્યું હતું; પરંતુ એક પત્રના કાર્યાલયમાં બેઠેલા ત્રણ ચાર વીરૂ તેની વિરૂદ્ધ કાર્યપ્રણાલિનો વિચાર ચલાવી રહ્યા હતા તથા લોકમતના પ્રબળ પ્રવાહને પોતાના બાહુબળથી આગળ વધતો અટકાવવાની ઇચ્છા રાખતા હતા.

પહેલ વહેલાં તો આ મંડળનું કામ નિષ્ફળ થઇ પડશે એમ લાગતું હતું. પ્રથમ એમજ માલૂમ પડતું હતું કે 'નવા પ્રશિયન ગૅઝેટ'ના લેખ અરણ્યરૂદન જેવા છે; પરંતુ ધીમે ધીમે કાળચક્રે એવો વખત આણ્યો કે લોકોનો પ્રથમનો વિચાર બદલાઇ જવા લાગ્યો. રાજા કે જે પ્રથમ આ વીરમંડળથી ઉદાસીન જણાતો હતો તે હવે ધીમે ધીમે આ મંડળી તરફ આશાભરી દૃષ્ટિથી જોવા લાગ્યો; એમ કહીશું તો તે અતિશયોક્તિભરેલું નહિજ ગણાય કે, કેટલાક દિવસોને માટે સમસ્ત દેશની દૃષ્ટિ આ વીરમંડળ તરફ તથા તેમના બહાદુરીભરેલા કાર્ય તરફજ ખેંચાયલી રહી.

# પ્રકરણ ૩ જું—અગ્નિશિખા શાંત થઈ.



ઘેરે ઘેર વિજયનો દુન્દુભિનાદ થઇ રહ્યો. પ્રજાને સઘળા અધિકાર મળી ગયા. લોકો વિચારવા લાગ્યા કે, હવે જર્મની ઇંગ્લાંડ તથા ફ્રાન્સથી કયી વાતમાં ઉતરતું રહ્યું ? ત્યાંની પ્રજાઓએ ક્રાંતિરૂપી શસ્ત્રની સહાયતાથી પોતાના અધિકારને પ્રાપ્ત કર્યો છે તો શું જર્મનીએ પણ નથી કર્યો ? પારિસની દિવાલો ઉપર ક્રાંતિનો ઝુંડો ઉડી રહ્યો છે તો શું બાર્લિન કાંઇ ઉતરતું છે ? એ દેશોમાં પ્રજાના પ્રતિનિધિઓની સભા જ રાજસત્તા ચલાવી રહી છે તો બાર્લિનમાં પણ રાજમુકુટ ડગમગી રહ્યો નથી ? આવા આવા અનેક વિચારો જર્મન પ્રજાનાં હૃદયોને પ્રફુલ્લિત કરી રહ્યા હતા.

આવેલા અધિકારને નિત્ય સમજનારી પ્રતિનિધિ—સભા પણ પોતાની ધૂનમાં લાગેલી હતી. એ સભામાં પ્રથમથીજ ગરમ પક્ષ મુખ્ય હતો. પોતાની શક્તિને નિરંકુશ જોઈને તેની હિંમત પણ વધવા લાગી. રાજ્યનું સંગઠન એવા પ્રકારનું બનાવવામાં આવતું હતું કે, તેમાં રાજાને કોઇપણ પ્રકારનો અધિકાર રહે નહિ. સભાનો બીજો શાહીહુકમ સેનાવિભાગના મંત્રીના નામથી નીકળ્યો કે, જે જે સેનાપતિઓ પ્રતિનિધિસભાના શાસનને પસંદ ન કરતા હોય તેમણે પોતાનાં ગાંસડાં—પોટલાં બાંધીને રવાના થઇ જવું. એક તરફથી સભાની આવી સખ્તાઇઓ થઈ રહી હતી ત્યારે બીજી તરફ પ્રજાનો જુસ્સો વધ્યે જતો હતો. અહંકારથી આંધળો બનેલો જનસમૂહ સભાના દ્વાર પાસે આવીને ગર્જના કર્યા કરતો હતો. સભામાં લોકમતની વિરૂદ્ધ એક પણ શબ્દ ઉચ્ચારવો, એ મૃત્યુને આમંત્રણ કરવા જેવું હતું. જુસ્સામાં આવી ગયેલી પ્રજાએ રાજકીય શસ્ત્રાગારપર હુમલો કર્યો તથા બળાત્કારથી ઘણાં અસ્ત્ર—શસ્ત્ર લૂંટી લીધાં.

પ્રજાનો તેમજ પ્રજાના પ્રતિનિધિઓનો બળાત્કાર આ પ્રમાણે વધતો જોઈને રાજાને પણ ચિંતા થવા લાગી. બિસ્માર્ક તેમજ તેના મંડળને આ અવસર ઠીક હાથમાં આવ્યો. તેમણે રાજાને ભડકાવવાની તથા ઉત્સાહ આપવાની શરૂઆત કરી. તેમણે રાજાના અંતઃકરણમાં એવું ઠસાવવાનો પ્રયત્ન કર્યો કે, જો આ સમયે જનસમાજરૂપી ભયાનક ભૂતના જુસ્સાને દબાવવામાં નહિ આવે તો ભવિષ્યમાં સઘળી રાજસત્તા ચાલી જશે. બિસ્માર્ક તેમજ તેના સાથીઓએ આવો ઘણો યત્ન કર્યો; પરંતુ તે સઘળો નિષ્ફળ થઈ પડયો. શિથિલ પ્રકૃતિનો રાજા હિંમત ધારણ કરી શકતો નહોતો. તે કોઈ વખતે આ તરફ તો કોઈ વખતે પેલી તરફ નમી પડતો હતો.

જે કાર્ય આટલા લોકોની ઉત્તેજના ન કરી શકી, તેજ કાર્ય એક નજીવા તાર સમાચારે કર્યું. આસ્ટ્રિયાની રાજધાની વીએનાથી એવો તાર આવ્યો કે ત્યાં રાજકીય સૈન્યે નગરમાં પ્રવેશ કરીને પ્રજાપક્ષનો નાશ કર્યો છે; ક્રાંતિની શાસકસભાને ઉડાવી દીધી છે, તથા સમસ્ત નગર સરકારના સૈનિકોની સમશેરોની ભયંકર છાયા નીચે દબાઈ રહ્યું છે. આ સમાચારે અસ્થિર હૃદયવાળા રાજાના હૃદયને સ્થિર બનાવી દીધું. તેણે અપૂર્વ સાહસ એકઠું કરીને પોતાના જુના પ્રધાનમંડળને પદચ્યુત કરી દીધું તથા કાઉન્ટ બ્રાન્ડનબર્ગ કે જે રાજપક્ષનો એક સ્તંભ હતો તેને મુખ્ય પ્રધાન બનાવી દીધો; સાથેજ પ્રતિનિધિસભાને બર્લિનની બહાર રવાના કરી દીધી; અને અંતે પ્રતિનિધિ—સભાને વિસર્જન કરી દેવામાં આવી.

રાજા હવે નવીન પ્રધાનમંડળના સભાસદોને પસંદ કરવા લાગ્યો. બિસ્માર્કનું નામ તેમાં આવે એ સ્વાભાવિકજ હતું. એવો કયો રાજભક્ત હતો કે જેની રાજભક્તિ બિસ્માર્કથી વધી જાય? તેજ એક એવો મનુષ્ય હતો કે જે સર્વ સાધારણના પ્રચંડ તોફાનની પરવા

ન રાખતાં રાજવિશ્વાસ ઉપર અડગ રહ્યો હતો. તેજ એક એવો વીર હતો કે જેણે વિરોધીઓની ગાળો ખાધી, કુવચન સહ્યાં પરંતુ પોતાનો નિશ્ચય ન છોડયો. એક અધિકારીએ રાજા આગળ તેનું નામ લખી મોકલ્યું. રાજાએ એ નામ સાથે જે શબ્દો લખ્યા હતા તે બિસ્માર્કના ચારિત્રને અતિ સ્પષ્ટ કરે છે. રાજાએ લખ્યું હતું કેઃ— "તે ગરમ લોહીથી ભરેલો જોશદાર યુવક છે, તે હમણાં નહિ, આગળ કામ આવશે" બિસ્માર્કનું જોશ, તેની કઠોર જીભ, તથા તેનો નિરંકુશ સ્વભાવ ખરેખર પ્રત્યેકના હૃદય ઉપર આવા પ્રકારનીજ અસર પાડતાં હતાં. એમ કહેવાય છે કે એક પ્રસંગે બિસ્માર્ક એક રાજમંત્રીની સાથે વાતચિત કરી રહ્યો હતો. એ રાજમંત્રીએ ઑસ્ટ્રિયાના સરકારના એક કાર્યનું વર્ણન કરતાં કહ્યું કેઃ—"એ સરકારે રૉબર્ટ બ્લૂમ નામના ભડકાવે એવા વક્તાને ગોળીથી મારી નખાવ્યો એ સારૂં કામ કર્યું નથી." રાજમંત્રીના આ વાકયનો સારાંશ એ હતો કે, એમ કરવું એ એક પ્રકારનો રાજનૈતિક અપરાધ છે. બિસ્માર્કનું વાક્ય પણ તેને યોગ્ય હતું. તેણે કહ્યું કેઃ—"નહિ, તમારૂં કહેવું વાસ્તવિક નથી. જો મારો દુશ્મન મારા હાથમાં હોય તો મને ઉચિત છે કે તેનો સર્વથા નાશ કરી દઉં."

એક બીજે પ્રસંગે બિસ્માર્ક એક એવા સજ્જન સાથે વાતચિત કરી રહ્યો હતો કે જે પ્રતિનિધિસભામાં તેનો પ્રતિપક્ષિ હતો. તે બીજા પક્ષના નેતાઓમાંનોજ એક હતો. બન્ને વચ્ચે મિત્રતાની વાત થવા લાગી. એ બીજા પ્રતિનિધિએ કહ્યું કેઃ—"ચાલો ભાઇ! આપણે એક ઠરાવ કરીએ. જો તમારો પક્ષ બળવાન થઇ જાય તો મને ફાંસીની સજામાંથી છોડી દેવામાં આવે, અને જો અમારો પક્ષ બળવાન થઈ જાય તો તમને પણ મારી નાખવામાં ન આવે." આ વાક્યોનો બિસ્માર્કે આપેલો ઉત્તર જાણવા જેવો હતો. તેણે જણાવ્યું કેઃ—"આવો

ઠરાવ હું કરી શકતો નથી; કેમકે જો તમારા પક્ષનો વિજય થાય તો પછી મારે માટે જીવવું એ નકામુંજ છે; માટે ફાંસીઓ તો જરૂર દેવાવાની. પરંતુ હા, ફાંસીને દોરડે પહોંચવા સુધી વ્યવહાર શિષ્ટતા-ભર્યો થવો જોઈએ." બિસ્માર્કના શબ્દોમાં લોહીનોજ જુસ્સો રહ્યા કરતો હતો. એક પ્રસંગે સભાના પ્રધાન કાઉન્ટશ્વરિન કે જેના વિચાર પ્રજાપક્ષ તરફ ઢળેલા હતા તેણે ખિજવાઇને બિસ્માર્કને પૂછ્યું:– "તમારે મારી સામે શી ફરિયાદ છે?" બિસ્માર્કે ઉત્તર આપ્યો:– "એજ કે તમને અત્યાર પહેલાંજ યમલોકમાં કેમ ન પહોંચાડી દેવામાં આવ્યા?"

બિસ્માર્કની જીભ વિશેષ કરીને આ સમયે ઘણી તીવ્ર હતી. કારણકે ક્રાંતિની આગને બીજા પ્રકારની આગથી બુઝાવી શકાશે એમ તે સમજતો હતો; પરંતુ તેનું સમસ્ત ભાવી જીવન તેના આ સમયના શબ્દોને અનુસરતું જણાતું નથી. પોતાના આ સમયના બોલવાપર પાછળથી તે પસ્તાયા કરતો હતો.

પ્રજાની પ્રતિનિધિ–સભાને આવી રીતે ઉડાવી દઇને રાજાએ પોતાની ઇચ્છાનુસાર એક બીજીજ પ્રશિયન રાજસભાની ઘોષણા કરી દીધી. એનું બંધારણ પણ રાજાએ પોતાની ઇચ્છા પ્રમાણે બનાવ્યું. તે દ્વારા જો કે પ્રજાને કેટલાક અધિકાર આપવામાં આવ્યા હતા, તથાપિ એવો યત્ન કરવામાં આવ્યો હતો કે, જેને પરિણામે ગરમ પક્ષ બળવાન ન થઇ શકે. પરંતુ આનું પરિણામ વળી કાંઇ વિચિત્રજ આવ્યું. આ નવીન સભામાં પણ ગરમપક્ષનું બળ કાયમ રહ્યું. બિસ્માર્ક સુદ્ધાં આ સભામાં પ્રતિનિધિ બનીને આવ્યો હતો. સભામાં અનેક વિષયોપર વાદ–વિવાદ થયો. અંતે તકરાર એ વાતપર વધી પડી કે, જર્મનીના રાજ્યકાર્યપર પ્રશિયન રાજસભાદ્વારા પ્રજાનો કોઇ અધિકાર યા તો દબાણ છે કે નહિ? સભાએ આ પ્રકારના દબાંવપર આગ્રહ કર્યો અને

અંતે ફળ એ ફળ્યું કે રાજાની તરફથી આ રાજસભા પણ પણ ઉડાવી દેવામાં આવી.

ઑગસ્ટમાં રાજાના જાહેરનામાથી બીજી સભા ફરીથી બોલાવવામાં આવી. આ સભામાં રાજાની ઇચ્છા પાર પડી. પ્રજાનો પક્ષ નિર્બળ બની ગયો અને રાજપક્ષ પ્રબળ થયો. બિસ્માર્ક આ સભામાં પણ પ્રતિનિધિ તરીકે હાજર હતો. આ સભાએ કેટલાક જરૂરી પ્રશ્નો-પર વિચાર કર્યો, તથા તેમાં બિસ્માર્કે પોતાના ભવિષ્યના મહત્ત્વનું પ્રથમ ચિહ્ન દર્શાવ્યું. આ સભામાં કયા કયા નિયમો પસાર થયા તથા કયા કયા પ્રશ્નોપર વિચાર થયો તેનું વર્ણન અત્ર અપ્રાસંગિક હોવાથી આ સભાની નાની કાર્યવાહી છોડી દઈને અમે આગલા પ્રકરણમાં જર્મન સામ્રાજ્યની પુનઃ સ્થાપનાની કહાણી કહીશું.

## પ્રકરણ ૪ થું–જર્મન સામ્રાજ્યની સમસ્યા.

જર્મનીની હિલચાલ એક બેધારી તલવારના જેવી હતી. એક તરફથી તે દેશની ભિન્નતાને કાપતી હતી તો બીજી તરફથી તે પરાધીનતાની જડ ઉપર ઘા કરવા ઇચ્છતી હતી. સ્વાધીનતા તેમજ એકતાની ભાવના કે જેને માટે જર્મન લોકો યત્ન કરી રહ્યા હતા, તે બન્ને ભાવનાઓના વચ્ચે જતા જોશને ઇ. સ. ૧૮૪૮ ની ફ્રેંચ ક્રાંતિએ સળગતા અગ્નિમાં ફેરવી નાખ્યું હતું. એ અગ્નિ કેવી રીતે સળગી ઉઠયો અને તેણે પોતાની જ્વાળાને કેવી રીતે રાજમહેલની આસપાસ ફેલાવી દીધી, તથા ફરીથી સમયના પ્રભાવે તે કેવી રીતે શિથિલ થઈ ગઇ, તથા રાજાની સૈન્યશક્તિએ તેના ખિલતા જોશને કેવી રીતે દબાવી દીધું તેનું વૃત્તાંત પાછલાં પ્રકરણોમાં આવી ગયું છે. સ્વાધીનતાને માટે જે ભાવ ઉત્પન્ન થયો હતો તે પણ બે રૂપમાં વિભક્ત

હતો. માત્ર પ્રશિયનોજ નહિ પરંતુ સમસ્ત જર્મનીના નિવાસીઓ પોતાના દેશમાં અધિકારોની સ્વાધીનતા મેળવવાને ઇચ્છતા હતા. તેઓ ઇચ્છતા હતા કે તેમના દેશમાં કેવળ રાજાની ઇચ્છાથીજ રાજ્ય ન ચાલ્યા કરે, પરંતુ પ્રજાના પ્રતિનિધિઓની સલાહ પણ લેવામાં આવે. સ્વાધીનતાનો આ ભાવ ફ્રાન્સની રાજ્યક્રાંતિની હકીકત સાંભળનારા નવયુવકોનાં હૃદયોને ઉત્તેજિત બનાવી રહ્યો હતો.

આ સ્વાધીનતાના ભાવની સાથે એક બીજો ભાવ જર્મન સ્વાધીનતાનો હતો. જર્મની એક થાય, જર્મનીના જુદા જુદા દેશો સલાહ–સંપથી એકત્ર થઈ જાય, તથા બીજી કોઈ શક્તિ તેમના ઉપર હુમલો ન કરી શકે એજ જર્મન સ્વાધીનતાના ભાવનો ઉદ્દેશ હતો. જર્મનીના શિર ઉપર આસ્ટ્રિયાનો નીતિદંડ ન રહે એ પ્રકારનો સમાવેશ પણ આ ઉદ્દેશમાં થતો હતો. જર્મનીના નવયુવકોનું એક મોટું મંડળ હતું. આ મંડળ આસ્ટ્રિયા વગેરે અન્ય દેશોના દબાવને પોતાને માટે રાષ્ટ્રીય અપમાનરૂપ સમજતું હતું. આપણે જોઈ ચૂક્યા કે કેવા પ્રકારે પ્રથમ પંક્તિની સ્વાધીનતાએ પ્રશિયામાં ચાર દિવસની ચાંદની જોઈ, તથા પછીથી ઘોર અંધકારમાં પોતાનું મુખ છુપાવી દીધું. આ પ્રકરણમાં અમે બીજા દેશોએ નાખેલી બેડીને કાપી નાખવાના યત્નની હકીકત કહીશું, તથા જોઈશું કે જર્મનીના સુપુત્રોએ કેવી રીતે પોતાની જાતીય નાવડીને કિનારે પહોંચાડી; તથા નેતાઓની શિથિલતાથી તે પ્રથમ કરતાં પણ વિશેષ ભયજનક સંકટમાં કેવી રીતે જઈ પડી.

જર્મનીને એક કરનારા તથા આસ્ટ્રિયાના પંજામાંથી તેને મુક્ત કરનારા દેશોમાં મુખ્ય પ્રશિયા હતું. તે રાષ્ટ્રીય જાગૃતિના નેતા સ્વરૂપ હતું. પ્રશિયામાં એક પક્ષ ઉદાર મતનો હતો, એ પક્ષ જર્મની તેમજ ફ્રાન્સનાં દૃષ્ટાંતો સન્મુખ રાખીને વ્યાખ્યાનરૂપી તીર ચલાવવામાં

સિદ્ધહસ્ત હતો; પરંતુ સમસ્ત જર્મની એક પક્ષનું નહોતું. તેમાં પણ ત્રણ પક્ષો હતા; અને એ ત્રણે પક્ષો એક-બીજાના યત્નને નિષ્ફળ કરવાનો યથાશક્તિ યત્ન કરવામાં પાછી પાની કરતા નહિ. એ પક્ષોના અરસ્પરસના વિરોધનું પરિણામ એ આવતું હતું કે-જર્મન એકતા તથા જર્મન સ્વાધીનતાનો અંકુર ફૂટતાંની સાથેજ સૂકાઈ જતો હતો. એ ત્રણ પક્ષોમાંનો સૌથી નાનો પરંતુ સૌથી વિશેષ તીવ્ર તથા પ્રભાવશાળી પક્ષ ગરમ લોકોનો હતો; કે જે પક્ષ સમસ્ત જર્મની દેશને એક પ્રજાતંત્રતાના રાજ્યમાં ફેરવી નાખવાની રાજનૈતિક બુદ્ધિમત્તાની પરાકાષ્ઠા સમજતો હતો. ફ્રેંચ વિચારકોના ગ્રંથો એ આ લોકોના વેદરૂપ હતા; તથા તેમના આદર્શ પિમ, હૅમ્ડન, મારા તથા રૅાબસ્પેયર હતા. તેમનાં વાકય આ ગરમ પક્ષના લોકોને માટે નિત્યના જપ સમાન હતાં. તેમનો કાર્યક્રમ એવો હતો કે જર્મનીના સઘળા દેશોના રાજાઓને એકજ દિવસે સંધ્યાસમયે ગાદી ઉપરથી નીચે ઉતારી દેવામાં આવે, અને બીજે દિવસે પ્રાતઃકાળે પ્રજાતંત્રના શાસનને જાહેર કરવામાં આવે.

બીજી તરફ એક એવો પક્ષ હતો કે, જે રાષ્ટ્રીય હિલચાલને દેશને માટે નુકસાનકારક સમજતો હતો. તેની સંમતિ એવી હતી કે જર્મનીનું કલ્યાણ તેનું વર્ત્તમાન રાજછત્ર શોભાયમાન રહે અને તેની શક્તિને ઓછી ન કરવામાં આવે એમાંજ છે. અન્ય દેશોના દષ્ટાંતોને આ પક્ષ હાનિકારક સમજતો હતો. અમારો ચરિત્રનાયક પ્રિન્સ બિસ્માર્ક આ પક્ષના નેતાઓમાંનોજ એક હતો. તે જર્મનીની ઉન્નતિ ઇચ્છતો હતો; પરંતુ જર્મનીથી પહેલાં તે પ્રશિયાને સ્થાન આપતો હતો, તેનો મત એવો હતો કે જો જર્મનીમાં કોઈ રક્ષા કરવા જેવી વસ્તુ હોય તો તે પ્રશિયાની રાજ્યસંસ્થા છે. પ્રત્યેક પ્રશિયાનિવાસીનું કર્ત્તવ્ય છે કે સૌથી પ્રથમ તે પ્રશિયાનું રક્ષણ કરે, તેના રાજ્યને

સુદૃઢ કરે, તથા સંમિલિત જર્મનીનાં સ્વપ્નાં થોડા સમયને માટે છોડી દે. બીજાં દેશોનાં દૃષ્ટાંતોને તે તિરસ્કારની નજરથી જોતો હતો. તે કહ્યા કરતો હતો કે, પ્રત્યેક દેશનું પોતપોતાનું રાજ્યબંધારણ જુદું છે, એક બીજાના માત્ર દૃષ્ટાંતથીજ સારા ખોટાનો વિચાર થઇ શકતો નથી. એક જાતિના ઇતિહાસની ઉપર અન્ય જાતિના ઇતિહાસ-રૂપી ઢાંકણું બરાબર બેસાડી શકાતું નથી.

માત્ર આટલુંજ નહિ પરંતુ પ્રથમ જણાવ્યા પ્રમાણે પ્રશિયાની રાજશક્તિ ઓછી હોવાથી તે ઘણો ડરતો હતો, તે ઇચ્છતો હતો કે, પ્રશિયાનો રાજમુકુટ હમ્મેશાં પ્રકાશિત રહે. પ્રજાસત્તાક રાજ્યદ્વારા તેના પ્રકાશને ઓછો કરવામાં આવે નહિ; તથા જર્મનીનો નવીન રાજમુકુટ તૈયાર કરવાને માટે પ્રશિયાના રાજમુકુટને ઉપયોગમાં લેવામાં આવે નહિ.

ત્રીજો નરમ પક્ષ હતો. જે આ બન્ને પક્ષની વચ્ચે રહેલો હતો. એ પણ જર્મનીમાં એકતા તથા સ્વાધીનતા લાવવાનો યત્ન કરતો હતો; પરંતુ તે પ્રયત્ન ઘણો ધીમો હતો. યુદ્ધ ન થાય, તકરાર ન થાય, વિદ્રોહ ન થાય તથા રૂધિરની નદીઓ ન વહે અને કાર્ય સિદ્ધ થઇ જાય એવી એટલે કે "સર્પ મરે પણ લાકડી ભાગે નહિ" એવી તે પક્ષની આકાંક્ષા હતી. ક્રાંતિપક્ષવાળાઓના ત્રણ રંગના વાવટાથી જેમ આ પક્ષ ડરતો હતો તેમ બિસ્માર્કની વીરત્વભરેલી વાતોથી પણ તેને કંપારી છુટતી હતી.

બિસ્માર્કનો સ્વભાવ પ્રથમથીજ કડક હતો, નરમ પક્ષમાં રહેવાનું તેને માટે સર્વથા અસંભવિત હતું. તે આ સમયે ક્રાંતિનો મોટો વિરોધી હતો. તે સાથે તે પ્રશિયાની રાજસત્તા ઓછી કરવાના પક્ષમાં પણ નહોતો. જર્મનીના એક થવાના વિષયમાં તેનો મત સ્પષ્ટ હતો. પ્રશિયાએ પોતાની સત્તા ગુમાવીને જર્મનીમાં લીન નં થઇ જવું જોઇએ; પરંતુ ઉલટું તેણે જર્મનીમાંના બીજા સર્વે દેશોને

પોતાની પાછળ રાખીને તેમનું નેતા બનવું જોઇએ, અને તેની છત્ર-છાયા નીચેજ જર્મની એક થાય, એવો તેનો મત હતો. આ મતને તે સ્પષ્ટતાથી કહેતો હતો, તથા એમ કબુલ કરવું પડશે કે, મુખ્ય સિદ્ધાંતો સંબંધી પછીથી પણ તેનો મત આવોજ રહ્યો હતો. સાધનો સંબંધી તેનો મત વારંવાર બદલાઇ જતો હતો ખરો, પરંતુ સંયોગોને અનુસરીને જે મનુષ્ય વર્તતો નથી તેને રાજનીતિજ્ઞ કહી શકાય પણ નહિજ. સાધનો તો વાવટાના કપડા સમાન છે. વાયુના તરંગોની સાથે સાથે તે પણ ફર્યાં કરે છે. મુખ્ય માન્યતાઓમાં તે સાધનો સત્યથી ભ્રષ્ટ થએલાં ન હોવાં જોઇએ, એટલુંજ બસ છે. તે બદલાતાં રહે તેમાં ખોટું નથી. બિસ્માર્ક સર્વદા સ્થિરજ રહ્યો છે. તેના કેટલાક ચરિત્રલેખકો તેનાં આ સમયનાં તથા પછીના સમયનાં ભાષણો તેમજ મતોમાં ભેદ દર્શાવે છે, પરંતુ એ સઘળા ભેદ અવાન્તર સિદ્ધાંતોમાં છે, મુખ્ય સિદ્ધાંતોમાં નથી. બિસ્માર્ક જેવો એકજ પ્રકારના વિચારકેન્દ્રની પ્રદક્ષિણા કર્યાં કરનારો દઢ રાજનીતિજ્ઞ ભાગ્યેજ કોઇ દેશના ઇતિહાસમાં મળશે.

આગળ અમે જે ઘટનાઓનું વર્ણન કરીએ છીએ, તેમાં બિસ્માર્કના જેવા મતનો મનુષ્ય કેવો વ્યવહાર કરી શકે તેમ હતું એ કહેવાની જરૂર નથી. તે પોતાના પક્ષમાં દઢ હતો, તથા પોતાના પક્ષને પુષ્ટ કરવામાં કોઈ પણ પ્રકારની ન્યુનતા રહેવા દેતો નહિ, એ એનો સ્વભાવ હતો.

જર્મનીને એક કરવાને તથા સમસ્ત જર્મનીનું એક રાજ્ય બંધારણ બનાવવાને માટે ઇ. સ. ૧૮૪૮ થીજ એક સભા ફ્રેંકફૉર્ટમાં વિચાર ચલાવી રહી હતી. એ સભામાં જર્મનીના સઘળા દેશોના પ્રતિનિધિઓ વિચાર કરવાને માટે હાજર થયા હતા. એક વર્ષ સુધી વિચાર ચાલ્યા કર્યો. ઉપર દર્શાવેલા ત્રણ પક્ષો પરસ્પરમાં

લડતા, વઢતા તેમજ દ્વેષ કરતા રહ્યા. સભામાં વિશેષ ભીડ વિદ્યાલયોના શિક્ષાગુરૂઓ, સંપાદકો તેમજ વક્તાઓની હતી. એ લોકો કાંઇ વિશેષ કર્ત્તવ્યપરાયણ વૃત્તિના નથી હોતા. આ લોકોના ભેજામાં કલ્પના તેમજ યુક્તિનુંજ રાજ્ય વિશેષ રહે છે. યુક્તિ તથા કલ્પનાના ઘોડાજ જયાં ખુલ્લી ઘોડ દોડ કર્યા કરે ત્યાં કોઈ પણ પ્રકારનાં પરિણામે જઇ પહોંચવું કઠિન થઇ પડે છે. આ કારણથીજ વિચારના કાર્યમાં ઘણો વિલંબ થતો હતો. ત્રણ પક્ષના પરસ્પરના વિરોધે એ વિલંબને વળી વિશેષ લંબાવ્યો; પરંતુ આટલેથીજ અંત નહોતો. કાર્યમાં વિલંબ લગાડનારાં તથા અડચણ કરનારાં બીજાં પણ એ કારણો હતાં, કે જે કારણો ભૂલમાં જાય તો જર્મન સામ્રાજ્યની હકીકત બરાબર સમજમાં આવી શકે તેમ નથી.

સૌથી મોટું કારણ તો જર્મન એકતાને કાપ્યા કરનારૂં આસ્ટ્રિયા હતું. અત્યાર સુધી આસ્ટ્રિયાનો જર્મનીના કેટલાક દેશો ઉપર ઘણો પ્રભાવ પડેલો હતો. જર્મનીને એક કરવું હોય તો કાંતો આસ્ટ્રિયાને વચમાં રાખવું યા તો તેને તદ્દન દૂર કરવું જોઈએ. પોતાના પ્રભાવને ઓછો થવા દેવો, તથા નવીન એકતામાંથી પોતાને અલગ રખાતો જોવો એ આસ્ટ્રિયાથી સહન થાય તેમ નહોતું. નવીન એકતામાં તેને વચ્ચે રાખવાથી પણ બે પ્રકારની અડચણ ઉભી થતી હતી; કેમકે કાંતો તેને જર્મનીનું ઉપરી બનાવવું પડે કે કાંતો તેનાથી ઉતરતે દરજ્જે તેને રાખવું પડે. આમાંની બીજી વાત પણ આસ્ટ્રિયા કબૂલ કરે તેમ નહોતું. રસ્તો હવે માત્ર એકજ હતો કે આસ્ટ્રિયાને સમસ્ત દેશો કરતાં શ્રેષ્ઠ ગણવામાં આવે. કહેવાની જરૂર નથી કે બીજા બધા દેશો આ વાત કબૂલ કરતા નહોતા. આથી કરીને આસ્ટ્રિયા જર્મનીની એકતામાં હમ્મેશાં બાધકજ હતું. આ સભાની કાર્યવાહીને પણ તેના વિરોધે ઘણી ધીમી કરી નાખી.

એકતાના કાર્યમાં બીજું મોટું વિઘ્ન એ હતું કે, જર્મનીનાં નાનાં નાનાં રાજ્યોમાં પરસ્પર અવિશ્વાસ હતો; તેમનો એક બીજા પર વિશ્વાસ નહોતો. સૌની ભલાઈને ખાતર કોઇ પોતાના અધિકારોને ઓછા થવા દેવા તૈયાર નહોતું. પોતાની સત્તામાં સહજ પણ ન્યૂનતા આવવા દેવાની ઇચ્છા નહિ ધરાવનાર બે વસ્તુઓ કદાપિ એકત્ર થઈ શકે ખરી ? સાકર દૂધને મિષ્ટ બનાવે છે, પરંતુ તે પૂર્વે તે પોતાની સત્તાને ગુમાવે છે. આ અવિશ્વાસેજ જર્મનીના રાષ્ટ્રીય પ્રવાહને ઘણો શિથિલ કરી મૂક્યો હતો.

ઇ. સ. ૧૮૪૯ માં આ સભાએ જર્મનીનું રાજ્યબંધારણ તૈયાર કરી નાખ્યું. એ બંધારણદ્વારા સઘળા દેશોને એકત્ર કરી નાખવામાં આવ્યા અને તેમનાપર પ્રશિયાના રાજાને સમ્રાટ્‌નો અધિકાર અર્પણ કરવામાં આવ્યો. સભા તરફથી એક ડેપ્યુટેશન, સમ્રાટ્‌પદને સ્વીકારવાની વિનતિ સાથે પ્રશિયાના રાજા તરફ રવાના કરવામાં આવ્યું. ક્ષણભરને માટે જર્મનીનું ભાગ્ય હિંડોળા ઉપર ઝુલતું જણાવા લાગ્યું. પ્રશિયાના રાજાએ સભાએ અર્પણ કરેલા સમ્રાટ્‌પદનો સ્વીકાર કર્યો હોત તો જર્મનીનો ઇતિહાસ કેવા પ્રકારનો બનત એ અમે કહી શકતા નથી; પરંતુ તેણે સમ્રાટ્‌પદનો સ્પષ્ટ શબ્દોથી અસ્વીકાર કર્યો. તેણે કહ્યું કે, તે પ્રજાના તેમજ એકાદ સભાના અર્પણ કરવાથી સમ્રાટ્‌પદને સ્વીકારશે નહિ. આ અધિકારના સ્વીકારને માટે જર્મનીના નાના મોટા સઘળા રાજાઓની અનુમતિની જરૂર છે. સભાનો એક વર્ષ સુધીનો સતત શ્રમ આ અસ્વીકારથી નિષ્ફળ થયો. બિસ્માર્ક તેમજ તેના સાથીઓની સલાહથી પ્રશિયાના રાજાએ સભાની વિનતિનો અસ્વીકાર કરી દીધો. રાજસભામાં આ વિષય મૂકાતાં તેના ઉપર ઘણો વાદ–વિવાદ થયો. રાષ્ટ્રીય પક્ષે રાજાને એવી સલાહ આપવાની ઇચ્છા કરી કે તે

સમ્રાટ્પદનો સ્વીકાર કરે; પરંતુ બિસ્માર્ક તથા તેના સાથીઓએ આ પ્રસ્તાવનો સખ્ત વિરોધ કર્યો; તથા અંતે બિસ્માર્કના પક્ષનોજ વિજય થયો.

પરંતુ પ્રશિયાના રાજાએ સમ્રાટ્પદનો અસ્વીકાર કરીનેજ શાંતિ ધારણ કરી લીધી નહિ; પોતાના કથન પ્રમાણે તેણે જર્મનીના બીજા નાના નાના રાજાઓની તરફ સંપ તેમજ એકતાનો પ્રસ્તાવ મોકલ્યો. સઘળા રાજાઓમાંથી માત્ર છવ્વીસે આ સંપ તેમજ એકતાના સંદેશાનો ઉત્તર આપ્યો. બાકીના દેશો પૈકી કેટલાક રાજાઓ તો આસ્ટ્રિયાના દબાણુથી રોકાઇ ગયા, તથા હનોવર, સેક્સની તથા બૅવેરિયા વગેરે દેશો ટાળમટોળ કરતા રહ્યા; માત્ર છવ્વીસ રાજાઓને સાથે લઇને પ્રશિયાએ જર્મનીની એકતાને માટે યર્ફર્ટમાં એક મહા સભા બોલાવી, જેમાં આ રાજાઓના પ્રતિનિધિ હાજર હતા. પ્રશિયાના પ્રતિનિધિઓમાં બિસ્માર્ક પણ હતો. તેણે પોતાની ઉમ્મર નાની હોવાથી આ સભાની કાર્યવાહીમાં વિશેષ ભાગ લીધો નહિ. તે માત્ર પ્રેક્ષકજ થઇ રહ્યો; આ મહા સભાએ કેટલાક મહીનાઓ સુધી વિચાર ચલાવ્યો, તથા જર્મનીનું એક બંધારણ તૈયાર કર્યું. એ બંધારણ પૂર્ણ કરીને સૌ મળી ગયેલાં રાજ્યોની રાજસભાઓની ઉપર પણ મોકલાવા લાગ્યું.

આ પ્રમાણે જે કાર્યો થઇ રહ્યાં હતાં, તેને આસ્ટ્રિયા પોતાનાં તીવ્ર નેત્રોથી જોઇ રહ્યું હતું. તે માત્ર પ્રસંગનીજ રાહ જોઇ રહ્યું હતું જેથી અહીં સુધીજ આવીને મામલો અટક્યો. એકતાના કાર્યમાં આસ્ટ્રિયાએ આ સમયે અકટાવ નાખ્યો. તેની મુખ્ય આશંકા એજ હતી કે, આ બાબતમાં તેને કેમ કાંઇ પૂછવામાં આવ્યું નહિ ? તેણે પ્રશિયાની ૨૬ રિયાસતોની વિરૂદ્ધમાં જુની ડાયટના સભાસદોને ફ્રેંકફોર્ટમાં બોલાવ્યા તથા ત્યાં જાહેર કરી દીધું કે, તે જર્મનીના પ્રાચીન

બંધારણનું રક્ષણ કરશે, અને જે શક્તિ આ રક્ષણના કાર્યમાં વિરોધ કરશે તેને તે પોતાનો શત્રુ સમજશે. આ ઉપરથી જર્મની તથા આસ્ટ્રિયા વચ્ચે દુશ્મનાવટ વિના વિલંબે મધ્યાહ્નના આકાશ મંડળની પેઠે સ્પષ્ટ થઈ ચૂકી. બન્ને દેશ ઘણા દિવસ સુધી પોતાની વાતપર દૃઢ રહ્યા. રૅડોવિજ, કે જે આ સમયે પ્રશિયાનો મુખ્ય પ્રધાન હતો, તથા જેના ભેજામાંથી એકતાની નવી કાર્યવાહી નીકળી રહી હતી તે, પોતાની વાતપર કાયમ રહેવાના પક્ષમાં હતો; તે કહેતો હતો કે, આ સમયે એકતાને માટે પ્રશિયાએ પોતાના જીવપર આવીને ખેલ ખેલવો જોઇએ.

કેટલાક દિવસ સુધી તો બન્ને પહેલવાનો પૃથિવી ઉપર ઉભા રહ્યા, પરંતુ કોઇ પડી ગયો નહિ. વાતચિતના જુસ્સાએ સૈન્યને પણ ઉત્તેજિત બનાવી દીધું. કોઇ કોઇ સ્થળે પ્રશિયા તેમજ આસ્ટ્રિયાના સૈનિકો વચ્ચે ગોળીઓ સુદ્ધાં છુટી ગઈ. બર્લિનમાંના આસ્ટ્રિયાના રાજદૂતને પ્રશિયામાંથી ચાલ્યા આવવાની આજ્ઞા પણ વીએનાથી મળી ગઈ. આસ્ટ્રિયાનું સૈન્ય યુદ્ધ માટે તૈયાર થયું હતું; પરંતુ પ્રશિયાનું તૈયાર નહોતું. આસ્ટ્રિયાના રાજનીતિજ્ઞો પોતે શું કરે છે તે સારી રીતે જાણતા હતા; પરંતુ પ્રશિયાના રાજનીતિજ્ઞોને એવું જ્ઞાન નહોતું; વળી વિશેષે કરીને પ્રશિયાનો રાજા તો હમ્મેશાં ડગુમગુજ રહેતો હતો. આસ્ટ્રિયાએ પ્રાચીન બંધારણનું રક્ષણ કરવાને બહાને લોકોને તથા રિયાસતોને પોતાના પક્ષમાં લઈ લીધાં. પ્રશિયા આ સમયે ઉદાર પક્ષના નેતાની આધીનતામાં હતું. બિસ્માર્ક તથા તેના પક્ષના લોક પ્રશિયામાં પણ અનેક હતા કે જેઓ પોતાના દેશની ઉદાર નીતિથી ભય પામતા હતા તથા આસ્ટ્રિયાની સાથે સહમતિ રાખતા હતા.

બન્ને તરફ રણચંડીનાં દુન્દુભિ વાગવાની તૈયારી હતી એવામાં પ્રશિયાના રાજાનું અંતઃકરણ નમી પડયું. તેણે પોતાના સેનાપતિની

સલાહ લીધી તો ઉત્તર મળ્યો કે, સૈન્ય યુદ્ધને માટે તૈયાર નથી. અંતે રાજાએ પોતાની આખા વર્ષની કમાઇ આસ્ટ્રિયાને સ્વાધીન કરી દીધી. જે રાજપ્રધાન આ એકતાના કાર્યમાં અગ્રેસર થઇ રહ્યો હતો તેને પોતાની જગ્યાનું રાજીનામું આપી દેવું પડ્યું. ગરમ પક્ષના નેતાને રાજપ્રધાનનો અધિકાર પ્રાપ્ત થયો. બિસ્માર્કના વિચાર આ વિષયમાં એવા દૃઢ હતા કે જ્યારે તેણે ઉદાર પક્ષના નેતાના રાજીનામાની વાત સાંભળી ત્યારે તે આનંદાવેશમાં આવી જઇને પોતાના મેજની ચારે તરફ ત્રણ ચાર વખત નાચ્યો !

પ્રશિયાને નૈતિક સંસારની નજરે ઘણું હેઠે જોવું પડ્યું. તેની આબરૂ પાયમાલ થઇ ગઇ. સૌએ જાણી લીધું કે, એ યુદ્ધથી ડરી ગયું અને આસ્ટ્રિયાની મ્યાનમાંથી બહાર નીકળતી સમશેરે તેના હૃદયને ધ્રુજાવી દીધું. જે કાંઇ કસર રહી હતી તેને પૂરી કરવાને માટે પ્રશિયાનો નવીન પ્રધાન-સચિવ, આસ્ટ્રિયાના પ્રધાનમંત્રીની મુલાકાત લેવાને ( Olmuez ) ઓલ્મુઝ સ્થાને ગયો તથા આસ્ટ્રિયાની આગળ નાક લીંટીઓ ખેંચી આવ્યો. વિવાદના સઘળા વિષયોમાં આસ્ટ્રિયાનોજ વિજય થયો. સમસ્ત સંસારે જાણી લીધું કે, હજી જર્મની સ્વતંત્ર થવાને યોગ્ય નથી. એક તરફ આસ્ટ્રિયાના ગૌરવની હદ ન રહી ને બીજી તરફ અપમાનથી પ્રશિયાના લોકોનાં શિર નીચાં નમી પડ્યાં. આ સમાચાર પ્રશિયન રાજસભામાં જઈ પહોંચતાંજ ત્યાં ધિક્કારસૂચક શબ્દોની વૃષ્ટિ થવા લાગી. પ્રત્યેકના મુખથી સરકારની નિંદા થવા લાગી. મહાન ફ્રેડરિકના દેશનિવાસીઓનું રૂધિર ઉછાળા મારવા લાગ્યું.

બિસ્માર્ક એ સમયે સરકારની કાર્યવાહીના પક્ષમાં હતો. તેનો મત એવો હતો કે, પ્રશિયાને 'જર્મની' 'જર્મની'નો પોકાર કરનારાઓની પાછળ લગાડીને નરહત્યા કરાવવાની જરૂર નથી. રાજ-

સભામાં તેણે સરકારના કાર્યનું ઘણું સમર્થન કર્યું. મનુષ્યબુદ્ધિની આ કેવી વિલક્ષણતા ! બિસ્માર્ક સરકારના આ કાર્યનું સમર્થન કરી રહ્યો હતો ત્યારે કોણ જાણતું હતું કે, કેટલાંક વર્ષ પછી એજ વીર બિસ્માર્ક એવાજ કારણને અંગે આસ્ટ્રિયાના દાંત ખાટા કરશે તથા યૂરોપની આગળ જર્મનીના એક માત્ર નેતાના સ્વરૂપમાં ખડો થશે ! ખરેખર જગત એ એક પરસ્પરથી વિરૂદ્ધ વાતોના અદ્ભુત મહેલ-રૂપ છે. ભેદ કેવળ એટલોજ છે કે, જ્યાં સુધી સઘળી બાબતો ઉપર વિચાર કરવામાં નથી આવતો ત્યાં સુધીજ પરસ્પર વિરોધ રહે છે. પ્રશિયાનો આ સમયે પરાજય કેમ થયો ? કેમકે તેનું સૈન્ય યુદ્ધને માટે તૈયાર નહોતું, પછીથી તે કેમ વિજયી થયું ? કારણ કે એ પ્રસંગે તેનું સૈન્ય યૂરોપનાં સઘળાં સૈન્યોમાં સર્વોત્તમ બન્યું હતું; તથા બિસ્માર્કની દૃઢ ઇચ્છા–શક્તિ તેને કાર્યમાં યોજવાને માટે વિદ્યમાન હતી.

ક્રાંતિનું વાદળ જર્મનીમાં જણાયું અને વિખરાઇ ગયું; જર્મનીની રિયાસતોને પરસ્પર બાંધવાને માટે પ્રશિયાએ સોનાની બેડીઓ બનાવી; અને તે ખુંચવી લેવાઇ, રાષ્ટ્રીયતાની લહર આવી, અને આસ્ટ્રિયાના પ્રાચીન રાજદુર્ગ સાથે ટક્કર ખાઇ ફાટી ગઇ. ચાલો પાઠક ! હવે આપણે જોઇએ કે હવે પછી શું થાય છે.

## પ્રકરણ ૫ મું—બિસ્માર્ક રાજપ્રતિનિધિની સ્થિતિમાં.

જે અગીઆર વર્ષનો ઇતિહાસ અમે આ પ્રકરણમાં નિવેદન કરીએ છીએ તે વર્ષ પ્રશિયાને માટે અપમાન તેમજ પરાજયનાં વર્ષ હતાં. ઑલ્મુત્ઝની સંધિ પછી અપમાન તથા પરાજયે પ્રશિયાના દ્વારપર ડેરો જમાવ્યો હતો. તેને દૂર કરવાની આવશ્યકતા હતી ખરી, પણ સંભવ નહોતો; જ્યાં સુધી કોઇ એવો પુરૂષ પ્રશિયાની રાજસત્તા

પોતાના હાથમાં ન લે, કે જેની આગળ વિધાતાને પણ પોતાનું શિર ઝુકાવવું પડે તથા જે દૈવરૂપી પશુને નાથીને સીધે માર્ગે વાળી દે; ત્યાં સુધી એ વાત સંભવિત નહોતી. આવો પુરૂષ અગીઆર વર્ષ સુધી કોઈ જુદાજ સ્થાનની હવા ખાઇ રહ્યો હતો, તથા ભાવિ મહાસંગ્રામને માટે પોતાની જાતને તૈયાર કરી રહ્યો હતો. ઑલ્મુઝની સંધિ પછી બિસ્માર્કને પ્રશિયાના રાજા તરફથી રાજપ્રતિનિધિ બનાવીને ફ્રેંકફૉર્ટની ડાયટમાં મોકલવામાં આવ્યો.

ફ્રેંકફૉર્ટની ડાયટનું વૃત્તાંત પાઠકો પ્રથમથીજ વાંચી ચૂક્યા છે, આ સભામાં જર્મનીની લગભગ ત્રિસ રિયાસતોના ૧૭ પ્રતિનિધિ હતા; તથા તે સૌનો ઉપરી આસ્ટ્રિયાનો પ્રતિનિધિ ગણાતો હતો. આ સભા એટલા માટે બનાવવામાં આવી હતી કે, તેથી જર્મનીની રિયાસતો જ્યારે માંહોમાંહે ન લડતી હોય ત્યારે તે શત્રુઓથી પોતાના અધિકારોનું સંરક્ષણ કરી શકે. આ ડાયટ નામની સભા જર્મનીને એકઠા મળવાનું સાધન સમજવામાં આવતી હતી; પરંતુ ત્યાં હતું શું? પૃથ્વીભરની ધોખાબાજીઓ તથા રાગદ્વેષજ એ સ્થાનમાં ભર્યા પડયાં હતાં. પ્રત્યેક રાજપ્રતિનિધિ બીજા સઘળા પ્રતિનિધિઓને લુચ્ચા સમજતો હતો, તેથી તે પોતે પણ લુચ્ચાઇ કરતાં સંકોચાતો નહિ. એમ કહેવું ખોટું નથી કે, સૌની સમજમાં કોઇ પણ પ્રકારની અશુદ્ધિજ નહોતી. આવી સભામાં જર્મનીના હિતની કોઈ પણ વાત થઇ શકે એ સ્વપ્નમાં પણ અસંભવિત હતું. હા, પ્રત્યેક કામમાં અટકાવ અવશ્ય પડી જતો હતો. કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરવાનું સંભવિતજ નહોતું; કદાચ ભૂલથી કોઇ વાતનો નિર્ણય થઈ જાય તો ડાયટની પાસે એવું કોઇ સાધન નહોતું કે તે પોતાની ઇચ્છા પૂર્ણ કરાવી શકે. કોઇ સેના કે શક્તિ એવી નહોતી કે તે પોતાની આજ્ઞાનું પાલન કરાવી શકે. એ સમયે સમસ્ત યુરોપમાં જર્મન ડાયટ શબ્દ તથા નિષ્પ્રયોજન શબ્દ

સમાન અર્થનાજ સમજવામાં આવતા હતા.

આવી સભામાં પ્રિન્સ બિસ્માર્કને પ્રશિયાની તરફથી રાજપ્રતિનિધિ બનાવીને રવાના કરવામાં આવ્યો. બિસ્માર્ક ત્યાં ગયો એટલે તેણે પોતાને વિચિત્રજ હવા-પાણીમાં જઇ પડેલો જોયો. અત્યાર સુધી તો તે પ્રતિનિધિસભામાંજ બોલવાનું જાણતો હતો, રાજદૂતો તથા સરકારી અધિકારીઓની ચાલાકીઓ હજી તે સમજતો નહોતો. મુખ ઉપર અમૃતની સાથે હૃદયમાં ઝેર કેવી રીતે રાખવામાં આવે છે? શત્રુના મિત્ર બનીને, તેના નોકરને ફોડીને તેના ગુપ્ત કાગળો કેવી રીતે મેળવાય છે? એ વાતોનું જ્ઞાન હજી બિસ્માર્કને નહોતું. તે અદ્યાપિ જાણતોજ નહોતો કે કમળના પુષ્પમાં પણ કાંટા થાય છે, તથા ચંદનની નીચે રહેનારા સર્પનોજ ડંખ ઘણો વિષમય હોય છે.

જ્યારે બિસ્માર્ક રાજપ્રતિનિધિઓની સભામાં ગયો તથા ઈ. સ. ૧૮૫૧ માં પ્રશિયાનો મુખ્ય પ્રતિનિધિ બન્યો ત્યારેજ તેને આવો વિચિત્ર અનુભવ મળ્યો. તે સ્વભાવથીજ સ્પષ્ટ વક્તા તથા સરળ વિચારો કરનારો મનુષ્ય હતો; આ સ્થળમાં જોવામાં આવેલી ખટપટ પ્રત્યે તેના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. અહીં આવતાં પહેલાં તેનામાં જે ઉત્સાહ હતો તે ઉત્સાહનું સ્વરૂપ બદલાઈ ગયું. માત્ર કૂટ નીતિઓજ તેનું દિલ દુખવવાને માટે પુરતી હતી, તેના ઉપર તેના વિચારોને એક બીજો બહુ પ્રબળ ધક્કો લાગ્યો, જેણે તેના ભાવી જીવનપર પણ સ્થાયી પ્રભાવ બેસાડ્યો.

પ્રશિયાના રાજાએ જર્મનીની સઘળી રિયાસતો એકત્ર કરવાનું બીડું ઝડપ્યું ત્યારે આસ્ટ્રિયાએ એ કાર્યના રસ્તામાં હરકત નાખી, યુદ્ધની ધમકી બતાવી અને અંતે પ્રશિયાને નીચું જોવડાવ્યું. એ સમયે બર્લિનમાં બે પક્ષ હતા. એક પક્ષ કે જે ઉદાર નામથી ઓળખાતો હતો તે આસ્ટ્રિયાની વિરુદ્ધ હતો. એ પક્ષનો મત એવો હતો

કે, પ્રશિયાને માટે યુદ્ધમાં ઉતરી મૃત્યુને આલિંગન કરવું સારૂં છે; પરંતું અપમાન સહન કરવું તથા હમ્મેશાં પાડોસીની આંગળીપર નાચવું સારૂં નથી. બીજો પક્ષ એવા લોકોનો હતો કે જેઓ ક્રાંતિથી તેમજ ઉદાર વિચારોથી ડરતા હતા, તથા આસ્ટ્રિયાનો આશ્રય સ્વીકારવામાં પાપ માનતા નહોતા. તેમનો મત એવો હતો કે જો કદાચ આ સમયે પ્રશિયા જુના વિચારોવાળા આસ્ટ્રિયા સાથે યુદ્ધ કરશે તો તેમને ઉદાર પક્ષમાં મળી જઈને સ્વાધીનતા તથા એકતાનો ડંકો વગાડવો પડશે. ઉદાર પક્ષના વિચારોથી તેમને એવો ડર હતો કે, જેવો ડર બાળકોને ભૂત-પ્રેતાદિનો થયા કરે છે; અને તેથીજ તેઓ ઉદાર પક્ષની શય્યામાં જઈને પડવા કરતાં આસ્ટ્રિયાના ખોળામાં જઈ બેસવાનું વધારે સારૂં ગણતા હતા. બિસ્માર્ક એજ પક્ષનો સભાસદ હતો, તથા એજ વિચારો લઈને તેને આસ્ટ્રિયાની સાથેનો મેળ જારી રાખવાને માટે ફ્રેંકફોર્ટ મોકલવામાં આવ્યો હતો.

પરંતુ ત્યાં આવતાંની સાથેજ તેણે વિચિત્ર દેખાવ જોયો. આસ્ટ્રિયાના પ્રતિનિધિનું નામ 'થૂન' હતું, તેની બાહ્ય રીતભાત તથા વર્તન જો કે એક સજ્જનને યોગ્ય થઈ પડે એવું હતું, પરંતુ તેના હૃદયપ્રદેશમાં છુપાઇ રહેલા ભાવોને સમજી જવાનું કામ બિસ્માર્ક જેવા તીવ્રદર્શીને માટે કઠિન નહોતું. પ્રશિયાને પોતાની સમાન સમજવાની તથા તેની સાથે સંધિ રાખવાની આસ્ટ્રિયાની ઇચ્છા નહોતી. તેણે પ્રશિયાને નીતિક્ષેત્રમાં નીચું જોવડાવીને ભૂમિપર આળોટતું કરી નાખ્યું હતું, તથા ભવિષ્યમાં પણ તેને તેવીજ સ્થિતિમાં રાખવાની ઇચ્છા હતી. આસ્ટ્રિયાના પ્રતિનિધિઓનો તથા મુખ્યત્વે કરીને ડાયટના સભાપતિનો પ્રત્યેક વાતમાં એવો પ્રયત્ન રહેતો હતો કે તે પ્રશિયાના પ્રસ્તાવોને રદ કરે, ડાયટમાં તેને પ્રત્યેક વાતમાં નીચું જોવડાવે, તથા બીજી રિયાસતોના પ્રતિનિધિઓની આગળ પ્રશિયાના રાજદૂતોનું અપ-

માન કરે. બીજી કોઇ રિયાસતના પ્રતિનિધિને તે ખાસડાના તળિયાની ધૂળ સમાન પણ સમજતું નહોતું.

બિસ્માર્ક આવતાંની સાથેજ થોડા સમયમાંજ સર્વ પ્રકારથી વાકેફ થઇ ગયો. તે સમજી ગયો કે, જો પ્રશિયા જીવવાની ઇચ્છા રાખતું હોય તો તેને આસ્ટ્રિયાની વિરૂદ્ધ યુદ્ધમાં ઉતરવુંજ પડશે. ડાયટમાં આવતાં પૂર્વે તે આસ્ટ્રિયાનો પરમમિત્ર હતો પરંતુ માત્ર થોડાજ મહીનાઓમાં દશા પલટાઇ ગઇ અને તે આસ્ટ્રિયાનો સર્વથી કટ્ટો દુસ્મન થઇ ગયો. સૌથી પ્રથમ તેણે તેને નૈતિક વ્યવહારમાં નીચું જોવડાવવાનો વિચાર કર્યો. ડાયટમાં આસ્ટ્રિયાનો અત્યાચાર એટલો બધો હતો કે સભાપતિ સિવાય બીજા કોઇને સિગાર પીવાનો પણ અધિકાર નહોતો. બિસ્માર્કની પૂર્વે, પ્રશિયાનો રાજપ્રતિનિધિ આવી હિંમત કરી શકતો નહોતો. આસ્ટ્રિયાજ સર્વની અંદર ચોધરી કેમ બની બેસે એ વાત બિસ્માર્ક સમજી શકતો નહોતો. હવેથી તે તેના ગર્વનો નાશ કરવાની ઉત્કટ ઇચ્છા રાખવા લાગ્યો. આગલા અધિવેશનમાં (સભામાં) એ પણ ચિરૂટ લઇને ગયો. સમસ્ત સભા પોતાના કામમાં લાગેલી હતી; સભાપતિ (પ્રમુખ) મહાશય અપાર ગર્વથી ચિરૂટનો ધૂમાડો કાઢતા હતા કે તરતજ બિસ્માર્કે પણ ખિસામાંથી ચિરૂટ બહાર કાઢી. લોકો તેની ચિરૂટને જોઈ પણ શક્યા નહોતા એટલામાં તો બિસ્માર્ક આગળ વધ્યો તથા સભાપતિ મહાશય પાસે ચિરૂટ સળગાવવાને માટે દીવાસળી માગવા લાગ્યો. અનર્થ—અરે મોટો અનર્થ થયો! સભાપતિએ બિસ્માર્કની આવી ઉદ્ધતાઈપર તેના તરફ એવા ક્રોધથી જોયું જાણે તેને ભસ્મ કરી નાખશે! સમસ્ત સભા પણ તેના આ વ્યવહારથી દંગ બની ગઈ અને બિસ્માર્કને સળગતો જોવાને ઉત્સુક થઇ રહી; પરંતુ દૈવની માયાથી સમજો અથવા તો વિચિત્રતાનું રાજ્ય સમજો પણ

બિસ્માર્કના ગંભીર તેમજ શાંતરૂપમાં એથી કશો પણ ફેર પડયો નહિ. સભાપતિ મહાશયે ચૂપકીથી દીવાસળી કાઢીને બિસ્માર્કને આપી. બિસ્માર્કે પણ પોતાની ચિરૂટ સળગાવી લીધી, તથા ધૂમાડો કાઢવા માંડયો. રાક્ષસોપર રામચંદ્રનો વિજય જેમ તાટકાવધની સાથેજ શરૂ થયો હતો, તેમ આ દૃઢ બિસ્માર્કે એક ચિરૂટ સળગાવી ત્યારથીજ આસ્ટ્રિયાનો પરાજય પણ શરૂ થયો. મહીનાઓ સુધી આ પ્રમાણે આસ્ટ્રિયા તથા પ્રશિયાના પ્રતિનિધિ ચિરૂટ પીતા રહ્યા, પરંતુ બીજા કોઇની તેમ કરવાની હિંમત ચાલી નહિ.

એક વખત બિસ્માર્ક થૂનની મુલાકાતે ગયો. યુરોપમાં કોઈ સદ્‌ગૃહસ્થને કોટ પહેર્યા સિવાય મળવા જવામાં અપમાન કર્યું ગણાય છે. થૂન બિસ્માર્કને કોટ પહેર્યા સિવાયજ મળવા આવ્યો; બિસ્માર્કે પણ "હં, તમે ઠીક કર્યું છે, આજે ગરમી ઘણી છે." એમ કહીને પોતાનો કોટ પણ ઉતારી નાખી દિવાલપરની ખિંટીએ લટકાવી દીધો.

બિસ્માર્કના આસ્ટ્રિયા પ્રત્યેના વિરોધભાવેજ આવી નાની નાની વાતોમાંથી ગંભીરરૂપ ધારણ કરીને તેની નીતિપર પ્રભાવ બેસાડયો. તે ઉપરથી એવો નિશ્ચય થઈ ગયો કે, પ્રશિયાને જો કોઇનો ભય હોય તો માત્ર આસ્ટ્રિયાનોજ છે, અને તેજ પ્રશિયાનો સ્વાભાવિક શત્રુ છે. પોતાના સરકારી કાગળોમાં તે બાર્લિનને ઘણે ભાગે એવીજ સલાહ આપ્યા કરતો હતો. તેનો અભિપ્રાય એવો હતો કે, રશિયા અગર તો ફ્રાન્સ જર્મનીના મિત્રો થઇ શકે તેમ છે, પરંતુ આસ્ટ્રિયા થઇ શકનાર નથી; તેથી તે હમ્મેશાં પોતાની ગવર્નમેન્ટને તે દેશોમાંથી કોઇ પણ દેશની સાથે મૈત્રી બાંધવાની સલાહ આપ્યા કરતો હતો. ક્રીમિયાના યુદ્ધમાં રશિયા એક તરફ હતું તથા બીજી તરફ બાકીનું સમસ્ત યૂરોપ હતું. એ યુદ્ધમાં આસ્ટ્રિયા પણ મળેલું હોવાથી બિસ્માર્કનો અભિપ્રાય એવો હતો કે પ્રશિયાએ રશિ-

યાની સાથેજ મળી જવું જોઇએ, યૂરોપની સાથે નહિ. એમાં પણ વધારે સારૂં તો તેને એ જણાતું હતું કે, પ્રશિયા કોઇ પણ તરફ ન રહે; પરંતુ બન્ને પક્ષને એક બીજા સાથે પોતે મળી જશે એવો ભય દર્શાવ્યા કરે, તથા તે પ્રમાણે સમસ્ત યુરોપની સ્થિતિને પોતાની આંગળી ઉપર નચાવી શકે.

બિસ્માર્કના વિચારો આવા હતા, તથા તે પોતાના વિચારોને પોતાની પાસેજ રાખી મૂકતો નહોતો, તે મોટા મોટા પત્રોમાં પોતાના વિચારો દર્શાવીને એ પત્રો પોતાની સરકાર તરફ મોકલતો હતો. પ્રશિયાના વિદેશ ખાતાના રાજપ્રધાનને પ્રત્યેક અઠવાડીએ ફ્રેંક ફ્રૂર્ટથી બિસ્માર્કનો એક વિસ્તૃત રિપોર્ટ મળતો હતો. આ કાર્યમાં બિસ્માર્કની બરાબરી કરી શકે એવો ભાગ્યેજ કોઇ રાજપ્રતિનિધિ હશે, ઘણા લોકો એક કાર્યને કરતાં કરતાં આરામમાં દિવસો પસાર કરવાનો વખત મળે તો મહા સુખ મળ્યું સમજે છે, ત્યારે બિસ્માર્ક દિવસે તો શું પરંતુ રાત્રે સુદ્ધાં ઉજાગરો કરીને પ્રશિયાની સઘળી રાજનીતિ સંબંધી મોટા મોટા રિપોર્ટો લખતો હતો. વળી તેના રિપોર્ટો કાંઇ જેવા તેવા નહોતા. તેમાં રાજનીતિનું વિશાળ જ્ઞાન, જગતમાં ચાલતી ઘટનાઓમાં અંતર્દૃષ્ટિ, દૃઢ દેશભક્તિ, તથા ભવિષ્ય જોવાની શક્તિ વગેરે મહત્ત્વના વિષયોપર સ્પષ્ટ ખુલાસો બિસ્માર્ક કરતો હતો. હજી પણ બિસ્માર્કના એ સમયના રિપોર્ટો વાંચી જો-વાથી આંખો ખુલી જાય છે. હજી સુધી પણ તેમાંની નવીનતા તથા સ્ફૂર્તિ ઓછી થઇ નથી.

આ પ્રમાણે ડાયટમાં આસ્ટ્રિયાની સાથે લડતાં, લાંબા લાંબા રિપોર્ટો લખતાં તથા યૂરોપની રીતભાતની પરીક્ષા કરતાં કરતાં બિસ્માર્કે બીજાં સાત વર્ષ પસાર કર્યાં. આવી સ્થિતિમાં તેને સમા-ચાર મળ્યા કે, પ્રશિયાનો રાજા ચોથો ફ્રેડરિક વિલિયમ મૃત્યુશય્યા-

પર સૂતો છે. તે સાથેજ વળી બીજા નવા સમાચાર એ મળ્યા કે, રાજાના નાના ભાઈને (Regent) સ્થાનિક શાસક બનાવવામાં આવ્યો છે. બિસ્માર્ક એમ જાણતો હતો કે આ નવીન સત્તાધિકારીના વિચારો ઘણેખરે અંશે પોતાના વિચારોને મળતાજ છે. તે એમ વિચારી રહ્યો હતો કે, તેના કાર્યપર નવીન ફેરફારનો શો પ્રભાવ પડે છે, તે જોવું. આવા વિચારોમાં હજી તો કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરી શક્યો નહોતો; એવામાંજ તેને પ્રધાનમંડળની ફેરફારીના સમાચાર મળ્યા. જુના પ્રધાનમંડળની જગ્યાએ યુવરાજ વિલિયમે નવીન કોમળ હૃદયવાળા પ્રધાનમંડળને સ્થાન આપ્યું. આ પ્રધાનમંડળના વિચારો ઘણા કડક નહોતા તેમજ ઘણા કોમળ પણ નહોતા. આવા પ્રધાનમંડળની નિમણુંકથી સૌ પ્રસન્ન થયા હતા. બિસ્માર્ક હજી તો પ્રસન્નતાનો પૂર્ણ અનુભવ કરી શક્યો નહોતો, તેવામાંજ તેને ફ્રેંકફોર્ટથી બર્લિન આવવાની આજ્ઞા પહોંચી ગઈ. બિસ્માર્કની જગ્યાએ નવીન રાજપ્રતિનિધિની નિમણુક કરવામાં આવી, કારણ કે નવીન પ્રધાનમંડળ આસ્ટ્રિયાની સાથે નવીન મૈત્રી બાંધીને કાર્યનો પ્રારંભ કરવાની ઇચ્છા રાખતું હતું અને બિસ્માર્ક તો હવે એ દેશનો કટ્ટો દુશ્મન બની ગયો હતો. આ પ્રમાણે નવા રાજકીય ફેરફારે બિસ્માર્કના સ્થાનમાં પણ ફેરફાર કરી નાખ્યો.

થોડા દિવસ સુધી બિસ્માર્કે બર્લિનમાં પ્રતીક્ષા કરી. તેને રશિયાની રાજધાની સેન્ટપીટર્સબર્ગ અગર તો ફ્રાન્સની રાજધાની પારિસમાં રાજપ્રતિનિધિ બનાવીને મોકલવામાં આવે તો સારૂં એવી તેની ઇચ્છા હતી. આ ઇચ્છા પ્રમાણે તેને સેન્ટપીટર્સબર્ગની ઠંડી હવામાં શિકાર ખેલવા માટે તથા મોજ-શોખ ઉડાવવાને માટે મોકલવામાં આવ્યો. જો કે નોકરીની દ્રષ્ટિથી ફ્રેંકફોર્ટ કરતાં રશિયાની રાજધાની વિશેષ ઉત્તમ હતી; તથાપિ તેમાં પ્રધાનમંડળની નારાજીનું ચિહ્ન

અવશ્ય હતુંજ. ફ્રેંકફૉર્ટથી બિસ્માર્ક વારંવાર જર્મનીની સાથે તથા યૂરોપની સાથે પ્રશિયા સંબંધીના વિષયોમાં રિપોર્ટો રવાના કરતો હતો. હવે તે રાજધાની તથા દેશથી એટલે બધે અંતરે ચાલ્યો ગયો હતો કે, પ્રથમની માફક સંમતિઓ દર્શાવવાનું કાર્ય તેને માટે અસંભવિત બની ગયું. તેનાજ શબ્દો પ્રમાણે તેને ' ઘણે દૂર શીતળતામાં ફેંકી દેવામાં આવ્યો હતો. '

બિસ્માર્ક સેન્ટપીટર્સબર્ગથી જે રિપોર્ટો લખ્યા કરતો હતો તેમાં પણ ઘણું કરીને એજ વાતોનું વર્ણન હતું. તેને નિરૂપયોગી જીવન પસંદ નહોતું. પોતાની સહધર્મિણીને બાળબચ્ચાં સાથે તેડાવી લીધા છતાં પણ તેને ત્યાં પૂરેપૂરૂં સુખ મળ્યું નહિ. બર્લિનથી છેટું તેમજ તેની અનીયમિત આદતોનો પણ તેની પ્રકૃતિપર બુરો પ્રભાવ પડતો હતો. જો કે બિસ્માર્કનું શરીર ઘણું પુષ્ટ હતું તોપણ જીવનના સમસ્ત નિયમોના ભંગને તે પણ સહન કરી શકતું નહોતું. બિસ્માર્ક એટલું બધું ખાતો હતો કે જેટલો ખોરાક મહા મુશ્કેલીએ બે માણસો ખાઇ શકે. તે જે દારૂ પીતો હતો તે પણ ઘણો નીશો ઉત્પન્ન કરે એવો હતો. તે ઉપરાંત નિદ્રા તેમજ જાગરણનો પણ નિયમ રહેતો નહિ. સમસ્ત રાત્રિ સુધી લખી વાંચીને પ્રભાતકાળે સૂઇ જઇને બપોરે ઉઠવાનો તેનો હંમેશાંનો નિયમ થઈ ગયો હતો. આ વિચિત્ર ટેવોનો તેના શરીરપર હાનિકારક પ્રભાવ પડયો, તથા રૂશિયાની ઠંડીએ તેની પ્રકૃતિને વિશેષ બગાડી. ધીમે ધીમે બિસ્માર્કનાં ફેફસાં સૂઝવા લાગ્યાં; અને તેને ખાટલાવશ થવું પડયું.

આ બિમારી મહીનાઓ સુધી લંબાઇ, અને તે તેના પહેલવાન જેવા શરીરને સદાને માટે બાદલું કરી ગઇ. તેના સ્વાસ્થ્યની જડ કપાઇ ગઈ. આ બિમારીનો પ્રભાવ માત્ર તેના શરીરપરજ નહિ પરંતુ સ્વભાવપર પણ પડયો. અત્યાર સુધી તેનો સ્વભાવ ઘણો

ગૌરવપૂર્ણ હતો. અને મોટા મોટા આક્ષેપોથી પણ તે ચીઢાતો નહિ. બીજાઓએ કરેલા શબ્દપ્રહારોને તે પુષ્પવૃષ્ટિસમાન ઝીલી લેતો હતો; પરંતુ આ બિમારીએ તેને ચ્હીડીઓ બનાવી દીધો. તે હવે બીજાઓનાં આક્ષેપોથી બળી ઉઠતો હતો અને કામ અધિક આવી પડે ત્યારે ગભરાઈ જતો હતો. આરોગ્યે હવે તેનાથી પીઠ ફેરવેલી જણાતી હતી. બિસ્માર્કના પાછલા જીવનભાગનાં વાણી-યુધ્ધોનું વૈજ્ઞાનિક સમાધાન આ બિમારીમાંથી શોધી શકાય છે.



# ભાગ ૪ થો—રંગભૂમિમાં પ્રવેશ.

## પ્રકરણ ૧ લું–રાજા તથા સભા વચ્ચે તકરાર.

ફ્રેડરિક ધી ગ્રેટે ઉન્નત કરેલું પ્રશિયા બિમાર પડી ગયું હતું. તેનું અંગ એક તરફ ક્રાંતિથી તથા બીજી તરફ શત્રુઓથી છિન્ન-ભિન્ન થઇ રહ્યું હતું. આ બિમાર શરીરને ઉઠાડીને ખડું કરી શકે એવા એક વૈદ્યની જરૂર હતી. એ વૈદ્ય ઉત્પન્ન થઇ ચૂક્યો હતો, પરંતુ તેને યથાસ્થાને તેમજ યોગ્ય કાર્યપર લગાડનાર કોઇ નહોતું. વૈદ્ય રોગીના ઉશિકા પાસે આવતો તો તેનો તિરસ્કાર કરીને તેને ફ્રેંકફૉર્ટનાં ગંદાં સ્થાનોમાં અગર તો રશિયાની ઠંડી રાજધાનીમાં મોકલી દેવામાં આવતો હતો. રોગીનો વર્તમાન રક્ષક અસ્થિર વૃત્તિ-વાળો તેમજ શિથિલ હતો. રોગી ખરા વૈદ્યને પિછાની શકતો નહોતો તેમજ તેનો ઉપયોગ પણ કરી શકતો નહોતો.

એક વર્ષ સુધી મૃત્યુશય્યા ઉપર પડી રહ્યા પછી ચોથો ફ્રેડરિક વિલિયમ ગુજરી ગયો. તેનો ભાઇ વિલિયમ કે જે અત્યાર સુધી માત્ર રાજ્યનો રક્ષક હતો તે રાજા થયો, અને તે સાથેજ પ્રશિયાનું ભાગ્યચક્ર ફર્યું. નવીન રાજા એક એવા પ્રકારનો મનુષ્ય હતો કે જેની પ્રતીક્ષા પ્રશિયા અડધી શતાબ્દીથી કરી રહ્યું હતું. જો કે તે જાતે કોઇ મહાન રાજનીતિજ્ઞ નહોતો, તથાપિ તે રાજ્યનીતિને બરાબર સમજતો હતો. કામ કરી શકે એવા માણસોને ઓળખી કાઢવામાં તથા કટાકટીનાં સમયને વિચારી જવામાં તે ઘણો ચાલાક હતો. વળી વિશેષમાં તે અસ્થિર વૃત્તિનો નહોતો. તે પોતાના મનમાં જે વાત

હોય તે વાતપર દૃઢ રહી શકતો હતો. આવો રાજા હવે પ્રશિયાના રાજસિંહાસનપર આવ્યો.

રાજસિંહાસનપર બિરાજતાંની સાથેજ તેણે પ્રશિયાની નિર્બળ સ્થિતિ તથા એ સ્થિતિમાંથી તેને ઉન્નત કેમ કરવું તેનો વિચાર કર્યો તો તેની આંગળી સૈન્યપર પડી. તે પોતે જન્મથીજ સિપાઈ હતો, તથા પાછલાં કેટલાંક વર્ષો સુધી તેણે પ્રશિયન સૈન્યના સેનાપતિનો અધિકાર ભોગવ્યો હતો. સૈન્યની સર્વ પ્રકારની નિર્બળતા તેના જાણવામાં હતી. જો પ્રશિયાનું સૈન્ય બળવાન હોત તો તેને નેપોલિયનથી પરાજય પામીને ધક્કા ખમવા પડત નહિ, તથા તેના પ્રધાનમંત્રીને ઑલ્મુઝમાં જઇને નાક લીટીઓ તાણવી પડત નહિ. આવો વિચાર કરીને તેણે કેટલાક યોગ્ય રાજનીતિજ્ઞોનું એક કમીશન બેસાડયું કે જેનું કાર્ય સૈન્યની સુધારણા સંબંધી વિચાર કરવાનું હતું, આ કમીશનનો મુખ્ય અધિકારી ગૈન 'રૂન' હતો. આ 'રૂન' પ્રશિયાના એક પ્રાચીન વંશનો હતો, તથા તેના વિચારો બિસ્માર્કના વિચારો સાથે સર્વાંશે મળતા આવતા હતા. જે ત્રિમૂર્તિ આવતાં વીશ વર્ષમાં સમસ્ત યુરોપનું અંગ ફેરવી નાખનારી હતી તેમાંનોજ તે એક હતો.

જલદીથી કમીશનનો રિપોર્ટ તૈયાર થઈ ગયો. રાજાએ એ રિપોર્ટ પોતાના લડાઇ ખાતાના પ્રધાન પાસે મૂકયો તથા તેને રાજ-સભામાં દાખલ કરવાનું કહ્યું. એ રિપોર્ટમાં સૈન્યસુધારણા સંબંધી મુખ્ય ત્રણ પ્રસ્તાવ હતા. ( ૧ ) સૌથી પ્રથમ પ્રત્યેક વર્ષના નવીન સૈનિકોની સંખ્યા વધારવાનો પ્રસ્તાવ હતો. ( ૨ ) બીજો પ્રસ્તાવ નિશ્ચિત સૈન્યની સેવાનાં વર્ષ વધારવા સંબંધીનો હતો; અને ( ૩ ) ત્રીજો પ્રકાર તેની ઉપયોગિતા વિશેષ વધારવા સંબંધી હતો. લડાઇ-ખાતાના પ્રધાને આ પ્રસ્તાવોને સ્વીકાર્યા નહિ, કારણ કે તે ઠરાવો તેણે ઉઠાવેલા નહોતા. મનુષ્યમાં કંઇક એવી નિર્બળતા રહેલી છે કે

તે બે ને બે મળીને ચાર કહેવાને તૈયાર હોય; છતાં પણ જો બીજો કોઈ મનુષ્ય તેની પહેલાં તે વાત કહી દે, તો પછી તે 'બે ને બે મળીને પાંચ' કહેવાને ખડો થઈ જશે.

રાજાએ લડાઇ ખાતાના જુના પ્રધાનને આવી રીતે નાક મુખ મરડતો જોઇને દૂર કરી નાખ્યો તથા રૂનને લડાઇખાતાનો પ્રધાન બનાવવામાં આવ્યો. અનેક પ્રકારની સુધારણાના પ્રસ્તાવો રાજસભામાં મૂકવામાં આવ્યા. સભાનો આ સમયનો દેખાવ જોવાલાયક હતો. દેશભક્ત મનાતા સભાસદો ઘણા જોશમાં આવી ગયા હતા. સરકાર સૈન્યની બઢતી કરવાની ઇચ્છા શામાટે ધરાવે છે ? તે આ સૈન્યથીજ સભાનો નાશ કરશે. આ સૈન્ય ફરીથી અત્યાચારનું રાજ્ય ચલાવવાને માટેજ ઉન્નત કરવામાં આવે છે. આવા પ્રકારનો કોલાહલ કરતાં કરતાં સભાસદોએ સૈન્યસુધારણાના ઉપલા પ્રસ્તાવોને કચરાની ટોપલીને સ્વાધીન કરી દીધા. સૈન્ય રાખવાના ખર્ચને માટે જે રૂપિયા બજેટમાં રાખવામાં આવ્યા હતા તે પણ માત્ર એક વર્ષને માટેજ કબુલ કરવામાં આવ્યા.

સભાના જોશની તેમજ અસ્વીકારની સહજ પણ પરવા રાખ્યા સિવાય રાજા તેમજ લડાઇ ખાતાના પ્રધાને મળીને સૈન્યની સુધારણા કરવાની શરૂઆત કરી દીધી. એક વર્ષમાં તો સૈન્યનું સ્વરૂપ બદલાઇ ગયું. ફરીથી રાજસભાની બેઠક મળી તથા તેમાં સૈન્યસુધારણાના પ્રસ્તાવ મૂકવામાં આવ્યા. સભા ફરીથી પણ પ્રથમની માફક ભડકી ઉઠી, તથા એક વર્ષ સુધી સૈન્ય રાખવાને માટે દ્રવ્ય આપીને સુધારાઓનો અસ્વીકાર કરવામાં આવ્યો. એક વર્ષ સુધી ફરીથી રાજા તેમજ યુદ્ધ ખાતાના પ્રધાને મળીને પોતાના વિચારો પ્રમાણે સૈન્યમાં સુધારણા કરવા માંડી.

હવે ત્રીજું વર્ષ આવ્યું. આ વર્ષે પોતાની સાથે એવી સ્થિતિને

લેવું આવ્યું કે જેને લીધે ઉંટને કરવટ લેવું ( પાસું ફેરવવું ) પડે. રાજસભા પોતાની ઇચ્છાની આવી ઉપેક્ષા થતી જોઈને ક્રોધથી સળગી ઉઠી હતી. આ ત્રીજે વર્ષે તેણે સૈન્ય સુધારાના પ્રસ્તાવોને અયોગ્ય ઠરાવ્યા; એટલુંજ નહિ પરંતુ નવીન વર્ષને માટે ખર્ચનું બજેટ પણ કબૂલ રાખ્યું નહિ. બજેટમાં સૈન્યના રક્ષણને માટે જે ખર્ચ રાખવામાં આવ્યું હતું તે ઓછું કરી નાખ્યું. સભાના હાથમાં માત્ર આજ એક શસ્ત્ર હતું કે જે રાજા તથા સરકારપર કાંઇક અસર કરી શકતું હતું. સભાને ધમકાવતાં રૂને એમ તો કહીજ દીધું કે, સૈન્યસુધારણા સંબંધીના પ્રસ્તાવો હવે સભામાં મૂકવામાં આવશે નહિ; કારણ કે એ સંબંધીની સઘળી સત્તા રાજાને છે; પરંતુ દ્રવ્યનું કેમ કરવું ? રાજ્યના બંધારણ પ્રમાણે એક પૈસો પણ રાજસભાની આજ્ઞા સિવાય ખરચ કરવામાં આવતો નહિ. હવે સરકાર શું કરે ? જો તે રાજસભાનું કહેવું કબુલ કરી લે તો સૈન્યની સુધારણા કરવાથી હાથ ધોવા પડે. આમાં રાજાની ઇચ્છાનું ઘણું મોટું અપમાન થતું હતું. બીજી તરફ જો સભાની કશી પરવા ન કરવામાં આવે તો નવીન વર્ષ સુધી સૈન્યને કેવી રીતે રાખવામાં આવે ? સમસ્ત સૈન્યને ઘેર મોકલી દીધા સિવાય આરોજ નહોતો.

આવે કટાકટીને પ્રસંગે રાજાએ સમસ્ત પ્રધાનમંડળને બોલાવીને પૂછ્યું કેઃ—"તમે રાજસભાની પરવા મૂકી દઈને મારી તરફ રહેવાને તૈયાર છો ?" પરંતુ પ્રધાનમંડળનામાં આટલી બધી હિંમત નહિ હોવાથી કોઇએ પણ તેનો ઉત્સાહજનક ઉત્તર આપ્યો નહિ. માત્ર એક રૂનજ રાજાના આ પ્રસ્તાવપર કપાઇ મરવાને તૈયાર હતો. પ્રધાનમંડળ તરફથી આવો સુકો ઉત્તર મેળવીને રાજા ઉભો થઈ ગયો. તેણે કહ્યું કેઃ—"હવે મારે માટે મારો રાજમુકુટ મારા પુત્રના શિરપર મૂકી દીધા સિવાય બીજો કોઇપણ માર્ગ નથી."

આમ કહીને તેણે યુવરાજને બોલાવવાને માટે ઘંટડી ઉપર પોતાનો હાથ મૂક્યો, એટલામાંજ સઘળા પ્રધાનો ઉભા થઇ ગયા. સૌએ મળીને રાજાને વિશ્વાસ આપ્યો કે તેઓ રાજાની સાથે રહેશે તેમજ રાજાની નીતિની રક્ષા કરશે.

આ સમય તો જો કે વીતી ગયો; પરંતુ રાજાનો આ પ્રધાન-મંડળ ઉપર વિશ્વાસ બેઠો નહિ. સભા બરખાસ્ત થઇ ગયા પછી તેણે પોતાના વિશ્વાસપાત્ર મંત્રી રૂનને એકાંતમાં બોલાવીને તેની સલાહ પૂછી. રૂને એ સઘળા મંત્રીઓને તેમના બિસ્તરા બંધાવી ઘેર મોકલી દેવાની તેમજ બિસ્માર્કને મુખ્ય પ્રધાન બનાવવાની સલાહ આપી; તથા રક્ષણનો માત્ર એ એકજ ઉપાય છે એમ જણાવ્યું. રાજા કે જે બિસ્માર્કને રાજપ્રતિનિધિ બનાવીને સેન્ટપિટર્સબર્ગ તથા પારિસ મોકલી ચૂક્યો હતો તેને આ સલાહ સાંભળીને બહુજ આશ્ચર્ય થયું. તેણે કહ્યું કે બિસ્માર્ક તો પારિસમાં છે; તે અહીં ક્યાં છે ? રાજાની જાણમાં નહોતું કે રૂને આ હિલચાલના સમાચાર મોકલીને બિસ્માર્કને પ્રથમથીજ બર્લિન બોલાવ્યો હતો. રૂને ઉત્તર આપ્યો કેઃ— "બિસ્માર્ક આ સમયે બર્લિનમાં છે, આપશ્રી જાતેજ તેની સાથે રૂ-બરૂમાં વાતચિત કરી શકો તેમ છો."

રાજાએ બિસ્માર્કને પોતાના નિવાસસ્થાને બોલાવ્યો. બિસ્માર્ક રાજાની સેવામાં જઇ પહોંચ્યો ત્યારે તેની પાસે એક પત્ર પડયો હતો. એ પત્રમાં રાજાએ પોતાનું રાજ્ય છોડવાની તથા યુવરાજને રાજા બના-વવાની વાત લખેલી હતી. એ પત્રને બિસ્માર્કની આગળ ધરીને રા-જાએ પૂછ્યું કેઃ—" શું તમે સમસ્ત સભાની ઇચ્છાવિરૂદ્ધ તથા બજેટ સિવાય રાજ્યનો ભાર ઉંચકવાને તૈયાર છો ?" ક્ષણ માત્રમાંજ બિસ્માર્કનું ક્ષત્રિય રૂધિર જોશમાં આવી ગયું તથા તેણે દૃઢતાથી ઉત્તર આપ્યો કેઃ—" હા."

આજ સમયે રાજાએ પોતાના રાજ્યત્યાગ સંબંધીનું જાહેરનામું ફાડી નાખ્યું તથા બિસ્માર્કને પ્રશિયાનો મુખ્ય મંત્રી બનાવ્યો. બીજા દેશોની સાથે વ્યવહાર ચલાવનાર પ્રધાન તરીકેનું કાર્ય પણ તેનેજ સોંપવામાં આવ્યું.

આવો અધિકાર પ્રાપ્ત કરીને બિસ્માર્કે દેશ, રાજસભા તથા યુરોપની વિરૂદ્ધ કેવા પ્રકારનો જંગ મચાવ્યો, અને માત્ર પચીસ વર્ષથી પણ ઓછા સમયમાં પોતાના દેશ તથા રાજાના ગૌરવમાં તેણે કેવી રીતે સોગણો વધારો કરી નાખ્યો તેનો ઇતિહાસ આગલાં પ્રકરણોમાં આવે છે.

## પ્રકરણ ૨ જું–રાજસભાની સાથે જંગ.

પારિસની રાજસભાપર નગરનિવાસીઓ હુમલો કરવાની તૈયારી કરી રહ્યા હતા. વિચારક સભાએ પોતાના સેનાપતિને બોલાવ્યો તથા રક્ષણ કરવાનુ કહ્યું. ઉત્તર મળ્યો કે આ સમયે રક્ષા થવી અસંભવિત છે, જે પોતાનો જીવ બચાવી શકે તેમ હોય તેણે અવશ્ય બચાવી લેવો. આ સમયે એક યુવાનને બોલાવીને પૂછવામાં આવ્યું કે, “શું તમે પારિસની વિરૂદ્ધમાં સભાનું રક્ષણ કરવાનો ભાર ઉઠાવી શકો છો?” કોમળ સ્ત્રીના જેવા ઓષ્ઠોને હલાવતાં હલાવતાં તે વીર યુવાને ધીરતાથી ઉત્તર આપ્યો કે ‘હા.’ એજ નવયુવક એક દિવસ મહાન નેપોલિયનના નામથી જગવિખ્યાત થયો.

આ સમયે પ્રશિયામાં કેવી દશા હતી! રાષ્ટ્રીયતાના વિચાર ફ્રાન્સ તેમજ ઇંગ્લાંડથી આવીને પ્રજાના દિલમાં સ્થાન મેળવી ચૂકયા હતા. પ્રજા, રાજા તેમજ રાજમંત્રિઓના અધિકારોને ઓછા કરીને પોતાના અધિકારોને વધારવાની ઇચ્છા રાખતી હતી. રાજા પ્રત્યેનો

પ્રસિદ્ધ પ્રશિયન વિશ્વાસ ઓછો થતો હતો. રાજસભા કે જેના પ્રતિનિધિઓ રાજકાર્યોપર વિચાર કરતા હતા તે રાજા તેમજ પ્રધાનમંડળથી નારાજ હતી. માત્ર નારાજ હતી એટલુંજ નહિ, પરંતુ તેના દિલમાં ફ્રાન્સની રાજ્યક્રાંતિનું અગર તો ઇંગ્લાંડની રાજ્યસ્થિતિનું અનુકરણ કરવાની ઇચ્છા પણ હતી. પોતાની ઇચ્છાઓનો અસ્વીકાર કરનાર રાજા રાજ્ય કરી શકવાને અસમર્થ થાય એટલા માટે તે બહુ યત્ન ચલાવી રહી હતી. બિચારા રાજાએ આવી આપત્તિના સમયે પ્રધાનમંડળ તરફ દૃષ્ટિ ફેરવી તો પ્રધાનમંડળના મુખ ઉપર તેને ભય તેમજ આશંકાનાં ચિહ્નો જણાયાં. આવા સમયે એક વીર પુરૂષને રાજાની આગળ લાવવામાં આવ્યો. તેની આગળ રાજાના રાજ્યત્યાગનું જાહેરનામું પડયું છે. જો એ વીર પુરૂષ પોતાની પાછળ નજર કરે છે તો ફ્રેંચક્રાંતિનું અનુકરણ કરનારી રાજસભા આંગળી કરીને ફાંસીનો સંકેત કરી રહી છે. રાજા તેને પૂછે છે કેઃ—"શું તમે ફાંસી જોઇને ડરી જાઓ છો? જો ડરતા હો તો મારૂં આ રાજ્યત્યાગનું જાહેરનામું કાર્યાલયમાં લઇ જાઓ, અને જો તમને તમારા શરીરની મમતા ન હોય તો આગળ પગલું ભરીને મુખ્ય પ્રધાનના અધિકારને સ્વીકારો." મહાન પુરૂષ મૃત્યુના પંઝાને પ્રેમના પાશરૂપ સમજે છે. એક સાચા મહાન પુરૂષની પેઠે બિસ્માર્કે મુખ્ય પ્રધાનપદનો સ્વીકાર કર્યો. એ દિવસથી એક સાચા દેશપ્રેમી રાજા તથા સાચા નિર્ભય રાજપ્રધાન વચ્ચે એવું પ્રેમસૂત્ર બંધાઈ ગયું કે જે રાજાના મૃત્યુ સુધી નજ તૂટયું. સંપત્તિ તથા વિપત્તિમાં પુષ્પની શય્યામાં તેમજ કાંટાના બિછાનામાં બન્ને સાહસિક હૃદય મળેલાંજ રહ્યાં. આ સમયે થયેલું આ ઐક્ય જર્મનીને માટે અત્યંત શુભ તથા મંગળમય હતું.

બિસ્માર્કના મુખ્ય પ્રધાન બન્યાના સમાચાર ફેલાતાંજ સર્વત્ર શાંતિ ફેલાઇ ગઇ. સૌ લોક માત્ર એટલુંજ જાણતા હતા કે, બિસ્માર્ક

કડક શબ્દો બોલનારો તથા જલદીથી લડી પડનારો એક બહાદુર વીર પુરૂષ છે. કોઇના મનમાં એવો તો ખ્યાલ પણ નહોતો આવ્યો કે, તે રાજાનો પ્રધાન—અને તે પણ મુખ્ય પ્રધાન—બની જશે. તેના મિત્રોએ વિચાર્યું કે, હવે બિસ્માર્કના જીવનનો અંત આવી ગયો. તે પોતાને હાથેજ સળગતી રાજસભાના ક્રોધાગ્નીમાં કૂદી પડયો. તેના શત્રુઓ સમાચારપત્રોમાં પૂછવા લાગ્યા કેઃ—"ઇશ્વિરનું નામ લઇને એ તો જણાવો કે બિસ્માર્ક છે કોણ?" ઉઠાઉગીર, નવજવાન, સત્યાનાશી ૪૦ નામોથી બિસ્માર્ક વિભૂષિત કરાવા લાગ્યો. કંઇએક લોકો બિસ્માર્કને મુખ્ય પ્રધાન થએલો જોઇને ખિજવાઇ ગયા; અને કેટલાએક લોકોએ તો તિરસ્કારથી હાસ્ય કરીને કહ્યું કેઃ—"અરે—જોઇ લઇશું; લોકમતની સામે બિસ્માર્ક તો શું પરંતુ તેના દાદાઓ આવશે તોપણ પીસાઈ જશે."

રાજપ્રધાન થતાંની સાથેજ બિસ્માર્કે રાજસભાને સૂચના આપી દીધી કે હમણાં ૧૮૬૩ ને માટે આવક ખર્ચનું જે બજેટ રજુ થયું હતું તે હાલ રોકવામાં આવશે, અને પ્રથમ ચાલતી ૧૮૬૨ ની સાલનુંજ બજેટ કાંઇક ફેરવીને સભામાં રજુ કરવામાં આવશે, તે સાથે તેણે એમ પણ કહ્યું કે, એ બજેટમાં બની શકશે ત્યાં સુધી સભાની ઇચ્છા પ્રમાણે ફેરફાર કરવામાં આવશે. થોડા દિવસમાંજ નવું બજેટ રજુ થયું. સભાએ નિયમ પ્રમાણે તેને એક નાની ઉપસભા (કમીટી)માં મોકલી દીધું.

ઉપસભામાં, બિસ્માર્કનો સભાની સાથે અસલી સંગ્રામ શરૂ થયો. એ સભામાં પણ રાજસભાનાજ સભાસદો હોય છે. તેઓ પોતાની પુરાણી નીતિપરજ દૃઢ હતા. બિસ્માર્કના મુખ્ય પ્રધાન થયા પછી તેઓ વળી વિશેષ ખિજવાઇ ગયા હતા. રજુ કરવામાં આવેલાં બજેટપર ખૂબ વિરોધ થવા લાગ્યો. બિસ્માર્ક પણ તેનો ઉત્તર આપવામાં

કસર રાખી નહિ. નવા મુખ્ય પ્રધાનનું ભાષણ સાંભળવાને માટે સભામંડપ મેમ્બરોથી ભરાઇ ગયો હતો, બિસ્માર્કનું ભાષણ સાંભળીને તેઓ નિરાશ બની ગયા નહિ. બિસ્માર્ક જો કે સભાને ગજાવનાર વક્તા તરીકે પ્રસિદ્ધ નહોતો, પરંતુ તેના ભાષણમાં ઉચિત શબ્દરચનાની સાથે વાક્યોની તીખાશ તથા વિચારોની સ્પષ્ટતા એવી મળેલી હતી કે તેનો પ્રભાવ બહુજ પડતો હતો. રાજસભાઓમાં બોલવાનો જે ખરો ઢંગ છે, તે બાબતમાં બિસ્માર્ક એકકો હતો. તેનો અવાજ બીજા મોટા વક્તાઓના જેવો ઉંચો, ગંભીર તેમજ લચકતો નહોતો, તેના હાથો તેમજ શરીરની હિલચાલ બર્ક તથા કેશવચંદ્રસેનના જેવી પ્રભાવપૂર્ણ નહોતી; પરંતુ આ સર્વ ન્યુનતા પૂરી પડી શકે એવી એક વિશેષતા તેનામાં હતી, કે જે તેનાં ભાષણોને પ્રભાવશાળી બનાવી દેતી હતી; એ વિશેષતા એજ કે તે મહા દૃઢ પુરૂષ હતો; તથા તેના શબ્દો તેની આંતરિક દૃઢતાના ચિહ્નસ્વરૂપજ હતા. પોતે શું કહે છે, એ તેના લક્ષ્યમાં બરાબર રહેતું હતું. તે જે કાંઇ કહેતો હતો, તેમાં સ્પષ્ટતા અને દૃઢતા ઠસોઠસ ભરેલી રહેતી હતી. તે સ્વભાવથીજ લડવૈયો હતો તેથી તેનાં ભાષણોમાં વીરત્વનો અંશ વિશેષ જણાતો હતો.

ઉપસભાનાં અધિવેશનોમાં તેને ઘણી વખત બોલવું પડયું. તેણે રાજા તેમજ મંત્રીઓનો વિરોધ કરનારા સભાસદોને સમજાવ્યા, તેઓ પ્રશિયન હોવાના નામપર અપીલ કરી વિશ્વાસ આપ્યો કે, ‘ અમે પણ દેશના એવાજ હિતૈષી છીએ કે જેવા તમે છો; ’ તથા અંતે તેણે એમ પણ બતાવ્યું કે, “ પરંતુ આવા પ્રકારના બંધારણપર વિવાદ થાય એ કાંઇ પણ અપમાનજનક વાત નથી; એ તો એક પ્રકારની પ્રતિષ્ઠા છે. અંતે આપણે સર્વ એકજ દેશના પુત્ર છીએ. ” સભાની સમાલોચનાનો ઉલ્લેખ કરતાં તેણે દર્શાવ્યું કે, લોકો જર્મન-

વાસીઓને ઘણા વિનયી સમજે છે; પરંતુ ખરું જોતાં એવા અભિમાની લોકો ક્યાંય પણ નથી. જર્મનીમાં પ્રત્યેક મનુષ્ય સમાલોચક છે; સૌ પોતપોતાને બૃહસ્પતિના અવતારસમાન સમજે છે. આવી રીતે ઘણી સમજણ આપીને અંતે બિસ્માર્કે સભાને સૂચિત કર્યું કે, ઉત્તમ પ્રકારનાં રાજનૈતિક જીવનની રક્ષાને માટે અને મોટા મોટા નૈતિક પ્રશ્નો નક્કી કરવાને માટે ઘણા વક્તાઓ તેમજ ઘણી સંમતિઓ કદી પણ સફળ થઇ શકતી નથી. ઇ. સ. ૧૮૪૮ તથા ૧૮૪૯ માં એજ ઘણી મોટી ભૂલ થઈ હતી; પરંતુ જાતિઓનાં ભાગ્ય આ વસ્તુઓથી પલટાવી શકાતાંજ નથી. તેને માટે તો 'લોહી અને લોઢા' ની જરૂર છે. સમસ્ત સંસારની થોડીશી વ્યાપક સત્યતાઓમાંની આ પણ એક સત્યતા છે. જે લોકો 'લોહી તથા લોઢા' ને ભૂત અને પ્રેતના જેવી ડરામણી વસ્તુ સમજે છે, તેઓ વાક્યના ગૌરવને સમજી શકતા નથી. દેશ યા રાષ્ટ્રનાં જે કામ હજારો વ્યાખ્યાનોથી નથી થઇ શકતાં, તે એક તલવારની ચોટથી થઇ જાય છે જે રાજનૈતિક પ્રશ્નોનો નિકાલ સો રાજદૂતોના આમતેમ જવા આવવાથી નથી થતો તે પ્રશ્નોનો નિકાલ એક ગોળીના છુટવાથી સહજમાં થઇ જાય છે.

'લોહી તથા લોઢા' નો ઘણો મહિમા છે. બિસ્માર્કનું નામજ 'Iron Duke' લોહમય ડ્યુક હતું. તેની નીતિ 'લોહી તથા લોઢા'ના નામથી પ્રસિદ્ધ હતી. રાજનૈતિક ઉન્નતિ માટે તે સભાઓને તથા સંધિપત્રોને થોડાજ મહત્ત્વનાં સમજતો હતો. એમ કહેવામાં કોઇપણ ઐતિહાસિક જ્ઞાતા પાછી પાની કરી શકતો નથી કે, બિસ્માર્કની નીતિજ ખરી નીતિ હતી. કોઇ પણ દેશનો ઇતિહાસ જુઓ, કોઇ પણ જાતિની ઉન્નતિની કથા વાંચો તો આપને માલૂમ પડી આવશે કે તેમાં વ્યાખ્યાનો તેમજ પ્રસ્તાવોનું એટલું પણ સ્થાન નથી કે જેટલું સ્થાન નાટકમાં એક વિદૂષકનું હોય છે. ઉન્નતિનાં નાટકોમાં

નાયક હમ્મેશાં 'લોહી તથા લોઢાનો' જ સરદાર રહે છે. અમારૂં કહેવાનું તાત્પર્ય એ નથી કે, વિના કારણ લોહી વહેવડાવાથી યા તો લોકોનો વિનાશ કરવાથી ઉન્નતિ થાય છે; પરંતુ એમાં પણ કોઈને સંદેહ થઈ શકતો નથી કે, દેશ અને રાષ્ટ્ર ઉન્નતિને માટે લોહીનું બલિદાન માગે છે. બલિદાન સિવાય તેની તૃપ્તિ થતી નથી.

બિસ્માર્કનાં તેજસ્વી ભાષણોએ ઉપસભાને વિશેષ બાળી દીધી. તેનું તૈયાર કરેલું આવક જાવકનું બજેટ સભાની સંમતિ અનુસાર વધઘટ કરીને ફરીથી તે રાજસભામાં રજુ થયું, અને ત્યાં તે બદલાયલી સ્થિતિમાં સ્વીકરાઈને ઠાકોરોની સભા ( House of Peers ) માં મોકલાયું. આ સભામાં દેશના મોટા મોટા જમીનદારો કે જેમણે પોતાની પ્રાચીન સેવાને લીધે રાજા તરફથી ઘણુંજ સન્માન મેળવ્યું હતું તેઓ તથા મોટા મોટા ઠાકોરો એકત્ર થઈને રાજસભાના નિશ્ચયોપર ફરીથી વિચાર કરતા હતા. આ સભા ઇંગ્લાંડની ઉમરાવોની સભા ( હાઉસ ઑફ લૉર્ડસ ) જેવી હતી. રાજસભાનું સ્વીકારેલું બજેટ આ સભામાં રજુ કરવામાં આવ્યું, પરંતુ તે સભાએ તેનો અસ્વીકાર કર્યો. જણાવવાની જરૂર નથી કે, પ્રત્યેક દેશના ઘણા ખરા ધનવાન તેમજ પ્રતિષ્ઠિત પુરૂષો પ્રજાની સાથે રહેવા કરતાં રાજાની સાથે રહેવામાંજ પોતાનું કલ્યાણ વિચારે છે. રાજાજ તેમનો આશ્રય હોય છે. તેની રક્ષામાંજ તેમની રક્ષા પણ થાય છે. આથી કરીને ઠાકોરોની સભાએ રાજસભાના મોકલાવેલા બજેટને ઓછુંવત્તું કરી નાખીને એવું બનાવી દીધું કે, જેવું પ્રથમ બિસ્માર્કે તૈયાર કર્યું હતું. આ સુધરેલા બજેટને પાછું રાજસભામાં મોકલવામાં આવ્યું. રાજસભાએ તેનીપર એવો ઠરાવ પસાર કર્યો કે ઠાકોરોની સભાને બજેટમાં ફેરફાર યા તો કાપકુપ કરવાનો અધિકાર નથી. રાજસભા આ ઠરાવ પસાર કરીને બરખાસ્ત થઈ.

ઠાકોરની સભા તથા રાજસભા વચ્ચેનો સંબંધ સમજવાને માટે પ્રશિયાના રાજ્યબંધારણ વિષે બે ચાર શબ્દો લખવા અપ્રાસંગિક નહિ ગણાય. પ્રત્યેક ઠરાવ પ્રથમ રાજસભામાં સ્વીકૃત થયા પછીથી તે ઠાકોરોની સભા ઉપર મોકલવામાં આવતો હતો, અને ત્યાં પસાર થયા પછી તેને રાજાની સેવામાં મોકલવામાં આવતો હતો અને રાજા એ નિયમને સ્વીકારે એટલે પછી તે કાયદા તરીકે ગણવામાં આવતો હતો. જે પ્રસ્તાવ રાજસભામાં માન્ય થયા છતાં ઠાકોરોની સભામાં માન્ય ન થાય તે કાયદારૂપે ગણાતો નહિ. જે પ્રસ્તાવ ઉપલી બન્ને સભાઓમાં માન્ય થાય; પરંતુ રાજા તરફથી માન્ય ન થાય તેને પણ રાજનિયમ સમજવામાં આવતો નહોતો. અર્થાત્ ત્રણે સ્થાનોની સંમતિ પ્રત્યેક ઠરાવ માટે જરૂરી હતી.

બિસ્માર્કે રજુ કરેલ બજેટનું પરિણામ ઉપર પ્રમાણે આવવાથી એ બજેટ માત્ર ઠરાવ તરીકેજ રહ્યું, નિયમ તરીકે બની શક્યું નહિ. અને એમ થવાથી તે પ્રમાણે ખર્ચ પણ થઇ શકતું નહોતું, જેથી ઇ. સ. ૧૮૬૨ ના ચાલુ વર્ષનું રાજ્યકાર્ય કેવી રીતે ચાલી શકે?

ઠાકોરોની સભાએ બજેટ નામંજૂર કર્યા પછી બિસ્માર્કે એક યુક્તિ ચલાવી. તેણે કહ્યું કે, ચાલુ સાલનું બજેટ મંજૂર થયું નથી તેથી કરીને કાંઇ રાજ્યનું કામ બંધ રહી શકે નહિ. સૈનિકોને, રાજ્યાધિકારીઓને તથા પોલિસને કાંઇ ઘેર મોકલી દેવાય તેમ નથી. જ્યારે રાજ્ય ચલાવવાનુંજ છે, અને બજેટ મંજૂર થતું નથી તો તો પછી ગયા વર્ષની માફકજ રાજ્યવ્યવસ્થા ચલાવવામાં આવશે. ગયે વર્ષે સૈન્યને માટે જે ખર્ચની રકમ મંજૂર થઈ હતી તેટલીજ રકમ આ વર્ષે પણ ઉપયોગમાં લેવામાં આવશે. બિસ્માર્કની આ યુક્તિ નિયમો અનુસાર સર્વાંશે ઠીક હતી; જેથી તે આ યુક્તિ પ્રમાણે કામ કરવા લાગ્યો.

રાજસભા બિચારી દંગ બની ગઈ હતી. તે કરી પણ શું શકે? નિયમો અનુસાર બિસ્માર્કની કાર્યવાહી બરાબરજ હતી. રાજસભાએ રાજાની પાસે મંત્રીઓને પદચ્યુત કરવાને માટે પ્રાર્થનાપત્ર મોકલવા ધાર્યું; પરંતુ રાજાએ તે સ્વીકારવાનો ચોખ્ખો ઇન્કાર કર્યો તથા એક સભામાં એટલે સુધી કહી દીધું કેઃ—" સૈન્યસુધારણાનો પ્રસ્તાવ એ મારોજ પ્રસ્તાવ છે; તેને માટે હું મારા તન મન તેમજ ધનથી અસાધારણ યત્ન કરીશ." રાજા તેમજ તેનો પ્રધાન સમસ્ત લોકમતની વિરૂદ્ધ આ પ્રમાણે બે વર્ષ સુધી રાજ્ય ચલાવતા રહ્યા. બજેટ નક્કી થયું નહિ, અને બિસ્માર્કનો હાથ ઉપરજ રહ્યો.

બિસ્માર્ક આ યુદ્ધમાં જે ભય નીચે હતો તે તેનાથી અજ્ઞાત નહોતો. જે સમશેર તેના શિરપર લટકી રહી હતી તે તેની નજર બહાર નહોતી. સમસ્ત દેશની સાથે યુદ્ધ કરવું એ કાંઇ સહેલી વાત નથી. સોળમો લુઈ ફ્રાન્સમાં પ્રાણ આપી ચૂકયો હતો; તથા પહેલો ચાર્લ્સ ઇંગ્લાંડના મંત્રિસહિત યમલોકમાં સિધારી ગયો હતો. આ પ્રમાણે લોકમતનો વિરોધ અનેક બળિદાનો લઇ ચૂક્યો હતો. જ્યારે આ દૃષ્ટાંતો બિસ્માર્કને યાદ આપવામાં આવતાં હતાં ત્યારે તે એમજ કહેતો કે, " આવા પ્રકારનું મૃત્યુ કોઈ પણ પ્રકારે અપમાનભરેલું મૃત્યુ નથી. રાજા તેમજ દેશની સેવા માટે પ્રાણ અર્પવો એ કોઈ પણ પ્રકારે ખોટા કાર્યમાં પ્રાણ અર્પવા જેવું નથી."

આ બંધારણની તકરારેજ દેશમાં ઘણી ગરમી ફેલાવી દીધી હતી. એ ઉપરાંત વળી એક બીજી પણ તકરાર ઉભી થઇ. જેણે આ સર્વ બાબતોને ઢાંકી દીધી. એ બાબતનું વિસ્તારપૂર્ણ વર્ણન હવે પછીના પ્રકરણમાં વાંચવામાં આવશે.

## પ્રકરણ ૭૩ મું—પોલેન્ડની સાથે અત્યાચાર.

ઇતિહાસને દાર્શનિક દૃષ્ટિથી જોનારા જે વિચારકો આ સંસારના કાળા ભાગને જુએ છે; તેઓ કહે છે કે સમસ્ત જગત એક દુઃખમય નાટકરૂપજ છે. બીજી તરફ આ સંસારના સ્વચ્છ ભાગને જોનારા વિચારકો અમને કહે છે કે, મનુષ્ય સમાજના જેવો સુખમય નાટક ખેલનારો નટસમાજ કોઇ પણ ઠેકાણે મળે તેમ નથી. બન્ને મત એક બીજાની વિરૂદ્ધ છે; પરંતુ આ બન્ને મતમાં એક પ્રકારનું બહુ મોટું સત્ય વિદ્યમાન છે. સહજ ઉંડો વિચાર કરવાથી જણાય છે કે, ઉપર દર્શાવેલા બન્ને વિચારકોની દૃષ્ટિ સંકુચિત હોઇને તે માત્ર અર્ધા ભાગનેજ જોઇને રહી જાય છે. એક ઉદાસીન (તટસ્થ) ભાવથી જોનારને માટે આ સંસાર જેમ દુઃખમય નાટક નથી, તેમ સુખમય નાટક પણ નથી. એ તો એક ઉપહાસમય નાટક છે. તેને જો એક પ્રહસનની ઉપમા આપવામાં આવે તો તે અયોગ્ય નહિ ગણાય. સંસારરૂપી આ નાટક જેવું જીવન્ત અને જ્વલન્ત પ્રહસન કોઇ પણ નાટયશાળામાં ભજવાયું નહિ હોય. ઉદાસીન જોનારને માટે એમાં હાસ્યના સર્વ પ્રકારો હાજર હોય છે.

નાટકમાં આપણે શું જોઇને હસીએ છીએ? એક વિદૂષક આવે છે તેનાં વસ્ત્રાભૂષણો વિચિત્ર છે, તે પોતાને બૃહસ્પતિ અગર તો વાચસ્પતિનો પૂર્ણાવતાર સમજીને વાતચિત શરૂ કરે છે; પરંતુ જોનારા લોકોને તેમાં જડ મૂર્ખતા સિવાય બીજું કાંઇજ જણાતું નથી. આવો પરસ્પર વિરોધજ હસાવનારો થઇ પડે છે. એક માણસ રંગભૂમિપર આવે છે, આવતાંની સાથેજ તે પૂર્ણ જુસ્સાથી ધર્મની દુહાઈ દઇને કહે છે કે, પરમાત્માનો તેના પર ઘણો કોપ છે, તે

શત્રુઓથી ઘેરાઇ ગયો છે, તેનો કિલ્લો જમીનદોસ્ત કરી નાખવામાં આવ્યો છે, સૈન્યમાં ખળભળાટ થઇ રહ્યો છે; તથા હવે તે માત્ર પોતાના બાહુબળપર વિશ્વાસ રાખીને શત્રુઓનો વિનાશ કરવા જાય છે. આ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી શ્રોતાઓને જ્યારે એમ માલૂમ પડે છે કે, એ મહાવીરનો કિલ્લો તે તેનું ઘરજ છે. ઉંદરોએ દર પાડી પાડીને તેની દિવાલો ખોદી નાખી છે અને ઘરમાંનું અનાજ પણ ચટ્ટ કરી લીધું છે, તથા એ શૂરવીર યોદ્ધા તેમને (ઉંદરોને)જ મારવાને જઇ રહ્યો છે; ત્યારે પછી તેમનું હસવું રોકાતું નથી. અહીં પણ વિલક્ષણ વિરોધાભાસજ ઉપહાસનો હેતુ થાય છે.

કોઇ પણ વિચારશીલ મનુષ્ય આપરથી ઇન્કાર કરી શકે તેમ નથી કે, મનુષ્યસમાજનો પ્રાચીન ઇતિહાસ તથા તેની વર્તમાન અવસ્થિતિ એ બંને વિરોધાભાસના કારણ રૂપજ છે. કોશલના રાજા વીરૂધકાન્તે હજારો શાકયોને બરબાદ કરી નાખ્યા, કેટલાક નિ-ર્દોષ સંતોનું લોહી વહેવડાવ્યું, સેંકડો વિધવાઓનાં હૃદયમાં દુઃખની ખીલીઓ ઠોકી દીધી, હજારો અનાથોના જીવનને ઉજજડ અને કાંટા-વાળાં બનાવી દીધાં. આ સઘળું શા માટે કરવામાં આવ્યું ? પ્રાચીન બૌધ ગ્રંથો જણાવે છે કે, આ સઘળો અનર્થ ધર્મને નામેજ કરવામાં આવ્યો હતો. ક્યાં ધર્મ અને ક્યાં અત્યાચાર ! ક્યાં યજ્ઞવેદી અને ક્યાં બળિદાન ! શું આ વાત મોંમાં પાણી રેડવાની લાલચ આપીને ઉલટી તેની જીભ ખેંચી લેવા જેવી નથી ? શું આ વિરોધાભાસનો ઉત્તર નમુનો નથી ? અને જો તેમજ છે તો પછી આ સંસાર પ્રહસન છે એમાં શો સંદેહ ? યુરોપમાં ઇસાઇએ ઇસાઇનું ગળું કાપ્યું અને પાદરીએ પાદરીને ફાંસીની આજ્ઞા કરી, તે પાપનું મૂળ શું દર્શાવવામાં આવ્યું છે ? બસ એજ કે અશરણના શરણરૂપ 'ધર્મ', કે જેનો મૂળ ઉદ્દેશ સંસારને શાંતિના ધામરૂપ બનાવવાનો દર્શાવવામાં આવે છે.

શું આવાં વિરોધી દશ્યો, દુઃખનાં આંસુઓથી ભીંજાયલું હાસ્ય ઉત્પન્ન કરવાને માટે પુરતાં નથી ?

જે ઘટનાનું અમે વર્ણન કરનાર છીએ તે પણ આ નાશકારક વિરોધના દષ્ટાંતરૂપજ છે. તેનું પૂરેપૂરૂં વર્ણન કરવા જેટલું આ પુસ્તકમાં સ્થાન નથી. પોલેન્ડ યૂરોપમાં એક ઘણી પ્રાચીન તથા વીર જાતિનો દેશ છે. એ દેશની સાથે યૂરોપની જાતિઓએ જે વ્યવહાર ચલાવ્યો છે તે વ્યવહારનું વર્ણન વાંચવામાં આવતાં આજે પણ હૃદયવાળાઓનું હૃદય પાણી પાણી થઈ જાય છે. ખરેખર પોલેન્ડની રામકહાણી યુરોપની અભિમાની જાતિઓના ચારિત્રપર લોહીના ડાઘસમાનજ છે. અહીં એટલો વખત નથી કે અમારી લેખિની એ લોહીના ડાઘને શાહીવડે ચીત્રી શકે. એ પોલેન્ડ કે જેની છત્રછાયાનીચે જર્મનીના વર્ત્તમાન સત્તાધિકારીઓના પૂર્વજોએ આરામ મેળવ્યો હતો, તેજ પોલેન્ડ સેંકડો વર્ષથી જર્મન લોકોના તીરનું નિશાન બની રહ્યું છે. નેપોલિયને પોલેન્ડવાળાઓને વીર તેમજ ઉત્સાહી હોવા છતાં અત્યાચારથી પીડાતા જોઈને સ્વાધીનતાની ઘણી ઘણી આશાઓ આપી હતી. એ આશારૂપી મદિરામાં મસ્ત બનીજઈનેજ પોલેન્ડના શૂરવીરોએ નેપોલિયનને માટે પોતાનાં શિર કપાવ્યાં હતાં, તથા એ વિજેતાના વિજયધ્વજને એક નગરથી બીજા નગર સુધી પહોંચાડ્યો હતો. નેપોલિયન પોલેન્ડવાસીઓને છેવટ સુધી આશા આપી આપીનેજ તેમને પોતાના કામમાં લગાડ્યા કરતો હતો. વીસ વર્ષ પછીથીજ પોલ લોકોને સમજાયું કે, નેપોલિયનના સ્વાધીનતા આપવાના દિલાસા માત્ર પોલંપોલજ હતા, કે જેવા દિલાસા સ્વાર્થી રાજાઓ વારંવાર આપ્યા કરે છે. નેપોલિયને અંતે તો પોલેન્ડને અંગુઠોજ બતાવ્યો !

વીએનાની રાજસભાએ નેપોલિયનના અસ્તંવ્યસ્ત કરેલા યૂરોપને

એકત્ર કરવાનો યત્ન કર્યો હતો. એ રાજસભાએ એમ જાહેર કર્યું હતું કે, તે નેપોલિયન મારફત નાશ પામેલી યૂરોપની સ્વાધીનતાને પાછી લાવશે, તથા સર્વ દેશોના ઘવાયલા અંગપર મલમપટા મારશે; પરંતુ સંસારે પરિણામ જોયું ત્યારે તેને માલૂમ પડી આવ્યું કે, એ મલમ-પટ્ટી કે જેની આશા આપવામાં હતી તે ખરી રીતે ઝેરની પટ્ટી હતી. એ ઝેરથી પ્રજાને બેહોશ કરીને યૂરોપની મહાન શક્તિઓ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાની ઇચ્છા રાખતી હતી. સ્વાધીનતાનો ઢં-ઢેરો પીટનારી એજ રાજસભાએ પોલેન્ડને ત્રણ ભાગમાં વિભક્ત કરી દીધું, એમજ સમજોને કે એક શરીરના ત્રણ ટુકડા કરી નાખ્યા. એમાંનો એક ભાગ રશિયા ઝડપી ગયું, બીજા ભાગપર આસ્ટ્રિયાએ ઝપટ મારી, અને બાકી રહ્યું તે પ્રશિયાએ પચાવી પાડ્યું. આ પ્ર-માણે નેપોલિયનની વિરૂદ્ધમાં સ્વાધીનતાનાં ઢોલ બજાવનારા ઢોલી-ઓએ શિકારને કાબૂમાં લાવી વહેંચી લઇને યૂરોપનો સ્વતંત્રતાનો ઇજારો નભાવ્યો. શું આ હૃદયભેદક પ્રહસન નથી ?

વીએનાની રાજસભાએ પોલેન્ડને વહેંચી દીધું; પરંતુ મોં રાખ-વાને માટે એવો નિયમ પણ સાથે સાથે કરી દીધો કે, એ અભાગી દેશના નિવાસીઓના અધિકારોનું રક્ષણ કરવામાં આવશે, તથા તેમની ઉપર સભ્ય જાતિની માફક શાસન કરવામાં આવશે; પરંતુ જે રશિયા પોતાના દેશમાં પણ ગુમહત્યા તથા કારાગારને રાજનિયમ તથા સભ્ય શાસન તરીકે સમજતું હતું તે પોલેન્ડની સાથે શી ભલાઈ કરવાનું હતું ? પોલેન્ડવાસીઓની ઇચ્છા પૂરી થઈ નહિ. તેઓ નિરાશ થઇ ગયા. તેમણે સમાચારપત્રો તથા વ્યાખ્યાનોદ્વારા પોતાના માનસિક ભાવોને પ્રકાશિત કરવાની શરૂઆત કરી તો તેમને હાથકડીઓ નાખ-વામાં આવી; અને જેમને દેશભક્ત તરીકે સમજવામાં આવ્યા તેમને દેશનિકાલ કરવામાં આવ્યા અથવા તો જેલમાં ડાંસ વગેરેનો શિકાર

બનાવવામાં આવ્યી. એક પરાજિત તથા પરાધીન જાતિ પ્રત્યે જેટલા અત્યાચાર કરી શકાતા હોય તેટલા તેમના ઉપર કરવામાં આવ્યા; પરંતુ પોલ લોકો પણ મનુષ્ય છે, તેઓ બીજા આધીન દેશોની માફક નપુંસક નથી. તેઓ સ્વાધીનતાને ચ્હાનારા છે અને દેશને અત્યાચારોના કુવામાંથી કહાડવાને ખાતર પોતાનાં આંતરડાંનું દોરડું બનાવવાને તૈયાર રહેનારા છે.

ઈ. સ. ૧૮૬૩ ના જાન્યુઆરીની ૨૨ મી તારીખે પોલેન્ડની રશિયન રાજધાની **વૉરસો**માં પોલ લોકોએ ક્રાંતિનો વાવટો ફરકાવ્યો. સેનાપતિ મીરોસ્લોસ્કી ( Mieroslawski )ની ચારે દિશાઓ ઘેરીને સ્વદેશભક્તો સ્વદેશસેવાને માટે તૈયાર થવા લાગ્યા.

આ સમાચારે સમસ્ત યુરોપમાં ચારે દિશાએ ખળભળાટ મચાવી દીધો. પ્રત્યેક દેશ આ ક્રાંતિના વાવટાને જુદી જુદી દૃષ્ટિથી જોવા લાગ્યો. રશિયાએ આ ક્રાંતિને ભયાનક રાજદ્રોહ વિચાર્યો, તથા પોલ લોકોના રૂધિરના તળાવમાં તેને ડુબાવી દેવાનો સંકલ્પ કર્યો. ઇંગ્લાંડ, આસ્ટ્રિયા તથા ફ્રાન્સે પોલાન્ડવાસીઓના પક્ષમાં શબ્દ ઉઠાવીને રશિયાના ગૌરવને ધક્કો પહોંચાડવાનો સુયોગ વિચાર્યો. હવે રહ્યું પ્રશિયા. એના વિષયમાં યુરોપની શક્તિઓ અનિશ્ચિત હતી. બિસ્માર્ક નવીન મુખ્ય પ્રધાન બન્યો હતો, તથા એ સ્થિતિમાં દેશની બાહ્ય નીતિમાં ફસાઈ પડવાનો તેને માટે પહેલોજ પ્રસંગ હતો. પોલેન્ડનો પ્રશ્ન તેને માટે ગણો ટેડો હતો. એક તરફ રશિયાનો ઝાર હતો કે જે સ્વાર્થની યુક્તિ અને ધમકીઓ દર્શાવીને પ્રશિયાને પોતાપ્રત્યે આકર્ષી રહ્યો હતો. એ ધમકીઓ આ પ્રમાણે હતી. "રશિયા તાબાના પોલેન્ડમાં વિદ્રોહ થવાનું પરિણામ એ થશે કે જર્મની તાબાની પોલેન્ડમાં પણ અશાંતિ થશે, તેથી એકલા રશિયાનેજ ધક્કો નહિ લાગે પણ પ્રશિયાનો એક મોટો ભાગ પણ પોલ લોકોના

બળનો શિકાર થશે." બિસ્માર્કના પૂર્વ ઇતિહાસ ઉપરથી આપણે સમજી ગયા છીએ કે, તે વિદ્રોહ તેમજ ક્રાંતિનો સ્વભાવથીજ શત્રુ હતો. જે બર્લિનમાં ક્રાંતિને સહન કરી શકતો નહોતો, તે કોઈ પણ પ્રકારના વિશેષ સ્વાર્થના પોલ લોકોના વિદ્રોહને કેવી રીતે પસંદ કરે?

બીજી તરફ ફ્રાન્સ, ઈંગ્લાંડ તથા આસ્ટ્રિયાનો આગ્રહ હતો. આ ત્રણે શક્તિઓ એકત્ર થઇને ઝારને પોલ લોકો પ્રત્યે સારો વ્યવહાર ચલાવવાની તથા પ્રશિયાને પોતાની સાથે ભળવાની માગણી કરી રહી હતી. લગભગ આખું પ્રશિયા—કે જેમાં સમાચારપત્રો સર્વથી મુખ્ય હતાં—પોલેંડના પક્ષમાં ઝુકેલું હતું. પ્રશિયામાં પોલ લોકો પ્રત્યેની સહાનુભૂતિ ઉભરાઇ રહી હતી. જે પોલોએ યુરોપની અનેક જાતિઓને વિજયને માર્ગ દોરી હતી, ઇટાલિના ક્રાંતિના યુદ્ધમાં જેઓ સેનાપતિનું કામ કરી રહ્યા હતા, અન્ય જાતિઓની સ્વાધીનતાને માટે '**परोपकार व्रत**' ધારણ કરવામાં જેઓ પોતાનું બલિદાન આપી રહ્યા હતા; તેમની સાથે સહાનુભૂતિનો ભાવ રાખવો એ જર્મન જેવી વિચારશીલ જાતિને માટે સ્વભાવિકજ હતું. પોલ લોકો સહાનુભૂતિના અધિકારી પણ હતા. રશિયા પોલેન્ડપર રાજ્ય કરવાનું અધિકારી નહોતું; પરંતુ પોલ લોકો પોતાની માતૃભૂમિને માટે યુદ્ધમાં ઉતરવાનો પ્રત્યેક અધિકાર ધરાવતા હતા. પ્રત્યેક જાતિનો પોતપોતાની માતૃભૂમિપર સ્વાભાવિક તેમજ ઇશ્વિરપ્રદત્ત અધિકાર છે, શસ્ત્રવિજયથી કાંઇ ઇશ્વિરી અધિકાર ધોવાઇ જતો નથી. સંભવ છે કે કોઇ જાતિ પોતાની નિર્બળતાને તેમજ મૂર્ખતાને લીધે પોતાના એ અધિકારનું રક્ષણ કરવાને યોગ્ય ન પણ રહે! એવે સમયે કોઇ પણ વિજેતા તેના પર અધિકાર કરી લે છે; પરંતુ શક્તિ તેમજ ઇચ્છા જાગૃત થયા પછી એ જાતિનો અધિકાર છે કે તે યુક્તિ તેમજ શક્તિથી પોતાના એ ઇશ્વિરપ્રદત્ત અધિકારને પ્રાપ્ત કરે. રશિયા પોલેન્ડનું

સ્વામિ બનવામાં પોલેન્ડનોજ દોષ હતો એ ઠીક છે; પરન્તુ તેથી કાંઇ પોતાની યોગ્યતા અનુભવ્યા પછી સ્વતંત્રતાને માટે યત્ન કરવામાં પણ તે દોષપાત્ર નહોતું. એવે સમયે ફ્રાન્સ, ઇંગ્લાંડ તથા આસ્ટ્રિયાનું પોલ લોકોને સાધુવાદ દેવાને માટે તૈયાર થવું ઉચિતજ હતું. સાથે એ રાજ્યો પ્રશિયાની સ્વાધીનતાપ્રિય પ્રજા તરફથી સહાનુભૂતિની આશા રાખે એ પણ અનુચિત નહોતું.

પ્રશિયાની પાસે પણ પોલેન્ડનો એક ભાગ હતો, જેથી તે પોતાની એ લૂંટની રક્ષાની તજવીજ કરે એ પણ સ્વાભાવિક હતું. વળી એ પણ સ્વાભાવિક હતું કે રશિયન પોલેન્ડમાં વિદ્રોહથી પ્રશિયન પોલેન્ડમાં પણ વિદ્રોહ જાગી ઉઠે, પરંતુ જે અંગારો આ ઉગતી જ્વાળાને ઉત્પન્ન કરતો હતો તે અંગારાનેજ ખસેડી નાખવાનું કામ શું ડહાપણ ભરેલું નહોતું? શું એ સમયે રશિયાને પોલેન્ડની સાથે ન્યાયયુક્ત વર્ત્તન ચલાવવાનું તથા તેમને કાંઇક વિશેષ અધિકાર આપવાનું કહી દબાવી શકાત નહિ? શું અશાંતિનાં કારણોને નિવૃત્ત કરી દેવાથી શાંતિ નથી થઇ શકતી? ફ્રાન્સ, ઇંગ્લાંડ તથા આસ્ટ્રિયા આમજ કરવાની ઇચ્છા રાખતાં હતાં. જો રશિયા એકલુંજ રહ્યું હોત તથા પ્રશિયા એ ત્રણ રાજ્યો સાથે મળી ગયું હોત તો એ ત્રણ રાજ્યો પોતાની ઇચ્છામાં સફળતા પણ મેળવી શકત; પરંતુ બિસ્માર્કે આ ત્રણે શક્તિઓના દૂતોને ચોખ્ખો ઉત્તર આપી દીધો તથા રશિયાને સહાયતા કરવાનો દિલાસો મોકલાવ્યો. માત્ર દિલાસો મોકલીનેજ તે શાંત રહ્યો નહિ; પરંતુ સાથે એવો પણ નિશ્ચય થઈ ચૂકયો કે, રશિયા તથા પ્રશિયાનું સૈન્ય બન્ને બાજુએથી પોલેન્ડમાં પ્રવેશ કરે તથા દેશભક્તોના સૈન્યને મારીને પાછું હઠાવે. ઇંગ્લાંડ તથા ફ્રાન્સે ઘણું કહ્યું—કહાવ્યું, પ્રશિયાને ઘણા સમય સુધી સમજાવ્યું; પરંતુ જર્મનીની સ્વતંત્રતાને આસ્ટ્રિયા તેમજ ફ્રાન્સના પંઝામાંથી છોડાવવાની ઇચ્છા

ધરાવનારા બિસ્માર્કે પોલેન્ડની સ્વાધીનતાનો સર્વનાશ કરવામાં જરા પણ આઘું-પાછું જોયું નહિ. બન્ને દેશોના સૈન્યે પોલેન્ડમાં પ્રવેશ કર્યો; તથા થોડી સંખ્યાના બહાદુર દેશભક્તોને તેમની માતૃભૂમિમાંથી હાંકી કાઢ્યા. માતૃભક્તોપર કોઇ પણ પ્રકારની દયા દર્શાવવામાં આવી નહિ. પોલેન્ડ દેશના લગભગ દશહજાર માતૃભક્તોએ માતૃભૂમિની સ્વાધીનતાનું સંરક્ષણ કરવાને માટે પોતાના જીવનો ભોગ આપ્યો. આ પ્રમાણે જાતીયતાના ઉગતા રોપાને રૂધિર વરસાવતી નળીઓએ જડમૂળથી ઉખેડી નાખીને તેને કીડાઓનો ખોરાક બનાવી દીધો.

આ સમયે બિસ્માર્કે પોતાના ધૈર્યનો એક અજબ નમૂનો બતાવ્યો. ઘરના કિનારાપર વિદ્રોહ મચી રહ્યો છે. યુરોપની ત્રણ મુખ્ય શક્તિઓ ધમકીઓ આપી રહી છે. સમસ્ત જર્મની પોલ લોકોની સાથે સહાનુભૂતિ પ્રકાશિત કરી રહ્યું છે. પ્રતિનિધિસભામાં તેનાપર વાક્યબાણોની સખ્ત વૃષ્ટિ થઇ રહી છે; પણ તેને તેની પરવા નથી. તેણે રશિયાને મળી જવાનો નિશ્ચય કર્યો હતો તે પૂરો કર્યો. શું આને 'ખૂની દૃઢ નિશ્ચય' કહીએ તો તે ખોટું છે? બેશક આ બનાવ વાંચીને બિસ્માર્કના સાહસને માટે આદરસૂચક શબ્દો નીકળે છે; પરંતુ એ શબ્દો એ કલંકને ધોઇ શકતા નથી; કે જે કલંક રશિયાને મળી જવાથી તેના ચરિત્રપર લાગ્યું છે. જાતિઓની ઇચ્છા વિરૂદ્ધ એક અત્યાચારીને સહાયતા કરવી, કે જેથી તે પોતાના અત્યાચારપૂર્ણ માર્ગપર ચાલ્યા કરે, એ એક રાજનીતિજ્ઞને માટે કલંકનો વજ્રલેપ ડાઘ છે. ઇતિહાસ "લોહી તથા લોઢા"ના શાસકના આ લોહપ્રયોગને કદી પણ ક્ષમા નહિ કરે. એક જીતેલી, કચરાયલી પરંતુ ઉઠવાની તથા અધિકાર મેળવવાની ઇચ્છા ધરાવનારી જાતિને સહાયતા આપવાને બદલે ઉલટો તેને કચડવાનો યત્ન કરવો એ એક તરફ અમાનુષિકતા છે, તો બીજી તરફ રાજનૈતિક પાપ છે. આજે પોલેન્ડમાં

રશિયા તથા જર્મની તરફથી એવો ભયંકર જુલ્મ થાય છે, કે જે જુલ્મની હકીકત સાંભળતાં શરીરનાં રૂંવેરૂંવાં ખડાં થઇ જાય છે, તે સર્વે બિસ્માર્કનાં આવાં કાર્યો તેમજ નીતિનોજ પ્રભાવ છે. સમયના પ્રભાવે તથા એવી નીતિઓની અસરેજ કોઈ એક વખત પરોપકારનો ભાવ રાખનારા જર્મન લોકોને આજે દયાશૂન્ય શાસક બનાવી દીધા છે!

પોલેંડના શાપે ઘણાં સામ્રાજ્યોનો નાશ કર્યો છે. નેપોલિયને પોલ લોકોને સ્વતંત્રતાની આશા આપીને પોતાને માટે તેમને યુદ્ધમાં ઉતાર્યા છતાં–છેવટે એક કૃતઘ્નની માફક તેણે તેમને નિરાશ કરી નાખ્યા. પરિણામે નેપોલિયનનું પર્વતના જેવું સામ્રાજ્ય પણ ટૂટી પડયું અને ધૂળમાં આળોટતું થઇ ગયું. રશિયાએ પોલેન્ડને સૌથી વિશેષ સતાવ્યું તેને પરિણામે એશિયામાં તેનો જે પરાજય થયો છે, તે કોઇથી અજાણ્યો નથી. હવે જર્મનોનો વારો છે. પોલેન્ડપરના તેના અત્યાચારે હદ બહારના છે. ભવિષ્યમાં જર્મન સામ્રાજ્યને માટે શું નિર્માણ થયેલું છે, તે પરમાત્મા સિવાય બીજું કોઇ જાણતું નથી.

અમે લખ્યું હતું કે આ સંસાર એક બીભત્સ પ્રહસન છે. જર્મનીના અધિકારોની દુહાઇ દેનારો બિસ્માર્ક, રશિયાને મદદ કરવામાંજ પ્રશિયાનું કલ્યાણ છે, એવે બહાને રશિયાને સહાયતા કરે એ શું એક મોટું પ્રહસન નથી? શું બળવાન છતાં અન્યાયી એવી સબળી જાતિઓ આવાં નમાલાં બહાનાં ઉપર નિર્બળ જાતિઓને ગળે અંગુંઠા દઇને એવા બીભત્સ પ્રહસનનો અભિનય નથી કર્યા કરતી?

# ભાગ ૫ મો—ઉન્નતિની તરફ ગતિ.

## પ્રકરણ ૧ લું–પહેલો હાથ.

અમારા પાઠકોએ 'રાજનીતિજ્ઞ'નું નામ ઘણી વખત સાંભળ્યું હશે. શુક્ર તથા ચાણક્યની નીતિઓના નામથી આજે પણ આપણા સાહિત્યભંડારમાં પ્રાચીન આર્યોના નીતિસંબંધી ઉદ્ગારો પ્રસિદ્ધ છે; પરંતુ વર્તમાન ભારતવાસીઓને માટે તો આ શબ્દ માત્ર સાંભળવાનુંજ લખાયલું છે; સમજવાનું યા પાલન કરવાનું નહિ. એમને તેનો અવસરજ નથી; જેથી નીતિની ચર્ચાઓને સમજવી એ તેમને માટે પરદેશી ભાવ થઇ ગયો છે. તથાપિ આપણા પ્રાચીન નીતિગ્રંથોમાં જે પ્રકારની નીતિઓ કહી હતી તેજ નીતિઓને પંચતંત્ર તથા મુદ્રારાક્ષસ વગેરે ગ્રંથોએ દર્શાવી દીધી છે; જેથી એ સંબંધી થોડું ઘણું જ્ઞાન સામાન્ય લોકોને પણ થઇ જાય છેજ. જે સજ્જનોએ આવા ગ્રંથોનો અથવા પશ્ચિમના નીતિશાસ્ત્રનો ગંભીર અભ્યાસ કર્યો હોય તેમને અમે પ્રાર્થના કરીશું કે, તેઓ બિસ્માર્કના આ જીવનના આ ભાગને ઘણું લક્ષ્ય આપીને વાંચે. બિસ્માર્કનાં આગલાં ત્રીસ પાંત્રીસ વર્ષોનું ચરિત્ર, રાજનીતિનો એક સુવિસ્તૃત પાઠ છે. તે સ્વયં રાજનીતિનું એક વિસ્તૃત પુસ્તક છે.

અત્યાર સુધી તો બિસ્માર્ક માત્ર નાટકનો સામાજિક પ્રેક્ષક હતો. બર્લિનમાં, ફ્રેંકફૉર્ટમાં અગર તો પારિસમાં રહીને તે બનતા પ્રકારને માત્ર જોઇજ શકતો હતો, તેનાપર તાળીઓ વગાડી શકતો હતો, સાધુવાદ કહી શકતો હતો અગર તો નાક તેમજ મોં મરડીને છિ: છિ: કહી શકતો હતો; આથી કાંઇ વિશેષ કરવાનો તેને અધિકાર

નહોતો. ઘટનાચક્રને ફેરવી નાખવાનું તેને વશ નહોતું ! પરંતુ હવે તેની સ્થિતિ ફેરવાઇ ગઇ. હવે તે રાજ્યચક્રનો સ્વામિ થઇ ગયો હતો. સૈન્ય તેમજ રાજ્યકોશ તેની પાસે ઉભાં રહીને હવે એમ કહી રહ્યાં હતાં કે:–" હે સ્વામિન ! આજ્ઞા આપો કે રંગભૂમિમાં કયું નાટક બતાવીએ ? " માત્ર એકલું પ્રશિયાજ નહિ; પરંતુ સમસ્ત જર્મની તેમજ સમસ્ત યુરોપ પણ આ નવીન સેનાપતિની વ્યવસ્થા જોવાને માટે ઉત્સુક થઇ રહ્યાં હતાં. દેશની અંદર અંદરની તકરારોમાં તે કોઈ પણ પ્રકારે સમસ્ત સભાની વિરૂદ્ધજ રહ્યો એ અમે પાછલાં પ્રકરણોમાં દર્શાવી ચૂકયા છીએ. બિસ્માર્કનો અભિપ્રાય એવો હતો કે, પ્રશિયાનો જે રાજમંત્રી દેશની બહાર વિજય મેળવી શકે, તેજ દેશમાં પણ વિજયી થઇ શકે તેમ છે. બહાર વિજયધ્વજા ફરકાવ્યા સિવાય દેશવાળાઓની કઠોર આલોચનાને રોકી શકાતી નથી. જ્યાં સુધી લોકો સૈન્યનો કોઇ વિજય ન જોઇ શકે ત્યાં સુધી સભાની આજ્ઞા સિવાય સૈન્યને માટે ખરચ કરવાનું તે કેવી રીતે સહન કરી શકે ? જ્યારે બહારથી વિજયદુન્દુભિનો અવાજ સાંભળવામાં આવે છે ત્યારેજ દેશમાં જબરજસ્તી વેઠી શકાય છે.

બિસ્માર્ક આવા અવસરનીજ રાહ જોયા કરતો હતો. જે ઉદ્દેશને તેણે પોતાની સન્મુખ રાખ્યો હતો તે સ્પષ્ટ હતો. તેનો ઉદ્દેશ સમસ્ત જર્મનીને માત્ર એકલા પ્રશિયાની છત્રછાયા નીચે લાવવાનો હતો. આ સંબંધી જર્મનીના ઉદાર પક્ષની સાથે તેનો અભિપ્રાય મળતો હતો; પરંતુ બીજી બાબતોમાં તેમની સાથે તેને મતભેદ હતો. ઉદારપક્ષના લોકો સમજતા હતા કે વ્યાખ્યાનો, સભાઓ તથા સંધિઓથી જર્મનીની સઘળી રિયાસતો એક થઇ શકે તેમ છે. આ પ્રસ્તાવવાદમાં બિસ્માર્કને વિશ્વાસ નહોતો. તે તો ' લોહી તેમજ લોઢાની ' નીતિને માનનાર હતો. તેનો અભિપ્રાય એવો હતો કે, પ્રશિયાને બળવાન

બનાવવું જોઈએ, તેમજ તેના સૈન્યને અજિત બનાવી દેવું જોઈએ. જ્યારે એ સૈન્યની સમશેરો-લોઢું યૂરોપના ગગનમંડળમાં ચમકશે ત્યારેજ જર્મનીની સઘળી રિયાસતો તેની આગળ હાથ જોડીને ઉભી થઇ જશે.

બિસ્માર્ક આ ઉદ્દેશને આગળ રાખીને આગળ વધવાને માટે તૈયાર થઇ રહ્યો હતો. રાત્રિ દિવસ તેને પ્રશિયાનાંજ સ્વપ્ન આવતાં હતાં. તેની તૈયારી વ્યર્થ ગઇ નહિ. ઘટનાઓનું ચક્ર ઘણું જલદીથી પલટાવા લાગ્યું, તથા તેની સઘળી શક્તિઓ તેમાં કામે લાગી.

જે ઘટનાચક્ર હવે ચાલવા લાગ્યું છે તેને સમજવાને માટે આપણે કેટલાંક પાછલાં વર્ષો તરફ દૃષ્ટિ ફેંકીનેજ આગળ વધવું પડશે. જો અમારા પાઠકો જર્મનીના નકશાને ઉપાડીને જોશે તો જર્મનીના ઉત્તર ભાગમાં બે રિયાસતો માલૂમ પડશે, કે જે હમણાં જર્મન સામ્રાજ્યની અંદર છે. એમાંથી પહેલીનું નામ હોલસ્ટાઇન તથા બીજીનું નામ સ્લેજવિગ છે. સ્લેજવિગની સાથેજ ડેન્માર્કનું રાજ્ય આવેલું છે. જે સમયનો અમે ઇતિહાસ લખી રહ્યા છીએ તેનાથી ઘણાં વર્ષ પૂર્વે પણ હોલસ્ટાઇન જર્મન સામ્રાજ્યનોજ એક ભાગ હતું. પાછળથી તે એક મોટા જમીનદાર ( Duke )ના અધિકારમાં રહ્યું અને પછી ધીમે ધીમે ત્યાંનો જમીનદારજ ડેન્માર્કનો રાજા બનવા લાગ્યો. સ્લેજવિગની રિયાસત પણ ડેન્માર્કના રાજાના અધિકારમાંજ હતી. આવી રીતે એ બન્ને રિયાસતોનો તથા ડેન્માર્કનો રાજા તો એકજ હતો, પરંતુ તે સાથે એવો નિયમ માનવામાં આવતો હતો કે એ બન્ને રિયાસતો (૧) કદાપિ ડેન્માર્કની સાથે જોડી દેવામાં આવશે નહિ. (૨) તથા પ્રત્યેક સ્થિતિમાં એ બન્નેનું શાસન એકજ પુરૂષના હાથમાં રહેશે. સ્લેજવિગ જો કે જર્મનીના ભાગ તરિકે નહોતું; પરંતુ હોલસ્ટાઇનના સંબંધથી તે પણ અડધું જર્મન બની ગયું હતું.

ઇ. સ. ૧૮૪૮ માં હોલસ્ટાઇનમાં કાંઇ ગરબડ થઇ; પરંતુ તે દબાઇ ગઇ. એ સમયે એક બીજી તકરાર ઉભી થઇ. ડેન્માર્કના રાજા સાતમા ફ્રેડરિકને કોઇ પુરૂષ સંતાન નહોતું. બન્ને રિયાસતોના નિયમ અનુસાર સ્ત્રી એ રાજ્ય ચલાવી શકે તેમ નહોતું. તકરાર એ ઉભી થઈ કે, સાતમા ફ્રેડરિકની પાછળ રાજ્ય કોણ ચલાવે? આ વિવાદ એટલો બધો વધી ગયો કે, યુરોપની સઘળી શક્તિઓને વચ્ચે આવવું પડ્યું. લંડનમાં યુરોપના રાજપ્રતિનિધિઓની એક સભા મળી જેમાં આ પ્રશ્ન મૂકવામાં આવ્યો; તથા એ પ્રશ્નનો નિકાલ એવો આવ્યો કે, સાતમા ફ્રેડરિક પછી ક્રિશ્ચિયન ઑફ ગ્લક્સબર્ગ રાજ્યાધિકાર ચલાવશે. તે સાથેજ વળી એવી શર્ત કરવામાં આવી કે, પ્રથમના રિવાજ પ્રમાણે બન્ને રિયાસતોને એકઠી રાખવી તથા બન્નેને ડેન્માર્કથી અલગ રાખવી.

લંડનની આ સભાના નિયમાનુસાર બન્ને રિયાસતો ડેન્માર્કનેજ આધીન થઇ; પરંતુ રાજનીતિમાં પ્રતિજ્ઞાનો અર્થ સમય વીતાડવો એવોજ સમજવામાં આવે છે. ડેન્માર્કે પોતાની પ્રતિજ્ઞા પાળી નહિ. એ બંને રિયાસતો ઉપર જે જે બળાત્કારો કરવામાં આવ્યા તેની હકીકત ઘણી લાંબી હોવાથી તેનો ઉલ્લેખ અત્ર કરી શકાય તેમ નથી. ઇ. સ. ૧૮૬૩ માં જે હકીકત બની તેથી પાછી એ જુની તકરાર ફરીથી સળગી ઉઠી, તેથી ત્યાંથીજ પ્રારંભ કરીએ છીએ.

૩૦ મી માર્ચને દિવસે ડેન્માર્કના રાજા તરફથી એક જાહેરનામું નીકળ્યું; જે જાહેરનામાદ્વારા હોલસ્ટાઇનને સમસ્ત ડેન્માર્કના રાજ્યથી જુદું કરી નાખવામાં આવ્યું તથા થોડા દિવસ પછી ડેન્માર્કની રાજસભાએ એવો પ્રસ્તાવ પણ પસાર કર્યો કે, સ્લેજવિગને ડેન્માર્કમાં મેળવી દેવામાં આવે. આ પ્રમાણે પહેલી શર્ત બન્ને રિયાસતોને સાથે રાખવાની હતી તેનો પણ ભંગ કરવામાં આવ્યો; તથા બીજી શર્ત

તેને ડેન્માર્કની સાથે નહિ ભેળવી દેવાની હતી તેનું પણ ઉલ્લંઘન કરવામાં આવ્યું.

હોલસ્ટાઇન જર્મનીનોજ એક ભાગ હોવાથી ત્યાંના નિવાસીઓએ આ જુલ્મી કાર્યને જણાવીને સમસ્ત જર્મની પાસે સહાયતા માગી. સાથે તેમની તરફથી જર્મન ડાયટમાં પણ સહાયતાને માટે યાચના કરવામાં આવી. સમસ્ત જર્મનીમાં કોલાહલ થઇ રહ્યો. સમાચારપત્રો તેમજ વ્યાખ્યાનભવનો ડેન્માર્કને તેના જુલ્મની સજા કરવાને માટે ગાજી ઉઠયાં. જર્મન ડાયટે વધુ મતથી એવો નિશ્ચય કર્યો કે, હોલસ્ટાઇનને એકદમ જર્મન રિયાસતોની એકત્ર સેનાઓવડે ઘેરી લેવામાં આવે, તથા તેનાપર પોતાનો અધિકાર બેસાડવામાં આવે. તે સાથે એમ પણ નક્કી થયું કે, એ રિયાસતો ઉપર રાજ્ય કરવાનો અધિકાર કોને છે તેની પણ પાછળથી તપાસ કરવી. આ નિશ્ચય અનુસાર સેક્સની તથા હનોવરની સેનાઓએ હોલસ્ટાઇનપર કબજો કરી લીધો. તેની સેનાઓની સાથે આસ્ટ્રિયા તેમજ પ્રશિયાની સેનાઓ પણ હતી. આસ્ટ્રિયા તેમજ પ્રશિયાના કહેવાથી ડાયટે એમ પણ કબુલ કર્યું હતું કે, જો ડેન્માર્કનો રાજા હોલસ્ટાઇનને કબજે કરી લીધા પછી પણ પોતાના અત્યાચારનો અંત નહિ લાવે તો સ્લેજવિગને પણ પોતાને આધીન કરી લેવામાં આવશે. હોલસ્ટાઇનને કબજે કરીને જર્મન સેનાઓએ સ્લેજવિગપર ચઢાઈ કરવાની ધમકી આપી.

એક તરફ આવો પ્રકાર ચાલી રહ્યો હતો ત્યારે બીજી તરફ બિસ્માર્ક કેવા વિચારો ચલાવી રહ્યો હતો તે આપણે જોઇએ.

બિસ્માર્ક પ્રશિયાનો સાચો પુત્ર હતો; તે પ્રત્યેક પ્રકારને પ્રશિયાની દૃષ્ટિથી જોતો હતો. જો કદાચ એક પાંદડું પણ હાલતું તો તે વિચારતો હતો કે તેની ગતિથી પ્રશિયાને કાંઇ લાભ પહોંચી શકે તેમ છે કે નહિ? આ તકરારને પણ તે પ્રશિયાને માટે ઉપયોગી

બનાવવાની ઇચ્છા રાખતો હતો. જે લંડનની સભાનું અમે પાછળ વર્ણન કરી ચૂક્યા છીએ એ સભામાં પ્રશિયા પણ શામિલ હતું. પ્રશિયાએ પણ એ સભાના ઠરાવોપર પોતાની મ્હોર લગાવી હતી. આ સમયે ડેન્માર્કે એ ઠરાવોનો ભંગ કર્યો ત્યારે ઉક્ત સભામાં ભાગ લેનારા દેશોનું કર્તવ્ય હતું કે તેમણે ડેન્માર્કને સીધા રસ્તાપર લાવવું. ડેન્માર્ક એ ઠરાવોનો ભંગ કરે અને સમસ્ત યુરોપ ચૂપ બેસી રહે તો પછી તેના ઠરાવોની કિંમત એક સૂકા પાંદડા જેટલી પણ રહી શકે નહિ એ સ્પષ્ટજ છે. તેથી પ્રશિયા અને આસ્ટ્રિયાએ ડેન્માર્કની સરકારને એકઠી સૂચના આપી કે, લંડનવાળી સભાના ઠરાવો પ્રમાણેજ કાર્ય કરવું જોઇએ; તેની વિરૂદ્ધ વર્તવું જોઇએ નહિ. સભામાં મુખ્ય ભાગ ઇંગ્લાંડનો હોવાથી તેણે પણ ડેન્માર્કને સમજાવવાનો ઘણો યત્ન કર્યો.

આ સમય દરમ્યાન ડેન્માર્કનો રાજા સાતમો ફ્રેડરિક પરલોકગામી થયો. લંડનની સભાના ઠરાવને અનુસરીને ક્રિશ્ચિયન ઑફ ગ્લક્સબર્ગ રાજગાદીપર બેસવાને માટે આવ્યો. એક તરફ એ રાજછત્રની છાયામાં બેસવા લાગ્યો પણ બીજી તરફ બન્ને રિયાસતોના સ્વામિત્વનો એક બીજો નવોજ ઉમેદવાર નીકળી આવ્યો. ડયુક ઑફ ઑાગસ્ટનબર્ગ એક પ્રાચીન જર્મન વંશમાં પેદા થયેલો હતો. હોલસ્ટાઇન અને સ્લેજવિગપર ક્રિશ્ચિયન ઑફ ગ્લકસબર્ગ કરતાં ઑાગસ્ટનબર્ગનો વિશેષ અધિકાર પહોંચતો હતો. તેણે પહેલા રાજાનું મૃત્યુ થતાંની સાથેજ પોતાના અધિકારોને જાહેર કરી દીધા. તેણે કહ્યું કેઃ—ડેન્માર્કનો રાજા પોતાના દેશનોજ રાજા રહે, અને બન્ને રિયાસતોનો અધિકાર મનેજ મળવો જોઇએ.

લંડનની સભા એ ઠરાવ કરી ચૂકી હતી કે, ડેન્માર્કનો તથા બીજી બન્ને રિયાસતોનો રાજા એકજ રહે; અને તે ક્રિશ્ચિયન ઑફ

ગ્લક્સબર્ગેજ થાય. ઑગસ્ટનબર્ગના અધિકારને એ સભામાં મૂકવામાં આવ્યો હતો તેમજ તેનાપર વિચાર સુદ્ધાં થયો હતો; પરંતુ એ અધિકારને સર્વાંશે પ્રબળ સમજવામાં આવ્યો નહોતો. આ સમયે ઑગસ્ટનબર્ગે પોતાના અધિકારને જાહેર કર્યો. તે કાર્ય લંડનની સભાના ઠરાવોથી વિરૂદ્ધ હતું. ઑગસ્ટનબર્ગનું કહેવું એવું હતું કે, લંડનની સભામાં જે ઠરાવ થયો છે, તે કાંઇ બ્રહ્મવાક્ય જેવો નહોતો કે તેનો વિરોધ ન થઇ શકે. બીજી તરફથી તે એમ કહેતો હતો કે, ડેન્માર્ક જ્યારે સભાના ઠરાવોની પરવા કરી નથી તો પછી તેના ઠરાવોની પરવા બીજાઓએ પણ શા માટે કરવી? સમસ્ત જર્મની જે બન્ને રિયાસતોને ડેન્માર્કના પંઝામાંથી મુક્ત કરવાની ઇચ્છા રાખતું હતું, તે ઑગસ્ટન્બર્ગના પક્ષમાં હતું. જર્મનીનાં લગભગ સઘળાં પત્રોએ તેમજ ઉદારપક્ષના સઘળા નેતાઓએ એકમત થઇને ઑગસ્ટન્બર્ગના પક્ષને જાહેર રીતે સ્વીકાર્યો.

આ વિષયોનો વિચાર બિસ્માર્ક જુદાજ ધોરણપર કરતો હતો. તે એમ વિચારતો હતો કે, ઑગસ્ટન્બર્ગના રાજા થયાથી પ્રશિયાને શો લાભ થશે? સર્વ બાબતનો વિચાર કરી જોતાં તેનો મત એવો થયો કે, ઑગસ્ટન્બર્ગનો પક્ષ સ્વીકારવાથી પ્રશિયાને કાંઇજ લાભ થવાનો નથી. તેનો આવો મત થવાનાં બીજાં ઘણાં કારણો હતાં. તેમાંથી (૧) પહેલું કારણ એ હતું કે, ડેન્માર્કનું રાજ્ય જર્મની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખતું નહોતું, તેથી પ્રશિયાને કોઇ પણ પ્રકારનો ડર નહોતો; પરંતુ છેક પાસેજ એક નવીન રાજા બને તો પ્રશિયાને માટે તે સદા તકરારનું કારણ થઇ પડે તેમ હતું. (૨) બીજું કારણ એ હતું કે, સમસ્ત જર્મની ઑગસ્ટન્બર્ગના પક્ષમાં હતું. ઉદાર પક્ષ પણ તેમાં મળી ગયો હતો, જેથી ઑગસ્ટન્બર્ગ જો રાજા થાય તો તેથી જર્મની તેમજ ઉદારપક્ષનો વિજય થયો, એમ બિસ્માર્ક

સમજતો હતો અને તેનો તેને ઘણો તિરસ્કાર હતો. (૩) વળી તેનો એવો પણ વિચાર હતો કે ડેન્માર્ક એક નિર્બળ રાજ્ય છે, તેથી એવો સમય પણ કદાચ આવી ચઢે કે પ્રશિયા એ બન્ને રિયાસતોને તેની પાસેથી છિનવી લે. આમ હોવાથી જો કદાચ એક જર્મન રાજા તેનાપર રાજ્ય કરતો હશે તો વચ્ચે જર્મન ડાયટની તકરાર ઉભી થશે; અને તેથી પરિણામે એ બન્ને રિયાસતોને પ્રશિયા સાથે મેળવવાનું કામ અસંભવિત થઈ પડશે. (૪) આ ત્રણે કારણોથી પણ વધી જાય એવું એક મુખ્ય ચોથું કારણ એ હતું કે, આ સમયે બિસ્માર્ક બન્ને રિયાસતોને પોતાના કાબુમાં લેવાની ઇચ્છા ધરાવતો હતો તથા તેનો વિચાર ઑાગસ્ટન્બર્ગને એક બાજુએ રાખી ડેન્માર્ક પાસેથી એ બન્ને રિયાસતો છિનવી લેવાનો હતો. આ સર્વ બાબતોપર વિચાર કરીને તેણે નિશ્ચય કર્યો કે, તે લંડનની સભાના ઠરાવોપરજ દૃઢ રહેશે. જર્મની તેની વિરૂદ્ધ થાય તેની તેને પરવા નહોતી. પ્રશિયાનો લોકમત તથા લોકમતને જાહેર કરનારી સભા તેની વિરૂદ્ધ થાય તો તેની સાથે તેને ક્યાં મૈત્રી હતી કે જે તૂટી જવાનો ભય રહે! આથી કરીને કોઇની પણ પરવા કર્યા સિવાય બિસ્માર્કે ઑાગસ્ટન્બર્ગની ઉમેદવારી તરફ ધ્યાનજ આપ્યું નહિ.

આ પ્રકારમાં આસ્ટ્રિયા બિસ્માર્કને મળેલું હતું. બન્ને વિરોધી શક્તિઓ એ લોકપ્રિય પ્રકારને લીધે થોડા સમયને માટે એક થઇ ગઈ અને તેમણે ડેન્માર્કને છેવટની સૂચના આપી દીધી કે, તે આવતા જાન્યુઆરી માસ સુધીમાં લંડનના ઠરાવની વિરૂદ્ધ તે કહાડેલા જાહેરનામાનો નિકાલ નહિ કરી નાખે તો પ્રશિયા તેમજ આસ્ટ્રિયાની સેનાઓ સ્લેજવિગપર પોતાનો અધિકાર બેસાડશે. આ છેવટની સૂચના આપવામાં પણ ચતુર બિસ્માર્કે એક પ્રકારની ચતુરાઇ ચલાવી હતી. ડેન્માર્કના રાજાને પ્રસ્તાવો રદ કરવા માટે જે મુદત આપવામાં

આવી હતી, તે મુદત એટલી ટુંકી આપવામાં આવી હતી કે, ડેન્માર્ક કાંઇ કરવા ધારે તોપણ એટલી મુદતમાં કરી શકે નહિ. લંડનની સભાના ઠરાવ વિરૂદ્ધ જે જે ઘોષણાઓ ડેન્માર્ક તરફથી નીકળી હતી તે એકલા રાજાએજ નહોતી કહાડી. તેને ઉઠાવનારી ડેન્માર્કની રાજ-સભા હતી, અને રાજસભાનું અધિવેશન જાન્યુઆરી પહેલાં થઇ શકે તેમજ નહોતું; એટલે પછી એ ઘોષણાઓનો નિકાલ પણ થઇ શકે તેમ નહોતો. આ સર્વ બાબતોનો પૂરો વિચાર કરીનેજ બિસ્માર્કે છેવટની મુદત જાન્યુઆરી સુધીની રાખી હતી. તે એમ ઇચ્છતો હતો કે ડેન્માર્ક પોતાની ઘોષણાઓનો નિકાલ ન કરે, તથા પ્રશિયા અને આસ્ટ્રિયાની સેનાઓ સ્લેજવિગને ઘેરી લે. થયું પણ તેમજ. નવીન વર્ષ શરૂ થતાં ન થતાંમાંજ સ્લેજવિગમાં બન્ને મળી ગયેલી શક્તિ-ઓની સેનાઓ ફેલાઇ ગઇ.

અમે ઉપર કહેતા આવ્યા છીએ કે, આ નીતિયુદ્ધમાં એક એ ઉદ્દેશ હતો કે, કોઇ પણ પ્રકારે એ બન્ને રિયાસતોને પ્રશિયાના અધિ-કારમાં લાવવામાં આવે. એમાં પ્રથમ અંક તો બરાબર ભજવાઇ ગયો અને એ બન્ને રિયાસતો ડેન્માર્કની સત્તામાંથી નીકળીને પ્રશિયા તેમજ આસ્ટ્રિયાની સેનાઓના હાથમાં આવી ગઇ. આ કાર્ય દ્વારા આ વાત પણ સ્પષ્ટ જણાઇ ચૂકી કે પાછલાં વર્ષોની સુધારણાને લીધે પ્રશિયાની સેના બીજી સેનાઓ કરતાં વધારે પ્રબળ બની હતી. એક અંક પૂરો થઇ ગયો; હવે બીજો અંક શરૂ થાય છે.

## પ્રકરણ ૨ જું–પ્રશિયાનો નીતિવિજય.

બિસ્માર્કને સ્પષ્ટ જણાતું હતું કે, જો ત્રણ વિઘ્નોને દૂર કરવામાં આવે તોજ પ્રશિયાના હાથમાં હોલસ્ટાઇન તથા સ્લેજવિગની રિયાસતો

આવી શકે. પહેલું વિઘ્ન જર્મનીના બીજા દેશોની સેનાઓનું હતું, કે જે સેનાઓ અગાઉ જણાવાઇ ચૂક્યું છે તેમ જર્મન ડાયટના ઠરાવ પ્રમાણે હોલસ્ટાઇનને ઘેરો ઘાલી બેઠી હતી. સૅક્સની તથા હનોવરે હોલસ્ટાઇનને વ્યાપ્ત કરી લીધું હતું. જ્યાં સુધી તેમને હોલસ્ટાઇનથી બહાર કાઢવામાં ન આવે ત્યાં સુધી બિસ્માર્કનો ઉદ્દેશ સિદ્ધ થવો અસંભવ હતો. બીજું વિઘ્ન ડ્યુક ઑફ ઑગસ્ટનબર્ગનું હતું. જ્યાં સુધી લોકોની આગળ તેની ઉમેદવારી ચાલુ હોય ત્યાં સુધી બિસ્માર્કનું કામ બની શકે તેમ નહોતું. છેવટનો પરંતુ સૌથી મોટો પ્રશ્ન આસ્ટ્રિયાનો હતો. આસ્ટ્રિયા પ્રશિયાને મળી ગયું હતું તો ખરૂં, પરંતુ તે ઉપલી બે રિયાસતોને મેળવીને બિસ્માર્કને સોંપી દેવાને માટે મળી ગયું નહોતું. એ રિયાસતોને મેળવવાની તેની ઇચ્છા હતી. બિસ્માર્ક એમ માનતો હતો કે, આસ્ટ્રિયા જો શાંતિથી એ બન્ને રિયાસતો પ્રશિયાને આપશે તો ઠીક છે; નહિ તો પછી 'લોહી તેમજ લોઢું' તો કાંઈ નાશી ગયું નથી.

બિસ્માર્ક આ ત્રણે વિઘ્નોને દૂર કરવાને કમ્મર કસીને તૈયાર થયો. તેની નીતિ એ હતી કે, પ્રથમનાં બે વિઘ્નોને આસ્ટ્રિયાની મદદથી દૂર કરવાં અને છેવટે આસ્ટ્રિયાનેજ છેતરવું. જર્મન સેનાઓને દૂર કરવાનું કામ કાંઈ કઠિન નહોતું. બિસ્માર્કે આસ્ટ્રિયાને ઘણું ભણાવી ગણાવી રાખ્યું; તેમજ બન્ને દેશો તરફથી સૅક્સની તથા હનોવરને સૂચના આપવામાં આવી કે, જર્મન ડાયટનો ઠરાવ જ્યાં સુધી બન્ને રિયાસતો ડેન્માર્કના હાથમાં હોય ત્યાં સુધીજ ચાલી શકે. પંરંતુ હવે તો એ રિયાસતો આસ્ટ્રિયા તેમજ પ્રશિયાના કબજામાં છે; માટે તેની સેનાઓએ ચાલ્યા જવું જોઇએ. તે સાથે બિસ્માર્કે એવી પણ ધમકી આપી કે, જો આ પત્રથીજ તે મુજબ નહિ થાય તોપછી પ્રશિયાની સેના પણ તૈયાર છે. સૅક્સની તથા હનોવરમાં આ મળી

ગયેલી બંને શક્તિઓની સાથે યુદ્ધમાં ઉતરવાની શક્તિ નહોતી; જેથી એ બન્ને રાજ્યો હોઠ દબાવી, માથે હાથ પછાડી બેસી રહ્યાં.

હવે ઑાગસ્ટનબર્ગનો વખત આવ્યો. બિસ્માર્ક તેનો હક્ક સ્વીકારવાને તૈયાર નહોતો. તે માત્ર એકજ શર્ત ઉપર તેને સહાયતા કરવા તૈયાર હતો કે, કીલનું બન્દર જે એ રિયાસતોમાં આવેલું હતું તે પ્રશિયાને મળી જાય અને તે સાથે ઑાગસ્ટનબર્ગ હમેશાંને માટે પ્રશિયાના રાજાની નીચે રહેવાનું પસંદ કરે. આ સંબંધી બિસ્માર્ક તથા ઑાગસ્ટનબર્ગ વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો, તથા તેઓ એક બીજાની સાથે મળી પણ ગયા. ઑાગસ્ટન્બર્ગ જાતે બર્લિનમાં આવીને પ્રશિયાના મુખ્ય સચિવને મળ્યો. બિસ્માર્કે પોતાના સઘળા પ્રસ્તાવ તેની આગળ મૂકયા. ઑાગસ્ટનબર્ગ એ સઘળા પ્રસ્તાવોને સંમત થયો નહિ. જે શર્તો બિસ્માર્કે તેની આગળ મૂકી હતી તે સઘળી શર્તો તેણે જ્યારે આસ્ટ્રિયાને જોવાને માટે મોકલી ત્યારે આસ્ટ્રિયાના એક રાજસચિવે કહ્યું હતું કેઃ—

“હું તો જમીન ખોદવાનું કામ પસંદ કરૂં, પરંતુ પ્રશિયાની આ શર્તોને કદાપિ કબૂલ ન કરૂં.” બિસ્માર્કે વાતચિતમાં રાજપુત્રને અવસર આપ્યો કે પ્રશિયાની ઇચ્છાઓને પૂરી કરીને તે રિયાસતોનો રાજા બની જાય; પરંતુ રાજપુત્રે એ અવસરનો લાભ લેવાનું વાજબી ધાર્યું નહિ. હવે બિસ્માર્કને માટે આગલો માર્ગ સાફ થઇ ગયો. ઑાગસ્ટનબર્ગના અધિકાર પ્રત્યે વિરોધ કરવો એવો તેનો ઉદ્દેશ થઇ ગયો. ઑાગસ્ટનબર્ગની ઉમેદવારીને હલકી પાડવા માટે, રશિયાના ઝારની સંમતિથી તેણે રિયાસતોના રાજ્યનો એક નવીન ઉમેદવાર ઉભો કર્યો. તે સાથે તેણે આસ્ટ્રિયાને પણ કહ્યું કે, હોલસ્ટાઇન તથા સ્લેજવિગના અધિકારીનો જ્યાં સુધી નિર્ણય ન થાય ત્યાં સુધી ઑાગસ્ટનબર્ગને એ રિયાસતોથી દૂર રાખવો; બીજી તરફ ફ્રાન્સના સમ્રાટ

ત્રીજા નેપોલિયન• તરફથી પણ એવો ઠરાવ પ્રસિદ્ધ થયો કે બન્ને રિયાસતોનું જુદું અધિકારી પ્રશિયા છે. આ પ્રસ્તાવમાં બિસ્માર્કનો કેટલો હાથ હતો તે અમે કહી શકતા નથી.

આ સઘળો પ્રકાર નજરે પડતાંજ આસ્ટ્રિયાના મનમાં સંશય આવ્યો; તેને બિસ્માર્કનો મૂળ ઉદ્દેશ હવે કાંઇક સમજાવા લાગ્યો. તેને ખાત્રી થઇ કે, તેને પોતાને તો માત્ર પ્રશિયાની ઇચ્છાને પૂર્ણ કરવાના સાધનરૂપજ બનાવવામાં આવ્યું છે. આવી ખાત્રી થતાંજ તેણે પોતાનું સ્વરૂપ બદલી નાખ્યું. તેણે સાવધાનતાનું પ્રથમ કાર્ય એ કર્યું કે, ઑગસ્ટનબર્ગના પક્ષનું સમર્થન કરવાની શરૂઆત કરી. માત્ર વકતૃતાથીજ શાંત નહિ થતાં તેણે સૅક્સનીની સહાયતાથી જર્મન ડાયટમાં ઠરાવ પણ પાસ કરાવી દીધો કે, આસ્ટ્રિયા તેમજ પ્રશિયાની સેનાઓએ બન્ને રિયાસતોનો અધિકાર ઑગસ્ટનબર્ગને સોંપી દઇને ચાલ્યા જવું.

જે આસ્ટ્રિયાની મદદ લઇને બિસ્માર્ક ઑગસ્ટનબર્ગને અલગ કરી નાખવાનો વિચાર કરતો હતો તેણેજ આ પ્રમાણે પોતાનું સ્વરૂપ બદલી નાખવાને લીધે પ્રથમ તો બિસ્માર્ક થોડો ઘણો ખિજાયો; પરંતુ પછી તરતજ તે સમજી ગયો. આ દૃષ્ટાંત ઉપરથી તે પાછળથી અનેકવાર કહ્યા કરતો હતો કે, રાજનીતિમાં મનુષ્યનો હિસ્સો ઘણો થોડો છે. સઘળું કોઈ દૈવી શક્તિથીજ નિર્મિત થાય છે. આ પ્રમાણે આસ્ટ્રિયાના વિશ્વાસપર તેણે જે મહેલ બાંધ્યો હતો તે તેના ફરી જવાથી તૂટી પડયો. બિસ્માર્કે પણ અસાધારણ સાહસથી બીજો મહેલ ઉભો કરી દીધો.

ડાયટમાં આ પ્રસ્તાવ કબૂલ થતાંજ પ્રશિયાનું નૌકાસૈન્ય કીલ નામના બન્દરે જઇને હાજર થઈ ગયું તથા ત્યાં તેણે મોરચો નાખવાની શરૂઆત કરી. એ સંબંધી પૂછપરછ કરવામાં આવતાં સૈન્ય-

વિભાગના મંત્રી રૂને કહ્યું કે, હવે અમે આ બંદરને લઇ લીધું છે અને તેને અમે અવશ્ય અમારી સત્તામાં રાખીશું. બીજી તરફથી બિસ્માર્કે પોતાના ઇટાલીમાં રહેતા રાજપ્રતિનિધિને લખ્યું કે, તે ત્યાંના રાજમંત્રીને પૂછી જુએ કે, "કદાચ આ સમયે આપણે આસ્ટ્રિયાની સાથે યુદ્ધમાં ઉતરીએ તો ઇટાલીની સેના આપણને મદદ કરશે?" ચારે તરફ પ્રશિયા અને આસ્ટ્રિયામાં યુદ્ધની અફવાઓ ઉડવા લાગી. સૈનિકો પોતાની સમશેરોને પાણીદાર બનાવવા લાગ્યા.

બરાબર ખરા પ્રસંગેજ આસ્ટ્રિયાનું સાહસ ઉડી ગયું. તેની આર્થિક સ્થિતિ ઘણી બગડી ગઇ હતી. યુદ્ધની વાત ઉડતાંજ તેનું દિલ નરમ બની ગયું. યુદ્ધનું ભયંકર પક્ષી પોતાની બિહામણી પાંખો ફફડાવીને એમ સંભળાવવાની ઇચ્છા રાખતું હતું કે, આસ્ટ્રિયાનો રાજસચિવ કાઉન્ટ બ્લોમિગૅસ્ટાઇનના રાજમહેલમાં ઉપસ્થિત થયો છે, કે જ્યાં પ્રશિયાનો રાજા વિલિયમ પોતાના સર્વસ્વ બિસ્માર્કની સાથે સ્વાસ્થ્ય સુધારવામાં લાગેલો હતો. આસ્ટ્રિયાએ અરસપરસમાં સમજી જવાનો પ્રસ્તાવ કર્યો. રાજા વિલિયમ તેમજ બિસ્માર્ક પણ આવી સમજુતી કરી લેવાને તૈયાર હતા; કે જેને પરિણામે પ્રશિયાનો હાથ ઉંચો રહે તેમ હતું. ગૅસ્ટાઇનની આ સંધિદ્વારા હોલસ્ટાઇન આસ્ટ્રિયાના તથા સ્લેજવિગ પ્રશિયાના અધિકારમાં આવ્યું; અને તે સાથેજ લિયોન્બર્ગની રિયાસત પણ પ્રશિયાના રાજાની સતામાં આવી; જેના બદલામાં આસ્ટ્રિયાએ વીસ લાખ થેલર ( જર્મનસિક્કા ) પ્રાપ્ત કર્યાં.

નીતિયુદ્ધનું ચક્ર સમાપ્ત થયું. આ નીતિયુદ્ધમાં બિસ્માર્કે પોતાનો પગ ઘણો આગળ વધાર્યો. લંડનની સભાના ઠરાવોનો પક્ષ કરીને તેણે ઇંગ્લાંડને પ્રસન્ન કર્યું. રશિયાના ઝારના ખડા કરેલા ઉમેદવારની થોડી ઘણી પીઠ ઠોકીને તેણે રશિયાની કૃતજ્ઞતા પણ લૂંટી. ઑગસ્ટનબર્ગને જુદો કરી નાખીને સ્લેજવિગ તથા લિયોન્બર્ગ પ્રશિયાને માટે

પ્રાપ્ત કરીને તેણે પોતાના સ્વામિ વિલિયમના ચરણોમાં ભેટ કર્યો. આ સર્વ કાર્યો કરતાં પણ બીજું એક મહાન કાર્ય તેણે એ કર્યું કે, ઓસ્ટ્રિયાને રાજનીતિના ક્ષેત્રમાં એવું પછાડયું કે, તેને માટે સમસ્ત યૂરોપના મુખમાંથી 'વાહ વાહ'ના શબ્દો નીકળી પડયા. પ્રથમ તો બિસ્માર્કે તેની માર્ફત પોતાનું કાર્ય સિદ્ધ કર્યું, પરંતુ પ્રસંગ આવતાંજ તેણે તેને યુદ્ધની ધમકી આપી અને અંતે સઘળા દેશોની નજર આગળ ઓસ્ટ્રિયાએ પોતાની સમશેરને મ્યાનમાં સરકાવી દઈ સમજુતીને માટે વિનતિ કરી. પ્રશિયાએ ઓસ્ટ્રિયાને ઑલ્મુજનું દેવું વ્યાજ સહિત પાછું આપ્યું. આ સર્વ પ્રકારથી પ્રસન્ન થઇને રાજા વિલિયમે પોતાના ભક્ત તથા શક્ત સેવક બિસ્માર્કને કાઉન્ટની ઉપાધિથી વિભૂષિત કર્યો.

## પ્રકરણ ૩ જું—ઓસ્ટ્રિયા સાથે યુદ્ધ.

જ્વાળામુખીમાંથી જે જ્વાળા બહાર પડવા માગતી હતી, તેની પર ઢાંકણું ઢાંકી દેવામાં આવ્યું હતું, પરંતુ તે બુઝાઇ ગઈ નહોતી. પ્રશિયા તેમજ ઓસ્ટ્રિયાના વિરોધપર માત્ર પડદો નાખવાનો જ યત્ન થયો હતો પણ વિરોધનો નાશ થયો નહોતો; વિરોધનાં સઘળાં કારણો હજી વિદ્યમાન હતાં. બિસ્માર્કના મનમાંથી ઓસ્ટ્રિયા પ્રત્યેનો અવિશ્વાસ હજી કાયમજ હતો. જ્યાં સુધી રૂન અને બિસ્માર્ક રાજસચિવ હોય તથા જર્મનીની પ્રજા પોતાની પિતૃભૂમિને એકત્ર કરવાની ધૂનમાં હોય ત્યાં સુધી પ્રશિયાની જયાભિલાષા દૂર થઇ શકે તેમ નહોતું. બીજી તરફથી ઓસ્ટ્રિયા પણ શાંત થયું નહોતું. તે પણ પોતાનો દરજ્જો ઘટે તે અગાઉ પોતાના બળની પરીક્ષા આપવાને તૈયાર હતું.

પ્રશિયા તેમજ આસ્ટ્રિયા વચ્ચે યુદ્ધ થવાનું આવશ્યક જેવુંજ થઇ ગયું હતું. બિસ્માર્ક પ્રશિયાની મુખ્યતા નીચે સમસ્ત જર્મન દેશને એક બનાવવાની ઇચ્છા રાખતો હતો; પરંતુ આસ્ટ્રિયા આ પ્રકાર સહન કરી શકતું નહોતું. પ્રશિયા હોલસ્ટાઇન અને સ્લેજવિગને ધનથી, નીતિથી, તેમજ બળથી પોતાની અંદર એકત્ર કરવાની ઇચ્છા રાખતું હતું. આ પ્રકારને પણ આસ્ટ્રિયા સહન કરી શકતું નહોતું. બિસ્માર્ક આ વાત જાણતો હતો. આસ્ટ્રિયા પણ બિસ્માર્કની ઇચ્છાથી અજાણ્યું નહોતું. ગૅસ્ટાઇનની સંધિ તો માત્ર નાટકનો દેખાવ બદલનાર એક પડદાના જેવીજ હતી. સંધિ થયાને થોડાજ દિવસ વીત્યા એટલામાંજ પાછી એક બીજા વચ્ચે ખેંચતાણ શરૂ થઇ. તકરારની શરૂઆત રિયાસતોથીજ થઇ. સ્લેજવિગને સત્તામાં લીધા પછી પ્રશિયાએ તો તે પોતાનીજ રિયાસત હોય તે પ્રમાણે તેની સાથે વ્યવહાર ચલાવ્યો; પરંતુ આસ્ટ્રિયાએ હોલસ્ટાઇનની સાથે એવો વ્યવહાર ચલાવ્યો નહિ. તેણે ઑગસ્ટનબર્ગના અધિકારોને માન્ય કરીને તેના નામથીજ શાસન શરૂ કર્યું. લાંબા વખતથી જે આસ્ટ્રિયા લોકપક્ષનું વિરોધી અને રાજપક્ષનું પક્ષપાતી હતું તેણેજ હવે પ્રશિયાની સાથે તકરારમાં ઉતરીને હોલસ્ટાઇનમાં લોકપક્ષને ખૂબ ઉત્સાહિત કરવા માંડ્યો.

પ્રશિયા આ પ્રકારને સમજી ગયું. બિસ્માર્કે આસ્ટ્રિયાના રાજપ્રતિનિધિની પાસે આ વ્યવહારની ફરિયાદ કરી. આસ્ટ્રિયા કે જે યુદ્ધમાં ઉતરવાની તૈયારી કરી રહ્યું હતું તે ઉત્તર ન આપતાં ચૂપજ રહ્યું; પરંતુ થોડા દિવસ પછી તેણે જે ઉત્તર આપ્યો તે વિશેષ ખીજવાટભરેલો હતો. ઉત્તર એ હતો કે પોતાના સામ્રાજ્યમાં આસ્ટ્રિયા સ્વતંત્ર છે, તેનાપર બીજા કોઇની સત્તા ચાલી શકે તેમ નથી. આ ઉત્તર મળતાંજ બિસ્માર્ક સમજી ગયો કે, વખત આવી પહોંચ્યો છે. તે ઘણા વખતથી આસ્ટ્રિયાની સાથે પ્રશિયાનું યુદ્ધ થાય એવી ઇચ્છા

રાખતો હતો. હવે બન્ને તરફના સુવીર યોદ્ધાઓએજ યુદ્ધક્ષેત્રમાં હાથ મેળવીને નિશ્ચય કરી લેવાનો હતો કે જર્મનીનો ભાવિ સત્તાધિકારી કોણ થશે? બિસ્માર્કે આસ્ટ્રિયાના પત્રનો ઉત્તર આપ્યો નહિ. આસ્ટ્રિયાના રાજનીતિજ્ઞોએ પણ એનો એજ અર્થ લીધો કે, બન્ને દેશોની સંધિ હવે તૂટી ગઇ છે, અને યુદ્ધની ભૂમિકા તૈયાર થઇ રહી છે.

હવે યુદ્ધ અવશ્ય થશેજ એમ સૌ ધારવા લાગ્યા. બન્ને દેશોની પ્રજા તેમજ રાજનીતિજ્ઞ મંડળમાં ત્વરાથી થનારા યુદ્ધની ચર્ચા ચાલવા લાગી. બન્ને દેશોના સેનાવિભાગમાં તારો દોડવા લાગ્યા, તથા પોતપોતાની સ્થિતિની તપાસ થવા લાગી. તપાસ થતાં બન્ને દેશોની સેનાઓમાં એક ભેદ દૃષ્ટિગોચર થયો. પ્રશિયાના સેનાપતિએ ચારે તરફ દૃષ્ટિ દોડાવી તો તેને પોતાની સેના સર્વાંશે યુદ્ધ માટે તૈયાર જણાઇ. નવીન સુધારાઓના કારણે તથા પ્રશિયાવાસીઓની પોતાની દૃઢતાના કારણે સેના યુદ્ધમાં ઉતરવાને તૈયારજ થઇને બેઠેલી હોવાથી તેની સ્થિતિ એવી હતી કે, માત્ર એકજ સપ્તાહમાં તે આસ્ટ્રિયા સાથે યુદ્ધમાં ઉતરી શકે; પરંતુ આસ્ટ્રિયન સેનાપતિએ પોતાના રાજ્યરક્ષક સર્વસ્વ સૈન્ય તરફ દ્રષ્ટિ દોડાવી તો તેને થોડા ઘણા નિરાશ થવું પડ્યું. પ્રથમ તો સૈન્ય સારી અવસ્થામાંજ નહોતું, અને વધારામાં તે આવી અવસ્થામાં પણ વિખરાયલુંજ હતું. ત્રણ ચાર અઠવાડીઆં તૈયારી કર્યા પૂર્વે તે યુદ્ધમાં ઉતરી શકે તેમ નહોતું. ઇટાલીમાં ક્રાંતિ થઇ જવાથી ઘણી ખરી સેના તો હજી ઇટાલીની પાસેજ પડી રહી હતી તેથી એ સેનાને જર્મનીની હદમાં લાવવાને માટે સમય તથા ધનની જરૂર હતી. આસ્ટ્રિયન સામ્રાજ્યની આર્થિક સ્થિતિ આ સમયે જોઇએ એવી સારી નહોતી. ઘણા સમય સુધી સેનાઓને યુદ્ધને માટે તૈયાર હાલતમાં રાખવી એ તેને માટે કઠિનજ નહિ, પરંતુ અસંભવિત પણ હતું.

યુદ્ધને માટે આસ્ટ્રિયાને પ્રશિયા કરતાં ત્રણ ચાર ઘણી તૈયારી કરવાની હતી. પ્રશિયાને આ ઘણો મોટો લાભ હતો. 'બિસ્માર્ક તથા સેનાસચિવ રૂન આ વાતને સારી રીતે જાણતા હતા. યુદ્ધ થવાનો ઠરાવજ થઈ જાય તો આસ્ટ્રિયાને પ્રથમ તૈયારી કરવી પડે તેમ હતી. પ્રશિયા તો માત્ર એકજ અઠવાડીઆમાં તૈયાર થઈ શકે તેમ હતું. એ સમયે યુદ્ધની પૂર્ણ ઇચ્છા હોવા છતાં પણ બિસ્માર્ક એવો શોર મચાવી શકે તેમ હતો કે 'આ જુઓ આસ્ટ્રિયા યુદ્ધની તૈયારી કરી રહ્યું છે, અમે તો હજી અમારા એક પણ મનુષ્યને હલાવ્યું નથી;' અને આવા શોરને પરિણામે આ યુદ્ધ થવાનું કારણ આસ્ટ્રિયાજ થઇ પડે તેમ હતું. થયું પણ તેમજ. બિસ્માર્ક યુદ્ધને ચ્હાતો હતો; પરંતુ તે સમજતો હતો કે, આસ્ટ્રિયાની સાથે એકાએક યુદ્ધ કરવું એ રત્નો શોધવાને માટે જ્વાળામુખીમાં કૂદી પડયા જેવું છે. કોઇ દૃઢ મિત્રની સહાયતા સિવાય યુદ્ધ છેડવું એ પ્રશિયાના ભવિષ્યને સંદેહમાં નાખવા બરાબર હતું. તેણે દ્રષ્ટિ દોડાવી તો સ્વાધીનતાને માટે ઇટાલી દેશને આસ્ટ્રિયા સાથે મરણિયો થઇને લડતો જોયો. ઇટાલીપર પણ આસ્ટ્રિયન સામ્રાજ્યની સત્તા હતી. નીતિવિશારદ મેજિનિદ્વારા પ્રેરિત થઈને ઇટાલિવાસિઓએ સ્વાધીનતાની ધ્વજા ફરકતી કરી હતી. પીડમાણ્ટ દેશના રાજા તેમજ રાજમંત્રીએ એ ધ્વજાના ઝુંડાને પોતાની ખાંધપર રાખીને પગલે પગલે આસ્ટ્રિયા સાથે યુદ્ધ કરવાની શરૂઆત કરી. સમાન શત્રુ ધરાવનારા બે દેશો ખુશીથી એક બીજાના મિત્ર થઇ શકે તેમ હોવાથી પ્રશિયા તથા ઇટાલીની મૈત્રી પણ સ્વાભાવિક હતી. બિસ્માર્કે ઇટાલીના રાજનીતિજ્ઞો સાથે સંધિનાં દ્વાર ખુલ્લાં કરી નાખ્યાં. પ્રથમ વ્યાપારની સંધિ થઇ અને પછીથી નૈતિક સંધિ થઇ. પીડમાણ્ટના સચિવ સાથે જ્યારે સંધિ સંબંધીની વાત કરવામાં આવી ત્યારે પ્રથમ તો તે કાંઇક ગભરાયો. તેણે એમજ વિચાર્યું કે કદાચ

બિસ્માર્ક, પોતાની નૌકાને ભર સમુદ્રમાં લઇ જઇને નિરાધાર સ્થિતિમાં છોડી દેશે; પરંતુ તે જાણુતો નહોતો કે, જે બિસ્માર્ક શત્રુની સાથે થયેલી સંધિની કિંમત એ સંધિ જે કાગળપર લખાયલી હોય છે તે કાગળના જેટલી પણ નથી સમજતો, તેજ બિસ્માર્ક મિત્રની સાથે થયેલી સંધિને માટે મરવાને પણ તૈયાર થઈ જાય તેવો હતો.

ઇટાલી તેમજ જર્મની વચ્ચે કેટલોક વિચાર ચાલ્યા પછી સંધિ નક્કી થઈ ગઇ. સંધિની મુખ્ય શર્ત એ હતી કે, જો આગામી ત્રણ માસમાં પ્રશિયા તેમજ આસ્ટ્રિયાનું યુદ્ધ થાય તો ઇટાલી પ્રશિયાની તરફથી યુદ્ધ કરશે. બીજી શર્ત એ હતી કે, યુદ્ધ થઇ ગયા પછી જ્યાં સુધી વૅનીશિયા પ્રાંત ઇટાલીને મળે નહિ ત્યાં સુધી પ્રશિયા આસ્ટ્રિયાની સાથે સલાહ કરી શકે નહિ.

ઇટાલીની સાથે સંધિ કર્યા પછી તેને ફ્રાન્સ તથા રશિયાની ચિંતા થઇ આવી. સમ્રાટ્ ત્રીજા નેપોલિયનને તે જાતે જઇને મળ્યો. તથા તેની પાસે આ યુદ્ધમાં કોઇનો પણ પક્ષ નહિ પકડવાની પ્રતિજ્ઞા કરાવી. બીજી તરફથી તેણે રશિયાના ઝારને પણ પ્રસન્ન કર્યો. આ પ્રમાણે બન્ને તરફથી નિશ્ચિંત થઈને પછી તેણે આસ્ટ્રિયાની ખટપટપર લક્ષ્ય આપવા માંડયું. પ્રશિયા તથા ઇટાલી વચ્ચે સંધિ થયેલી જોઇને આસ્ટ્રિયાએ ગભરાઇ જઈને પ્રથમ ઘા કરવાનો વિચાર કર્યો. ખરૂં જોતાં તો ઘા કરવા કરતાં પણ વિશેષ ફિકર તેને પોતાના રક્ષણની હતી. વિખરાઇ ગયેલી સેનાને એકઠી કરવી તથા જલદીથી પ્રશિયાની સીમાઓને ઘેરી લેવાનું તેને માટે બહુજ આવશ્યક હતું. તેણે સેનાઓની હિલચાલ કરવા માંડી કે તરતજ બિસ્માર્કે સઘળી જર્મન રિયાસતોની તરફ આસ્ટ્રિયા માટે ફરિયાદ મોકલી દીધી કે, તે વિનાકારણ સૈન્ય એકત્ર કરીને આપણુને યુદ્ધની ધમકી આપવાને ચ્હાય છે. આસ્ટ્રિયાએ જેમ ધાર્યું હતું તેમજ થયું. તેના માથાપરજ આરોપ મૂકીને પ્રશિ-

યાએ યુદ્ધની તૈયારી કરવાનું બ્યુગલ બજાવ્યું.

હવે આસ્ટ્રિયાનો વારો હતો. પ્રશિયાની સેનાની તૈયારી જોઇને તેણે એ પ્રસ્તાવ કરી દીધો કેઃ—"બન્ને દેશોએ એકદમ પોતાની સેનાઓની તૈયારી કરવાનું છોડી દેવું." બિસ્માર્કે ઉત્તર આપ્યોઃ— "**एवमस्तु**". બન્ને દેશો હવે સૈન્યની તૈયારી કરવાનું કામ બંધ કરવા લાગ્યા; પરંતુ જેનાપર દૈવ રૂઠે છે તેને માટે વાયુનો સામાન્ય ઝોકો પણ વજ્રપ્રહાર જેવો થઇ પડે છે. એક દિવસે એકાએકજ એવા સમાચાર ફેલાઇ ગયા કે, ઇટાલીની સેનાઓએ આસ્ટ્રિયાપર હુમલો કર્યો છે. કોણ જાણે કે આવા અસત્ય સમાચાર ક્યાંથી ફેલાઇ ગયા? આ સમાચાર જાણવામાં આવતાંજ સેનાસચિવ રૂન કૂદી પડ્યો તથા તેણે કહ્યું કેઃ—"જ્યારે ઇટાલી તૈયાર છે તો પછી આસ્ટ્રિયાને શસ્ત્ર ઉંચક્યા સિવાય છુટકોજ નથી." બીજે દિવસે આસ્ટ્રિયાના રાજમંત્રીનો પત્ર આવી ગયો કે, ઇટાલીના ભયથી અમે અમારી સઘળી સેનાઓને શાંત રાખી શકતા નથી. આસ્ટ્રિયાનોજ પ્રસ્તાવ હતો કે બન્ને દેશો શસ્ત્ર મૂકી દે, અને પ્રશિયાએ એ પ્રસ્તાવ કબુલ પણ કર્યો હતો; પરંતુ આસ્ટ્રિયાનેજ પોતાનો પ્રસ્તાવ રદ કરવાનો પ્રસંગ આવ્યો તેથી પરિણામે પ્રશિયાનો કાંઇ પણ દોષ રહ્યો નહિ.

આ સમયે પોતાના પરાજય તેમજ લજ્જાને ધોઇ નાખવાને માટે આસ્ટ્રિયાએ જર્મન ડાયટમાં રિયાસતોનો પ્રશ્ન મૂક્યો; તથા જર્મનીના સૌ દેશો પ્રત્યે પોતાને સહાયતા આપવાની પ્રાર્થના કરી. ડાયટમાં રિયાસતોનો પ્રશ્ન મૂકવો ગૅસ્ટાઇનની સંધિ વિરૂદ્ધ હતો; તેથી આસ્ટ્રિયા તથા ડાયટની નિયમવિરૂદ્ધ કાર્યવાહીનો દોષ દર્શાવીને બિસ્માર્કે પોતાના પ્રતિનિધિને ડાયટમાંથી બોલાવી લીધો અને યુદ્ધ જાહેર કર્યું. જર્મનીની એક બે નાની નાની રિયાસતો સિવાય બીજી બધી રિયાસતોએ આસ્ટ્રિયાને સહાયતા કરી. બીજી તરફ પોતાની

વીર સેના તેમજ દૈવી શક્તિનો વિશ્વાસ રાખીને પ્રશિયાએ પણ જીવન યા તો મૃત્યુને માટે પોતાની સમસ્ત શક્તિને રણભૂમિપર ઉતારી દીધી.

## પ્રકરણ ૪ થું-ઉત્તર જર્મનીનો વિજય.

યુદ્ધ શરૂ થયું, આ યુદ્ધ પ્રશિયન સેનાઓની વિજયયાત્રાસ્વરૂપ હતું. એક અઠવાડીઆમાં જર્મનીની ઉત્તરે આવેલો ઘણો ખરો ભાગ પ્રશિયાએ જીતી લીધો; જેથી આસ્ટ્રિયાની સેનાઓ રણક્ષેત્રમાં આવી પહોંચે તે પૂર્વેજ ઘણું ખરૂં કાર્ય સમાપ્ત થઇ ગયું. હનોવર વગેરે જીતી લેવામાં પણ વિલંબ થયો નહિ. રાજા વિલિયમ પોતાના મુખ્ય પ્રધાન બિસ્માર્કની સાથે જુનની ૩૦ મા તારીખે યુદ્ધનું નિરીક્ષણ કરવાને માટે બર્લિનથી ચાલી નીકળ્યો. રાજા વિલિયમ જન્મથીજ યોદ્ધા હતો. તે ચોથા ફ્રેડરિકનો નાનો ભાઈ હોવાથી પૂર્વે કોઇને પણ આશા નહોતી કે ભવિષ્યમાં એ રાજા થશે, અને તેથી કરીને તેને સેનાપતિને યોગ્ય થઇ પડે એવુંજ શિક્ષણ મળ્યું હતું. રાજા થતાંની સાથેજ વિલિયમનું પ્રથમ કાર્ય સેનાની સુધારણા કરવાનું હતું. પોતાની સેનાપર તેનો સ્નેહ પુત્રતુલ્ય હતો. પ્રશિયન સેનાને તે પોતાનીજ રચના સમજતો હતો. પ્રશિયન રાજ્યબંધારણ-પ્રમાણે પણ તેજ દેશનો મુખ્ય સેનાપતિ હતો.

બિસ્માર્ક પ્રશિયાનો મુખ્ય પ્રધાન થયાથી તેનેજ રાજ્યનાં સઘળાં કાર્યોમાં મુખ્ય કર્ત્તા સમજવામાં આવતો હતો; પરંતુ સેના તેમજ યુદ્ધની બાબતોમાં તેમ નહોતું. ખરચને માટે ધન આપી દીધું એટલે સેનાની સાથેનો તેનો સર્વ સંબંધ સમાપ્ત થઇ જતો હતો; સેનાનો પ્રધાન સેનાપતિ રાજા વિલિયમ પોતેજ હતો. વિલિયમના હાથ નીચે જર્મનીના બીજા બે સુપુત્રો હતા કે જેમનાં નામ માત્ર જર્મનીનાજ

નહિ, પરંતુ સમસ્ત યૂરોપના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે પ્રકાશી રહ્યાં છે. રૂનનું વર્ણન પ્રથમ આવી ગયું છે, તે સેનાવિભાગનો પ્રધાન હતો. મોલ્ક સેનાનો અધ્યક્ષ હતો, સેના સંબંધી વિષયોમાં રાજાની સલાહ અનુસાર કર્ત્તાધર્ત્તા તેજ હતો. બિસ્માર્ક પણ જન્મથીજ યોદ્ધો હતો, તેથી બીજા દેશોના મુખ્ય પ્રધાનોની માફક આરામ ખુરસીપર પડી રહેવું; અગર તો માત્ર યુદ્ધવિભાગદ્વારા મોકલાવેલા તાર સમાચારોથી દેશના રક્ષકોના જયપરાજયના મંત્ર વાંચીને સ્મિત–હાસ્ય કરવાનું તેને માટે શક્ય નહોતું. તે જાતે સેનાનો ઉપરી નહિ હોવા છતાં પણ કોઇ કોઈ સમયે અધીરો થઇ જતો હતો. જો કે તે જેમ સેના ખાતાનો પ્રધાન નહોતો તેમ સેનાપતિ પણ નહોતો; તો પણ સિપાઈ બચ્ચાનો વેશ પહેરીને રણભૂમિમાં ફરવું, પોતે જાતે યુદ્ધોનું નિરીક્ષણ કરવું, તથા ઘાયલ સિપાઈઓને સાંત્વન અને સાહસ આપવું, તેને તે પોતાનું કર્ત્તવ્ય સમજતો હતો.

રાજા વિલિયમ જ્યારે આગલે દિવસે સેનાની પાસે જઇ પહોંચ્યો ત્યારે એક ઘણાજ મોટા યુદ્ધની તૈયારી થઈ રહી હતી. આસ્ટ્રિયન સૈન્ય પણ કંઇએક નાની ઝપાઝપીઓમાં પછાડ ખાઈને આ ઘોર યુદ્ધની તૈયારી કરી રહ્યું હતું. આ કુનિંગ્રાજનું યુદ્ધ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. બન્ને તરફની સેનાઓ પૂર જોશમાં હતી. રાજા વિલિયમ પોતાના મુખ્ય પ્રધાન તથા સેના ખાતાના પ્રધાન વગેરેની સાથે એક ઉંચા સ્થાનપર ઉભો રહીને યુદ્ધની પરિસ્થિતિનું દર્શન કરતો હતો. ઘણા સમય સુધી યુદ્ધ અનિશ્ચિતરૂપે ચાલ્યા કર્યું. યુદ્ધ કરનારી પ્રશિયન સેનાનો સેનાપતિ નાનો રાજપુત્ર હતો. તે ઘણીજ વીરતાથી યુદ્ધ કરી રહ્યો હતો. એ સમયે યુવરાજ પણ સેનાસહિત આવીને મળી જવાની આશા હતી. વિજયશ્રીએ યુવરાજના આવ્યા પછીથીજ કાંઇક દર્શન દેવા માંડયું હતું. કોઇ કારણને લીધે યુવરાજની

સેનાને આવી પહોંચતાં વિલંબ થયો. કલાકો પર કલાકો વીતી જવા લાગ્યા; પરંતુ યુવરાજની સેના આવી પહોંચી નહિ. પ્રશિયન દેશભક્તોનાં મુખપર ચિંતાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. પ્રત્યેકને એવી ખાત્રી થઇ ગઈ હતી કે, જો હવે બે કલાકમાં યુવરાજ નહિ આવી પહોંચે તો પ્રશિયાનોજ પરાજય થશે. એ સમયે બિસ્માર્કની સ્થિતિ કેવી થઇ ગઇ હશે તેની કલ્પના હવે અમારા પાઠકો સહેલાઇથી કરી શકશે. જે મનુષ્યે સેનાને સબળ બનાવવાને માટે પોતાના દેશ સાથે લડાઇ કરી હતી, અને જેણે આસ્ટ્રિયા સાથે યુદ્ધ છેડીને પોતાના દેશને ખીજવ્યો હતો, તેને માટે રણભૂમિમાંથી પાછા હઠવું એ ફાંસીના માંચડાપર ચઢવા બરાબર હતું. તે જાણતો હતો કે જો પ્રશિયન સેનાનો વિજય થશે તો પ્રત્યેક પ્રશિયનના હાથમાં તેના (બિસ્માર્કના) કંઠમાં પહેરાવવાને માટે પુષ્પમાળા હશે, અને જો તેના દુર્દૈવે આસ્ટ્રિયા વિજયી થશે તો ક્રોધે ભરાયલી જર્મન પ્રજા તેને યમસદનમાં પહોંચાડવાને માટે રાજનિયમની રાહ જોશે નહિ. આવી રીતે માત્ર પ્રશિયાનુંજ નહિ; પરંતુ સમસ્ત જર્મનીનું રાજ્ય સંદેહને હીંચકે ઝુલી રહ્યું હતું.

બિસ્માર્ક પોતે સેનાની અસલ સ્થિતિપર વિચાર કરી શકતો નહોતો. સેનાસચિવ રૂનને એ વાત પૂછવી જરૂરી હતી; પરંતુ આવી શોચનીય સ્થિતિમાં સીધેસીધું પૂછવું એ કિલષ્ટ બુરૂં થઇ પડે છે. આથી કરીને બિસ્માર્કે એક પ્રકારની ચતુરાઈ ચલાવી. પોતાનો ઘોડો દોડાવીને તે સેના ખાતાના પ્રધાનની પાસે જઇ પહોંચ્યો, તથા પોતાની ચિરૂટોની ડબ્બી તેણે તેની સામે ધરી દીધી. રૂને સઘળી ચિરૂટોમાંથી સૌથી સારી ચિરૂટ લઈ લીધી. બિસ્માર્ક સમજી ગયો કે, સેનાસચિવની બુદ્ધિ ઠેકાણે છે, કેમકે તે સઘળી ચિરૂટોમાંથી ઉત્તમ ચિરૂટ ઓળખવા જેટલો સમય મેળવી શકે છે, અને તેટલા માટે હમણાંની

સ્થિતિ આશા છોડી બેસવા જેવી નથી. થયું પણ તેમજ. થોડા સમયમાંજ યુવરાજની સેના આવી પહોંચી અને બન્ને બાજુએથી ઘેરાયલી આસ્ટ્રિયન સેનાના પગ ઉખડી ગયા.

પ્રશિયાનો વિજય થયો, અને તે સાથેજ અનેક સૈકાથી જર્મનીના કંઠમાં લટકી રહેલો પરાધીનતાનો પટ્ટો ઉતરી ગયો. જર્મનીના પ્રત્યેક કાર્યમાં "અમેરા બી લગતા હૈ" એવું કર્યા કરનાર આસ્ટ્રિયાએ હવે નીચું જોઈને ઘર તરફ નાસવા માંડ્યું. રાજા વિલિયમને કુનિંગ્રાજની ભૂમિપર પ્રશિયન ધ્વજાના વિજયની સાથેજ વિજયધ્વનિમાં ગુંજારવ કરતો 'અવ્યક્ત સમ્રાટ્' શબ્દ પણ સંભળાયો.

ઇતિહાસલેખકો ઘણું કરીને આ વાતને માટે થોડી જગ્યા રોકતા આવ્યા છે કે, આ યુદ્ધમાં પ્રશિયાના વિજયનું કારણ કયું હતું? એક નવીન પ્રકારની 'મશીનગન' નીકળી હતી કે જે માત્ર પ્રશિયાનીજ પાસે હતી; નવીન સુધારાઓના કારણથી પ્રશિયન સેના સારી રીતે લડી શકતી હતી; એવાં એવાં કેટલાંક કારણો ઇતિહાસજ્ઞ લોકો આપણને બતાવે છે. પરંતુ બિસ્માર્કે પોતાની અર્ધાંગનાને રણભૂમિમાંથી જે પત્ર લખ્યો હતો તે પત્રજ વિજયના સૌથી મોટા કારણપર પ્રકાશ પાડે છે. તેણે લખ્યું હતું કે:—" અમારા સિપાઈઓ પગ ધોઇ પીવા યોગ્ય છે. મરણને તો તેઓ રમત જેવુંજ સમજે છે, તેઓ સૌ સુશીલ અને આજ્ઞાકારી છે. તેમનાં પેટ ખાલી છે, કપડાં ભીનાં છે, ઘણા દિવસોના તેમને ઉજાગરા છે. તેમના જોડાઓનાં તળીઆં ઉખડી ગયાં છે, અને તોપણ તેઓ પ્રત્યેકની સાથે મર્યાદાથી વર્તે છે. લૂંટફાટ કરવી અથવા શત્રુઓનાં ગામ બાળવાનું તેમને માટે ક્યાંય પણ સાંભળ્યું નથી. તેઓ કોઇની પાસેથી એકાદ રદ્દી રોટલીનો ટુકડો લે છે તો તેની પણ યથાયોગ્ય કિંમત આપે છે. અમારા સાધારણ સિપાઈઓમાં ઉંડી ધર્મભાવના છે; નહિ તો તેમનામાં

આવું સૌજન્ય હોઈ શકે નહિ.” આવા શાંત, ધાર્મિક તેમજ વીર પુરૂષોજ જાતિઓને ખાડામાંથી ક્હાડીને વિજયના શિખરપર ચઢાવી શકે છે. જે જાતિઓમાં કર્ત્તવ્ય તેમજ ધર્મને માટે આવા પ્રકારનો પ્રેમ નથી રહેતો, તેવી અનેક જાતિઓ સૈકાં સુધી વિજયનાં સ્વપ્નજ જોયા કરે છે; અને જ્યારે પણ તેમની આંખો ઉઘડે છે ત્યારે પાછો તેજ ઘોર અંધકાર તેમને દેખાય છે.

રણભૂમિપર મુખ્ય વિજય થઈ ગયો. પછીથી થોડા દિવસ સુધી નજીવી ઝપાઝપીઓ ચાલ્યા કરી કે જેની સાથે આપણે પ્રયોજન નથી. પ્રશિયાની સેનાઓ બરાબર આગળ વધતી ગઈ; તથા તેણે મેન નદીનો સઘળો ઉત્તર ભાગ પોતાને સ્વાધીન કર્યો. કુનિંગ્રાજના યુદ્ધને આગલેજ દિવસે બિસ્માર્કની પાસે ફ્રાન્સનો તાર આવ્યો કે, આસ્ટ્રિયા સંધિ કરવાને તૈયાર છે. પ્રશિયા પણ સંધિ કરવાને માટે નારાજ નહોતું. તે વિજયી હતું એટલે તેની એવી ઇચ્છા અવશ્ય હતી કે, સંધિદ્વારા જર્મનીનું સ્વામિત્વ તેને મળી જાય. ફ્રાન્સના સમ્રાટ્ ત્રીજા નેપોલિયનનો તાર મળતાંજ પ્રથમ તો બિસ્માર્ક બહુજ ખિજાયો, કારણ કે યુદ્ધનો પ્રારંભ થતાં પૂર્વેજ નેપોલિયન બિસ્માર્ક આગળ એવી પ્રતિજ્ઞા કરી ચૂકયો હતો કે, યુદ્ધની સમાપ્તિ થતાં સુધી તે વચમાં દખલ કરશે નહિ; પરંતુ નેપોલિયન વંશના તો લોહીમાંજ બીજાના ખેતરમાં હળ ચલાવવાનો લેખ લખાયલો હતો એટલે પછી તે કેવી રીતે શાંત રહી શકે ? બિસ્માર્ક નેપોલિયનના આ વિશ્વાસઘાતને છેવટ સુધી ભૂલી શકયો નહિ. વિજયના સમયમાં કે જ્યારે પ્રશિયા એક બે બીજી લડાઈઓ કરીને પોતાની ઇચ્છામાં આવે એવી શર્તો લખાવી શકે તેમ હતું તેની વચમાં આવીને દાળભાતમાં મૂસલચંદ બની બેસવું, અને તે પણ પ્રથમ શાંત રહેવાની પ્રતિજ્ઞા કરી પાછળથી અક્કલમુક્તા થઈ પડવું, એ બિસ્માર્કને મન ભયંકર વિશ્વાસઘાત લાગ્યો. પછીથી કેટલોક

વિચાર કરીને બિસ્માર્કે ફ્રાન્સના તારને માન્ય કરીને સંધિની શર્તો પૂછી.

કેવી રીતે નેપોલિયન ક્ષણે ક્ષણે સ્થિતિ બદલતો ગયો, કેવી રીતે આસ્ટ્રિયાને વૅનીશીયા આપીને ઇટાલીને જર્મનીથી જુદું પાડવાનો યત્ન કર્યો, કેવી રીતે ઇટાલીની વફાદારીએ તેની ઇચ્છાને ફળીભૂત થવા દીધી નહિ તથા કેવી રીતે બિસ્માર્કની દૃઢ નીતિએ એ સઘળાં સંકટોને દૂર કર્યાં એ હકીકત ઘણી વિસ્તૃત છે અને તે આપણા ઉપયોગની પણ નથી. આપણે માટે તો એટલુંજ સમજી લેવું બસ છે કે, જુલાઇ માસની ૨૩ મી તારીખે બન્ને તરફના સેનાપતિઓના વિચારથી યુદ્ધ બંધ પડયું; તથા નિકલ્સબર્ગમાં સંધિની શર્તોપર વિચાર ચાલવા લાગ્યો. ઘણો વાદવિવાદ થયા પછી મુખ્ય ત્રણ ઠરાવો ઠરાવવામાં આવ્યા. (૧) મેન નદી સુધીનો જર્મની દેશનો ભાગ પ્રશિયાની સત્તામાં સમજવામાં આવે; તેની સાથે પ્રશિયા પોતાની ઇચ્છામાં આવે એવો વ્યવહાર ચલાવી શકે. (૨) વૅનીશિયા ઇટાલીને આપવામાં આવે; તથા (૩) જર્મનીની દક્ષિણની રિયાસતો કે જે પ્રશિયાના પ્રભાવમાં નથી તેને છુટી મૂકી દેવામાં આવે અને તેઓ ઇચ્છામાં આવે તેની સાથે સંધિ કરે. આ સંધિથી ઉત્તર જર્મનીપર પ્રશિયાના રાજાનું ખણ્ડ રાજ્ય સ્થાપિત થઇ ગયું.

જે કાર્ય પહાડના જેવું જણાય છે, તે બરાબર નીતિ રીતિથી લક્ષ્યપૂર્વક કરવામાં આવે છે તો પાંદડાના જેવું હલકું થઇ જાય છે. જ્યાં સીધી રીતે મારેલી સમશેર પણ નકામી થઇ પડે છે ત્યાં યુક્તિથી ચલાવેલું ચપ્પુ પણ કામને પાર ઉતારી શકે છે. આ સમયે સમસ્ત જર્મની પ્રશિયાના ચરણોમાં હતું. યુદ્ધની શરૂઆત થવા પહેલાં બિસ્માર્કે જર્મનીની સઘળી રિયાસતોને એકત્ર થવાને માટે નિમંત્રણ આપ્યું હતું. એ રિયાસતોએ એ નિમંત્રણનો અનાદર કર્યો હતો અને તેઓ આસ્ટ્રિયાને જઇ મળી હતી; પરિણામે યુદ્ધ થયું. લોઢાની

સાથે લોઢું લઢયું; ગોળીએ ગોળીનો જવાબ આપ્યો. પ્રશિયાનો વિજય થયો; તથા જર્મનીના બાકીના સમસ્ત દેશો કે જે આસ્ટ્રિયારૂપી વૃક્ષપર પક્ષીના માળાની પેઠે લટકી રહ્યા હતા તે પૃથ્વીપર પટકાઇ પડયા. હવે તેમને ઉંચા નીચા કરવા એ વિજેતાના હાથમાં હતું. બિસ્માર્કે જર્મનીની સઘળી નાની નાની રિયાસતોનાં રાજસિંહાસનોપરથી છત્રપતિઓને નીચે ઉતારી દઇને, એ રિયાસતોને પ્રશિયાના રાજ્યમાં મેળવી દે એવો સંભવ હતો. જે રાજાઓએ કઠિનતાને પ્રસંગે પ્રશિયાને અંગુઠો બતાવ્યો હતો, તેમને પદચ્યુત કરવા એ ન્યાયવિરૂદ્ધ પણ નહોતું. જે લોકો બિસ્માર્કના સ્વભાવને પિછાનતા હતા તેઓ તેના તરફથી આવા કઠોર નિશ્ચયનીજ આશા રાખતા હતા; પરંતુ ખરી રીતિ–નીતિ જાણનાર બિસ્માર્કે સૌને આશ્ચર્યચકિત બનાવી દીધા. તેણે જે નિશ્ચય કર્યો તે તેની નીતિમત્તા, કોમળતા તથા ધીરતાનો પરિચય કરાવે એવો હતો. ‘ અભ્યુદયમાં ક્ષમા ’ એજ ભૂષણરૂપ છે, તેથી બિસ્માર્કે પણ તેનોજ પ્રયોગ કર્યો. તેણે હનોવર તથા બીજી એક બે રિયાસતોના રાજાઓને પદચ્યુત કરી દીધા એમાં સંદેહ નથી; પરંતુ એમ કરવાની જરૂર પણ હતી. ઘણો વિરોધ રાખનારી રિયાસતોને જીવતી રાખવી એ ભયંકર નાગને દૂધ પાવા જેવું હતું. બીજી સઘળી રિયાસતો સાથે બિસ્માર્કે ઘણું નમ્રતાપૂર્ણ વર્ત્તન ચલાવ્યું. સૅક્સનીના રાજાને પદચ્યુત કરવામાં આવ્યો નહિ; તેને માત્ર મેળવી લેવામાં આવ્યો. આવી રીતે બીજી કેટલીક રિયાસતોના રાજાઓને પણ મેળવી લેવામાં આવ્યા.

બિસ્માર્કે રાજાઓને જીતી લીધા હતા, તેથી તે એ રાજાઓને પદચ્યુત કરી શકે તેમ હતું; પરંતુ તે એમ જાણતો હતો કે, એમ કરવાથી એ સઘળા રાજાઓ જ્યાં સુધી જીવતા રહેશે ત્યાં સુધી જર્મનીના શત્રુજ થઇ રહેશે અને તેઓ પદચ્યુત થયેથી દૂર નહિ ચાલ્યા

જતાં જર્મનીની આસપાસજ ભટક્યા કરશે, તથા જર્મનીના શત્રુઓને માટે હંમેશાં હથિયારનું કામ આપશે. આ સિવાય બીજો પણ એક વિચાર તેના ચિત્તમાં હતો. તે આ સમયે જર્મનીનો સ્વામિ હતો, તેથી તેને એ એવાં બંધનોમાં બાંધી શકે તેમ હતો કે ફરીથી તેનો છુટકારોજ ન થઇ શકે; પરંતુ અદ્યાપિ દક્ષિણ જર્મનીના પ્રદેશો સ્વતંત્ર હોઇને તે પ્રશિયાના રાજદંડને માન્ય કરતા નહોતા. બિસ્માર્કની ઇચ્છા એ દેશને પણ જર્મનીના કુટુંબમાં મેળવી દેવાની હતી; પરંતુ હવે તે જર્મનીમાંજ જર્મનીના પુત્રોનું લોહી રેડાતું જોવાની ઇચ્છા રાખતો નહોતો. તે એવી ઇચ્છા નહોતો રાખતો કે બર્લિનના નિવાસીઓ વેરિયાના રહેનારાઓની છાતીમાં કટાર ચલાવે. તે સ્વેચ્છાથી ઐક્યનો પક્ષપાતી હતો. તે ઐક્ય સાધવાનું એજ સાધન હતું કે, તે ઉત્તર જર્મનીના રાજાઓની સાથે કોમળતાયુક્ત વ્યવહાર ચલાવે, કે જેને પરિણામે દક્ષિણની રિયાસતોના રાજાઓ પ્રથમથીજ ડરી ન જાય.

આવી વિચિત્ર નીતિને લીધે તેને ઘણી સમાલોચનાઓ સહન કરવી પડી. રાજા વિલિયમ કે જે રાજાના અધિકારને ઘણો પવિત્ર સમજતો હતો તે એક બે રાજાઓને તો પદચ્યુત કરવાને પણ નારાજ હતો. બીજી તરફથી જર્મનીને એકત્ર જોવાની ઇચ્છા રાખનારાં માણસો કેટલાક રાજાઓને જતા મૂકવા બદલ મ્હેણાં મારી રહ્યા હતા. ઘણાખરા પત્રસંપાદકો પણ દક્ષિણ જર્મનીને છોડી દેવાપર બિસ્માર્કને ધિક્કારી રહ્યા હતા; પરંતુ બીજાઓના કહેવાની પરવા કરવાનું એ વીર નરની પ્રકૃતિમાં નહોતું.

આવી રીતે રિયાસતોનો નીકાલ કરીને તે ભવિષ્યના ઉત્તર-જર્મન-સંમિલિત-રાજ્યના બંધારણને બાંધવામાં લાગી ગયો. સઘળી રિયાસતોના પ્રતિનિધિઓને નિમંત્રણ મોકલીને તેમની આગળ બિસ્માર્કે પોતાના પ્રસ્તાવ રજુ કર્યા. બિસ્માર્કના પ્રસ્તાવ વિચિત્ર હતા.

કૉલેજોના પ્રૉફેસરો તથા વર્તમાનપત્રોના સંપાદકો તો એવીજ આશામાં બેઠા હતા કે, બિસ્માર્ક કોઇક લાંબી પહોળી ભૂમિકાની સાથે સ્વાધીનતા તથા ઐકયતાના ગુણોને દર્શાવીને રાજ્યબંધારણના સિદ્ધાંતોનું વર્ણન કરશે તથા પછીથી કેટલાક સિદ્ધાંતોને અનુસાર તે નવીન બંધારણ રજુ કરશે; પરંતુ બિસ્માર્કે તેમને સર્વને નિરાશ બનાવી દીધા; તેણે તેવી ભૂમિકા કે સિદ્ધાંતોમાંનું કાંઇજ દર્શાવ્યું નહિ. બિસ્માર્કે દેશોની એ સમયે ચાલતી સંસ્થાઓનેજ લઇને તેમાં થોડી વધઘટ કરીને કામચલાઉ બંધારણ કરી દીધું. આ નવીન રાજ્યસંસ્થાનું સવિસ્તાર વર્ણન અહીં કરવાનું અમને નિરૂપયોગી જણાય છે; માત્ર એટલુંજ દર્શાવવું પુરતું છે કે મુખ્ય ત્રણ સંસ્થાઓ વચ્ચે સઘળું કામ વહેંચી નાખવામાં આવ્યું હતું. સૌથી પ્રથમ પ્રશિયન પ્રતિનિધિસભા હતી કે, જે પ્રશિયાનાંજ કાર્યો કરવાને માટે હતી. તેની પછી ઉત્તર–જર્મન–પ્રતિનિધિ–સભા હતી; જેમાં સમસ્ત ઉત્તર જર્મનીના પ્રતિનિધિઓ એકઠા થઇને સાર્વદેશિક વાતોપર વિચાર કરતા હતા. એમાં એક વિશેષતા એ હતી કે પ્રત્યેક વ્યક્તિને પ્રતિનિધિની પસંદગીપર મત આપવાનો અધિકાર હતો. પ્રશિયાનો મુખ્ય પ્રધાનજ સમસ્ત જર્મનીનો પણ મુખ્ય પ્રધાન સમજવામાં આવતો હતો.

આ બન્ને તો પ્રતિનિધિ સભાઓ થઇ; હવે તેની પછી એક સંમિલિત રાજસભા ( Federd Council ) હતી, જે પહેલાંની જર્મન ડાયટના જેવી હતી. જેમાં સઘળી રિયાસતોના એકેક બબ્બે પ્રતિનિધિઓ આવતા હતા. સમસ્ત ઉત્તરજર્મનીનું પ્રાચીન રાજ્યકાર્ય આ સભાનાજ હાથમાં હતું. મોટી પ્રતિનિધિ સભા માત્ર ધન સંબંધીના નિશ્ચયોને માટે તથા સમિતિના ઠરાવોપર પુનઃ વિચાર કરવાનેજ માટેજ હતી. જે વ્યક્તિ પ્રશિયાનો મુખ્ય પ્રધાન હોય તે સમસ્ત ઉત્તર જર્મનીનો પણ મુખ્ય પ્રધાન મનાતો હતો તથા તેનેજ આ સંમિલિત–

રાજસમિતિનો સભાપતિ–પ્રમુખ પણ બનાવવામાં આવ્યો. સર્વેની ઉપર આ સમિતિનું પ્રધાનપદ હતું, જે પ્રશિયાના રાજાને પ્રાપ્ત થયું હતું.

આ નવીન સંમિલનની બનાવવામાં આવેલી સંસ્થા ઘણીજ નાની હતી. એમાં એક મોટી વિશેષતા એ હતી કે, યથાશક્તિ પ્રથમથી વિદ્યમાન સંસ્થાઓને જીવતી રાખવામાં આવી હતી. પ્રશિયન પ્રતિનિધિ–સભા ઘણી જુની હતી. જર્મન ડાયટ તેનાથી પણ જુની હતી. એક જર્મન પ્રતિનિધિ–સભા નવી બનાવવામાં આવી હતી તથા તેની જરૂર પણ હતી. આ બંધારણને લીધે જર્મનીની સઘળી રિયાસતોને રાજ્યકાર્યમાં અધિકાર પ્રાપ્ત થયો હતો. પ્રતિનિધિ–સભામાં તેમને પોતાનો મત દર્શાવવાનો અધિકાર હતો. તે સાથેજ પ્રશિયાની મુખ્યતા પણ સ્પષ્ટ હતી. તેનો મુખ્ય પ્રધાનજ સમસ્ત ઉત્તર જર્મનીનો મુખ્ય પ્રધાન તથા સમિતિનો સભાપતિ હતો. પ્રશિયાનો રાજા સભાઓનો પ્રમુખ હતો.

આ બંધારણ બિસ્માર્કનાજ બુદ્ધિબળનું પરિણામ હતું. તેમાં જુના તથા નવાનું મિલન ઘણી બુદ્ધિમત્તાથી કર્યું હતું. તેની ક્રિયાત્મક વિચારશક્તિ તથા તેની નીતિમત્તા આ બંધારણમાં સ્પષ્ટ પ્રકાશી રહી છે. કેટલાક લોકોની માન્યતા એવી હતી કે, આ બંધારણથી મુખ્ય પ્રધાનને રાજા કરતાં પણ વિશેષ અધિકાર પ્રાપ્ત થયો હતો. તે સમસ્ત જર્મનીનો મુખ્ય કાર્યકર્ત્તા અને રાજાનો મુખ્ય પ્રધાન હતો. બાકીના બધા રાજકર્મચારીઓ તેની નીચે હતા. એમાં તો કાંઇ સંદેહ નથી કે, જર્મનીના નવીન બંધારણમાં આ વિશેષતા સ્પષ્ટ જણાઇ આવતી હતી; પરંતુ તે એકાએક સારી યા તો ખોટી કહી શકાવી અસંભવિત છે.

દૈવની ગતિ અને મનુષ્યની મતિ વિચિત્ર છે. જે બિસ્માર્ક એક વર્ષ પહેલાં 'જર્મની જર્મની' પોકારનારાઓપર ખિજવાતો હતો, તથા પ્રશિયાનાજ તાનમાં મસ્તાન રહેતો હતો તેજ બિસ્માર્ક આ પ્રમાણે આજે જર્મનીની એકતાના સાધનરૂપ બન્યો. જે પ્રશિયાની પ્રજા એક

માસ પૂર્વે લોકોના અધિકારોને કચડી નાખનારા મુખ્ય પ્રધાનને ફાંસી-એ ચઢાવવાને માટે દોરડાંઓ તૈયાર કરી રહી હતી તેજ પ્રજા આજે આસ્ટ્રિયાના વિજેતા પ્રિન્સ બિસ્માર્કના કંઠમાં અપૂર્વ હર્ષથી પુષ્પ-માળાઓ પહેરાવવાને ઉત્સુક થઇ રહી હતી. યુદ્ધને અંતે પ્રશિયન પ્રતિનિધિસભામાં ઠરાવ કરવામાં આવ્યો કે, પોતાની સેનાના મોટા મોટા અધ્યક્ષોને કાંઈ ઇનામો આપવાં. બિસ્માર્ક સિપાઈ નહોતો તેથી તેનું નામ એ અધ્યક્ષોના લીસ્ટમાં નહોતું. આમ જોઈને બિસ્માર્કનો એક જુનો વિરોધી કે જે સભાઓમાં વારંવાર તેની સાથે વાગ્યુદ્ધ કરી ચૂક્યો હતો તે ઉઠીને ઉભો થયો, અને તેણે ઠરાવ મૂક્યો કે બિસ્માર્કજ વિજયનો મુખ્ય હેતુ છે, તેથી તેને પણ કિંમતી ઇનામ મળવું જોઇએ. સઘળા સભાસદોએ તાળીયોના ગડગડાટ વચ્ચે આ ઠરાવ સ્વીકાર્યો.

બિસ્માર્ક તરફ લોકોનો જે ભયંકર વિરોધ હતો, તે આ પ્રમાણે લોહીની ધારાઓથી ધોવાઇ ગયો. યુદ્ધ થતાં પૂર્વે સર્વ સાધારણ લોકો તેને જર્મનીને માંહોમાંહે લડાવનારા રાક્ષસ તરીકે સમજતા હતા. દક્ષિણ જર્મનીમાંથી આવેલા એક નવયુવકે તેનાપર ઘા પણ કર્યો હતો; જે દૈવયોગથી ખાલી ગયો હતો. ધમકીઓના પત્રો તો તેનાપર અસંખ્ય આવ્યાજ કરતા હતા. આજે પ્રશિયન સભા ભરાય છે અને તેમાં વિજેતા વીર પ્રિન્સ બિસ્માર્ક ઠરાવ મૂકે છે કેઃ—"પાછલાં ત્રણ ચાર વર્ષોમાં અમે સેનાસુધારણા માટે જે ખર્ચ કર્યું છે તે સભાની આજ્ઞા વિરુદ્ધ હતું, માટે હવે એ ખર્ચ માટે સભા સંમતિ દર્શાવે તોજ તે અનુકૂળ થઈ શકે તેમ છે." સભા બહુ મતથી એ ખર્ચને નિયમાનુકૂળ કરી આપે છે. જે રાજસભા આ ખર્ચને માટે મરવા મારવાને માટે તૈયાર હતી તેજ સભા આજે દબાઇ જાય છે. લોકમત તથા મુખ્ય પ્રધાન વચ્ચે જે વિરોધનો ભાવ ચાલતો હતો તે ભાવ કુનિંગ્રાજની રણભૂમિમાં પ્રશિયન સેનાની વિજયગર્જનામાં છુપાઇ જાય છે.

---

# ભાગ છઠ્ઠો—સામ્રાજ્યસ્થાપના.

## પ્રકરણ ૧ લું-મિત્રોમાં શત્રુતા.

એક યુદ્ધ સમાપ્ત થયું; તે સાથે જર્મનીની એકતાનો પૂર્વાર્દ્ધ પણ પૂરો થયો. ઉત્તરાર્દ્ધને પૂરો કરવાને માટે એક બીજા યુદ્ધની જરૂર હતી.

બિસ્માર્ક જે કાર્ય કરવાને માટે ઉત્પન્ન થયો હતો; તેમાં હજી કસર હતી. જર્મનીની ઉત્તર તરફની રિયાસતો મળી જઇને એક થઇ ગઈ; અડધી જાતિની વ્યક્તિઓએ ઇંટો બની જઇને જાતીય ભવન ખડું કરવાની શરૂઆત કરી. ઇંટોને પરસ્પર જોડવાને માટે વચ્ચે પ્રશિયા-વાસિઓનાં માંસ તથા રૂધિરે ગારાનું કામ કર્યું. અડધું કાર્ય બાકી રહ્યું હતું; ઇંટો તો તૈયાર હતી, તેમને માત્ર ચણવાનીજ જરૂર હતી. નવા ચણતરને માટે પણ ગારાની આવશ્યકતા હતી. એક બીજા મહાસંગ્રામ સિવાય જર્મન જાતીયતાના ભવનનું ચણતર અપૂર્ણ રહી જાત.

દૈવની અડધી ઉઘાડી ચોપડીમાં જર્મની તથા ફ્રાન્સનું યુદ્ધ લખાયલું હતું. બિસ્માર્ક આને જાણતો હતો; તથા ત્રીજા નેપોલિયનના મનમાં પણ આ આગામી યુદ્ધની આશંકા થઇ રહી હતી. આ યુદ્ધ થશેજ એમ બન્ને પક્ષોની દૃઢ માન્યતા હતી. આ દૃઢ માન્યતા એટલી બધી બળવતી થતી ગઇ કે, ધીમે ધીમે એ ઇચ્છામાં ફેરવાઇ ગઇ. બન્ને પક્ષ યુદ્ધની ઇચ્છા ધરાવવા લાગ્યા. સેનાઓ તૈયાર થવા લાગી. હુમલાઓના નકશા તૈયાર થવા લાગ્યા; અને પરિણામે એક ઇશારો થતાંજ લોઢાની સાથે લોઢું લઢવા લાગ્યું.

જ્યારે જર્મની નિર્બળ હતું, તથા આસ્ટ્રિયા પ્રબળ હતું ત્યારે ફ્રાન્સનો સમ્રાટ્ આસ્ટ્રિયાના ગૌરવને ઓછું કરવાની ચિંતામાં હતો.

અમે પહેલાં ફ્રાન્સના સમ્રાટ્ ત્રીજા નેપોલિયનના સ્વભાવનું થોડુંક વર્ણન કરી ચૂકયા છીએ. નાનો નેપોલિયન પોતાના પૂર્વજ મહાન નેપોલિયનથી ઘણા વિરૂદ્ધ સ્વભાવનો હતો. સાહસ, વીરતા, રણચાતુર્ય તથા અસાધારણ પ્રતિભા એ મહાન નેપોલિયનની વિશેષતાઓ હતી. નાનો નેપોલિયન સાહસમાં પાછી પ્હાની કરનારો તેમજ ધૂર્ત હતો. તે માત્ર છુપી નીતિ ચલાવવાનુંજ જાણતો હતો; પરંતુ તેમાં પણ હમ્મેશાં વિજયી થઈ શકતો નહિ. આસ્ટ્રિયાની વધી પડેલી શક્તિને તે ફ્રાન્સને માટે હાનિકારક સમજતો હતો. જર્મનીને ઉશ્કેરીને આસ્ટ્રિયાની વિરૂદ્ધ ઉતારવું એ હૈટસબર્ગના સૌભાગ્યવૃક્ષને હલાવી દેવા માટે પુરતું હતું.

અત્યારસુધી નાના નેપોલિયનને જર્મનીની ઘણી સારી સહાયતા હતી. આ સહાયતામાં જે હેતુ હતો તે પરોપકારી ભાવનાનો નહોતો. પ્રબળ સ્વાર્થજ નેપોલિયનને પ્રશિયાની પાછળ 'વાહ, વાહ' કરવાને માટે પ્રેરી રહ્યો હતો. તે આસ્ટ્રિયાને જમીનદોસ્ત કરવાની ઇચ્છા રાખતો હતો, જર્મનીને ઉડાવવાની તેની ઇચ્છા નહોતી. ખરી રીતે જોવા જઇએ તો શકિતશાળી આસ્ટ્રિયા કરતાં શકિતશાળી જર્મની ફ્રાન્સને માટે ઘણું ભયંકર છે. ફ્રાન્સ જર્મની સાથે મળેલું છે. તેની સીમા જર્મની સાથે જોડાયલી છે, આસ્ટ્રિયાની સાથે જોડાયલી નથી. નેપોલિયન ઇચ્છતો હતો કે, ફ્રાન્સ તથા આસ્ટ્રિયાની વચ્ચે એક એવો દેશસમૂહ પડયો રહે કે જે આસ્ટ્રિયાનો વિસ્તાર રોકવાને શક્તિવાન હોય પરંતુ પોતાનો વિસ્તાર વધારવાને અશકત હોય. આજ નીતિથી પ્રેરિત થઇને મહાન નેપોલિયને કૉન્ફેડરેશન ઑફ રાઇનની રચના કરી હતી. નાનો નેપોલિયન માત્ર અડધોજ ઇતિહાસ શિખ્યો હતો. તેણે આ નીતિ તો જોઇ લીધી; પરંતુ તેનાં પરિણામો તરફ નજર નાખી નહોતી. મહાન નેપોલિયનની અધઃપતનનાં કારણોમાં

એક મુખ્ય કારણ એ કૉન્ફેડરેશનદ્વારા ઉત્પન્ન થયેલી જર્મનીની સંઘ-શક્તિજ હતી. ત્રીજા નેપોલિયનની આગળ પણ એજ સમસ્યા ઉપસ્થિત થઇ. જે લાઠીથી તે સર્પને મારવાનું ઇચ્છતો હતો તે લાઠીજ સર્પ બનવા લાગી. જે પ્રશિયાથી નેપોલિયન આસ્ટ્રિયાની ચઢતીને રોકવાનું ઇચ્છતો હતો તે પ્રશિયા જાતેજ મોટું થવા લાગ્યું. તે જર્મનીની ઉતર તરફની રિયાસતોની અરસ્પરસની એકતા જોઈને ડરી ગયો. તેને માલૂમ પડી ગયું કે, આ તો હજી માત્ર ભૂમિકાજ છે. જર્મનીની દક્ષિણ તરફની રિયાસતોનું આ એકતામાં મળી જવું એમાં માત્ર સમયનોજ પ્રશ્ન હતો. કેટલીક દક્ષિણની રિયાસતો જાતેજ આ નવીન એકતામાં ભળવા ઇચ્છા રાખતી હતી. માત્ર બિસ્માર્કની સાવધાનતાજ આ કાર્યને અટકાવી રહી હતી. તે એમ નહોતો ઇચ્છતો કે, દક્ષિણની રિયાસતોમાં પોતાના પગ ફેલાવીને બવેરિયા જેવી સ્વતંત્ર રહેવાની ઇચ્છાવાળી રિયાસતોને ડરાવી દેવી, અને તેમ કરીને તેમને ફ્રાન્સ અને આસ્ટ્રિયાની તરફ થઇ જવાને લલચાવવી. નાના નેપોલિયનની ધૂર્ત બુદ્ધિમાં આ વાત હવે સમજાવા લાગી કે નવીન શત્રુ (જર્મની) જૂના શત્રુ (આસ્ટ્રિયા) કરતાં પણ વિશેષ ભયંકર નિવડશે?

નેપોલિયનની ઉપલી આશંકાને પ્રથમથીજ કળી ન શકે તો પછી બિસ્માર્કજ શાનો?

જર્મનીની એકતાનો પહેલો શત્રુ આસ્ટ્રિયા હતું તે તો સીધું થઇ ગયું. તેનો હવે કોઇપણ પ્રકારનો ભય નહોતો, પણ હવે બીજો શત્રુ ફ્રાન્સ થશે, એ વાત બિસ્માર્ક સારી રીતે જાણતો હતો. તે એમ પણ જાણતો હતો કે, દક્ષિણની રિયાસતોની જર્મન એકતામાં મળી જવાની સંભાવના ફ્રાન્સના સમ્રાટ્‌ને ગાંડો બનાવી દેશે. આમ સમજીને જર્મન સેનાની તૈયારીમાં જરા પણ ન્યૂનતા તેણે આવવા દીધી નહોતી. સૈન્યને એવી તૈયાર સ્થિતિમાં રાખવામાં આવ્યું હતું કે તે માત્ર

એક અઠવાડીઆની અંદરજ ફ્રાન્સના હુમલાને માટે તૈયાર થઇ શકે.

યુદ્ધ અવશ્ય થશેજ એવી બન્ને પક્ષની દૃઢ માન્યતા હતી. એક બીજું કારણ વળી એવું બન્યું કે, જેને પરિણામે આ માન્યતા ઇચ્છામાં ફેરવાઇ ગઇ.

ફ્રાન્સનો સમ્રાટ્ પરોપકારથી પ્રેરિત થઇને પ્રશિયાને સહાયતા કરતો નહોતો, એ અમે દર્શાવી ચૂકયા છીએ. એની આ નીતિનાં મુખ્ય બે સ્વાર્થપૂર્ણ કારણો હતાં. એક કારણ આસ્ટ્રિયાની શક્તિનો ભંગ કરવાનું તથા બીજું સહાયતાના બદલામાં કેટલીક લાંચ તથા ભૂમિ મેળવવાની ઇચ્છા હતી. આસ્ટ્રિયાની સાથે યુદ્ધ થવા પહેલાં જ્યારે બિસ્માર્ક ફ્રાન્સની સાથે સંધિ કરી રહ્યો હતો ત્યારે આ લાંચ–રૂશવત સંબંધી વાત નીકળી હતી. એ વાતનો બિસ્માર્કે જે સ્પષ્ટ ઉત્તર આપ્યો હતો તેથી ફ્રાન્સ નિરૂત્સાહિત નહિ, પરંતુ કાંઇક ઉત્સાહિત થયું હતું.

કુનિંગ્રાજની લડાઇ પછી નેપોલિયને બન્ને દેશોની વચ્ચે પડીને સંધિ કરાવવાની ઇચ્છા કરી. પ્રથમથીજ મધ્યસ્થ બનવાનો તેનો વિચાર હતો; પરંતુ બિસ્માર્ક હવે નિશ્ચિંત હતો. આસ્ટ્રિયાને જીતવાને માટે ફ્રાન્સની ઉદાનસીતા–તટસ્થપણું–આવશ્યક હતું, તે હેતુ સિદ્ધ થઇ ગયો. ફ્રાન્સ ઉદાસીન રહ્યું અને પ્રશિયા વિજયી થયું. હવે બિસ્માર્કને ફ્રાન્સની કાંઇ વિશેષ જરૂર નહોતી. તેણે સ્વતંત્ર રીતેજ આસ્ટ્રિયા સાથે સંધિની શરૂઆત કરી દીધી. આ પ્રકારથી નેપોલિયન ચીડાયો. સંધિ થઇ ગયા પછી બિસ્માર્ક પોતાને અંગુઠો બતાવે તો ? એવી આશંકા પણ તેના મનમાં થઇ. આવી આશંકાઓથી ગભરાઇ જઇને તેણે પોતાના રાજદૂત બનડટ્ટીને બિસ્માર્કની સાથે બદલાના સંબંધમાં વાતચિત કરવાની આજ્ઞા આપી. એ સમયે બિસ્માર્ક આસ્ટ્રિયા સાથે સંધિ કરવાને માટે સંધિ–સભાની છેલ્લી બેઠકમાં જતો હતો. બનડટ્ટીના પૂછવાથી બિસ્માર્કે કહ્યું કે:–" હું તમારો

વિચાર સાંભળવાને તૈયાર છું." બનડટ્ટીએ કહી બતાવ્યું કે:—"અમે હ્રાઇન નદીની ડાબી બાજુની કેટલીક ભૂમિ લેવાની ઇચ્છા રાખીએ છીએ." હ્રાઇનની ડાબી બાજુની ભૂમિ જર્મન રિયાસતોની હતી. બિસ્માર્ક એ સમયે માત્ર એટલુંજ કહીને ચાલ્યો ગયો કે:—"આજે મારી આગળ આ પ્રકારની કોઇ પણ વાત સરકારી રીતે કરશો નહિ." આ વાત આટલેથીજ રહી ગઇ. આસ્ટ્રિયાની સાથે સંધિ થઇ ગઇ એટલે બિસ્માર્ક પાછો બર્લિન આવી પહોંચ્યો. સમય વીતતો ગયો તેમ તેમ નેપોલિયન અધીરો બનતો ગયો. તેને ખાત્રી થઇ કે, બિસ્માર્કે તેને ઠગ્યો છે. ઘણો વિચાર કર્યા પછી તેણે પોતાના બર્લિનવાસી રાજદૂતને આજ્ઞા કરી કે, તે બિસ્માર્ક સાથે કેટલીક જર્મન ભૂમિ પ્રાપ્ત કરવા સંબંધી પાકી વાતચિત કરે. બનડટ્ટી બિસ્માર્કને ઓળખતો હતો. તેણે નેપોલિયનને સમજાવવાનો યત્ન કર્યો કે, બિસ્માર્ક આવા પ્રકારના પ્રભાવને કદાપિ માનશે નહિ. તે જર્મનીની એક હાથ ભૂમિ પણ આપશે નહિ, પરંતુ નેપોલિયને પોતાનો આગ્રહ છોડયો નહિ. બનડટ્ટીએ બિસ્માર્કના ક્રોધથી બચી જવાને એક પત્ર મારફત ફ્રૅન્ચ ગવર્નમેન્ટનો વિચાર પ્રશિયન મુખ્ય પ્રધાન તરફ મોકલ્યો. પત્ર મોકલ્યા પછી બે દિવસ સુધી તેણે ઉત્તરની રાહ જોઇ; પરંતુ કાંઇ ઉત્તર આવ્યો નહિ. અંતે ઉત્તર લેવાને માટે તે જાતેજ બિસ્માર્ક પાસે ગયો. પ્રશિયન મુખ્ય પ્રધાને બનડટ્ટી સાથે જે વાત કરી તે એ હતી કે:—"આ સમસ્ત પ્રકારથી નેપોલિયનપરથી અમારો વિશ્વાસ ઉડતો જાય છે." એ પછી બીજી કેટલીક વાતચિત પછી ઘણા જોશમાં આવીને બિસ્માર્કે પૂછ્યું કે:—"શું ફ્રાન્સની સરકાર અમારી પાસેથી જર્મનીની ભૂમિનો ટુકડો યુદ્ધની ધમકી આપીને માગવા ઇચ્છે છે?" ઉત્તર મળ્યો કે "હા." "જો એમજ હોય તો પછી યુદ્ધજ થશે" આમ કહીને બિસ્માર્કે વાતચિતનો અંત આણ્યો

તથા આ સમસ્ત સમાચાર તેણે વર્તમાનપત્રોને પણ પહોંચાડી દીધા.

ફ્રાન્સને જર્મનીની ભૂમિ જોઇએ છીએ; બિસ્માર્ક તે આપવાને તૈયાર નથી. ફ્રાન્સે લડાઇની ધમકી આપી છે. પ્રશિયાએ યુદ્ધ સ્વીકારી લીધું છે. આ સમાચાર સર્વત્ર ફેલાઈ ગયા. સમસ્ત જર્મની એક બાજુએ થઇ ગયું. જે દક્ષિણની રિયાસતો હજી સુધી પ્રશિયાની સાથે મળી ગઇ નહોતી તેઓ પણ બિસ્માર્કની નીતિનું સમર્થન કરવા લાગી. ફ્રાન્સને માટે માત્ર યુદ્ધનોજ માર્ગ ખુલ્લો હતો; અને જો તે યુદ્ધ ન કરે તો તેના ગૌરવને હાનિ પહોંચે તેમ હતું. બનડટ્ટી સલાહ લેવાને માટે પારિસ પહોંચી ગયો. નેપોલિયન પણ બહારથી પારિસ જઇ પહોંચ્યો. ઘણો વિચાર થયો. વિચારનું પરિણામ એ આવ્યું કે, ફ્રાન્સ યુદ્ધને માટે તૈયાર નથી. બનડટ્ટીએ બર્લિન જઇ પહોંચીને બિસ્માર્કની આગળ ફ્રાન્સની સરકાર તરફથી શોક પ્રકટ કર્યો, તથા કહ્યું કે, અમે અમારા પ્રસ્તાવોને પાછા ખેંચી લઇએ છીએ.

કોઈ પણ જાતિનો આથી વિશેષ નૈતિક પરાજય થઈ શકતો નથી. નેપોલિયનના દુરાગ્રહે અને કમઅક્કલે બિસ્માર્કનો હાથ ઘણો ઉંચો કરી દીધો. પ્રશિયા યુદ્ધ કરવાને તૈયાર હતું; પરંતુ ફ્રાન્સને ક્ષમા માગી લેવી પડી. આ વાતની અસર સૌનાપર પણ થઈ. એ પછી ઘણા દિવસો સુધી ફ્રાન્સ તરફથી તટસ્થપણાનું ઇનામ મેળવવાની વાત ઉપડી નહિ.

ઇ૦ સ૦ ૧૮૬૬ ના ઑગસ્ટની ૭મી તારીખે બનડટ્ટી પાછો બિસ્માર્ક પાસે જઇ પહોંચ્યો. ઇનામ મેળવવાની વાત હવે નવીન રૂપમાંજ નીકળી. ફ્રૅન્ચ રાજદૂતે પોતાના તરફથી જે વાતો કહી, તેમ કરવા જતાં જર્મનીના કેટલાક ભાગો ફ્રાન્સને મળતા હતા. એ વાતો સાંભળતાંજ બિસ્માર્કની આંખો લાલચોળ થઇ ગઇ. તેના ઓઠ ફફડવા લાગ્યા, અને તેણે જુસ્સાથી બનડટ્ટીને જણાવી દીધું કે, પ્રશિયા

જર્મનીનો એક આંગળીભર ટુકડો પણ કોઇને આપશે નહિ. આથી બનડટ્ટીએ બીજીજ વાત છેડી. તેણે કહ્યું કે, ફ્રાન્સ લુકસમ્બર્ગ તથા બેલ્જીયમથીજ સંતુષ્ટ થઇ જશે. લુકસમબર્ગ એ સમયે ઇંગ્લાંડના રાજાને આધીન હતું; પરંતુ એક સંધિને અનુસરીને તેનાપર કેટલાક સમયને માટે પ્રશિયાનો અધિકાર હતો. નેપોલિયન સારી રીતે સમજતો હતો કે, લુકસમ્બર્ગ ફ્રાન્સ તથા જર્મનીની ચાવી છે. જેની પાસે એ દુર્ગમ સ્થાન હોય, તે બીજાપર હુમલો કરવાનો માર્ગ જલદીથી કાઢી શકે તેમ હતું. બેલ્જીયમ પણ ફ્રાન્સ તથા જર્મનીના મધ્યમાં આવેલું છે, તેને પણ નેપોલિયન ઇચ્છતો હતો. એ બન્ને સ્થાનો આ બન્ને દેશોને માટે કેટલાં અગત્યનાં છે, એ વાત ઇ૦ સ૦ ૧૯૧૪ના 'સંસારના મહાભારત યુદ્ધ'થી સિદ્ધ થઈ ચૂકી છે. જર્મનીએ પ્રથમ એ દેશોપર અધિકાર મેળવી લીધો તેથીજ યુદ્ધની શરૂઆતમાં તે ફાવી શક્યું.

આ પ્રસ્તાવ સાંભળીને બિસ્માર્કે નકાર દર્શાવનારો શબ્દ કહ્યો નહિ. ઘણી વાતચિતને અંતે પાંચ ઠરાવો થયા. બિસ્માર્ક એ ઠરાવો કહેતો ગયો, અને બનડટ્ટી લખતો ગયો. એ ઠરાવો નીચે મુજબ હતાઃ–

(૧) પ્રશિયાએ નવીન વિજયોથી જે ભૂમિ મેળવી હતી તેને ફ્રાન્સના સમ્રાટે પ્રશિયાની સ્વીકારવી.

(૨) તેના બદલામાં પ્રશિયાના રાજા–ફ્રાન્સના સમ્રાટ્‌ને હોલેન્ડ પાસેથી લુકસમ્બર્ગ અપાવવાની સહાયતા કરે.

(૩) સમ્રાટે વચન આપવું કે, તે જર્મનીની ઉત્તરીય રિયાસતોને દક્ષિણની રિયાસતોની સાથે મેળવી દઈને એક પ્રતિનિધિ રાજસભા બનાવવામાં બાધક નહિ થાય.

(૪) આના બદલામાં પ્રશિયાને વચન આપવું પડશે કે, જો કદાચ ફ્રાન્સનો સમ્રાટ્‌ બેલ્જીયમ લેવાને ઇચ્છે તો તે તેને બીજી શક્તિઓની વિરૂદ્ધ યુદ્ધમાં સહાયતા કરશે.

(૫) પરસ્પર ઐક્યની એક સાધારણ સંધિ રહે.

આ પાંચ ઠરાવો ફ્રાન્સની સરકાર તરફથી કબૂલ રાખવામાં આવ્યા. બિસ્માર્કે એ ઠરાવો બનડટ્ટીના હાથથી લખાવીને પોતાની પાસે રાખી લીધા તથા વાતચિત પૂરી કરી. બનડટ્ટી ઉત્તરની રાહ જોવા લાગ્યો, પરંતુ તેનો ધારેલો ઉત્તર તેને નજ મળ્યો. બિસ્માર્કે ફરીથી કદાપિ સંધિની વાત કાઢી નહિ. બનડટ્ટીએ ઘણી વખત એ વાત કઢાવવાનો યત્ન કર્યો; પરંતુ બિસ્માર્કે એ વાતને પ્રત્યેક પ્રસંગે ઉડાવીજ દીધી. ફ્રાન્સની ગરદન તેના હાથમાં હતી. ઉપરના ઠરાવો પૈકીના બે ઠરાવોને આધારે ફ્રાન્સ એવાં બે સ્થાનો ઉડાવવાની ઇચ્છા રાખતું હતું કે જે પ્રશિયાનાં યા તો જર્મનીનાં નહોતાં. આ લૂંટના કામમાં તે પ્રશિયાની સહાયતા મેળવવાને ઇચ્છતું હતું. તેનું લેખી પ્રમાણ ઉપર જણાવ્યું તેમ બિસ્માર્કે પોતાની પાસે એટલા માટેજ રાખી લીધું કે જેવડે સુયોગ મળતાંજ તે સંસારને દર્શાવી દે કે, ફ્રાન્સની શી શી ઇચ્છાઓ છે? ચાર વર્ષ પછી યુદ્ધની ચળવળ ચાલુ થતાંજ બિસ્માર્કે બનડટ્ટીના હાથે લખાવેલા ઠરાવોને પ્રસિદ્ધ કરી દીધા, જેથી ફ્રાન્સને માટે યુરોપમાં જે થોડી ઘણી સહાનુભૂતિ બાકી રહી હતી તે પણ આ વર્ષથી ચાલી ગઇ.

બીજી તરફથી બિસ્માર્કને પણ ફ્રાન્સની જરૂર રહી નહિ. આસ્ટ્રિયા સાથે તેની સંધિ દૃઢ થઇ ગઇ હતી. દક્ષિણની રિયાસતોની સાથે તેણે વ્યાપારની સંધિ દૃઢ કરી લીધી હતી. રશિયાનો ઝાર પણ પ્રશિયાના વિજયોથી થોડો ગભરાઇ ગયો હતો; પરંતુ તેની પાસે ખાસ દૂત મોકલીને મામલો ઠંડો કરી નાખવામાં આવ્યો હતો. હવે પ્રશિયાને કોઇ પણ તરફથી ભય નહોતો. એક તરફ નાનો નેપોલિયન છે, અને બીજી તરફ મહાન બિસ્માર્ક છે. જોઇએ, હવે શું થાય છે?

## પ્રકરણ ૨ જું—સૂકા ઘાસમાં દેવતાનો તણખો.

આસ્ટ્રિયાના મકાનનો વધારો રોકવાને માટે નેપોલિયને જર્મનીની દિવાલ બનાવવાની ઇચ્છા કરી; પરંતુ તે બની ગઇ ત્યારે તેણે જોયું કે, દિવાલ બનાવતાં બનાવતાં એક નવીન મકાનજ બની ગયું. તે સાથે તેને એમ પણ લાગ્યું કે એ નવીન મકાન આસ્ટ્રિયાના સામ્રાજ્યભવનથી કાંઇક મોટું તથા દૃઢ બની જશે. આવી આશંકાથી તેને ભય ઉત્પન્ન થયો અને તેના મનમાં દૃઢ વિચાર થઇ ગયો કે, હવે આ નવીન મકાનને ભોંયભેગું કરી નાખ્યા સિવાય તેનો છુટકો નથી.

બિસ્માર્ક આ વાત સમજી ગયો. તેને સમજાયું કે જર્મનીની એકતા થયેલી નેપોલિયનથી સહન કરી શકાશે નહિ. ઇર્ષ્યાખોર બુદ્ધિ હંમેશાં નવીન શિકારો શોધ્યાજ કરે છે. નેપોલિયનની ઇર્ષ્યાખોર બુદ્ધિને બિસ્માર્ક સારી રીતે સમજી ગયો હતો. તેને ખાત્રી થઇ ગંઇ હતી કે, ફ્રાન્સનો ગર્વ ઉતાર્યા સિવાય, તે જર્મનીની બાકીની રિયાસતોને પ્રશિયાની છત્રછાયામાં લાવીને જર્મન બિરાદરીમાં મેળવી શકશે નહિ.

બન્ને પક્ષો એક બીજાને રાજનૈતિક દૃષ્ટિથી નીચા દેખાડવાનો તથા ધમકાવવાનો યત્ન કરવા લાગ્યા. બન્ને પક્ષોએ પોતાની મળતી સીમાઓને દૃષ્ટિમાં રાખીને સેનાઓને તૈયાર કરવાની શરૂઆત કરી દીધી. બન્ને પક્ષો કોઇ સારા સુયોગનીજ રાહ જોવા લાગ્યા. બીજો પક્ષ ક્યારે કોઇ મહાન ભૂલ કરે, તથા ક્યારે એવી લડાઇ શરૂ કરવામાં આવે કે જેથી યૂરોપની સહાનુભૂતિ પોતાની તરફ રહે એ વાતની આતુરતાથી તેઓ રાહ જોવા લાગ્યા. વીર બહાદુરો પોતપોતાના ઘોડાઓપર સ્વાર બની ગયા હતા. તેમના હાથ તેમની સમશેરોની મુઠપર હતા. માત્ર ઇશારાનોજ વિલંબ હતો. નેપોલિયન ફ્રાન્સમાં લોહી ભરેલી ક્રાંતિ કરીને પછી લોકમતથી સમ્રાટ્ થયો હતો.

તે જાણતો હતો કે, જો લોકોને ઝળકતા વિજયોનો દેખાવ દર્શાવવામાં નહિ આવે તો તેની સલામતી નથી. આથી કરીને તે ઉત્સાહથી યુદ્ધની રાહ જોઈ રહ્યો હતો. બીજી તરફ બિસ્માર્કને પણ ખબર નહોતી કે લોકમત કયે દિવસે તેનો મુખ્ય પ્રધાનનો અધિકાર છીનવી લેશે, તેને એ પણ ડર હતો કે, કંઈક આગલીજ સાલમાં ઉદાર પક્ષ જોર પકડીને સેનાનું બજેટ ઓછું ન કરાવી દે. તે એમ પણ ઇચ્છતો હતો કે જો યુદ્ધ થવાનુંજ હોય તો તે જલદીથીજ થઈ જાય તો સારૂં.

ઘાસના પૂળાઓની ગંજીઓ તૈયાર થઈ રહી હતી. તાપથી એ ઘણી સૂકાઇ ગઈ પણ હતી; માત્ર દેવતાના એક તણખાનીજ જરૂર હતી, અને તે જલદીથીજ પૂરી પડી.

ઇ૦ સ૦ ૧૮૬૯ માં સ્પેનનું રાજસિંહાસન ખાલી પડયું. સિંહાસન ખાલી પડવાનું કારણ ગવર્નમૅન્ટનો અત્યાચાર હતો. ત્યાંની રાણી ઈસાબેલા ૨૫ વર્ષ સુધી સ્પેનને પોતાની હલકી વૃત્તિઓનું ક્રીડાક્ષેત્ર બનાવીને અંતે નાશી ગઇ. ઇ૦ સ૦ ૧૮૪૩ માં જ્યારે તે ઉમ્મરયોગ્ય થઇ તથા રાજ્યનું કાર્ય કરવા લાગી ત્યારે દૈવે છીંક ખાધી હતી. તેના રાજ્યનો પહેલો મંત્રી ઓલૂઝાગા નામના એક વક્તાને બનાવવામાં આવ્યો હતો, કે જે પ્રથમ રાણીના શિક્ષક તરીકે રહી ચૂક્યો હતો. નવીન રાજમંત્રીએ પહેલોજ વિચાર પ્રજાની રાજસભા (Cortes)ને વિસર્જિત કરવાનો કર્યો. તેને માટે રાણીની આજ્ઞા લેવાની જરૂર હતી. એ આજ્ઞા લેવાયા પછી રાણીએ કહ્યું કે, મારાપર દબાણ કરીને એ આજ્ઞાપર મારી સહી લેવાઇ છે. મંત્રીને ત્યાગપત્ર આપવું પડ્યું, અને રાણીએ નવીન મંત્રી પસંદ કર્યો. આ તો માત્ર પ્રારંભજ હતો, રાણી ઇસાબેલાએ પોતાના પિતાના વારસામાં મૂર્ખતા પ્રાપ્ત કરી હતી તથા માતાના વારસામાં નિર્બળ આચારોએ તેના અંગેઅંગમાં સ્થાન મેળવ્યું હતું; જેથી રાજ્ય કરવામાં

તે સર્વથા અયોગ્યજ હતી. જેમનાં આચરણો શિથિલ હોય એવી રાણીઓએ પણ રાજ્ય ભોગવ્યું છે; પરંતુ તેમાં તેમને તેમની કાર્યકુશળતા તથા ઉત્સાહશકિત થોડીઘણી સફળતા આપતી હતી. કેટલીક નિર્બળ તથા સરળ સ્વભાવની રાણીઓ પણ માત્ર શુદ્ધ આચરણોના વિશ્વાસથીજ રાજ્ય કરવામાં સફળ થઇ શકી છે; પરંતુ ઇસાબેલા તો મૂર્ખ હતી તેમજ દુરાચારિણી પણ હતી. જો તેનો વિવાહ કોઇ બળવાન પુરૂષ સાથે થઇ જાત તોપણ ઠીક થાત. કૃત્રિમ યત્નથી પણ સ્વભાવના દોષોનું પરિમાર્જન થઇ શકતું હતું; પરંતુ તે પણ ન થયું. તેનો વિવાહ એક એવા પુરૂષ સાથે કરવામાં આવ્યો કે, જે પુરૂષ શરીરે ઘણોજ નિર્બળ તેમજ આચરણોથી ભ્રષ્ટ હતો. વિવાહ થયા પછી માત્ર થોડાજ દિવસમાં પતિપત્ની વચ્ચે તકરાર થઇ; તથા રાજ મહેલ બીભત્સ નાટકોની રંગ–ભૂમિ બની ગયો. રાણી એક પછી એક નવા પ્રેમપાત્રોને શોધી કાઢવા લાગી અને તેમને જાગીરો એનાયત કરવા લાગી. સમસ્ત રાજ્યનું ભાગ્ય રાણીના નવીન નવીન પ્રેમિકોના સ્વભાવનું આશ્રિત થઇ રહ્યું. કોઇ પણ મંત્રી એક દોઢ વર્ષથી વિશેષ વખત ટકી શકતો નહોતો. ઉદાર વિચારવાળાઓથી ઇસાબેલા ડરતી હતી, મધ્યમ વિચારવાળાઓને તે પોતાના ઉપયોગના સમજતી નહોતી; તથા ઉદારતા નહિ રાખનારા મંત્રીઓને પ્રજાના અસંતોષની વિરૂદ્ધ જઇને આશ્રય આપવા જેટલી તેનામાં શક્તિ નહોતી.

પ્રજા દિન–પ્રતિદિન અસંતુષ્ટ થવા લાગી. અસંતોષને દબાવવાને માટે રાજ્ય તરફથી ઘણી કઠોરતાઓ કરવામાં આવી. દેશભકતોને દેશમાંથી બહાર હાંકી કાઢયા, સભાસમિતિઓ કરવાનો અધિકાર છિનવી લેવામાં આવ્યો, તથા મુદ્રાલયોની સ્વતંત્રતાનું ગળું દબાવી દેવામાં આવ્યું. આ સઘળા અત્યાચારોએ પ્રજાના અસંતોષમાં ઘી હોમવાનુંજ કામ કર્યું.

ઇ૦ સ૦ ૧૮૬૯ ના સપ્ટેંબર મહીનાએ સ્પેનને રાજ્યક્રાંતિના પ્રવાહમાં સ્નાન કરતું જોયું. સરેંનો તથા પ્રિમ નામના સરદારોની સાથે સમસ્ત સેના એકભાવથી પ્રેરિત થઇને રાજસભાને ઉત્તર આપવાને માટે કટિબદ્ધ થઇ ગઇ. દુરાચારોથી નિર્બળ બની ગયેલી ઇસાબેલા પોતાનો જાન બચાવીને પલાયન કરી ગઇ. પ્રજાપક્ષનો વિજય થયો અને એ સમયને માટે સરેંનોને અધ્યક્ષ ઠરાવવામાં આવ્યો તથા જનરલ પ્રિમને નવીન રાજા શોધવાનું કાર્ય સોંપવામાં આવ્યું. સ્પેનના રાજા થવું એ કાંઇ સાધારણ કાર્ય નહોતું. કોઇ ભૂલી નહોતું ગયું કે, નેપોલિયન સ્પેનના નવીન રાજ્યથીજ ડૂબ્યો હતો. જો તેણે પોતાના ભાઇ જોસફને સ્પેનનો રાજા બનાવીને મૅડ્રીડ ન મોકલ્યો હોત, તો તેને એલ્બાએટની સહેલ કરવી પડત નહિ. સર્વે રાજપુત્રો સ્પેનના રાજા થવા જતાં ભય પામતા હતા. રાજા બનીને પ્રજા સાથે લડવાનો ભય એ પ્રલોભનથી કાંઇક વિશેષ પ્રબળ હતો.

અર્ધો ડઝન રાજપુત્રોમાંથી જેમને સ્પેનના રાજા બનવાને પ્રાર્થના કરવામાં આવી હતી તેમાં એક રાજકુમાર લિયોપોલ્ડ પણ હતો. આ રાજકુમાર રાજા ચાર્લ્સનો પુત્ર હતો કે જે ચાર્લ્સ હોહિનજોલર્નના કુટુંબની એક શાખાનો મુખ્ય પુરૂષ મનાતો હતો. રાજા ચાર્લ્સ અગર તો પ્રિન્સ હોહિનજોલર્ન પોતાની જાત પ્રશિયાના રાજાને અર્પણ કરી ચૂકયો હતો, તથા તેના પ્રધાન મંત્રી તરીકે પણ રહી ચૂકયો હતો. તે પ્રશિયાના રાજાને પોતાના પરિવારનો મુખ્ય પુરૂષ સમજતો હતો. જ્યારે કુમાર લિયોપોલ્ડને સ્પેનની રાજગાદીપર બેસવાનું કહેવામાં આવ્યું ત્યારે એ સંબંધી તેના પિતાએ પ્રશિયાના રાજાનો અભિપ્રાય લેવાનું યોગ્ય વિચાર્યું. વાત સાધારણ જણાતી હતી; પરંતુ તેનું ફળ ઘણું ભારે ફળ્યું. રાજકુમાર લિયોપોલ્ડનો સ્પેનની ગાદીપર બેસવાનો પ્રભાવ ફ્રાન્સ તથા પ્રશિયાની પ્રધાનતાના ઝગડાના રૂપમાં

ફેરવાઈ ગયો. આ મનોરંજક ઘટનાચક્રનો ઇતિહાસ પણ સંસારની અતિ વિચિત્ર કહાણીઓમાં ગણવા જેવો છે.

કુમાર લિયોપોલ્ડ હોહિનઝોલર્ન વંશમાંનો હતો. પ્રશિયામાં પણ આજ વંશ રાજ્ય કરી રહ્યો હતો. આ વંશનો રાજકુમાર સ્પેનની રાજગાદીપર બેસે એ પ્રશિયાને માટે લાભદાયક હતું. કોઇ બીજા દેશની સાથે લડાઇ થતાં પ્રશિયાનો રાજા સ્પેન તરફથી સહાયતાની આશા રાખી શકતો હતો. વ્યાપારમાં પણ બન્ને દેશ એક બીજાને સગવડો આપી શકતા હતા. આ લાભો સિવાય એક બીજું પણ કારણ હતું કે જે પ્રશિયાનું ધ્યાન આ પ્રસ્તાવ તરફ વિશેષે કરીને ખેંચી રહ્યું હતું. ગયાં પચીસ વર્ષથી ફ્રાન્સના રાજનીતિજ્ઞો કોઇ પણ પ્રકારે સ્પેનપર પોતાનો પ્રભાવ બેસાડવાનો યત્ન કરી રહ્યા હતા. રાણી ઇસાબેલાના વિવાહનો પ્રશ્ન લઇને પ્રથમ ફ્રાન્સના લુઇ ફિલિપે અને તે પછી બીજી વખત નેપોલિયને ઘણો યત્ન કર્યો હતો, પરંતુ તેઓને સફળતા મળી નહોતી. પહેલા નેપોલિયનના સમયથીજ ફ્રાન્સને પોતાની સાથે સાધારણ સંધિને બદલે વિશેષ દૃઢ બંધનોથી જોડી લેવાનો યત્ન થઇ રહ્યો હતો. જે સુયોગ ફ્રાન્સને મહા મુશિબત સહન કર્યાં છતાં પણ નહોતો મળી શક્યો; તેજ સુયોગ પ્રશિયાને આપોઆપ પ્રાપ્ત થઇ રહ્યો હતો. હોહિનઝોલર્ન વંશનો કુમાર જો સ્પેનની ગાદીપર બેસે તો ફ્રાન્સના ગૌરવને ઘણો ધક્કો પહોંચાડી શકે એવો યોગ હતો.

પ્રસ્તાવ થતાંની સાથેજ એ વાત તદ્દન સ્પષ્ટ થઈ ગઇ કે, ફ્રાન્સ કદાપિ આ કાર્ય થવા દેશે નહિ. ફ્રાન્સના રાજદૂતોએ સ્પેનમાં પૂછપરછ કરી તો તેમને ઉત્તર મળ્યો કેઃ—“ હજી આ સંબંધી કાંઈ નક્કી કહી શકાતું નથી. ” આ તરફ રાજકુમાર લિયોપોલ્ડને પૂછવામાં આવ્યું તો તેણે કહ્યું કેઃ—“ જો પ્રશિયાના રાજા અનુમતિ આપશે તો હું સ્પેનની ગાદી-

પર બેસવાની વાતને કબૂલ કરીશ !" લિયોપોલ્ડનો આવો વિચાર સ્વાભાવિક હતો. તે રાજા બન્યા પછી ફ્રાન્સના પ્રેમયુક્ત વ્યવહારની આશા રાખી શકતો નહોતો, એ દશામાં પ્રશિયા તરફની સહાયતા આવસ્યક હતી. તે પ્રશિયાના રાજા તરફથી માત્ર **'મૌનમર્ધસ્વીકાર'**ની માફક મૌનમાત્ર ચ્હાતો નહોતો, પરંતુ તેણે સ્પેનવાળાઓને બતાવી દીધું કે તેને તો વિલિયમ તરફની આજ્ઞા જોઇએ.

રાજા વિલિયમ સ્પષ્ટવાદી તેમજ સરળ સ્વભાવનો યોદ્ધો હતો. તેને છળ–કપટ પસંદ નહોતું. તેણે સ્પષ્ટ કહી દીધું કે, પ્રશિયા આ સંબંધમાં કાંઇ પણ કહી શકતું નથી. કુમારને પૂછવાથી તેણે પણ એવોજ ઉત્તર આપ્યો કે, "આ મામલો સ્પેન તથા કુમાર વચ્ચેનો છે; પ્રશિયા એમાં કાંઈ પણ દખલ દેશે નહિ." સ્પેનને લીધે ફ્રાન્સ સાથે લડાઇ કરવાની વિલિયમની ઇચ્છા નહોતી. બીજી તરફથી તે એમ બતીવવાની પણ ઇચ્છા રાખતો નહોતો કે, ફ્રાન્સના ભયથીજ તે આજ્ઞા આપતો નથી. તેથીજ તે આ વાતપર દ્દઢ રહ્યો કે, આ માંમલો સ્પેન તથા કુમાર વચ્ચેનો છે અને એમાં તે વચ્ચે પડશે નહિ. સ્પેનની સરકારે જ્યારે આજ્ઞા લેવાને પોતાનો રાજદૂત મોકલ્યો ત્યારે વિલિયમે તેની મુલાકાત પણ લીધી નહિ.

વિલિયમ તથા કુમાર લિયોપોલ્ડ તો નારાજ હતા; પરંતુ તેઓ શી ગણતીમાં હતા ? પ્રશિયામાં તો એક બીજીજ ઇચ્છાશક્તિ કામ કરી રહી હતી; કે જેની આગળ બીજી બધી શક્તિઓ નમી પડી હતી. આ બાબત ઉભી થતાંજ બિસ્માર્કે એવો નિશ્ચય કરી બેઠો હતો કે, ગમે તેમ થાય તોપણ સ્પેનની ગાદી તો હોહિનજોલર્નના હાથમાંજ આવવી જોઇએ. તે સાથે તેણે એવું પણ નક્કી કરી રાખ્યું હતું. કે, બની શકે ત્યાંસુધી આ કાર્ય સરકારી રીતે ન થવું જોઇએ. પ્રશિયન સરકારના વચ્ચે પડવાથી ફ્રાન્સને ઝગડો ઉભો કરવાનું સહેલું

કારણ મળી આવશે, એમ સમજીને બિસ્માર્ક વ્યક્તિગત દબાવથીજ આ સઘળું કામ કરાવવાને ઇચ્છતો હતો. તે સ્પેનના રાજદૂતોને કેટલીક વખતે મળ્યો-પરંતુ પોતાનાજ પ્રભાવથી કુમારની અરૂચિને તોડવાના તેણે ઘણા યત્ન કર્યા. કુમારને તથા તેના પિતાને સ્પેનની ગાદી લેવાના ઘણા લાભો સમજાવ્યા તથા પ્રશિયાની સહાનુભૂતિનો વિશ્વાસ અપાવ્યો. અનેક પ્રકારના યત્નને અંતે બિસ્માર્કનું ધાર્યુંજ થયું. તેનો હેતુ સફળ થયો. કુમાર લિયોપોલ્ડે સ્પેનની રાજગાદીપર બેસવાનું કબૂલ કર્યું. હવે અંતે રહી ગયો વિલિયમ પોતાના રાજાની સંમતિ બદલવાને માટે બિસ્માર્કને ઘણો યત્ન કરવો પડ્યો. તે જાતે રાજાના પર દબાણ કરીને કોઇ કામ કરાવવું સારૂં માનતો નહિ; તે એમજ બતાવવા માગતો હતો કે, તે રાજાની પાસે દબાણદ્વારા કોઈ પણ કામ કરાવતો નથી. તેણે વિલિયમની નારાજીને દૂર કરવાને માટે પ્રશિયાના રાજકુમાર ફ્રેડરિકને પિતાની પાસે મોકલ્યો. ઘણા કલાકની મહેનતને અંતે રાજકુમારને એટલી સફળતા પ્રાપ્ત થઇ કે, રાજાએ કુમાર લિયોપોલ્ડની ઇચ્છા હોવાથી એ પ્રકારમાં નારાજી નહિ દર્શાવવાનું કબૂલ કર્યું. આટલુંજ બસ હતું. બિસ્માર્કે જલદીથી સ્પેનના રાજદૂતોને રાજકુમાર લિયોપોલ્ડ સાથે મેળવી દીધા. અરસ્પરસમાં લખાણ થઇ ગયું. વિલંબમાત્ર સ્પેનની કોર્ટિજ (પાર્લામેન્ટ)માં છેવટના ઠરાવનોજ રહ્યો. બિસ્માર્કની નીતિનો વિજય થયો. પ્રશિયાની વાત રહી ગઇ. ફ્રાન્સે વારંવાર પોતાની નારાજી જાહેર કરી; પરંતુ તેનો હેતુ સફળ થયો નહિ. બિસ્માર્ક જાણતોજ હતો કે, આ પ્રકાર નક્કી થઇ જશે કે તરતજ ફ્રાન્સ છંછેડાઇ ઉઠશે. તે ઇચ્છતો હતો કે આ સમસ્ત પ્રકારની સાથે પ્રશિયન સરકારનો કાંઈ પણ સંબંધ છે એમ ન સમજવામાં આવે.

આ બાબતનો નિકાલ થઇ જતાંજ બિસ્માર્ક બર્લિન છોડીને

પોતાના ગામડાના વિશ્રામસ્થાન વર્જિન (Varzin)માં ચાલ્યો ગયો. રાજા વિલિયમે પણ પોતાનું સ્વાસ્થ્ય સુધારવાને માટે એમ્સનાં રમણીય જળ વાયુમાં વિહાર કરવાનું યોગ્ય ધાર્યું.

રામચંદ્રના અભિષેકની પૂર્ણ તૈયારીઓ થઈ ચૂકી હતી, પરંતુ પાપમાયાએ મંથરાના ચિત્તમાં પ્રવેશ કરીને બધુંજ ચોપટ કરી નાખ્યું. સંસારનો ઇતિહાસ આવી ઘટનાઓથી ભરપૂર છે. અકસ્માત્ એક પત્થરના સરી પડવાથી સમસ્ત પર્વત તૂટી પડી તે નગરો તેમજ ગામોને તારાજ કરી શકે છે. એકજ નાની ભૂલ, એકાદ અસ્પષ્ટ શબ્દ અથવા એકાદ આકસ્મિક યત્ન લોહીની નદીઓ વહેવડાવવાને માટે બસ થઇ પડે છે. મનુષ્યનો ધારેલો કલ્પનાસંસાર ક્ષણમાત્રમાં હવામાં વેરાઇ જાય છે, અને જેનો વિચાર કે કલ્પના સુદ્ધાં કરી નથી હોતી તે નેત્રો સન્મુખ આવી જાય છે. એવે સમયેજ અલ્પશકિત મનુષ્યને પોતાની અલ્પ શક્તિનું ભાન થાય છે. માનુષિક બળપર કામ કરતાં એક દૈવી બળનું જ્ઞાન થવા લાગે છે; તથા ચંદ્રગુપ્ત અને નેપોલિયન જેવા પરાક્રમી વીર પુરૂષોના મુખમાંથી "હા, દૈવ" એ શબ્દો નીકળી પડે છે.

અહીં પણ એમજ થયું. સ્પેનના રાજ્યાધિકારીઓમાં ભાવી રાજાના સંબંધમાં જુદા જુદા મત હતા. કેટલાક લોકો રાજકુમાર લિયોપોલ્ડની પસંદગીની વિરૂદ્ધ હતા. કોર્ટિજને માટે પણ કોઇ ઉત્તરદાતા થઇ શકતો નહોતો. જનરલ પ્રિમ એમ ઇચ્છતો હતો કે, આ પ્રસ્તાવ એકદમ એ સભામાં પાસ કરી નાખવામાં આવે. હજી બીજી કોઇ વ્યકિત રાજા બનવાને તૈયાર નથી, તેથી અરાજકતાનો ભય દર્શાવીને કોર્ટિજમાં લિયોપોલ્ડની પસંદગી પાસ કરાવી લેવામાં હરકત નહિ નડે. બર્લિનમાં વાતચીત થઈ જતાંજ સ્પેનના એલચીએ તાર કર્યો, જેની મતલબ એ હતી કે, " લિયોપોલ્ડે સ્વીકાર કરી લીધો છે, કોર્ટિજને

વિસર્જન કરવામાં ન આવે;" પરંતુ તાર વાંચવામાં ભૂલ થઈ ગઇ, મતલબ ઉલટી સમજીને કોર્ટિજને વિસર્જન કરી દેવામાં આવી, અને આ વાત મહીનાઓની પણ પાછળ જઈ પડી. બીજી તરફથી ફ્રાન્સની સરકારે સ્વીકૃતિના સમાચાર સાંભળતાંજ રુદ્રરૂપ ધારણ કરી દીધું. સ્પેનને ધમકીઓ મળવા લાગી. જનરલ પ્રિમે ગભરાઇ જઇને લિયોપોલ્ડની પસંદગીને રદ કરવાનો વિચાર કર્યો. કુંવરે આ સઘળું સાંભળતાંજ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી અને જાહેર કરી દીધું કે પોતે રાજા થવા ઇચ્છતો નથી. તે આવી અડચણમાં પડીને સ્પેનવાળાઓને માટે દુઃખનું મૂળ થઇ પડવાની ઇચ્છા રાખતો નહોતો.

આ ઘટનાએ વિજયના ત્રાજવાને તદ્દન ઉલટાવી નાખ્યું. બિસ્માર્ક પોતાની નીતિનો વિજય થએલો સમજીને વિશ્રામ કરવાને ચાલ્યો ગયો હતો. તેણે પોતાના અંતઃકરણમાં એમ સમજી લીધું હતું કે, હવે લિયોપોલ્ડ સ્પેનનો રાજા થઇજ જશે, એથી ફ્રાન્સ ખિજાશે અને પોતાના રાજદૂતોને બર્લિનમાં મોકલશે; ત્યાં કોઇ મળી આવશે નહિ એટલે તે સ્પેનનીજ સાથે લડાઇ છેડશે. આ પ્રકારમાં બિસ્માર્કને જર્મનીનો ઘણો લાભ દેખાતો હતો; પરંતુ તેના આ સર્વે મનસુબાઓપર પાણી ફરી વળ્યું. એટલુંજ નહિ પરંતુ સમસ્ત યૂરોપની આગળ જર્મનીને નીચું જોવું પડયું. સેંકડો યત્ન કર્યા છતાં પણ બિસ્માર્ક એ વાતને છુપાવી શકે તેમ નહોતો કે, સ્પેનની ગાદીપર લિયોપોલ્ડને બેસાડવામાં પ્રશિયાનો વિશેષ હાથ છે. પ્રશિયાએ મહા મુશ્કેલીએ આ પ્રસ્તાવને કબુલ કરાવ્યો; ફ્રાન્સે ધમકી આપી કે તરતજ તે પ્રસ્તાવ રદ થઇ ગયો. પ્રશિયાના પરાજયનું તથા ફ્રાન્સના વિજયનું આથી ચઢે એવું બીજું કયું ઉદાહરણ હોઈ શકે ? લિયોપોલ્ડના ઇન્કારથી બિસ્માર્કના અંગપર જાણે કે વિજળી તૂટી પડી. પ્રશિયાનો આ નૈતિક પરાજય તેનાથી જોઈ શકાયો નહિ. આ પરાજયને

લોહીથી ધોઇ નાખવાનો અગર તો હમ્મેશાંને માટે પ્રશિયાના મુખ્ય મંત્રીના અધિકારનો ત્યાગ કરવાનો નિશ્ચય કરીનેજ તે બર્લિન આવ્યો. ત્યાં આવતાંજ તેની હિમ્મત વિશેષ ટૂટી ગઇ. સમસ્ત પ્રજા આ નૈતિક પરાજયના સમાચારથી શોકાતુર બની ગઈ હતી. બર્લિનનાં સમાચારપત્રો ફીક્કાં પડી ગયાં હતાં. રાજ્યાધિકારીઓ પણ શરમાઇ ગયા હતા. આ સઘળો પ્રકાર જોઇને બિસ્માર્કે પોતાના મુખ્ય મંત્રિપદનું રાજીનામું આપવાનોજ નિશ્ચય કર્યો.

પ્રશિયાના શિરપર પરાજયનું જે વાદળ ઘુમતું હતું તે વાદળને છિન્ન–ભિન્ન કરી નાખવાનો ભાર દૈવે ફ્રાન્સપરજ નાખ્યો. એ સમયે ફ્રાન્સના શાસનનું કાર્ય જોઇએ એવા માણસોના હાથમાં નહોતું. નાનો નેપોલિયન તથા તેનો પ્રધાન ભૂલો કરતા કરતા થાકી ગયા નહોતા. જે ભૂલો તેમણે કરી હતી તેનું અદ્યાપિ કાંઇ પણ ભયંકર પરિણામ નિપજ્યું નહોતું; પરંતુ એટલાથી તેઓ સંતુષ્ટ થયા નહોતા. તેમની સમજમાં એ વાત આવી નહિ કે, બિસ્માર્કને તેના અખાડામાંજ પછાડીને તેમણે કેવું મહાન કાર્ય કરી લીધું છે. 'રાજનીતિ' એ બિસ્માર્કનો ખાસ અખાડો હતો. તેણે ત્યાંજ પછાડ ખાધી. ફ્રાન્સના વિદેશ ખાતાના પ્રધાને અવસર મેળવીને પ્રશિયાને ધૂળમાં વિશેષ રગદોળવાની ઇચ્છા કરી. રાજદૂત બનડટ્ટીને આજ્ઞા આપવામાં આવી કે, તે રાજા વિલિયમની પાસે જાય તથા તેની પાસેથી એવું વચન લે કે આગળ પણ કદાપિ હોહિનજોલર્નના વંશનો રાજકુમાર ગાદીને માટે ઉમેદવાર થશે નહિ. આવું વચન લેવામાં કેટલાક લાભો વિચારવામાં આવ્યા હતા. એક તો એ સ્પષ્ટ થઈ જશે કે, સ્પેનના ઉમેદવારોમાં પ્રશિયાની સરકારનો પણ થોડો ઘણો હાથ હતો, તથા બીજું પ્રશિયાને ઘણી ભારે શરમ વેઠવી પડશે.

રાજા વિલિયમ આરોગ્ય સુધારવાને માટે એમ્સ ગયો હતો.

બનડટ્ટી પોતાની ગવર્નમેન્ટની આજ્ઞા મેળવીને ત્યાં જઈ પહોંચ્યો. આ કાર્ય રીતિવિરૂદ્ધ હતું. રાજાના વિશ્રામમાં વિઘ્ન નાખવાનો અધિકાર કોઇને નહોતો; પરંતુ વિલિયમ ઘણો ભલો માણસ હતો. તેણે એ સમયે પણ બનડટ્ટીનો તિરસ્કાર કર્યો નહિ. બન્ને વચ્ચે વાતચિત થવા લાગી. વિલિયમે વાતચિતમાં બનડટ્ટીને દર્શાવ્યું કે, કુમાર લિયોપોલ્ડની ઉમેદવારીમાં પ્રશિયાની સરકાર અગર તો રાજાનો કાંઇ પણ સંબંધ નહોતો. બનડટ્ટીએ ભવિષ્યને માટે વચન માગ્યું ત્યારે રાજાએ ઉત્તર આપ્યો કેઃ—"કુમારે પોતેજ રાજગાદી લેવાનું ના કબુલ કર્યું છે એટલે હવે કોઇ પણ પ્રકારનું વચન આપવાની જરૂર નથી." વાતચિત એ સમયે આટલેથીજ અટકી. બનડટ્ટીએ ફરીથી રાજાની મુલાકાત લેવાની ઇચ્છા કરી; પરંતુ રાજાએ પોતાના એક વિશ્વાસુ માણસ મારફત કહેવડાવ્યું કે, "કુમારે પોતાની નારાજીનો પત્ર પણ મોકલ્યો છે; તેથી હવે આ વિષય સંબંધી વિશેષ વાતચિત કરવાની જરૂર નથી." એમ્સથી બર્લિન જતી વખતે વિલિયમે બનડટ્ટીને સ્ટેશનપર બોલાવ્યો; પરંતુ આ વિષય સંબંધી કાંઇ પણ વાતચિત કરી નહિ. બનડટ્ટી નિરાશ થઇને પાછો આવ્યો. ફ્રેન્ચ સરકારના આવા અયોગ્ય ધમકી આપવાના વ્યવહારથી શાંત પ્રકૃતિનો વિલિયમ પણ કાંઇક ઉત્તેજિત બની ગયો. તેણે આ સમસ્ત ઘટના તાર માર્ફત બાર્લિનમાં બિસ્માર્ક તરફ મોકલી આપી, અને તે સાથે એમ પણ લખી દીધું કે, આ ઘટનાનો બિસ્માર્કને જેવો ઉપયોગ કરવો હોય તેવો બેલાશક કરે.

બિસ્માર્ક પ્રશિયાનું અપમાન થયેલું જોઈને ખિન્ન તેમજ ઉદાસ બની જઈને પોતાના મિત્ર રૂન તથા મોલ્ટ્કે સાથે વાતચિત કરી રહ્યો હતો; એજ સમયે વિલિયમે કરેલો તાર આવી પહોંચ્યો. પ્રથમ તો આ તારે તેની ઉદાસીનતાને ઘણી વધારી દીધી, પરંતુ જલદીથી તેને એક વાત યાદ આવી. તેણે વિચાર્યું કે, "હું આ તારમાં મળેલી

આજ્ઞાનો ઉપયોગ પ્રશિયાને લાગેલું કલંક લોહીની ધારાથી સાફ કરવામાં ન કરી શકું ?" આવો પ્રશ્ન તેના મનમાં ઉત્પન્ન થતાંજ તેણે ફોન મોલ્ટકેને પૂછ્યું કે:—"આપણી સેના ફ્રાન્સ સાથે યુદ્ધમાં ઉતરવાને તૈયાર છે કે કેમ ?" મોલ્ટકેએ ઉત્તર આપ્યો:—"ભવિષ્યત સંબંધી તો નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકાતું નથી; હા, સેના તો સર્વથા તૈયાર છે." બિસ્માર્ક પાસેના એક એકાંત ઓરડામાં ચાલ્યો ગયો, તથા ત્યાં જઇને એ તારના કેટલાક શબ્દો અદલબદલ કરીને તેણે એક સમાચાર ઘડયા. આ સમાચારમાં કોઇ જૂઠી વાત નહોતી; પરંતુ તેની રચના એવી રીતે કરવામાં આવી હતી કે, તેને સાંભળતાંજ મોલ્ટકે બોલી ઉઠયો:—"પ્રથમ તો આ સમાચાર પીઠ દેખાડવા જેવા હતા અને હવે હુમલો કરવા જેવા છે." સમાચારમાં એમ બતાવવામાં આવ્યું હતું કે, "ફ્રેન્ચ સરકારે પ્રશિયાના રાજાના આરામની કાંઇ પણ પરવાહ કર્યા સિવાય બનડટ્ટીને એમ્સ મોકલ્યો, જેણે રાજાની પાસે જઇને અપમાનકારક પ્રસ્તાવો કર્યા. રાજાએ કેટલાક લોકોની હાજરીમાં બનડટ્ટી તરફ પીઠ ફેરવી." આ સમાચાર એજ સમયે બર્લિન તથા ફ્રાન્સનાં વર્તમાનપત્રોમાં મોકલી દેવામાં આવ્યા.

આ સમાચારની અસર બિસ્માર્કના ધાર્યા પ્રમાણેજ થઇ. બિસ્માર્કેજ આ બેધારી તલવાર ચલાવી હતી. સમસ્ત જર્મની એકદમ સળગી ઉઠયું; કારણ કે ફ્રાન્સના રાજદૂતે તેમના રાજાનું અપમાન કરવાની હિમ્મત કરી હતી. ફ્રાન્સની પ્રજા પણ ક્રોધાગ્નિથી સળગી ઉઠી; કારણ કે તેમના રાજદૂતનું વિલિયમે અપમાન કર્યું હતું. બંન્ને દેશનાં વર્તમાનપત્રોએ પોતપોતાના દેશમાં ક્રોધાગ્નિ સળગાવી મૂકયો. સભાસમિતિઓમાં જાતીય ગીત સાંભળી સાંભળીને લોકો માથાં હલાવવા લાગ્યા. બન્ને જાતિઓ યુદ્ધ કરવાને ઉતાવળી બની ગઇ. હવેજ ઠંડા ભેજાનું કામ હતું. યુદ્ધ થવાની જરૂર હતી; પરંતુ શરૂઆત કોણ

કરે ? પ્રશિયાની પાસે યુદ્ધની શરૂઆત કરવાનું જોઇએ એવું સબળ કારણ હતું; પરંતુ પોતાની જાતિને સંગ્રામની જવાબદારીથી બચાવી રાખવી એ પ્રત્યેક રાજનીતિજ્ઞનું કર્તવ્ય છે, એવો બિસ્માર્કનો સિદ્ધાંત હતો. તેણે ધૈર્યથી કામ લીધું. તે ફ્રાન્સનિવાસીઓના જુસ્સાપૂર્ણ સ્વભાવને જાણતો હતો, તથા તે નિશ્ચયપૂર્વક જાણતો હતો કે ફ્રાન્સને જલદીથી યુદ્ધ જાહેર કરવું પડશે. ફ્રાન્સે ઇ. સ. ૧૮૭૦ના જુલાઇની ૧૫મી તારીખે યુદ્ધ જાહેર કર્યું.

## પ્રકરણ ૩ જું–ફ્રાન્સ તથા જર્મનીનું યુદ્ધ.

યુદ્ધ થતાં પૂર્વે બિસ્માર્કે પોતાના યુદ્ધસચિવ ફોન મૌલ્કેને સેનાની તૈયારી સંબંધી પૂછયું હતું ત્યારે તેને એવો ઉત્તર મળ્યો હતો કેઃ–“ભવિષ્યત્ સંબંધી હું નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકતો નથી; પરંતુ સેના સર્વથા તૈયાર છે.” યુદ્ધ જાહેર કરતી વખતે ફ્રાન્સના સેના-સચિવને જ્યારે ફ્રેન્ચ સેનાની તૈયારી સંબંધી પૂછવામાં આવ્યું હતું ત્યારે તેણે એવો ઉત્તર આપ્યો હતો કેઃ–“સિપાઇઓના કોટમાં એક બટનની પણ ખામી નથી.” જેનું તાત્પર્ય એ હતું કે સેનાની તૈયારીમાં અણુ માત્ર પણ કમી નથી. બન્ને પક્ષો પોતપોતાની નજરમાં તો સર્વથા તૈયારજ હતા; પરંતુ યુદ્ધ જાહેર થયા પછી બે દિવસમાંજ યુદ્ધસચિવોને માલૂમ પડી ગયું કે તેમનો ઉત્તર કાંઇક અંશે ભૂલભરેલો હતો. પહેલા કહેનારે કાંઇક કસરયુક્ત ઉત્તર આપ્યો હતો ત્યારે બીજાએ અત્યુક્તિભરેલો ઉત્તર આપ્યો હતો. એમ કહેવામાં અત્યુક્તિ નથી કે, આ સમયે ફોન મૌલ્કેએ જે સેનારૂપી હથિઆર ફ્રાન્સના કોમળ શરીરપર ફેંકયું હતું તે અપૂર્વ હતું. અભ્યાસ, અસ્ત્ર શસ્ત્ર, નિયમ તથા વીરતા વગેરે જેટલા ગુણોની સેનાઓને આવ-

શ્યકતા રહે છે તે ગુણો તે સેનામાં પુરતા હતા. જ્યારે બીજી તરફ ફ્રાન્સના યુદ્ધસચિવના વાક્યમાં કેટલીક અત્યુક્તિ હતી. બે ચાર દિવસમાંજ એમ સિદ્ધ થઇ ગયું કે, ફ્રેન્ચ સેનામાં માત્ર બટનોનીજ નહિ, પરંતુ બટન પહેરનારાઓની પણ ખોટ હતી. યુદ્ધ જાહેર કરતાં પહેલાં સમ્રાટ્ નેપોલિયનને બતાવવામાં આવ્યું હતું કે, ફ્રાન્સ વાતની વાતમાં ત્રણ લાખ સેના એકત્ર કરીને જર્મનીની દક્ષિણની રિયાસતોપર હુમલો કરી શકશે; પરંતુ જ્યારે સમય આવ્યો ત્યારે કઠિનતાથી ૧૮૬૦૦૦ સિપાઇઓજ એકઠા કરી શકાયા.

જે લોકો કોઇ પણ પક્ષના નહોતા, તથા પૅરીસનો જનસમૂહ તાળીઓ પાડીને જેમની બુદ્ધિને ચક્કરમાં નાખી રહ્યો નહોતો તેઓ જાણતા હતા કે, ફ્રાન્સની સેના યુદ્ધને માટે યોગ્ય નથી. સમસ્ત ફ્રેન્ચ સેનામાં એક પણ સારો સેનાપતિ નહોતો. ત્રીજો નેપોલિયન યુદ્ધકળાથી તદ્દન અજ્ઞાત હતો. પ્રધાન સેનાપતિ બજેન કે જેનાપર નેપોલિયનને ઘણો વિશ્વાસ હતો તે અનુભવી હતો, પરંતુ યુદ્ધવિદ્યામાં નિપુણ નહોતો. તેનું સૌથી વિશેષ બહાદુરીનું કામ એ હતું કે, તે ફ્રેન્ચ સેનાને મેક્સિકોથી સુરક્ષિત સ્થિતિમાં પાછી લાવી શક્યો હતો. બીજા અધિકારપર એમ. માહોન હતો; જેની વીરતા સંબંધી કોઇને પણ સંદેહ નહોતો; પરંતુ મોટું યુદ્ધ ચલાવવામાં અને અસંખ્ય સૈન્યની વ્યવસ્થા રાખવામાં તે ચતુરાઇ દર્શાવી શકશે કે કેમ એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નહોતું. ફ્રેન્ચ સેનામાં જે જે પુરૂષો ઉચ્ચ અધિકારને પામ્યા હતા તેઓ પોતાની બહાદુરીથી નહિ; પરંતુ નેપોલિયનની કૃપાથીજ પામી શક્યા હતા. જે સેનાપતિ નેપોલિયનના પક્ષમાં જેટલા પ્રમાણમાં રહેતો તેટલા પ્રમાણમાં તે ઉચ્ચ અધિકાર મેળવી શકતો હતો.

સિપાઇઓ પણ યુદ્ધમાં ઉતરવા જેવી સ્થિતિમાં નહોતા. નેપો-

લિયન જે ક્રાંતિથી રાજા બન્યો હતો તેમાં સિપાઈઓનો ઘણો હાથ હતો; તેથી તેમને આરામ આપવો આવશ્યક સમજવામાં આવ્યો હતો. જ્યારે સેના કૂચ કરતી હતી ત્યારે રાત્રે સૂઇ રહેવાને માટે રાવટીઓ પણ સાથે લઇનેજ ચાલતી હતી. આવા આરામમાં ઉછરેલા સિપાઈઓ શું યુદ્ધ કરી શકવાના હતા ? એક નવીન જાતની બંદૂક સિપાઈઓને આપવામાં આવી હતી, અને જો તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોત તો ફ્રેન્ચ સેનાનું કાંઇક હિત થાત, પરંતુ સમય આવતાંજ જણાઇ આવ્યું કે, સિપાઈઓને હજી સુધી એ નવીન બંદૂકનો ઉપયોગ કરતાંજ આવડતું નથી. સિપાઈઓની શી સ્થિતિ છે, તેનું તેમના અધિકારીઓને બિલકુલ જ્ઞાન નહોતું. એ વાત સમસ્ત યુરોપમાં પ્રસિદ્ધ હતી કે, ફ્રેન્ચ સેનામાં સિપાઈઓ તથા અધિકારીઓમાં પરસ્પરમાં કોઇ પણ પ્રકારે સ્નેહસંબંધ નહોતો. સેનાને માટે દારૂગોળો, ભોજન વગેરે વસ્તુઓ યુદ્ધભૂમિમાં મોકલવાનો ભાર જે વિભાગની ઉપર હતો તે વિભાગ પણ ઘણો બગડી ગયો હતો. જ્યાં દારૂગોળાની જરૂર નહોતી ત્યાં દારૂગોળો પુષ્કળ પ્રમાણમાં પડયો રહેતો હતો, અને જ્યાં તેની જરૂર હતી ત્યાં સિપાઇઓ દારૂગોળાના અભાવથી મુંઝાઇ જતા હતા. સેનાપતિઓને પણ એક બીજાના પર વિશ્વાસ નહોતો. આવો અવિશ્વાસ છતાં યુદ્ધમાં વિજય મેળવવાની આશા રાખવી એના જેવો બીજો ભ્રમ કયો હોઇ શકે ? પરસ્પરમાં જો વિશ્વાસ હોય છે તોજ યુદ્ધમાં સહેલાઇથી વિજય મેળવી શકાય છે.

આવી સેનાને યુદ્ધમાં ઉતારી વિજયની આશા રાખનારો મૂર્ખ પુરૂષ માત્ર નેપોલિયનજ હતો. યુદ્ધ જાહેર કરતાં પૂર્વે તેને વિજયની સંપૂર્ણ આશા હતી; પરંતુ યુદ્ધ જાહેર કર્યા પછી તેની આ આશા પા ભાગે ઓછી થઈ ગઈ. જ્યારે તે જુલાઇ માસની ૨૮ મી તારીખે યુદ્ધસેનાના નાયકનું કાર્ય બજાવવાને માટે મેજ નામના સ્થાને જઇ

પહોંચ્યો, તથા સેનાની વાસ્તવિક સ્થિતિ તેની નજરે પડી ત્યારે તેની વિજયની આશા અડધી થઇ ગઇ; અને તે આશા-નિરાશામાં ઝોલાં ખાવા લાગ્યો. જ્યારે ફ્રેન્ચ સેનાના આગલા ભાગ સાથે મુખ્ય જર્મન સેનાના આગલા ભાગનું યુદ્ધ થયું ત્યારે નેપોલિયનની નિરાશા વધી ગઇ; તથા સુદાનના યુદ્ધે માત્ર નેપોલિયનનીજ નહિ, પરંતુ સમસ્ત ફ્રાન્સની આંખો ઉઘાડી નાખી.

બીજી તરફ જર્મન સેના હતી; નેતાઓની દૃષ્ટિથી તેમજ અભ્યાસ તથા સામગ્રીની દૃષ્ટિથી એ સેનાને સર્વાંગપૂર્ણ કહેવામાં આવે તો તે ખોટું નહોતું. એકજ આત્મા સમસ્ત સેનામાં કામ કરી રહ્યો હતો; અને એકજ ઉદ્દેશ સઘળા સિપાઇઓને હલાવી રહ્યો હતો. પ્રશિયાની આગેવાની નીચે સમસ્ત જર્મની દેશ ફ્રાન્સ પાસેથી પોતાનો જુનો હિસાબ ચૂકાવી લેવાની ઇચ્છા રાખતો હતો. જર્મન લેખકોના શબ્દોમાં અમે કહી શકીએ છીએ કે, ઇ. સ. ૧૮૭૦ નું યુદ્ધ ભયંકર બદલાનું યુદ્ધ હતું. પ્રચંડ વેરની વસુલાતનું યુદ્ધ હતું. સમસ્ત જર્મની એકત્ર થઇને બદલો લેવાને તૈયાર થઇ ગયું હતું. પહેલા નેપોલિયનના દેવાનો બદલો તેને ત્રીજા નેપોલિયન પાસેથી લેવાનો હતો.

નેપોલિયને માત્ર પોતાની સેનાની સ્થિતિ જાણવામાંજ ભૂલ કરી નહોતી, બીજી પણ તેની એક ઘણી અશુદ્ધ માન્યતા હતી કે જેણે તેને ભયાનક વમળમાં લઇ જઇને પટકી નાખ્યો. નેપોલિયનને વિશ્વાસ હતો કે, જર્મનીએ આસ્ટ્રિયાને સતાવ્યું છે, તેથી તે વહેલું મોડું પણ સમય મળતાંજ ફ્રાન્સને આવી મળશે. આ પ્રયોજનથી જુલાઇમાસની ૨૮ મી તારીખે વીએનામાં બન્ને દેશના રાજદૂતોની વાતચિત થતાં એવો નિશ્ચય થયો કે, યુદ્ધની શરૂઆતમાં આસ્ટ્રિયા ઉદાસીન રહે; અને બે વાતોમાંથી કોઇ પણ એક વાત થયા પછી તે યુદ્ધમાં ભાગ લે. અગર તો રશિયા જર્મનીની તરફથી યુદ્ધમાં આવી મળે અથવા

તો સપ્ટેંબર માસની ૧૫ મી તારીખ સુધીમાં ફ્રાન્સ જર્મનીના દક્ષિણ વિભાગમાં પોતાની પ્રધાનતા જમાવી લે. આથી એ તો સ્પષ્ટ થઇ ગયું હતું કે, જો યુદ્ધની શરૂઆતમાં ફ્રાન્સની જીત થશે તો આસ્ટ્રિયા તેને સહાયતા કરશે, નહિ તો તટસ્થ રહેશે. બીજી વાત એ હતી કે, રશિયા જર્મની સાથે મળી જાય. યુદ્ધમાં સીધી રીતે રશિયાની સહાયતા લેવાને બિસ્માર્કની ઇચ્છા નહોતી; તેમજ જરૂર પણ નહોતી. તેના તરફથી તો તે કેવળ તટસ્થતાજ ઇચ્છતો હતો.

ફ્રેન્ચ સેનાના હુમલાની સાથેજ યુદ્ધ શરૂ થયું. નેપોલિયનમાં તેના પૂર્વજ જેવી શક્તિ નહોતી તોપણ તે પોતાના પૂર્વજનું અનુકરણ કરવાની ઇચ્છા રાખતો હતો. તે સાથે તે એમ પણ જાણતો હતો કે, તેનો પ્રથમ વિજય થશે તો તે આસ્ટ્રિયાની તરફથી સહાયતા મળવાના કારણરૂપ થશે. ૬૦ હજાર સિપાઇઓને સાથે લઇ ને નેપોલિયને સારબ્રુકન નામના નગરપર હુમલો કર્યો. જર્મનીની સઘળી સેનાઓ સારબ્રુકનની ઉત્તર તરફ એકત્ર થઇ ગઇ હતી. તેનો દક્ષિણનો ભાગ છોડી દેવામાં આવ્યો હતો. જર્મન સેનાપતિની યુદ્ધની યુક્તિ ઘણી સુયોગ્ય હતી. તે જાણતો હતો કે, અધીરો નેપોલિયન જર્મનીની નિર્બળ સેના ઉપર પહેલો હુમલો કરશે; તથા દક્ષિણની રિયાસતોમાં પોતાની સેનાઓ નાખી દેશે. જર્મન સેનાઓને એ નિર્બળ સીમા આગળ એકત્ર નહિ કરતાં ઉત્તર તરફ એકત્ર કરવામાં આવી હતી; કારણુ કે જો ફ્રેન્ચ સેના જર્મનીની અંદર પ્રવેશ કરી જાય તો જર્મન સેના બાજુ ઉપર હુમલો કરીને તેને એ વિભાગમાં જુદી પાડી નાખે—અને જો તેમ થાય તો જર્મનીની અંદર જે સેના પ્રવેશ કરે તે પાછી જર્મનીમાંથી બહાર નીકળી શકે એવો સંભવ નહોતો.

આ ચાલાકી ખુલ્લી હોવા છતાં પણ નેપોલિયન અંધ બનીને તેમાં ફસાયો. ૬૦ હજાર સૈનિકોની સાથે તે સારબ્રુકનપર જઇ પડયો.

યુદ્ધક્ષેત્ર ફ્રેન્ચ સેનાના હાથમાં રહ્યું. જર્મનીની જે થોડી ઘણી સેના હતી, તે એ સ્થાનનો ત્યાગ કરીને ચાલી ગઇ. નેપોલિયને પોતાના આ વિજયના સમાચાર પૅરિસ પહોંચાડી દીધા.

નેપોલિયને એક દિવસ તો વિજય મેળવ્યો; પરંતુ ઑગસ્ટ માસની ૩ જી તારીખે એવા સમાચાર મળ્યા કે, ઉત્તર દિશાએથી જર્મન સેના પ્રચંડ યુદ્ધ કરવાની ઇચ્છા ધરાવે છે. જર્મન સેનાનો આગલો ભાગ ફ્રેન્ચ સેના તરફ આવી પહોંચતો હતો, તથા તેની પાછળ ત્રણ લાખ સિપાઇઓનો જયનાદ ગગનમંડળને ગજાવી મૂકતો હતો. ત્યાર પછી જે કાંઇ બન્યું તેનો ઇતિહાસ ફ્રાન્સને માટે કલંકપૂર્ણ છે. સઘળો ઘોટાળો થયો. નેપોલિયનની બુદ્ધિ ચક્કર ખાઇ ગઇ. તે વારંવાર આજ્ઞાઓ ફેરવવા લાગ્યો. એક સેનાપતિને જો પ્રથમ આગળ ચાલવાની આજ્ઞા મળતી હતી તો થોડાજ સમયમાં તેને પાછળ રહેવાનું ફરમાવવામાં આવતું હતું. કોઇ પણ સેનાપતિ જાણતો નહોતો કે તેના સાથીદારો ક્યાં આગળ યુદ્ધ કરી રહ્યા છે. સેનાઓને માલૂમ નહોતું કે, તેઓ જે ઠેકાણે યુદ્ધ કરતા હતા તે જગ્યા જો તેમને છોડવી પડે તો ક્યાં જવું. આ તરફ આવી સ્થિતિ હતી ત્યારે પેલી તરફ જર્મનીની સેના યુવરાજ તથા રાજકુમાર ફ્રેડરિક ચાર્લ્સ ઇત્યાદિની સરદારી નીચે બરાબર આગળ વધવા લાગી; તથા એક પછી એક નગરોને પોતાને સ્વાધીન કરતી ગઇ.

આ યુદ્ધની હકીકત ઘણી લાંબી અને રહસ્યપૂર્ણ છે. ફ્રેન્ચ સેના મહાન નેપોલિયનની સેના પ્રમાણે વીરતાથી લડી, પરંતુ તેમને વિજયની સીડીપર ચઢાવનાર કોઇ નહોતો. સિંહોની સેના શિયાળોના નેતાપણાદ્વારા ચાલતી હતી. ફ્રેન્ચ સેનાપતિ ઉપરા ઉપરી ભૂલો કરતો હતો; છતાં પણ થાકી જતો નહોતો. વિયોનવિલ, ગ્રેવલૉટ વગેરે સ્થળોનાં યુદ્ધોમાં જર્મની વિજયી નિવડ્યું તેનું કારણ ફ્રેન્ચ સેનાપતિઓની ભૂલોજ હતી.

એક મહીના સુધી આ પ્રમાણે યુદ્ધ ચાલ્યું. જર્મનીની સેનાઓ ધીમે ધીમે આગળ વધતી ગઇ. સપ્ટેંબર માસની ૧લી તારીખે પ્રભાતકાળે બન્ને પક્ષની સેનાઓ સેડાંના સુરક્ષિત દુર્ગની આગળ યુદ્ધમાં ઉતરવાને માટે તૈયાર થઇ રહી હતી. નગર ફ્રેન્ચ સેનાની સત્તામાં હતું. સેનાપતિ તરીકે સમ્રાટ્ નેપોલિયન જાતેજ વિદ્યમાન હતો. ગણત્રીમાં નગરનું રક્ષણ કરનારા હુમલો કરનારાઓથી થોડા હતા. જે જર્મન સિપાહીઓ સેડાંના વીર રક્ષકોને નગરચ્યુત કરવાની ઇચ્છા રાખતા હતા તેમની સંખ્યા ૨૪૦૦૦૦ હતી અને રક્ષકોની સંખ્યા ૧૩૦૦૦૦ હતી. આ પ્રમાણે સંખ્યામાં ઘણો તફાવત હતો. જર્મનીના યુદ્ધનીતિજ્ઞોનો પૂર્વે એવો મત હતો તથા હમણાં પણ છે કે, વિજય મેળવવાનો સૌથી મોટામાં મોટો ઉપાય એ છે કે, આવશ્યક યુદ્ધોમાં વધારેમાં વધારે સૈન્ય એકઠું કરવું. જર્મનીને સેનાની સંખ્યા વધારે હોવાનો લાભ હતો ત્યારે ફ્રેન્ચ સેનાને દુર્ગમાં સુરક્ષિત રહેવાનો લાભ હતો. નીતિકારનું કથન ખોટું નથી કે, કિલ્લામાં બેઠેલો એક વીર ખુલ્લા મેદાનમાંથી આવનારા સો હુમલાખોરો સાથે લડી શકે છે.* ફ્રેન્ચ સેનાપતિ જો બુદ્ધિમત્તાથી લડયા હોત તો તેને માટે રક્ષણ તથા વિજયનો ઘણો સારો સુયોગ હતો, પરંતુ ત્યાં તો જુદીજ સ્થિતિ હતી. ફ્રેન્ચ સિપાઇઓની બહાદુરી આશા આપતી હતી ત્યારે તેમના સેનાપતિઓની અયોગ્યતા નિરાશા ઉત્પન્ન કરતી હતી. સિપાઇઓનો તેમના નેતાઓમાં વિશ્વાસ નહોતો. નેતાઓ પૅરીસના યુદ્ધવિભાગની નિંદા કરતા હતા ત્યારે પૅરીસનો યુદ્ધવિભાગ પરાજયનું કલંક સેનાપતિઓને શિરે મૂકતો હતો; અને સેના, સેનાપતિઓ તથા યુદ્ધવિભાગ વગેરે નામ માત્રના સમ્રાટ્ નેપોલિયનને ગાળો દેતા હતા.

* एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः । मनुः ।

આ યુદ્ધમાં સમ્રાટ્‌ની સ્થિતિ ઘણી વિચિત્ર હતી. તે જાણતો હતો કે, સેનાપતિ થવાની યોગ્યતા તેનામાં નથી; આથી કરીને કોઈ સેનાની સરદારી તેને સોંપવામાં આવી નહોતી. પરંતુ સેનાની સાથે નહિ રહેતાં પારિસમાં રહેવું પણ તેને માટે સંભવિત નહોતું. તે જબરદસ્તીથી સમ્રાટ્ બન્યો હતો તથા પોતાના ઉચ્ચ અધિકારનું રક્ષણ પણ તે જબરદસ્તીથી કરી શકતો હતો. કોઇ મોટો વિજય મેળવ્યા સિવાય પારિસમાં તેનો શિક્કો વાગે તેમ નહોતું. તે એક ચમત્કારિક વિજય મેળવવાને માટે પારિસથી રવાના થયો હતો; પરંતુ જ્યારે તે વિજયથી નિરાશ બની ગયો ત્યારે તેની માત્ર એકજ ઇચ્છા હતી કે, તે યુદ્ધમાં કામ આવે તથા પોતાના રૂધિરથી પોતાના નામની અપ્રિયતાને પ્રજાનાં ચિત્તોમાંથી ધોઇ નાખે. આથી કરીનેજ તે સેનાની પાછળ પાછળ ખેંચાતો હતો. પારિસથી રવાના થતી વખતે નેપોલિયન રાજ્યનો સઘળો ભાર સામ્રાજ્ઞીપર નાખીને નીકળ્યો હતો. વિજયના આનંદજનક સમાચાર સાંભળવામાં નહિ આવ્યાથી તે પણ ખિજવાઇ ગઇ હતી, તથા સૌથી મોટો ઉપહાસ એ હતો કે, તે જલદીથી વિજય મેળવવાને માટે શાહી ફરમાન મોકલતી હતી.

સેડાં નગરનું રક્ષણ કરવું સુલભ હતું. તેમાં પ્રવેશ કરવો એ કાર્ય કઠિન હતું; પરંતુ તે સાથેજ તેમાંથી નીકળવાનું કામ પણ કપરૂં હતું. સેડાંમાં પ્રવેશ કરતી વખતે ફ્રેન્ચ સેનાપતિઓએ એ વિષયપર વિચાર કર્યો નહોતો કે, પોતે જો કદાચ શત્રુપક્ષથી ઘેરાઇ જશે તો તેઓ શું કરશે? જર્મનીના સેનાપતિઓ જલદીથી આ પ્રકાર સમજી ગયા. સપ્ટેંબર માસની ૧ લી તારીખે જર્મન સેનાએ સેડાંને ઘેરો ઘાલવાની શરૂઆત કરી. સમસ્ત દિવસપર્યંત ભયંકર યુદ્ધ ચાલ્યા કર્યું. નગરની પાસે પાસેનું એકેએક ગામ ઘણી વીરતાથી લડ્યું અને ઘણા વખતને અંતરે પરાજિત થતું ગયું. ફ્રાન્સના સિપાઇઓ પ્રાણની

પરવા છોડી દઇને યુદ્ધ કરવા લાગ્યા. સમ્રાટ્ નેપોલિયને તથા એમ. મહોન અને ડ્યુક્રોટ વગેરે સેનાપતિઓએ પોતાના તરફથી કોઈ પણ પ્રકારની કસર રાખી નહિ; પરંતુ દુર્ભાગ્યને લીધે યુદ્ધ ચાલુ થયાને થોડોજ સમય થયો હશે એવામાં સેનાપતિ એમ. મહોન ઘાયલ થઈ ગયો, જેથી સેના ચલાવવાનો ભાર સેનાપતિ ડ્યુક્રોટની ઉપર આવી પડ્યો. ડ્યુક્રોટનાં નેત્રો અત્યાર સુધીમાં ખુલી શકયાં હતાં. તે જોઇ રહ્યો હતો કે, જર્મનીની સેનાઓ સેડાંને ઘેરી લે છે. રક્ષણનો એક માત્ર ઉપાય નગરનો ત્યાગ કરી બહાર નીકળી જવાનોજ હતો; પરંતુ સેડાંની ચારે તરફથી એક પણ ફ્રેન્ચ સિપાઇ જીવતો બહાર નીકળે એ સર્વથા અસંભવિત હતું. ડ્યુક્રોટે સેડાંની બહાર નીકળી પડવાનો નિશ્ચય કર્યો તે સમયેજ તેને માલૂમ પડી ગયું કે, જે માર્ગેથી તે સેડાંની બહાર નીકળી પડવાનો વિચાર કરતો હતો તે માર્ગને પણ જર્મન સેનાએ ઘેરી લીધો છે; પરંતુ પાંજરામાં પકડાઇ જવા કરતાં તેમાંથી નીકળી જવાનો યત્ન કરવો યોગ્ય વિચારીને છેવટે તેણે સેડાંની બહાર નીકળી પડવાનીજ આજ્ઞા જાહેર કરી.

સેનાઓ પોતાનાં સ્થાન છોડવા લાગી. બજાર ખાલી થઇ જવા લાગ્યું. સિપાઇઓ સેડાંમાંથી બહાર નીકળી પડવાની તૈયારી કરવા લાગ્યા; પરંતુ આ સમયે ફ્રેન્ચ સેનાનું ભાગ્યચક્ર ફરી ગયું. પારિસના યુદ્ધવિભાગે રવાના કરેલો સેનાપતિ બિમ્ફન ત્યાં આવી પહોંચ્યો અને તેણે પહેલી આજ્ઞાને રદ કરી. ઉતારી નાખવામાં આવેલી તોપોને ફરીથી કિલ્લાપર ચઢાવવામાં આવી. ઘેરાઈ ગયેલાં સ્થાનોપર સૈન્ય જમાવવામાં આવ્યું; તથા જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ગુમાવેલી ભૂમિ પાછી મેળવવાનો યત્ન થવા લાગ્યો. આવી ગરબડથી સેનામાં જે થોડો ઘણો વિશ્વાસ રહ્યો હતો તે પણ ઉડી ગયો. સેના—અને ખાસ કરીને સમજુ ફ્રેન્ચ સેના—બીજું બધું સહન કરી શકે છે, પરંતુ

સેનાપતિઓની અસ્થિર બુદ્ધિને સહન કરી શકતી નથી.

ડયુક્રોટ જે ઉપાયનું અવલંબન કરવાની ઇચ્છા રાખતો હતો તેજ માત્ર એક બચાવનો ઉપાય હતો; કેમકે સંભવ એવો હતો કે સેડાંને છોડવાથી ફ્રેન્ચ સેના રસ્તામાં પણ ઘેરાઇ જાય, અને તે વીંછીના મુખમાંથી નીકળીને સાપના મુખમાં જઈ પડે. હવે તો બસ કલાકોનીજ વાર હતી. પ્રશિયન ઘોડેસ્વારો ઘેરો ઘાલતા ઘાલતા ડાબી તરફની જર્મન સેનાને જઈ મળ્યા. સેડાંનું નગર સંપૂર્ણ રીતે ઘેરાઇ ગયું અને જર્મનીની પાંચસો જંગી તોપોએ નગરમાં અગ્નિ વરસાવવાની શરૂઆત કરી. બિમ્ફ્ને દિવાનાની માફક જર્મન સેનાની લોઢાની દિવાલને ટક્કર મારીને જમીનદોસ્ત કરી નાખવાના અનેક યત્ન કર્યાં; પરંતુ તે પોતાના પ્રત્યેક યત્નમાં નિરાશ થયો. નેપોલિયનને ઘણી ઇચ્છા થઈ આવી કે તે તોપનો ભોગ થઇ પડે, પરંતુ દૈવે તેને એવું માનભરેલું મૃત્યુ આપવાનો સાફ ઇન્કાર કર્યો.

નગરમાં ધબાધબ એક પછી એક તોપોના ભયંકર ગોળાઓ વરસવા લાગ્યા. મોટાં મોટાં ચાર ચાર માળનાં મકાનો તૂટી પડીને હત્યાકાંડ મચાવવા લાગ્યાં. નગરવાસીઓ કેવી રીતે રક્ષણ કરવું તેની મોટી ચિંતામાં પડી ગયા. આ દેખાવે નેપોલિયનને ઉદાસ બનાવી દીધો. તેનું ખિન્ન ચિત્ત વિશેષ ચંચળ બની ગયું. થોડા સમયમાંજ જર્મન સેનાના ભયંકર હર્ષનાદ વચ્ચે ઘેરાયલા સેડાં નગરના સૌથી ઉંચા સ્થાનપર '**पराजितोऽस्मि**' નો સફેદ વાવટો ફ્રાન્સવાળાઓ તરફથી ચઢાવી દેવામાં આવ્યો.

ફ્રાન્સના સમ્રાટે લગભગ એક લાખ સિપાઇઓ તથા કેટલાક સેનાપતિઓની સાથે પોતાનો પરાજય કબૂલ કર્યો. એ સમયે નેપોલિયને પોતાના એક દૂતની સાથે પ્રશિયાના રાજા તરફ એક પત્ર મોકલ્યો, જેમાં તેણે લખ્યું હતું કેઃ—

"સેનાઓની સાથે મૃત્યુ નહિ પામીને હું
મ્હારી સમશેર શ્રીમાનના ચરણોમાં મૂકું છું."

સમશેરને ચરણોમાં રાખેલી કબૂલ કરવામાં આવી. નેપોલિયન જાતેજ ચાર સ્વારોની સાથે શહેરમાંથી બહાર નીકળીને બિસ્માર્કને શોધવા ગયો; પ્રાતઃકાળનો સમય હતો. બિસ્માર્ક હજી સુધી પોતાનો વેષ પણ બદલી શક્યો નહોતો. નેપોલિયનના આગમનના સમાચાર સાંભળીને તે જલદીથી ઘોડાપર સ્વાર થઇને નેપોલિયન પાસે જઇ પહોંચ્યો. બન્ને જુના પ્રેમીઓ એક નાના સરખા ઝુંપડામાં એક બીજાને મળ્યા. તેઓ એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. આ દેખાવ વિચિત્ર હતો. એક તરફ બિસ્માર્ક હતો, જે વિજયથી ચમકી રહ્યો હતો; તથા બીજી તરફ વૃદ્ધાવસ્થા આવતાં પહેલાંજ વૃદ્ધ જેવો બની ગયેલો નેપોલિયન ચિંતાતુર મુખે બેઠો હતો. તે પોતાને તથા સેનાને માટે પરાજયની શરતોને હલકી કરાવવાનો યત્ન કરી રહ્યો હતો. એ સમયે જર્મની અભિમાનથી કહી શકતું હતું કે:—"આ ઝુંપડીમાં જર્મનીનો એક એવો સ્વદેશભક્ત પુત્ર બેઠો છે કે, જેણે ફ્રાન્સ પાસેથી 'જેનાના' યુદ્ધનો સંપૂર્ણ બદલો લઇ લીધો છે; વેરની વસુલાત ચૂકાવી લીધી છે; તથા ત્રીજો ફ્રેડરિક એ સમયે જેવી સ્થિતિમાં હતો તેવીજ શોચનીય સ્થિતિ તેણે નેપોલિયનના વંશની કરી છે." સમ્રાટ્ નેપોલિયનને તેની સમસ્ત સેનાની સાથે હથિયાર મૂકી દઇને યુદ્ધનો કેદી સમજવામાં આવ્યો. બધાજ ફ્રેન્ચ વાવટાઓ શત્રુના હાથમાં આવ્યા તથા જર્મન સેનાના જયજયકારથી દશે દિશાઓ ગાજી ઉઠી.

# પ્રકરણ ૪ થું–પારિસનું પતન.

બિસ્માર્ક સેનાપતિ નહોતો; પરંતુ તે સેનાની સાથેજ રહેતો હતો. સેના તેની પોતાનીજ કૃતિ હતી. યુદ્ધમાં તે સદા પોતાના રાજાની સાથે રહેતો હતો. લડાઇમાં તે ભાગ લેતો નહોતો; તોપણ સિપાઈનો વેષ પહેરવામાં તે પોતાનું ગૌરવ સમજતો હતો. તે સાથે તેનું કાર્યાલય પણ ચાલતું હતું. નેપોલિયનની માફક તે સંગ્રામ–રણભૂમિમાંથીજ જર્મનીનું શાસન કર્યા કરતો હતો. કોઇ ઠેકાણે રાવટીમાં, કોઇ ઠેકાણે તંબૂમાં તો કોઇ ઠેકાણે ઝુંપડીમાં તે ચાર પાંચ કલાક સુધી રાજકાર્ય કરતો હતો તથા તે સાથે યુદ્ધમાં ઘાયલ થયેલા સિપાઇઓની તપાસ પણ રાખતો હતો.

યુદ્ધમાં બિસ્માર્કનો માત્ર આટલોજ ભાગ નહોતો. જર્મનીના વિજયને માટે તેણે પોતાની અતિ પ્રિય વસ્તુ આપી દીધી હતી. તેના બન્ને પુત્રો સેનામાં સાધારણ સિપાઇઓના રૂપમાં યુદ્ધ કરી રહ્યા હતા. રાજા વિલિયમના બન્ને પુત્ર સેનામાં સેનાપતિઓ હતા. આ સમયે જર્મની પોતાના અતિ પ્રિય અંગને હથિયાર બનાવીને યુદ્ધ કરી રહ્યું હતું. યુદ્ધસચિવ રૂનનો પુત્ર આ યુદ્ધમાં માર્યો ગયો હતો. આવાં બળિદાનો જોઇને* શું જર્મનીનો એક પણ નિવાસી એમ કહી

---

* હાલ ચાલતા યૂરોપિયન મહાયુદ્ધમાં ઈંગ્લાંડના પ્રત્યેક પ્રતિષ્ઠિત રાજદ્વારીએ, અમીર ઉમરાવે, ધનવાને, ગરીબે તેમજ સ્ત્રીએ અને પુરૂષે પોતાના વહાલામાં વહાલા સંબંધીઓ તેમજ કુટુંબીઓથી તેમજ પોતાના તન–મન–ધન–સર્વસ્વથી આત્મબલિદાનનું જે અતિ જ્વલંત દ્રષ્ટાન્ત પૂરૂં પાડયું છે, તેમજ લડાઈમાં જોડાયલા મુખ્ય દેશો પણ જે અપૂર્વ સ્વાર્થ–બળિદાન આપી રહ્યા છે તે ઉન્નતિને ઇચ્છનારા તેમજ જાતીય સન્માનની રક્ષા કરવા ઇચ્છનારા જગતના કોઇ પણ દેશને માટે સેંકડો વર્ષ-પર્યંત અતિ અમૂલ્ય શિક્ષાપ્રદ થઈ પડશે.

મંત્રી સ. સા.

શકે ખરો કેઃ–"હું દેશને માટે બળિદાન નહિ દઉં ?" ઇ. સ. ૧૮૭૦માં જર્મનીએ વિજય મેળવ્યો, કેમકે તેના પુત્રોએ નિઃશંક થઇને પોતાના તેમજ પોતાનાં સંતાનોના રૂધિરવડે માતૃભૂમિનું તર્પણ કર્યું.

સેડાંની પાછળ જર્મન સૈન્યરૂપી સાગર આગળ ને આગળ વધવા લાગ્યો. ફ્રાન્સે એ સમયે પોતાનું સ્વાભાવિક ગૌરવ દર્શાવ્યું. ફ્રેન્ચ જાતિએ એ ભયંકર પરાજય પછી દર્શાવ્યું કે, તેમની રગોમાં કોનું રૂધિર વહે છે ? સમ્રાટ્ કેદી થયો, સેનાના મોટા ભાગે હથિયારો મૂકી દીધાં તથા પેલી તરફ સેના સહિત એક સેનાપતિ મેજ નગરમાં બંધ કરી દેવામાં આવ્યો. એવે સમયે જો બીજો કોઇ દેશ હોત તો દીવાનોજ બની ગયો હોત; પરંતુ વીર ફ્રેન્ચ જાતિમાંથી કોઇ એક પણ મનુષ્યે એમ કહ્યું નહિ કે, 'હું હારી ગયો.' 'લડો, લડાઇને માટે તૈયાર થાઓ.' એવોજ અવાજ ચારે તરફથી સાંભળવામાં આવતો હતો. પારિસમાં શત્રુની વિરૂદ્ધ યુદ્ધમાં ઉતરવાની તૈયારી થવા લાગી. પારિસની બહાર પણ સ્વતંત્રરૂપથી સેનાઓ તૈયાર થવા લાગી. સમસ્ત દેશ હુમલાખોરોના દાંત ખાટા કરવાની તૈયારી કરવા લાગ્યો. ઇતિહાસ ફ્રેન્ચ જાતિના આ અસાધારણ દેશપ્રેમને કદાપિ ભૂલાવી શકતો નથી. નેપોલિયને પ્રશિયા તથા આસ્ટ્રિયાને કેટલીક વખત જિત્યું હતું. એક યુદ્ધ થયા પછીથી તરતજ સમસ્ત દેશ વિજેતાને આધીન થયો હતો; પરંતુ ફ્રેન્ચ જાતિએ સેડાંના પરાજયને એક સાધારણ ઉત્તેજક બનાવજ માન્યો તથા કોઇ પણ રાજાની સહાયતા સિવાય મહીનાઓ સુધી જર્મનસેના સાથે યુદ્ધ કર્યું.

જર્મનીની સેના પારિસની આસપાસ પહોંચવા લાગી. ધીમે ધીમે પારિસ શત્રુપક્ષથી ઘેરાઇ ગયું. ચાર મહીના સુધી તે આ પ્રમાણે ઘેરાયલું રહ્યું; પારિસ જેવા સુંદર નગરને તોપોના ગોળાથી ઉડાવી દેવાની જર્મનીના રાજાની ઇચ્છા નહોતી. બીજી તરફથી પારિસના

રહેવાસીઓ ફ્રાન્સનું અપમાન થાય એવી રીતે સંધિ કરવાની ઇચ્છા રાખતા નહિોતા. નેપોલિયનના પકડાઇ ગયા પછી પારિસવાસિ-ઓએ પ્રજાતંત્ર શાસનની ઉદ્‌ઘોષણા કરી દીધી હતી તથા પ્રસિદ્ધ લેખક થિયેરને પ્રમુખ બનાવીને ગવર્નમેન્ટ પણ સ્થાપિત કરી દીધી હતી. આ નવી ગવર્નમેન્ટના પ્રતિનિધિ ફ્રેએ બિસ્માર્કને મળીને સં-ધિની શરતો પૂછી. જર્મનીની શરતો ઘણી કઠોર હતી. બિસ્માર્ક ફ્રાન્સ પાસેથી આલ્સાસ તથા લોરેન એ બે પ્રાંતો ઉપરાંત બલ્ફોર્ટ, મેજ અને સ્ટારબર્ગ નામનાં નગરો પણ લેવાની ઇચ્છા રાખતો હતો. બિચારા જુલસફ્રેએ આ શરતોને કોમળ કરાવવાનો ઘણો યત્ન કર્યો. થિયેર પોતે પણ બિસ્માર્કને મળ્યો. આ મહાન પુરૂષે પણ ઘણો શ્રમ સહન કર્યો; છતાં તે માત્ર એકલા બલ્ફોર્ટનેજ બચાવી શક્યો. બિસ્માર્ક પોતાની શરતોપર દ્દઢ રહ્યો. તેની યુક્તિ કેટલેક અંશે વાજબી હતી. ખરી રીતે જોવા જતાં આલ્સસ અને લોરેન પ્રાંતો જર્મનીનાજ હતા કે, જે ફ્રાન્સે જિતી લીધા હતા. એ પ્રાંતોની જર્મની માગણી કરે એ સ્વાભાવિકજ હતું. સ્ટારબર્ગ એ જર્મનીની કુંચી છે. સ્ટારબર્ગને સત્તામાં રાખતું ફ્રાન્સ હરેક સમયે જર્મનીપર હુમલો કરવાની ધમકી આપી શકે તેમ હતું. બિસ્માર્કને મેજ એટલા માટે જોઇતું હતું કે, જર્મની ફ્રાન્સને વારંવાર ધમકાવી શકે, કેમકે મેજને ફ્રાન્સની કુંચી કહેવામાં આવતું હતું.

આ તરફ પારિસની ગવર્નમેન્ટ જ્યારે સંધિની વાતો કરી રહી હતી ત્યારે પેલી તરફ ફ્રાન્સની પ્રજા હુમલાખોરોને દેશમાંથી હાંકી કાઢવાનો યત્ન કરી રહી હતી. દેશમાં આવેશ તો ફેલાઇજ ગયો હતો. માત્ર એક એવા સરદારની જરૂર હતી કે, જે બુદ્ધિમાન અને પ્રભાવ-શાળી હોય. ગૅમ્બટા નામનો એક પ્રસિદ્ધ વકીલ પારિસમાં રહેતો હતો, તથા શત્રુઓને રોકવાને માટે પ્રજાને ઘણી ભડકાવી રહ્યો હતો.

જ્યારે પારિસ ઘેરાઈ ગયું ત્યારે તે બલુનમાં બેસીને બહાર નીકળી પડયો. તેની વકતૃત્વશક્તિ તથા ચતુરાઈએ કેટલાક માસ સુધી જર્મનીની સઘળી વિજયિની સેનાને હેરાન કરી. તેણે શસ્ત્ર પકડવાની આજ્ઞા કરી કે તરતજ લગભગ બે લાખ નવીન સૈનિકો તૈયાર થઈ ગયા. આ સૈનિકોની સહાયતાથી તેણે પારિસના ઘેરાને તોડવાનો યત્ન કર્યો. જર્મનીની ઘણા કાળની અનુભવી અને શિક્ષિત સેનાની સામે આ નવી અર્દ્ધશિક્ષિત દેશભક્ત સેનાનો વિજય થાય એ તો માત્ર એક પ્રકારની હવાઈ આશાજ હતી. માત્ર દેશભક્તિથીજ કાંઈ શસ્ત્રપ્રયોગનો અભ્યાસ આવડી જતો નથી, તથાપિ એમાં પણ કોણ સંદેહ કરી શકે છે કે, આવા યત્નથીજ ફ્રાન્સની પ્રજાએ દેશપ્રેમનો જે ઉજ્વળ યશ મેળવ્યો છે તેવો યશ બીજા કોઈ દેશની પ્રજાએ મેળવ્યો નથી. સ્વતંત્રતાના શિરોમણિ ઇટાલીના વીરકેશરી ગૅરિબાલ્ડીએ પણ સ્વતંત્રતાના નામપર યુદ્ધ કરીને વકીલ ગૅમ્બટાને સહાય આપવાની કોશિશ કરી; પરંતુ અંતે જર્મનીની શિક્ષિત સેનાનીજ જીત રહી. પારિસનો ઘેરો નિષ્કંટક થઈ ગયો.

જર્મનીનો રાજા તથા પારિસની ગવર્નમેન્ટનો અગ્રેસર પારિસની ઉપર તોપના ગોળાઓ છુટે એમ ઇચ્છતા નહોતા. એ સમયે પારિસ દુનિયામાં સૌથી વિશેષ સુંદર નગર ગણાતું હતું. એ નગરના અદ્‌ભુત બંગલાઓ, આકર્ષક બજારો તથા મનોહારી બાગ બગીચાઓ તોપોના ગોળાને યોગ્ય નહોતા. મનુષ્યની આ સૌંદર્યની શિલ્પશાળાનો નાશ કરવાની વિલિયમની બિલકુલ ઇચ્છા નહોતી. પારિસની ગવર્નમેન્ટના અધિકારીઓ એટલું તો સારી રીતે સમજતા હતા કે, પારિસપર ગોળાઓ વરસે યા ન વરસે પરંતુ તેનું પતન તો અવશ્ય થનારજ હતું. બહારથી પારિસનો ઘેરો ટૂટી જાય એજ એક રક્ષણનો ઉપાય હતો. અત્યાર સુધી એ બાબતમાં થોડી ઘણી આશા હતી; પરંતુ પેલી તરફથી નિરાશ થતાંજ પારિસની ગવર્નમેન્ટ તરફથી તેનો પ્રમુખ થિયેર

બિસ્માર્કની પાસે સંધિ સંબંધીની વાતચિત કરવા આવ્યો.

એ વાતચિત ઘણી કરૂણાજનક હતી. એક તરફ વિજયના મદથી મત્ત બનેલો વીર બિસ્માર્ક બેઠો હતો, તથા બીજી તરફ સરસ્વતીની સેવા કરતાં કરતાં સૂકાઇ ગયેલો, પરાજયથી શરમીંદો બની ગયેલો થિયેર બેઠો હતો. બિસ્માર્કના શબ્દોમાં આ સમયે અપૂર્વ જુસ્સો જણાતો હતો. થિયેર બિચારો સાચો સ્વદેશભક્ત હતો. બિસ્માર્કને મ્હોડેથી ફ્રાન્સને માટે લજ્જાજનક શરતો સાંભળીને તે કવચિત્ ઉત્તેજિત બની જતો હતો, કવચિત્ બિસ્માર્કના મનમાં દયા ઉપજાવવાનો યત્ન કરતો હતો તો કવચિત્ ધમકી પણ આપતો હતો; પરંતુ બિસ્માર્ક તો પોતાની શરતોપર દ્રઢજ રહ્યો. અંતે જે શરતો અહીં નીકળી તથા પછીથી નક્કી થઇ તેમાંની મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) મેજ તથા ડીડનહોફ્ન નામનાં નગરોની સાથે લોરેનનો ઉત્તર પૂર્વ ભાગ તથા બલ્ફોર્ટ સિવાયનો અલ્સાસનો પ્રાંત જર્મનીને મળે.

(૨) ફ્રાન્સ ઇ. સ. ૧૮૭૧ માં ૧ અર્બ ફ્રૅન્ક આપે, તથા તે પછીનાં ત્રણ વર્ષોમાં ચાર અર્બ ફ્રૅન્ક આપે.

(૩) સંધિ નક્કી થઇ જતાંની સાથેજ જર્મનીની સેનાઓ ફ્રાન્સનો ત્યાગ કરવા માંડે, તથા પારિસ અને સેન નદીની ડાબી બાજુના કિલ્લા પણ છોડીને એકદમ ચાલી જાય.

(૪) જ્યાં સુધી ફ્રાન્સ એ અર્બ ફ્રૅન્ક આપી ન દે ત્યાં સુધી ફ્રાન્સનાં ઘણાં ખરાં સુરક્ષિત સ્થાનો જર્મનીના હાથમાં રહે; તથા જ્યાં સુધી તે ફ્રાન્સની ભૂમિપર રહે ત્યાં સુધી તેનું ભોજન વગેરેનું ખર્ચ ફ્રાન્સની ગવર્નમેન્ટે આપવું.

આ શરતો ફ્રાન્સની શાસક સભાએ ઇ. સ. ૧૮૭૧ ના માર્ચ માસની ૧ લી તારીખે સ્વીકાર કરી. એ દિવસે જર્મનીના રાજાએ પોતાની સેનાની સાથે પારિસમાં પ્રવેશ કર્યો. બે દિવસ સુધી પારિસ

જર્મનીની સેનાઓ પાસે રહ્યું અને માર્ચની ૩ જી તારીખે તેને ખાલી કરી નાખવામાં આવ્યું.

જર્મનીની કામનાઓ પૂર્ણ થઇ ગઇ, જેનાનો ભયંકર બદલો લેવાઈ ગયો. ફ્રાન્સની ગરદન શરમથી નમી પડી; અને જર્મનીનો સિતારો બુલંદ થયો. યુદ્ધની શરતોએ ફ્રાન્સના દેશભકતોના હૃદયમાં જે કલેશ ઉત્પન્ન કર્યો તેની કલ્પના સાચા સ્વદેશભકતો સિવાય બીજું કોઇ કરી શકે તેમ નથી. ભારતવાસીઓ તેની કલ્પના શું કરશે? આ યુદ્ધે ફ્રાન્સનું શરીરજ કાપી નાખ્યું, તથા તે સાથે તેનાં માન-મર્યાદાને પણ ધૂળમાં મેળવી દીધાં.

શું આવી કઠોર શરતો કરવી જર્મન સરકારને ઉચિત હતી? શું થોડી ઘણી નમ્ર શરતોથી તેનું કામ ન ચાલી શકત? આ પ્રશ્નના ઉત્તરમાં જર્મની તરફથી એમ કહેવામાં આવે છે કે, જો ફ્રાન્સ સાથે તેણે નમ્ર શરતો કરી હોત તો ભવિષ્યમાં પણ તેને ફ્રાન્સના હુમલાનો ભય રહેત. તેની કઠોરતાનું કારણ એક વખત ફ્રાન્સને ડરાવી દઇને તેને લાંબા સમય સુધી યુદ્ધમાં ઉતરવાને માટે અશક્ત બનાવી દેવું એજ હતું. બીજી તરફથી એમ કહેવામાં આવે છે કે, જો નમ્ર શરતો કરવામાં આવી હોત તો ઘણું કરીને તેથી દ્વેષના બીજનો નાશ થાત. વિજયના સમયમાં ઉદારતા પોતાનો પ્રભાવ પાડયા સિવાય રહેતી નથી. "જર્મનીએ આ સમયે ફ્રાન્સ સાથે ચલાવેલા વ્યવહારને સ્વદેશભકત ફ્રેન્ચ જાતિ ભૂલી જાય એ અસંભવિત હતું, તથા સમયે બતાવી પણ આપ્યું છે કે તે એ વ્યવહારને ભૂલી ગયું નથી. જર્મનીની એ કઠોરતાએ ફ્રેન્ચ જાતિના હૃદયમાં એવો સખ્ત ઘા કર્યો હતો કે જે ઘા વિજયિની ફ્રેન્ચ સેનાનો બર્લિનમાં પ્રવેશ થયા સિવાય રૂઝાય તેમ નહોતો. ફ્રાન્સની સમજુ પ્રજાનો આવોજ વિચાર છે. શું ફ્રાન્સની પ્રજાનો એ વિચાર સ્વાભાવિક નથી?" બિસ્માર્કનું એમ કહેવું પણ કેટલેક દરજ્જે

વાસ્તવિક હતું કે, જર્મનીએ જે કાંઇ કર્યું છે તે નેપોલિયને પ્રશિયાની તથા અન્ય દેશોની સાથે કર્યું હતું તેનો સોમો ભાગ પણ નથી, પરંતુ શું નેપોલિયનનો વિજય વૉટર્લુ અને સેડાંના પરાજયોના કારણરૂપ નથી. થયો ? શું એને પરિણામેજ બિસ્માર્કે ૧૮૭૧ ની સંધિ ફ્રાન્સ પાસે કબુલ નથી કરાવી ? તોપછી બિસ્માર્કે નેપોલિયનને પગલે ચાલીને જર્મનીને માટે એક તરફ વૉટર્લુ, એક તરફ સેડાં તથા એક તરફ ઇ. સ. ૧૮૭૧ ની સંધિનો દેખાવ દર્શાવવો જરૂરી હતો ? એ તો સમયજ દર્શાવશે કે આ દેખાવ કયા દેશને જોવો પડશે; પરંતુ એટલું કહ્યા વિના તો કોઇ પણ ઇતિહાસનો અભ્યાસી શાંત નથી રહી શકતો કે જો બિસ્માર્કે વિજયમાં ઉદારતા દર્શાવી હોત તથા ફ્રાન્સની સાથે નમ્ર વ્યવહાર ચલાવ્યો હોત તો એ વિદ્વેષાગ્નિ કે જે બન્ને જાતિઓના હૃદયમાં હજી પણ સળગી રહ્યો છે તે આટલો બધો પ્રચંડ બનત નહિ. પરાજયના અપમાનને પ્રેમની કોમળતા ધોઇ નાખત તથા એવો સંભવ હતો કે, એ બન્ને પાડોસીઓ એકબીજાની વિરૂદ્ધ તોપો તાણવાને બદલે પ્રેમપૂર્ણ વ્યવહારમાં સમય પસાર કરત.

## પ્રકરણ ૫ મું–સામ્રાજ્યની સ્થાપના.

હવે છેલ્લો પડાવ આવી પહોંચ્યો. રાષ્ટ્રનિર્માણની પૂર્તિનો સમય ઉપસ્થિત થયો, જર્મનીએ ફ્રાન્સના દબાવમાંથી છુટકારો મેળવી લીધો. હવે રાષ્ટ્રનું સર્વાંગ સંપૂર્ણ થવામાં માત્ર એક વસ્તુની ન્યૂનતા રહી ગઇ–એ વસ્તુ 'એકતા' હતી; જર્મનીની ઉત્તર તરફની રિયાસતો એકત્ર થઇ ગઇ હતી. દક્ષિણની રિયાસતો પણ તેની એકતામાં વ્યાપારની સંધિદ્વારા મળી ગઇ હતી. ફ્રાન્સની સાથે યુદ્ધ કરવાને માટે સમગ્ર જર્મનીના પુત્રો એકજ ઝુંડા નીચે ચાલ્યા હતા–આં સર્વ કાંઈ થઇ ચુકયું હતું

ખરૂં, પરંતુ હજી સુધી દક્ષિણની રિયાસતોએ એકજ રાજ્યછત્રની નીચે આવવાનો સ્વીકાર સર્વાંશે કર્યો નહોતો. સમસ્ત જર્મનીનું શાસન એકજ કેંદ્રથી થવા લાગ્યું નહોતું. આ પ્રકારની જે ન્યૂનતા બાકી હતી તે પણ હવે પુરાઈ જવાનો સમય આવી પહોંચ્યો.

સેડાંના યુદ્ધે દક્ષિણની રિયાસતોના અસ્થિર વિચારોને સ્થિર બનાવી દીધા. ફ્રાન્સના પરાજયે તેમને પ્રશિયાની તરફ ધકેલી દીધા. વેડન રિયાસતે નવીન સાલની શરૂઆતમાંજ જર્મન કૉન્ફેડરેશનને મળી જવાની ઇચ્છા કરી. વર્ટેમ્બર્ગ તથા બવેરિયાનું ભળવું કઠિન હતું. તેમાં કેટલીક અડચણો હતી. એ બન્ને રિયાસતો પોતાની સ્વતંત્રતાને સર્વથા ગુમાવવા ઇચ્છતી નહોતી. વિશેષે કરીને બવેરિયાને પોતાની સ્વાધીન સત્તાની ઘણી ચિંતા હતી. બિસ્માર્ક આ વાતને સારી રીતે સમજતો હતો. તે જાણતો હતો કે, જે દેશ અગર તો રિયાસત સ્વતંત્ર સત્તાની ઇચ્છા રાખતી હોય તેને બળાત્કારથી પરાધીન બનાવવાનું પરિણામ કદાપિ સારૂં આવતું નથી. પ્રશિયાની આગળ બે રસ્તા ખુલ્લા હતા. એક તો એ કે તે બવેરિયા જેવી અનિચ્છુ અગર તો અર્ધેચ્છુ રિયાસતોને જબરદસ્તીથી પ્રશિયાને સ્વાધીન કરી લે, અગર તો બવેરિયાને જર્મન સામ્રાજ્યમાં મેળવી દઇને પછી એટલી સ્વતંત્રતા આપીને છોડી દે કે જેથી તેને પરાધીનતાનો અનુભવજ ન થાય. ઘણી પ્રબળ શક્તિઓ તેને પ્રથમ માર્ગનું અવલંબન કરવાને ઉશ્કેરી રહી હતી. વળી વિશેષે કરીને યુવરાજનું પણ એમ કહેવું હતું કે, હવે પ્રશિયાએ દૃઢતા રાખી આજ્ઞાથી સમસ્ત જર્મની દેશને એક કરી દેવો જોઈએ, પરંતુ બિસ્માર્કે તેનો એવો ઉત્તર આપ્યો હતો કેઃ—"તમે તમારી શક્તિથી હજી સુધી પૂરેપૂરા પરિચિત નથી." બિસ્માર્કનો ઉત્તર સ્પષ્ટ હતો. તે દર્શાવતો હતો કેઃ—" આપણે અસંતુષ્ટ બવેરિયા જોઇતું નથી. પોતાની સ્વતંત્ર ઇચ્છાપૂર્વક આપણને

મળી જાય એવા બવેરિયાની આપણને જરૂર છે." આથી કરીને બિસ્માર્કે બવેરિયાને પોતાંના સામ્રાજ્યમાં લાવવા છતાં પણ તેને ઘણી એક સ્વાધીનતા આપી દીધી. શાંતિના સમયમાં બવેરિયાનો રાજા પોતાની સેનાનો સેનાપતિ રહી શકશે; તેની સેનાને પ્રશિયન ધોરણ પ્રમાણે વર્તવું પડશે નહિ. તેને બીજા દેશો સાથે વ્યવહાર ચલાવવાની પણ કેટલીક સ્વતંત્રતા રહેશે. આવી કંઇએક છુટોને લીધે બવેરિયા ઘણી ખુશીથી જર્મન એકતામાં આવી મળ્યું. બવેરિયાની સાથે સંધિ પૂરી કરીને બિસ્માર્કે પોતાના કાર્યાલયમાં જઇને કહ્યું કે:—"કાર્ય થઇ ગયું, એકતા પૂરી થઇ ગઇ અને તે સાથેજ વિલિયમ કયસર પણ બની ગયો."

આ વિચિત્ર એકતાને માટે લોકો એ સમયે બિસ્માર્કપર ઘણા દોષ મૂકતા હતા. રાજનીતિજ્ઞો, વર્ત્તમાનપત્રોના સંપાદકો તથા ધંધાદારી વક્તાઓ આ નવીન બંધારણને નિહાળીને આશ્ચર્ય પામતા હતા, અને કહેતા હતા કે, "બિસ્માર્કની આ નવીન રચના રાજનીતિના સિદ્ધાંતોથી વિપરીત છે. આ તે કાંઇ એકતા છે? જો એનું નામજ સામ્રાજ્ય હોય તો પછી ગોળ પથરાઓના ઢગને પહાડ શામાટે ન કહેવાય?" એ લોકોની ભવિષ્યવાણી હતી કે, "આવી વિચિત્ર એકતા ઘણા દિવસ સુધી ટકી શકશે નહિ." જર્મન સામ્રાજ્યનો કોઇ અવયવ સ્વતંત્ર તો કોઇ પરતંત્ર છે. કોઇને દશ અધિકાર છે. કોઇ પાંચ અધિકારથી સંતુષ્ટ છે તો કોઇ સર્વથા તન્મય બની ગયું છે. બિસ્માર્કે પોતેજ આ ઐક્ય કરીને કહ્યું હતું કે:—

"પત્રસંપાદકો સંતુષ્ટ નહિ થાય, ઇતિહાસલેખક સંભવતઃ અમારી એકતાને સિદ્ધાંતવિરૂદ્ધની કહેશે, કદાચ તેઓ એમ પણ કહેશે કે "મૂર્ખ બિસ્માર્કે રિયાસતો પાસે વિશેષ શરતો માગી શકત અને તે તેને અવશ્ય મળી જાત, તેમને તે માનવીજ પડત, તેનું બળજ તેના અધિકારરૂપ હતું;" પરંતુ મારી ઇચ્છા હતી કે, એ લોકો અહીંથી

સંતુષ્ટ થઇને જાય. જે સંધિપત્રોપર લોકોની પાસે બળાત્કારથી સહીઓ કરાવવામાં આવે તે સંધિઓથી શો લાભ છે? હું તેમની નિર્બળ સ્થિતિનો લાભ લેવાની ઇચ્છા રાખતો નથી. એકતાના દોષ છે; પરંતુ દોષોને કારણેજ તે વિશેષ પ્રબળ છે.”

બિસ્માર્કનું કહેવું વાસ્તવિક હતું. સમયે તેને સિદ્ધ કરી બતાવ્યું છે. એ વિચિત્ર એકતાએ આજે અર્ધી સદી પસાર કરી છે, મહાન સંકટોમાં પણ એ એકતાએ સ્થિરતા ધારણ કરી રાખી છે. જર્મન સામ્રાજ્ય આજે પણ એક છે, તથા બિસ્માર્કની અદ્ભુત બુદ્ધિનો પરિચય કરાવી રહ્યું છે. આ વાતો સિદ્ધ કરે છે કે, આ સંસારના અસલી કાયદાઓને સમજવાને માટે પુસ્તકવિદ્યા કરતાં વિશેષ પ્રબળ સાધનની જરૂર રહે છે. પુસ્તકોમાં સંસારના નિયમોનો અંત નથી; માત્ર પ્રારંભજ છે.

જર્મની એક થઇ ગયું; હવે પ્રશિયાના રાજાને સમ્રાટ્–પદવીથી વિભૂષિત કરવાનું કાર્ય બાકી રહ્યું. વિલિયમના સિદ્ધાંતો દૃઢ હતા. તેનો મત એવો હતો કે, પ્રજાના કહેવાથી તે સમ્રાટ્‌ના અધિકારને પોતાના હાથમાં લેશે નહિ. જ્યારે જર્મનીની રિયાસતોના સત્તાધિકારીઓ એકઠા થઇને એક સ્વરે તેને વિનતિ કરશે ત્યારેજ તે સમ્રાટ્‌ના અધિકારને પોતાના હાથમાં લેશે. હવે એ કાર્ય કઠિન રહ્યું નહિ. સઘળી નાની નાની રિયાસતોએ મળીને બવેરિયાના સત્તાધિકારીને ઉપર પ્રમાણેની વિનતિ વિલિયમને પત્રદ્વારા મોકલવાનું કહ્યું. બવેરિયાના સત્તાધિકારીએ એ વાત કબૂલ કરી, તથા તેણે બિસ્માર્કની સલાહ લઇ વિલિયમ તરફ જે વિનતિપત્ર મોકલવાનો હતો તે બિસ્માર્કે પાસેજ લખાવી, તેની નકલ કરી પોતાની સહી કરી, તથા નીચે બીજી બધી રિયાસતોના સત્તાધિકારીઓની સહીઓ લઇને એ વિનતિપત્ર વિલિયમ તરફ મોકલ્યો. વિલિયમે એ વિનતિપત્રને સ્વીકારી તેમાંની વિનતિ

માન્ય કરી અને સમ્રાટ્નો અધિકાર પોતાના હાથમાં લીધો.

હજી સુધી પારિસનો ઘેરો પડેલોજ હતો. વિલિયમનો તંબુ પારિસથી થોડેજ દૂર હતો. ફ્રેન્ચ રાજાઓના પ્રસિદ્ધ મહેલ વરસાઇલ્સ (Vesrailles) માં ઇ. સ. ૧૮૭૧ ના જાન્યુઆરી માસની ૧૮ મી તારીખે એક મહોત્સવ કરવામાં આવ્યો. એ મહોત્સવમાં પ્રશિયન રાજાના સેવક પ્રિન્સ બિસ્માર્કે સામ્રાજ્યનો રાજમુકુટ રાજા વિલિયમના મસ્તકપર મૂક્યો. એ દિવસથી પહેલો વિલિયમ, જર્મન સમ્રાટ્ અગર તો કયસર તરીકે ઓળખાવા લાગ્યો. બિસ્માર્કનો જન્મ સફળ થયો. તેના અથાગ પરિશ્રમોનું પરિણામ સંસારની સન્મુખ ઉજ્વળ રૂપથી પ્રકાશવા લાગ્યું. કૃતજ્ઞતા તથા પ્રેમના ભાવથી ભરેલી જર્મન પ્રજાએ સાધુવાદના કલરવથી પોતાના દેશના પરમ સુપુત્ર બિસ્માર્કનું અભિનંદન કર્યું; તથા પહેલા વિલિયમે આ અપૂર્વ સેવાઓના બદલામાં બિસ્માર્કને 'કાઉન્ટ'ની ઉપાધિથી વિભૂષિત કર્યો. સઘળા લોકો ઘણા ખુશી થયા. પહેલા વિલિયમે સમ્રાટ્પદને પ્રાપ્ત કરીને તથા બિસ્માર્કે પોતાનો હેતુ પાર પાડીને, અને જર્મન પ્રજાએ સ્વાધીનતા અને એકતા પ્રાપ્ત કરીને એક એવા અમૃતનું પાન કર્યું કે જે અમૃત એવાજ લોકોને પ્રાપ્ત થાય છે કે જેમનામાં પ્રાણ—ચૈતન્ય હોય છે, જેમનામાં સ્વાર્થ-ત્યાગ હોય છે અને જેઓ માતૃભૂમિની વેદીપર પોતાનાં માંસ અને લોહીનું બલિદાન કરવાને માટે તૈયાર હોય છે.

હે સ્વાધીનતા ! તું લોહીની તરસી છે. હે એકતા ! તું વ્યક્તિની સત્તાને બુઝાવી દે છે. જર્મનીના સુપુત્રોએ લોહીની નદીઓથી યજ્ઞ રચ્યો, અને સમગ્ર રાષ્ટ્રની સત્તામાં પોતાની સત્તાને લય કરી દીધી. દેવીઓ ! આ માટેજ તમે તેમનાપર કૃપા કરી. તમે ધન્ય છો તથા એ સુપુત્રો પણ ધન્ય હતા. તમને અમારા વારંવાર પ્રણામ છે.

# ભાગ ૭મો—જીવનનાટકની પૂર્ણાહુતિ.

## પ્રકરણ ૧ લું—લગભગ વીસ વર્ષ.

જર્મન રાષ્ટ્રનું કાર્ય પૂરૂં થઇ ગયું અને તે સાથેજ આ ગ્રંથનો વિષય પણ પૂરો થયો. જર્મન રાષ્ટ્રની પુનઃ સ્થાપનામાં બિસ્માર્કનો જે ભાગ હતો, તેનું વર્ણન કરવું એજ માત્ર આ ગ્રંથનો ઉદ્દેશ હતો તે લગભગ પૂરો થઇ ગયો છે. નવ વર્ષ પહેલાં જર્મની લગભગ ટુકડે-ટુકડા બની ગયું હતું; તેના અંગેઅંગમાં વિદ્રોહ મચી રહ્યો હતો. પ્રજાનો રાજાઓમાં બિલકુલ વિશ્વાસ નહોતો; તથા રાજાઓનો પ્રજામાં વિશ્વાસ નહોતો. પ્રશિયા કે જે જર્મનીની મુખ્ય રિયાસત હતી તે ફાટવાને માટે જ્વાળામુખી જેવી બની ગઇ હતી. પરસ્પરના વાદ-વિવાદોએ રાષ્ટ્રની સઘળી સ્થિરતાનો નાશ કર્યો હતો. રાજા વિલિયમનું ચિત્ત પણ સર્વાંશે અસ્થિર હતું. રાજ્યની પરિસ્થિતિ જોઇને તે વ્યાકુળ બની ગયો હતો. તે પ્રશિયા તથા તેદ્વારા જર્મનીને આસ્ટ્રિયાના પંઝામાંથી છોડાવવાને માટે સૈન્યની ઇચ્છા રાખતો હતો; પરંતુ પ્રજા ઇન્કાર કરતી હતી. વિલિયમની આગળ રાજ્યાધિકારનો ત્યાગપત્ર પડ્યો હતો. આવી સ્થિતિમાં જર્મનીના રાજ્યરૂપી ગગનમંડળમાં એક નવા સિતારાએ પોતાનું તેજ ઝળકાવ્યું.

બિસ્માર્ક યૂરોપના રાજનૈતિક રણક્ષેત્રમાં ઉતરી પડ્યો; તથા તેણે પોતાની ઇચ્છાશક્તિ, બુદ્ધિમત્તા તેમજ કાર્યકુશળતાના બળથી જ્યાં અભાવ હતો ત્યાં ભાવ કરી દીધો; જ્યાં અંધકાર હતો ત્યાં રોશની ફેલાવી દીધી; જ્યાં પરાધીનતાની રાત્રિ હતી ત્યાં સ્વાધીનતાનું પ્રભાત ચમકી ઉઠયું; જ્યાં અનેકતાની વિષવેલી ફેલાઇ રહી હતી, ત્યાં એકતાનું

અમૃત વરસવા લાગ્યું. જે વિલિયમ એક વખતે ત્યાગપત્ર લખીને બેઠો હતો તે આજે રાજાને બદલે સમ્રાટ્ બની ગયો.

બિસ્માર્કે આ નવ વર્ષમાં આટલું મોટું કાર્ય કર્યું હતું કે, જેટલું કાર્ય એક વ્યક્તિને પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠાની ઉંચામાં ઉંચી સીડીપર ચઢાવવાને માટે પૂરતું થઈ પડે. તેને જર્મન સામ્રાજ્યનો પિતા સમજવામાં આવતો હતો. યુરોપના રાજનીતિજ્ઞો તેને પોતાનો મુખ્ય માનવામાં સંકોચાતા નહોતા. લોકો એમ ધારતા હતા કે બિસ્માર્ક હવે કાર્યક્ષેત્રથી જુદો થઈ જશે. તેઓનું એમ કહેવું હતું કે, હવે બિસ્માર્ક જે કાંઈ કરશે તેથી તેની પ્રતિષ્ઠા વધશે નહિ, પરંતુ ઓછી થશે; પરંતુ લોકોને તેમની આ ભવિષ્યવાણીમાં જૂઠા પડવું પડયું. આવા ક્ષુદ્ર વિચારોનો સહજ પણ ખ્યાલ કર્યા સિવાય બિસ્માર્ક, કયસર વિલિયમના કહેવાથી નવીન જર્મન સામ્રાજ્યનો મુખ્ય પ્રધાન બની ગયો. સંસારના મહાપુરૂષોની શક્તિ એવી હોય છે કે, જે ઉપયોગમાં આવવાથી ઓછી નહિ થતાં વધે છે. કસરતથી જેમ શરીર પુષ્ટ થવા સાથે હાડકાં મજબુત થાય છે, તેવીજ રીતે તેની કાર્યશક્તિ વધી જાય છે. આ પ્રમાણેજ અસાધારણ પ્રતિભા પણ ઉપયોગમાં આવીને સવિશેષ પ્રકાશી ઉઠે છે. સાધારણ લોકો એ પ્રતિભાના અસામાન્ય વિજયને જોઈને એમ સમજવા માંડે છે કે, હવે આ પ્રતિભા પોતાનું કાર્ય પૂરૂં કરી ચૂકી, હવે તો તે સુરક્ષિત રહે એટલીજ જરૂર છે. એજ સમયે વસ્તુતઃ તે બીજાં મહાન કાર્ય સંપન્ન કરવાને માટે, નવીન ક્ષેત્રોમાં ચમક દર્શાવવાને માટે, નવીન આકાશમાં પ્રકાશ રેડવાને માટે તૈયારી કરતી હોય છે. લોકો સમજતા હતા કે, નેપોલિયનનું પેટ આસ્ટિર્લિજના યુદ્ધથી ભરાઈ જશે, તે પછી તેઓએ કલ્પના કરી કે તેની પ્રચંડ પ્રતિભા વાગ્રામપર શાન્ત થશે, પરંતુ નહિ: તેની પ્રતિભા તો દિવસે દિવસે તીક્ષ્ણ થતી ગઈ અને અંતે પોતાના

આધારની હત્યા કરીનેજ શાંત થઇ.

જર્મન સામ્રાજ્યની સ્થાપના પછી લગભગ વીસ વર્ષ સુધી બિસ્માર્ક પોતે તૈયાર કરેલી ફુલવાડીનું રક્ષણ કરતો રહ્યો. જર્મનીનો શબ્દ એ વીસ વર્ષ સુધી યુરોપને માટે દૈવી ગુંજારવની માફક રહ્યો. પ્રત્યેક દેશનો રાજનીતિજ્ઞ કાન ધરીને સાંભળી રહેતો કે, જર્મનીના રાજકીય વિભાગ તરફથી કયા શબ્દો નીકળે છે ? બિસ્માર્કે એ વીસ વર્ષોમાં જે નીતિ રાખી, તે "શાંતિદ્વારા ઉન્નતિ અને ઉન્નતિદ્વારા શાંતિ" ની નીતિ કહેવાય છે. તે જાણતો હતો કે, હવે જર્મન સામ્રાજ્ય પોતાની સ્વાભાવિક સીમાઓ સુધી જઇ પહોંચ્યું છે. તેને હવે આગળ વધારવાનો યત્ન કરવાથી કરેલા કાર્યનો પણ નાશ થઇ જશે.

ઇ. સ. ૧૮૭૭ માં તુર્કીના ઝગડામાં રશિયા તથા ઇંગ્લાંડે હથિયારો કાઢયાં હતાં, એ સમયે સઘળા દેશોએ મળીને એ તકરારનું સમાધાન કરવાનું વિચાર્યું હતું. એ પ્રકારમાં બિસ્માર્કે આગળ પડતો ભાગ લીધો હતો. તકરારનો અંત લાવવા માટે યુરોપના રાજપ્રતિનિધિઓની એક સભા બર્લિનમાં બોલાવવામાં આવી, જે સભામાં બિસ્માર્કને પ્રમુખની પદવી આપીને યુરોપે તેની પ્રતિભા આગળ પોતાનું મસ્તક નમાવ્યું. એ સભામાં ભાષણ કરતાં બિસ્માર્કે પોતાની નીતિ નીચેના શબ્દોથી જાહેર કરી હતી.

"અમે નેપોલિયનના માર્ગપર ચાલવા ચહાતા નથી. અમે યુરોપના ભાગ્યના નિશ્ચાયક અથવા તો શિક્ષક બનવા ચહાતા નથી. અમે સેનાનો ડર દર્શાવીને અન્ય દેશોના ગળામાં પોતાની નીતિ ઠાંસવા ચહાતા નથી."

બિસ્માર્ક રાજનીતિજ્ઞ હતો. તે જાણતો હતો કે, જર્મન સામ્રાજ્યની સ્થાપનાને માટે જેટલાં યુદ્ધોની અવશ્યક્તા હતી તેટલાં થઇ ગયાં છે, હવે તો સામ્રાજ્યને સુદૃઢ કરવાની જરૂર છે, અને જો

શાંતિ સ્થિર રહી શકે તોજ એ દૃઢતા બની શકે તેમ હતી.

પરંતુ શાંતિ કેવી રીતે રહે? શાંતિની આશા થોડી હતી. જર્મન સામ્રાજ્યની એક તરફ અભિમાની ફ્રાન્સ હતું, જે સૈકાંઓથી બીજાઓના ઉપર અત્યાચાર કરવાનુંજ સમજતું હતું; પરંતુ ૧૯ મા સેકાએ તેને આ નવું શિક્ષણ પણ દર્શાવી દીધું. પહેલા નેપોલિયનના સમયમાં ફ્રાન્સનો પહેલો પરાજય થયો હતો. એ સમયે ફ્રેન્ચ લોકોને એટલો સંતોષ રહી ગયો હતો કે, તે સમસ્ત યુરોપની એકત્ર થયેલી શક્તિઓથી પરાજય પામ્યું છે. સમસ્ત સંસારની વિરૂદ્ધ યુદ્ધ કરવાનું ધ્યાન–પછી ભલેને ગમે તો તેવા યુદ્ધમાં પરાજય થાય તોપણ–આત્માભિમાન ઉત્પન્ન કરનારૂં છે; પરંતુ ઈ૦ સ૦ ૧૮૭૧ માં તે અભિમાન પણ ન રહ્યું; એકલા જર્મનીએજ તેના ગર્વને ઉતારી નાખ્યો. શું અભિમાની ફ્રેન્ચ જાતિ પોતાના આવા સખ્ત પરાજયને કદીપણ ક્ષમા કરી શકે ખરી? બિસ્માર્ક આંધળો નહોતો કે તે ફ્રાન્સથી આવનારા ભયને ભૂલી જાય. તેનો એવો નિશ્ચય હતો કે, ફ્રાન્સ તથા જર્મનીની સીમાઓપર ફરી પણ એક વાર રણચંડીનું નૃત્ય થશે તથા તે દિવસેજ બન્ને દેશોમાંથી કયો દેશ જીત્યો અને કયો મરી ગયો તેનો નિશ્ચય પણ થઈ જશે. બિસ્માર્કે આ આવનાર ભયને નિવારવાના બે વિચાર કરી રાખ્યા હતા. પહેલો બચાવ જર્મનીની તૈયારીનો હતો. જે દેશનાં પોતામાંજ શક્તિ નથી, તેને મિત્ર દેશોની એકત્ર શક્તિ પણ બચાવી શકતી નથી. એ દેશને પ્રબળ શત્રુના દંડ આગળ નમવુંજ પડશે. બિસ્માર્કે પોતાની સેનામાં કોઇ પણ પ્રકારનું ઓછાપણું રહેવા દીધું નહિ, ઉલટો તે તેની કાર્યશક્તિને વધારવાનાજ યત્નો દિન પ્રતિદિન કરતો રહ્યો. તે સાથેજ તેણે રશિયાની સાથે પ્રીતિનો સંબંધ બાંધ્યો. ઈ૦ સ૦ ૧૮૭૦ નું યુદ્ધ થતાં પહેલાં પણ રશિયા સાથે પ્રશિયાનો સારો સંબંધ હતો. બિસ્માર્કે એ

સંબંધને સાચવી રાખ્યો. બીજી તરફથી તેણે આસ્ટ્રિયાની સાથે પણ ખૂબ સારો સંબંધ જાળવી રાખ્યો હતો. આ તેની નીતિનું પ્રથમ પગથીઉં હતું.

ઈ. સ. ૧૮૭૮ માં સ્થિતિ બદલાઈ ગઈ. જર્મનીની દિન દિન ઉન્નતિ થતી જોઈને રશિયાના મનમાં ખટકો થવા લાગ્યો. વિશેષે કરીને બર્લિનની કોંગ્રેસમાં રશિયાને બિસ્માર્કથી ઘણી અડચણ થઈ હતી. રશિયા ઈચ્છતું હતું કે, તે કોઈ પણ પ્રકારે તુર્ક રાજધાની કોન્સ્ટાન્ટિનોપલ પહોંચે; આ કાર્યમાં તે બિસ્માર્કની સહાયતા ઈચ્છતું હતું, પરંતુ તેના તરફથી તેવી સહાયતા નહિ મળ્યાથી તે નારાજ બની ગયું. તેનું પ્રેમસૂત્ર જર્મનીની પાર નીકળી જઈને હવે ફ્રાન્સની સાથે બંધાવા લાગ્યું. બિસ્માર્ક સમજી ગયો કે આ નવીન ઐકયનું તાત્પર્ય શું છે ? પોતાની કામનાઓ પૂરી કરવામાં જર્મનીની સહાયતા નહિ મળવાથી રશિયા ફ્રાન્સની તરફ હાથ લંબાવવા લાગ્યું. બિસ્માર્ક પણ કાંઈ સૂઈ રહ્યો નહોતો. તેણે આ ઐકયની વિરૂદ્ધ પડવાને માટે એક નવીનજ એકતા કરવા માંડી, કે જે 'ત્રિપુટીના ઐકય'ના નામથી પ્રસિદ્ધ છે; આ ઐકય જર્મની, આસ્ટ્રિયા તથા ઈટાલી વચ્ચે થયું હતું.

આ ઐકયનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે, જો ફ્રાન્સ તથા રશિયા મળી જઈને આક્રમણ કરે તો જર્મની પણ પોતાના મિત્રો પાસેથી સહાયતા મેળવી શકે. ઐકયની શરત એ હતી કે, જો જર્મની અગર તો આસ્ટ્રિયાપર રશિયા આક્રમણ કરે તો બીજું રાજ્ય પોતાના મિત્રને સહાયતા આપશે અને જો કદાચ એ બન્નેમાંથી કોઈ એકના પરજ ફ્રાન્સ આક્રમણ કરે તો બીજી શક્તિ તટસ્થ રહેશે; અને જો રશિયા અને ફ્રાન્સ એકત્ર થઈને આક્રમણ કરશે તો આસ્ટ્રિયા અને જર્મની એકત્ર થઈ જઈને યુદ્ધ કરશે. ઈટાલી પણ આ ઐકયમાં એકત્ર થઈ ગયું. રશિયાની સાથે મૈત્રી રાખવામાં જર્મનીને પ્રથમ જે લાભ

હતો તે તેને હવે આ નવીન એકતાથી પણ મળી ગયો. ઇ. સ. ૧૮૭૮ પછીનાં ૩૬ વર્ષોનો યુરોપનો ઇતિહાસ એ આ ઐક્યનો તથા તેના જવાબમાં રચાયલા ઇંગ્લાંડ, ફ્રાન્સ તથા રશિયાના ઐક્યના સંઘર્ષનો ઇતિહાસ છે.

દેશમાં પણ બિસ્માર્કને શાંતિથી બેસવાનું મળ્યું નહિ. તેને વિશેષ યુદ્ધ સમષ્ટિવાદી પક્ષની સાથે કરવું પડયું, ઘણા સમય અગાઉથીજ આ સમષ્ટિવાદી પક્ષ પેદા થઇ ચૂકયો હતો. ચાલુ શાસનને આ પક્ષ નુકસાનકારક સમજતો હતો, અને મુખ્યત્વે કરીને એ પક્ષ રાજસત્તાનો વિરોધી હતો. મજુરો તથા નિર્ધન મનુષ્યોની તરફ આ પક્ષનું વિશેષ ધ્યાન હતું, બિસ્માર્કને આ સમષ્ટિવાદીઓનાં કામો પ્રત્યે કશી પણ સહાનુભૂતિ નહોતી. તે તેમને સમાજના માર્ગમાં રોડાંની સમાન સમજતો હતો, તેમને દબાવવા માટે બિસ્માર્કે કેટલાય યત્ન કર્યા. જોસવાળા સમષ્ટિવાદીઓની મૂર્ખતાએ તેને તેનો ગુસ્સો કાર્યના સ્વરૂપમાં દર્શાવવાનો પ્રસંગ પણ આપ્યો. બે યુવકોએ થોડા થોડા દિવસને અંતરેજ સમ્રાટ્ વિલિયમપર ગોળીનો પ્રહાર કર્યો. અજ્ઞાની મિત્ર જ્ઞાની શત્રુ કરતાં અનેકગણો વિશેષ ભયંકર નિવડે છે. સમષ્ટિવાદના સેવકોએ આમ કરીને તેમના વિરોધીઓના હાથમાં હથિયારો આપી દીધાં. બિસ્માર્કે, પ્રતિનિધિસભા મારફત કેટલાક એવા નિયમો બનાવડાવ્યા, કે જે નિયમોથી આ વધતા પક્ષને દબાવી શકાય. નિયમો ઘણા કઠોર હતા, તથા તે ઘણી કઠોરતાથીજ અમલમાં લેવાયા. બિસ્માર્કે પોતાના તરફથી સઘળું જોર વાપર્યું; પરંતુ જે સભા તથા સમાજ કોઇ સત્ય સિદ્ધાંતપર સ્થિર હોય છે, તેનો કોઇ પણ નાશ કરી શકતું નથી. ઇતિહાસે જો કોઇ એક પરિણામ સંસારને શિખવાડયું હોય તો તે એ છે કે, રાજનિયમનું બળ પ્રજાની સ્વતંત્ર ઇચ્છાના બળથી કેટલુંએ કમી છે. બિસ્માર્કના સઘળા યત્નો સમષ્ટિવાદ-

રૂપી ભઠ્ઠીમાં ઘીની આહુતિઓના જેવાજ થયા. સમષ્ટિવાદ વધતોજ ગયો, તથા આજે જર્મનીના સઘળા રાજનૈતિક પક્ષોમાં એજ પક્ષ વિશેષ પ્રબળ છે.

બિસ્માર્કે દેશહિતને માટે જે શાસન ચલાવ્યું તે શાસનનું અ-થેતિ વર્ણન કરવાનું અમારી પાસે સ્થાન નથી; તેમજ આ પુસ્તકનો એવો ઉદ્દેશ પણ નથી. જે આર્થિક સુધારાઓએ જર્મનીને આજે કળા-કૌશલમાં આટલી ઉન્નતિએ પહોંચાડયું છે તે સુધારાઓનું બીજ બિસ્મા-ર્કેજ વાવ્યું હતું. તે જર્મનીનો પિતા હતો. પિતાની માફકજ તેણે જર્મનીનું વીસ વર્ષ સુધી પ્રતિપાલન કર્યું હતું. કવચિત્ કવચિત્ તેને શાસનમાં ઘણી કઠિનતા નડતી હતી, પ્રતિનિધિસભાઓ તેના માર્ગ-માં અટકાવ કરતી હતી; પરંતુ બિસ્માર્ક એવો નામર્દ નહોતો કે, એવા અટકાવને સહન કરી શકે. જો કે તે સભાઓથી ઘણો નારાજ થઇ જતો હતો તોપણ તેનું કાર્ય પૂરૂં થઇ જતું હતું, અને જે કાંઇ તે ઇચ્છતો હતો તે અવશ્ય મેળવીજ શકતો હતો.

જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ જર્મનીની નવી સંતતિનાં હૃદયોમાં બિસ્માર્કને માટે વિશેષ શ્રદ્ધા ઉત્પન્ન થતી ગઇ. બિસ્માર્ક લોકોને માટે પૂજા કરવા યોગ્ય મૂર્તિના જેવો થવા લાગ્યો. ઇ૦ સ૦ ૧૮૮૨ માં તેની ૭૦ મી વર્ષગાંઠ ઘણી ધામધૂમથી ઉજ-વવામાં આવી. એ દિવસે સમસ્ત દેશમાં મહોત્સવ મનાયો. કૃતજ્ઞ જર્મન-વાસિઓએ પોતાના ભાવને પ્રકાશિત કરવાને માટે વીસ લાખ માર્કની રકમ એકઠી કરી અને આ રકમ તેમણે બિસ્માર્કને ભેટ કરી. જાતિ-એ આપેલી આ પ્રેમમયી ભેટનો બિસ્માર્કે શિર ઝુકાવીને સ્વીકાર કર્યો; તેણે આ દ્રવ્યમાંથી કેટલુંક દ્રવ્ય ખર્ચીને શૌનહૌઝન નામના ગામની પોતાની પ્રાચીન જાગીર ખરીદી લીધી; અને બાકીનું દ્રવ્ય વિદ્યાલયોને-માટે યોગ્ય અધ્યાપકો તૈયાર કરવાના એક ઉપયોગી શિક્ષણાલયમાં

ખર્ચ્યું. કૃતજ્ઞ પ્રજાનું ધન સ્વીકારીને બિસ્માર્કે પોતાનું પ્રેમવાત્સલ્ય દર્શાવ્યું તથા એ ધનમાંના મોટા ભાગને પ્રજાને માટેજ ખર્ચીને પોતાની મહાનુભાવતાનો પરિચય આપ્યો.

ઈ૦ સ૦ ૧૮૮૮ ના માર્ચ માસની ૮ મી તારીખે સમ્રાટ્ વિલિયમનો પરલોકવાસ થયો. આ સમયે તે લગભગ ૯૧ વર્ષનો હતો; જ્યારે આપણે વિલિયમ તથા બિસ્માર્કનાં નામને યાદ કરીએ છીએ ત્યારે આપણા અંતઃકરણમાં ચંદ્રગુપ્ત અને ચાણક્યનું સ્મરણ થાય છે.ચંદ્રગુપ્ત તથા ચાણક્યની માફક એમણે પણ આપત્તિઓને સાથે રહી સહન કરી. સાથેજ રહીને એવી ભયાનક જીવનયાત્રા કરી કે જે યાત્રામાં ચૂકથી ભરાયલું એક પણ ડગલું યાત્રા કરનારને મૃત્યુકૂપમાં નાખવાને માટે પૂરતું હતું. ધૈર્ય તેમજ પરાક્રમથી બન્ને સાથેજ આકાશમાં દેખાયા, અને જ્યાં સુધી સંસારની ઉચ્ચતમ પદવીપર બિરાજ્યા નહિ ત્યાં સુધી ઉંચે ને ઉંચે ચઢતાજ ગયા. આ બન્ને આત્માઓ જર્મનીના પ્રાણદાતા તરીકે પૂજાવા લાગ્યા. બન્નેનો એક બીજાની સાથે જે સ્નેહ હતો તે પણ અગાધ હતો. વિલિયમ પ્રત્યે બિસ્માર્કની જે ભક્તિ હતી તે ભક્તિનું વર્ણન આ ગ્રંથમાં કેટલેક સ્થળે આવી ગયું છે. વિલિયમનો બિસ્માર્ક પ્રત્યે જે પ્રેમ હતો તેનું એકજ ઉદાહરણ અત્ર બસ થઈ પડશે. ઈ૦ સ૦ ૧૮૭૭ માં સ્વાસ્થ્ય બગડવાથી તથા કેટલાક રાજકીય પ્રકારોથી કંટાળીને બિસ્માર્કે પોતાના પ્રધાનપદનું રાજીનામું આપી દીધું. કયસરે એ રાજીનામાની એક બાજુએ 'કદાપિ નહિ' એમ લખીને તે પાછું મોકલી આપ્યું.

સાચો ઉદાર અને વીર વિલિયમ સંસારમાંથી ચાલ્યો ગયો—બિસ્માર્ક જે લાકડીના ટેકાથી ઉભો હતો તે લાકડી પડી ગઈ. તેની પછી તેનો પુત્ર ફ્રેડરિક સમ્રાટ્ થયો. ફ્રેડરિક ઘણો ઉદાર તેમજ બુદ્ધિમાન શાસક હતો. પ્રજાને તેના તરફજ ઘણી મોટી મોટી આશાઓ

હતી. બિસ્માર્કની સાથે તેનો સંબંધ પણ અનુકૂળ હતો; પરંતુ દૈવે તેને જર્મનીનો શાસક ઘણા કાળ સુધી રહેવા દીધો નહિ. માત્ર ૯૦ દિવસ રાજ્યાધિકાર ભોગવીનેજ તેનો દેહાન્ત થઇ ગયો. આ ૯૦ દિવસ પણ તે બિમારજ રહ્યો હતો.

ફ્રેડરિકની પછી યુવરાજ 'વિલિયમ' 'બીજા વિલિયમ'ના નામથી સમ્રાટ્‌ના સિંહાસનપર આરૂઢ થયો. આ રાજ્યારોહણની સાથે જર્મની-ના જીવનમાં એક નવોજ યુગ શરૂ થાય છે અને તેની સાથેજ બિસ્માર્કના જીવનરૂપી નાટકનો પણ અંતિમ અંકનો પડદો ઉંચો થાય છે.

## પ્રકરણ ૨ જું—જીવનલીલાનો અંત.

નવો સમ્રાટ્ નવયુવક હતો. તે જર્મનીની એવી સંતતિમાંનો હતો કે જે સંતતિ બિસ્માર્કને દેશનો પિતા સમજતી હતી. તેણે રાજનીતિ સંબંધીનું જ્ઞાન બિસ્માર્ક પાસેથીજ મેળવ્યું હતું; આથી કરીને મુખ્ય પ્રધાનમાં નવા કયસરનો ઘણો વિશ્વાસ હતો. બીજી તરફથી તે દૃઢ ઇચ્છાશક્તિવાળો, આત્મવિશ્વાસુ અને પ્રૌઢ હતો. બિસ્માર્કે જર્મનીના સમ્રાટ્‌ને પ્રજાની દૃષ્ટિમાં ઇશ્વરનો દૂત પ્રસિદ્ધ કર્યો હતો, તથા રાજાના ઈશ્વરીય અધિકારોના પક્ષનું સમર્થન કર્યું હતું. નવીન કયસરના અંતઃકરણમાં આ વિચારો સર્વાંશે સ્થાન મેળવી ચૂક્યા હતા. તેણે બિસ્માર્ક મારફતજ સાંભળ્યું હતું કે, રાજાની ઇચ્છાશક્તિ દેશમાંની સઘળી ઇચ્છાશક્તિઓની ઉપરી હોવી જોઇએ. તેને પોતાનાપર ઘણો વિશ્વાસ હતો. તેની નિરંતર ક્રિયાશક્તિ તથા વધી ગયેલી ઇચ્છાઓ સૂચવતી હતી કે રાજા તથા પ્રધાન વચ્ચે જોઇએ એવો મેળ મળશે નહિ. લોકોને પણ એ સંબંધી સંદેહ હતો.

એ સમયે જર્મનીની જે શાસનપ્રણાલી હતી, તેનો કર્ત્તા-ધર્ત્તા

મુખ્ય પ્રધાનજ હતો. રાજા માત્ર મુખ્ય પ્રધાનને સહાયતા કરનાર હતો, મુખ્ય પ્રધાન તેના વિશ્વાસે ઉભો થઇને સઘળાં કાર્યો કરતો હતો; પરંતુ તેને કાંઇ સ્વતંત્ર કાર્ય કરવાનો અધિકાર નહોતો. આમ થવામાં બિસ્માર્કનું અસાધારણ વ્યક્તિત્વ કાંઇક કારણભૂત હતું; કે જેના ગૌરવની આગળ કયસરનું તેજ નરમ પડી જતું હતું, બિસ્માર્કે તૈયાર કરેલી રાજ્યસંસ્થા પણ કાંઇક કારણભૂત હતી. એ સંસ્થામાં સમ્રાટ્ માત્ર નામનોજ મુખ્ય પુરૂષ રહી ગયો હતો. મુખ્ય પ્રધાન સિવાય બીજા કોઇ પણ પ્રધાન કે રાજ્યાધિકારીની સાથે તે સીધો વ્યવહાર રાખી શકતો નહોતો. મુખ્ય પ્રધાનના આધારપરજ રાજાની સઘળી ઇચ્છાઓ અવલંબન કરી રહેતી હતી. જે લોકો નવીન સમ્રાટ્ના શાહી સ્વભાવથી પરિચિત હતા, તેઓને સંદેહ રહ્યા કરતો કે, બિસ્માર્કની પ્રધાનતા લાંબો સમય ચાલશે કે નહિ ? પહેલો વિલિયમ સરળ સ્વભાવનો યોદ્ધો હતો. તેને કાબુમાં રાખવો એ સહેલું કાર્ય હતું. ફ્રેડરિક માત્ર ત્રણ માસ સુધીજ સમ્રાટ્ રહ્યો, તથા એટલા દિવસ પણ તે બિમારજ રહ્યો. કોણ જાણે છે કે તે પણ કસવામાં આવેલી લગામને ક્યાં સુધી સહન કરી શકત. બીજો વિલિયમ હજી યુવાન હતો. તેનું ઘણું ખરૂં જીવન હજી બાકી રહેલું હતું. શું તે પણ બિસ્માર્કના અંગુઠા નીચે રહેશે ? શું તે પણ ગુરૂ બિસ્માર્કનો ભક્ત શિષ્ય બનશે ? કેટલાક જાણીતા લોકોમાં આ સંબંધી ઘણી ચર્ચા ચાલવા લાગી.

આ સમયે બિસ્માર્ક પોતાના યત્નોમાં સફળ થઇ ચૂક્યો હતો. તેણે જર્મન રાજ્યને ફરીથી જન્મ આપ્યો હતો; તથા તે નવીન બાળકનું વીસ વર્ષ સુધી પાલન કર્યું હતું. આવું મહાન કાર્ય સંસારમાં કેટલા મહાપુરૂષોએ કર્યું છે ? જેણે સંસારની કાયામાં આવો મહાન ફેરફાર કરી નાખ્યો હોય, એવા મહાપુરૂષો સંસારમાં ગણ્યા—ગાંઠ્યાજ છે. હવે અપૂર્ણ રહી ગઇ હોય એવી કઈ સાંસારિક ઇચ્છા તેને હતી ?

બિસ્માર્કની એ સમયે યુરોપમાં વિચિત્ર સ્થિતિ હતી; તેના એકેએક યત્નને સમસ્ત યુરોપ આકાંક્ષાથી નિહાળતું હતું. તેના ભાષણના એકેએક શબ્દ ઉપર બીજા દેશોના રાજનીતિજ્ઞો સમસ્ત રાત્રિપર્યંત વિચારો ચલાવતા હતા. એની એક આંગળી હાલતાંની સાથેજ જર્મનીના લાખો બહાદુર સિપાઈઓ હથિયાર લઇ ખડા થઇ જતા હતા. સમસ્ત યુરોપ જોઈ રહ્યું હતું કે, બિસ્માર્કની આંગળી કયી તરફ હાલી રહી છે? બસ જર્મનીનો તે આરાધ્ય દેવતા હતો. પ્રજા તેની પૂજા કરતી હતી. પ્રતિનિધિસભાનો અવાજ પણ તેની ગતિપર પ્રભાવ પાડી શકતો નહોતો, રાજનીતિજ્ઞો તેના શિષ્યો હતા, તથા સમ્રાટ્‌નો પ્રભાવ પણ તેના તેજસ્વી પ્રભાવ આગળ ઝાંખો પડી જતો હતો. આવા બિસ્માર્કની સત્તાની નીચે પોતાની સત્તા ચલાવવાને માટે બીજો વિલિયમ રાજસિંહાસને આરૂઢ થયો.

પ્રથમથીજ એ તો સ્પષ્ટ થઇ ગયું કે, નવો સમ્રાટ્‌ મુખ્ય પ્રધાનના કાબૂમાં રહેવાનું પસંદ કરશે નહિ. બિસ્માર્ક રાજારૂપી મૂર્ત્તિને બર્લિન નગરરૂપી મંદિરમાં સ્થાપિત કરીને રાજ્ય ચલાવવા ચહાતો હતો. બીજા વિલિયમનો આત્મવિશ્વાસી જુસ્સાભર્યો સ્વભાવ આવા કારાગારવાસની વિરૂદ્ધ થયે જતો હતો. નવીન કયસરે પ્રથમથીજ જુદાં જુદાં સ્થળોએ ફરવાની શરૂઆત કરી. બિસ્માર્કે આ સ્વચ્છંદતાને પસંદ કરી નહિ. તે એમ સમજતો હતો કે વારંવાર આમતેમ ઘુમવાથી સમ્રાટ્‌ના ગૌરવને ઘણી હાનિ પહોંચે છે. રાજા તથા પ્રધાન વચ્ચે અણબનાવ થવાનું આ પહેલું કારણ નિવડ્યું.

બીજું કારણ પણ જલદીથી ઉપસ્થિત થયું. અમે પ્રથમ લખી ચૂક્યા છીએ કે, બિસ્માર્કને સમષ્ટિવાદ સાથે વિશેષ યુદ્ધ કરવું પડતું હતું. એ સંબંધી તેને કેટલાક રાજનિયમો પણ બનાવડાવવા પડયા હતા, કે જે નિયમોના ઉપયોગથી સમષ્ટિવાદીઓની સભાનાં મુખ

બંધ કરવામાં આવ્યાં હતાં અને વર્તમાનપત્રોનાં કાર્યાલયોને તાળાં મરાવવામાં આવ્યાં હતાં. એ નિયમો જેટલા સમયને માટે ઠરાવવામાં આવ્યા હતા તે સમય હવે પૂરો થવા આવ્યો. બિસ્માર્ક ઇચ્છતો હતો કે એ નિયમોને ફરીથી પણ કાયમ કરવામાં આવે, અને સમષ્ટિવાદીઓની જડ ઉખાડી નાખવાનો યત્ન ચાલુજ રહે. કયસર વિલિયમને બિસ્માર્કનો આ વિચાર પસંદ પડ્યો નહિ. તેણે પોતાનો જે અભિપ્રાય પ્રકટ કર્યો, તેથી પ્રજાને માલૂમ પડી ગયું કે, કયસર સમષ્ટિવાદનો ઉપાય સુધારાને સમજે છે, જુલમને સમજતો નથી. તેણે કહ્યું કેઃ– "જે જે ફરિયાદો સંભળાવ્યા કરીને સમષ્ટિવાદ જીવે છે તે સર્વ ફરિયાદોને હું દૂર કરીશ;" તે સાથે તેણે સ્પષ્ટતાથી કહી દીધું હતું કે, તે બર્લિનમાં સમસ્ત યુરોપના રાજનીતિજ્ઞોની સભાને બોલાવશે. જે સભા સમષ્ટિવાદના પ્રશ્નપર વિચાર ચલાવશે. બિસ્માર્ક આ નવીન પ્રકારના વિચારોથી બહુજ ક્ષોભ પામ્યો. આમ થવું તેને માટે સ્વાભાવિક પણ હતું. જે મહાપુરૂષે વીસ વર્ષ સુધી સ્વતંત્રતાથી શાસન ચલાવ્યું હોય તેની વિરૂદ્ધ એક પણ શબ્દ નીકળે તો તે એ મહાપુરૂષ ભાગ્યેજ સહન કરી શકે છે; અને વળી એ શબ્દ પણ એવે સ્થળેથી નીકળે કે જ્યાંથી 'જી હાં' નો ઉત્તર મળવાની તે પૂર્ણ આશા રાખતો હોય.

બિસ્માર્કે સમષ્ટિવાદના વિરોધી નિયમો રાજસભામાં રજુ કર્યા. સભાએ તેને સ્વીકાર્યા નહિ. એ સભાને વિસર્જિત કરવામાં આવી અને નવીન પ્રતિનિધિઓની પસંદગી થવા લાગી. નવીન પ્રતિનિધિઓની સભામાં એ નિયમો ફરીથી મૂકાયા ત્યારે પણ તે નામંજૂરજ થયા. આ પ્રકારથી બિસ્માર્કના હૃદયને કેવો સખ્ત આઘાત થયો હશે એ દર્શાવવાની જરૂર રહેતી નથી. તેના મસ્તકપરથી જાણે કે કોઇ મુખ્ય પ્રધાનનો મુકુટ ઉપાડી જતું હોય એમ આથી તેને લાગ્યું.

થોડા દિવસમાં આ અણબનાવે જોર પકડયું. જર્મન સામ્રાજ્યની સ્થાપના સમયે જે બંધારણ રચવામાં આવ્યું હતું તેમાં તમામ રાજમંત્રીઓનો ઉપરી મુખ્ય પ્રધાનને માનવામાં આવ્યો હતો. સમ્રાટ્ પોતેજ સીધે સીધો કોઇ પણ મંત્રીની સલાહ લઇ શકતો નહોતો. તેને માટે તો માત્ર મુખ્ય પ્રધાનજ એક માત્ર મંત્રી હતો. રાજકીય વિષયોમાં સમ્રાટ્ માત્ર તેની સાથેજ વાતચિત કરી શકતા હતા. બીજા પ્રધાનો તેને આધીનજ મનાતા હતા. વિલિયમે આ નિયમપર વિશેષ ધ્યાન નહિ આપતાં પોતે જાતેજ બીજા પ્રધાનોની સલાહ લેવાનો આરંભ કરી દીધો. બિસ્માર્ક આ પ્રકાર સહન કરી શકયો નહિ. તેણે કયસરની પાસે જઈને પોતાની ફરિયાદ કહી સંભળાવી. કયસરે જોરથી ઉત્તર આપ્યો કે, તે જર્મનીનો સમ્રાટ્ છે, અને સમ્રાટ્પર એવું કોઈ પણ બંધન લાગુ થઈ શકતું નથી. સઘળા મંત્રીઓ તેને આધીન છે તેથી તે પોતાને ફાવશે તેની સલાહ લેશે. બિસ્માર્કે આ પ્રકારમાં અનેક આશંકાઓ ઉઠાવી, અને રાજ્યબંધારણના નિયમો દર્શાવ્યા. કયસરે ઉત્તરમાં કહ્યું કે, જો જર્મનીના રાજ્યબંધારણમાં એવો કોઇ નિરૂપયોગી નિયમ હશે તો તેને બદલવામાં આવશે. તેણે બિસ્માર્કનેજ આજ્ઞા કરી કે તે એ નિયમોમાં ફેરફાર કરવાનો એક ખરડો તૈયાર કરે, અને, એ ખરડો રાજસભામાં મૂકે. બિસ્માર્ક પોતેજ નિયમમાં આવે ફેરફાર કરે, તે પોતાનાજ પગમાં પોતાનેજ હાથે કુહાડી મારવા જેવો પ્રકાર હતો. તેણે તેમ કરવાની ચોખ્ખી ના પાડી. અંતે કયસરે આવેશમાં આવી જઇને એટલે સુધી કહ્યું કે:—"મારી ઇચ્છા અવશ્ય પૂરી થશેજ. તમે તેને પૂરી નહિ કરો, તો બીજું કોઇ કરશે." બસ આટલાજ શબ્દો બિસ્માર્કને માટે પુરતા હતા. તેણે પૂછ્યું કે:—"ત્યારે શું મારે એમ સમજવું કે, હું આપ નામદારના માર્ગમાં અંતરાય નાખું છું?"

વિલિયમનો ઉત્તર હતો કે:—"હા."

વજ્રથી કપાયલા એકાદ મોટા વૃક્ષની માફક વિચલિત થઇને બિસ્માર્ક એ સ્થાનેથી ચાલ્યો ગયો; તથા પ્રધાનપદનું રાજીનામું તૈયાર કરવા લાગ્યો. વિલિયમ પણ સ્વતંત્ર સમ્રાટ્ બનવાને માટે ઉત્કંઠિત બની ગયો. રાજીનામું આવવાને વિલંબ થતો જોઇને તેણે બિસ્માર્કને જલદીથી રાજીનામું મોકલી આપવાનું કહેવડાવ્યું. અંતે બિસ્માર્કનું રાજીનામું આવ્યું અને તે મંજૂર થયું. બિસ્માર્કના શબ્દોમાં બીજો વિલિયમ પોતેજ પોતાનો મુખ્ય પ્રધાન બની ગયો.

આ દુઃખી પરિણામવાળા નાટકમાં કોણ દોષપાત્ર હતું એ કહી શકાતું નથી; પરંતુ નાટક તો દુઃખનાજ અંતવાળું હતું. એમાં લેશ પણ સંદેહ નથી. જ્યારે બિસ્માર્ક કાર્યક્ષેત્રમાં આવ્યો હતો, ત્યારે પ્રશિયાનું રાજ્ય ગણત્રીમાં નહિ લેવા યોગ્ય લોઢાના એકાદ ટુકડા જેવું હતું. બિસ્માર્કનો સંસર્ગ ટુકડાને માટે પારસમણિરૂપ થઇ પડ્યો. આજે પ્રશિયાના રાજાના શિરપર જે અતિ ઉજ્વળ સુવર્ણનો સામ્રાજ્યસૂચક મુકુટ બિરાજે છે, તેમાંનું સુવર્ણ એ બિસ્માર્કરૂપી પારસના સંસર્ગથીજ બનેલું છે. જો કોઇ પણ મનુષ્ય નવીન જર્મન સામ્રાજ્યને માટે મમતા કરી શકે તેમ હોય તો તે બિસ્માર્કજ હતો. કયસર વિલિયમના પિતામહને સિંહાસનપર બેસાડનાર, વીસ વર્ષ સુધી સામ્રાજ્યનું લાલનપાલન કરનાર અને નવીન કયસરને રાજનીતિ શિખવનાર બિસ્માર્ક, આજે સમ્રાટ્ના માર્ગમાં હરકત કરનાર કહેવાયો અને તે પણ સમ્રાટ્ને મુખેજ. આવી ઘટના એક મનુષ્યને દુઃખી કરવાને માટે પુરતી છે. આ રાજીનામાએ બિસ્માર્કના હૃદયને બાળી નાખ્યું એમાં આશ્ચર્ય જેવું નહોતું.

પરંતુ આ દુર્ઘટનાની સંપૂર્ણ જવાબદારી બીજા વિલિયમપર પણ નથી. એમાં તો સંદેહ નથી કે, જો તેણે બિસ્માર્કની સાથે આવું ઉચ્છૃંખલ વર્તન ન ચલાવ્યું હોત તો બિસ્માર્કને અને તેને માટે

સાફેજ હતું. આગલાં પ્રકરણોમાં કહ્યું છે તેમ બિસ્માર્કે આ સમય-પૂર્વે પણ મુખ્ય પ્રધાનની પદવીનું રાજીનામું આપ્યું હતું; પરંતુ તે મંજૂર થયું નહોતું. સંભવતઃ તે પોતેજ રાજીનામું આપી દેત અને આવો હૃદયભેદક દેખાવ ઉપસ્થિત ન થાત. બિસ્માર્કનો મહિમા, તેની સેવા તથા તેનાં કાર્યોની મહત્તા બીજા વિલિયમને આવા અયોગ્ય વર્તનને માટે કદાપિ ક્ષમા કરી શકે તેમ નથી; પરંતુ બિસ્માર્કનાં સઘળાં ગૌરવપૂર્ણ કાર્યોનું ધ્યાન કરતાં પણ આ વાત ભૂલી જવી જોઇએ નહિ કે બિસ્માર્કે એમ પણ વિચારવાની જરૂર હતી કે, વિલિયમ એક યુવાન સમ્રાટ્ છે અને તેને પોતાના કાર્યક્ષેત્રમાં સ્વતંત્ર અધિકાર મેળવવાની ઇચ્છા થાય એ સ્વાભાવિકજ છે. સમ્રાટ્ તરીકે સિંહાસન-પર બિરાજીને લાકડાના પૂતળા પ્રમાણે બીજાને આધારે ચાલવું, એ બીજા વિલિયમને તદ્દન નાપસંદ હતું. બંધનોને કાપવાની ઇચ્છા થવી એ એક જુસ્સાપૂર્ણ કાર્ય કરવાની ઇચ્છા રાખનાર આત્માભિમાની નવ-યુવકને માટે સર્વથા ઉચિત અને સ્વાભાવિકજ છે; જેથી તે બિસ્માર્કનાં આટલાં કઠોર બંધનોને સહન કરી શક્યો નહિ, તેમાં તેનો કોઇ દોષ નહોતો. રાજનીતિના સિદ્ધાંતની દ્રષ્ટિથી પણ અમે કયસરપર કોઈ પણ પ્રકારનો દોષ મૂકી શકતા નથી. કોઇ દેશમાં રાજાની સત્તા ઘણી વધી જાય એ ઠીક નથી; આ એક સર્વસંમત વાત છે. સમસ્ત સત્તા રાજાના હાથમાં નહિ, પરંતુ પ્રજાના હાથમાંજ હોવી જોઇએ. પ્રશ્ન એ છે કે, જો એ સત્તા પ્રજાના હાથમાં ન હોય તો કોના હાથમાં હોય ? જર્મનીમાં સમસ્ત સત્તા પ્રજાના હાથમાં નહોતી તેમ રાજાના હાથમાં પણ નહોતી. એ સતા મુખ્ય પ્રધાનના હાથમાં હતી. આ સર્વથા અસ્વાભાવિક પરિસ્થિતિ હતી કે જેનું સમર્થન માત્ર બિસ્માર્કની અસાધારણ કાર્યક્ષમતાથીજ થઇ શકે છે. બિસ્માર્ક જર્મનીનો પિતા હતો. તેના હાથમાં સમસ્ત સત્તાનું હોવું

હાનિકારક નહિ પરંતુ લાભદાયકજ હતું, પરંતુ આ અસ્વાભાવિક સ્થિતિને નિયમરૂપજ બનાવી દેવી એ બહુ મોટી ભૂલ હતી. બિસ્માર્કને જો પ્રસન્નતાથી રાજકાર્યથી છુટા પડવું પડ્યું હોત તો તેથી દેશ અને રાજાના ગૌરવને હાનિ પહોંચત નહિ. બિસ્માર્ક જેવા મહા પુરુષો ઇતિહાસમાં વિરલજ પેદા થાય છે, અને એવા વિરલ પુરુષોપર અત્યાચાર ચલાવનારને ઐતિહાસિક લેખક કદાપિ ક્ષમા આપતો નથી. જો એ અત્યાચાર ચલાવનાર વ્યક્તિ ઇતિહાસલેખકનો પ્રિયપાત્ર થઇ પડે તેમ હોય છે તોજ તે ક્ષમા મેળવી શકે છે. વિલિયમ હજી જીવતો છે, અને ભયંકર ઘટનાચક્રમાંથી તે પસાર થઇ રહ્યો છે, આજથી વીસ વર્ષ પછી આ વાત નક્કી થશે કે તે દેશનો ઉપકારક હતો કે સત્યાનાશ કરનારો હતો. તે ફ્રેડરિક ધી ગ્રેટની પંક્તિમાં આવી જશે કે કાં તો ઔરંગઝેબની પંક્તિમાં આવશે.

કૈસર વિલિયમે બિસ્માર્કને મુખ્ય પ્રધાનપદપરથી અલગ તો કર્યો; પરંતુ તે માટે ચિંતા પણ તેને બહુ વેઠવી પડી. સમસ્ત જાતિ તેને કેવા તાના મારશે તેનો તેને જલદીથી ખ્યાલ આવવા લાગ્યો. તેણે ઉત્પન્ન કરેલા ઘાપર મલમપટ્ટી મારવાનો ઘણો યત્ન કર્યો, બિસ્માર્ક ઉપર ધન, માન તેમજ પ્રતિષ્ઠાની તેણે વૃષ્ટિ કરી દીધી. બિસ્માર્કની જન્મગાંઠને દિવસે સહાનુભૂતિસૂચક તાર મોકલીને પણ તેણે વૈમનસ્યને દૂર કરવાનો યત્ન કર્યો; પરંતુ કયસરના વર્તને બિસ્માર્કના હૃદયને સખ્ત આઘાત પહોંચાડ્યો હતો. એ આઘાતે તેની નસેનસને કંપાવી દીધી હતી.

પ્રધાનપદપરથી પોતાને દૂર કરવામાં આવ્યાની વાત તેને રાજાની કૃતઘ્નતારૂપ પ્રતીત થવા લાગી, અને એમાં સંદેહ પણ નહોતો કે તેના પ્રત્યે થોડી ઘણી કૃતઘ્નતા થઇ હતી પણ ખરી. તેને એમજ લાગતું હતું કે, જર્મનીના સમ્રાટ્ વંશે તેનો રસ ચૂસી લઇને તેને

ગોટલાની માફક ફેંકી દીધો છે. આટલા દિવસ સુધી જે રાજકીય ભુવનમાં રહીને તેણે યુરોપના ભાગ્યનું શાસન કર્યું, તથા રાજાઓ તેમજ પ્રધાનોને લાકડાનાં પૂતળાંની માફક નચાવ્યા; એજ રાજ ભુવનમાં તે જીવતો હોય અને બીજો કોઇ રહે એ વાત તેને અસંભવિત જેવી પ્રતીત થવા લાગી. સત્તા એવીજ વસ્તુ છે. સત્તાનો ઉપભોગ મનુષ્યના સત્તાલોભને વધારે છે. શાંત કરતો નથી. બિસ્માર્કને માટે સત્તાનો પ્રયોગ રોજના ભોજનની પેઠે જરૂરી થઇ ગયો હતો. જ્યારે સત્તા છિનવી લેવામાં આવી ત્યારે તે પોતાને જગતમાં નિરાધાર અનુભવવા લાગ્યો.

બિસ્માર્ક એવો માણસ નહોતો કે તે પોતાના મુખપર ભય અથવા મર્યાદાને લીધે તાળું વાસી શકે. તેને જે વિચારો થઇ આવતા હતા તે વચનદ્વારા બહાર પડતાજ હતા. નવીન સામ્રાટને માટે બિસ્માર્કનું નિવાસસ્થાન વિરોધનો અખાડો થઇ ગયું, પોતાને જે કોઇ મળવાને આવે તેની આગળ બિસ્માર્ક વિલિયમની આ કૃતઘ્નતાનીજ કહાણી સંભળાવવા લાગ્યો. બિસ્માર્કને મળવા આવનાર માણસોની સંખ્યા પણ કાંઇ થોડી નહોતી. તેનું ઘર સમસ્ત યુરોપના રાજનીતિજ્ઞો અને શિક્ષિત વ્યક્તિઓને માટે તીર્થસ્થાન બની ગયું હતું. દૂર દૂર દેશથી ભક્તમંડળો યુરોપના આ મુખ્ય રાજનીતિજ્ઞનાં દર્શન કરવાને આવવા લાગ્યાં. બિસ્માર્ક પણ પ્રત્યેકની પાસે પોતાના મનની હકીકત જાહેર કરતો હતો. આવા રોષ તેમજ જોશમાં બિસ્માર્કની રાજભક્તિ, જેના નામ પર તેણે જીવનની સફળતાઓ પ્રાપ્ત કરી હતી તે ઉડી ગઇ. તે રાજવંશ સંબંધી રાજદ્રોહી વાક્યો પણ બોલી જતો હતો. “ આ હોહિન જોલર્ન લોકો કોણ છે ? શું અમારો વંશ તેનાં કરતાં પ્રશિયામાં પ્રાચીન નથી કે ? ” આવાં વાક્યો તેને મુખે સાંભળીને લોકો ચકિત થતા કારણ કે બિસ્માર્ક રાજા તરફ ભક્તિ

દર્શાવવાનો પ્રજાને જેટલો ઉપદેશ આપ્યો હતો તેટલો બીજા કોઇએ નાહ આપ્યો હોય.

આ વિરોધ માત્ર આટલેથીજ અટક્યો નહિં. બિસ્માર્કને કૅયસર વિલિયમનું પ્રત્યેક રાજનૈતિક કાર્ય ખરાબ જણાવા લાગ્યું. તેને એમ લાગતું હતું કે, તેના ઉત્તરાધિકારી પ્રધાનો તેણે પેદા કરેલી રાજ-શક્તિનો નાશ કરી રહ્યા છે; નવીન સત્તાધિકારીઓનું કોઇ પણ કાર્ય તેને પસંદ પડયું નહોતું. એક વર્તમાનપત્રને બિસ્માર્કે પોતાના અભિ-પ્રાયો જાહેર કરવા માટે પસંદ કરી લીધું; અને તે દ્વારા તે હમ્મેશાં રાજનૈતિક કાર્યોની કઠોર આલોચના કરવા લાગ્યો. એ આલોચના કૅયસર અને તેના પ્રધાનોને માટે ઘણી દુઃખદાયિની હતી. બિસ્માર્ક રાજ્યના પ્રત્યેક અંશથી સંપૂર્ણ વાકેફ હતો, તેને ગુપ્તમાં ગુપ્ત સંધિઓની પણ માહિતી હતી; કેમકે તે જાતેજ એ સંધિઓનો કર્ત્તા હતો. આવા જાણકારે કરેલી સમાલોચના કોઇ પણ શાસકમંડળની ફજેતી ઉડાવવાને માટે પુરતી થઇ શકે છે.

બિસ્માર્કના જીવનના આ ભાગનો ઇતિહાસ વાંચીને કોઇ પણ મનુષ્યને એમ લાગ્યા વિના નહિ રહે કે, જો મુખ્ય પ્રધાનપદપરથી અલગ થયા પછી કોઈ દૈવી શક્તિ તેને આ પૃથિવીપરથી ખેંચી ગઇ હોત તો તેથી જર્મની અને બિસ્માર્ક ઉભયનું કલ્યાણ થાત. બિસ્માર્કના અંતિમ જીવને કોઈને પણ લાભ કર્યો નથી. શક્તિવાળી અસંતુષ્ટ આત્માઓને લાગુ થતા રોગોએ આવીને તેને ઘેરી લીધો તથા તેના સ્વભાવના ખરાબમાં ખરાબ ભાગોને જાગ્રત કર્યા. રાજ્યકારભાર ચલાવતાં જે કાર્યો તેણે જાતે કર્યાં હતાં, તથા પ્રજાને એવો વિશ્વાસ આપ્યો હતો કે સત્ય પોતાની તરફ છે તેજ કાર્યોનું રહસ્ય તે બદલો લેવાના આવેશથી હવે ખુલ્લું કરવા લાગ્યો. જે તાર સમાચારને ફેરવી નાખીને તેણે ઇ૦ સ૦ ૧૮૭૦ માં ફ્રાન્સને યુદ્ધ કરવાની ફરજ પાડી હતી તેની કહાણી સ્વયં બિસ્માર્કેજ લોકોને કહી સંભળાવવા માંડી.

તે વારંવાર એમજ કહેવા લાગ્યો કેઃ—“શું આવો દિવસ જેવાને માટે મેં રાજાના તારને ફેરવી નાખ્યો; અને વર્તમાનપત્રોને મોકલ્યો; તથા ફ્રેન્ચ લોકોને યુદ્ધને માટે ઉભા કર્યા?” જે લોકો ઈ૦ સ૦ ૧૮૭૦ નું યુદ્ધ થવામાં ફ્રાન્સને ગુન્હેગાર ગણતા હતા તેમને આંથી ખુદ યુદ્ધ કરનાર વ્યક્તિદ્વારાજ જણાઇ આવ્યું કે, અપરાધી તે પોતેજ હતો. આ દૃશ્ય કોઇને માટે પણ રાજી થવા જેવું નહોતું.

બિસ્માર્કના જીવન—નાટકનો અંત આવી પહોંચ્યો હતો. ધીમે ધીમે તે સંસારમાં એકલો પડવા લાગ્યો. તેના સુખ—દુઃખના સાથી રૂન વગેરે મિત્રો સંસારનો ત્યાગ કરી ચાલ્યા ગયા. તેની સહધર્મિણીએ પણ પરલોકવાસ કર્યો. અંતે બિસ્માર્ક પોતાને એકલોજ સમજવા લાગ્યો. કર્ત્તવ્યપરાયણ જીવન પસાર કરતાં કરતાં તેનામાં એટલી શક્તિ પણ રહી નહોતી કે, જેથી હવે તે શાંતિપૂર્વક વાંચી લખીને ખેતીના કાર્યનો દૈવી આનંદ ભોગવતો ભોગવતો પોતાના અવશેષ જીવનને પસાર કરે. અસંતોષ તેમજ ચિંતાએ તેના ચિત્તપર પોતાનો અધિકાર જમાવ્યો હતો. તેણે આત્મચરિત્ર લખવાની શરૂઆત કરી હતી તે પણ બહુ કઠિનતાથી પૂરૂં થઈ શક્યું.

આવી સ્થિતિ હોવા છતાં પણ તેની બુદ્ધિ તેની યુવાવસ્થાના સમયના જેવીજ ક્રિયાશીલ હતી. પોતાના છેવટના દિવસ સુધી તે જર્મની તથા યુરોપની રાજનીતિની ચાલોનો ઘણાજ લક્ષ્યથી અભ્યાસ કરતો રહ્યો, કોઇ મોટી રાજનૈતિક ઘટના તેની દૃષ્ટિથી દૂર રહી શકતી નહિ. એ શક્તિ આ સમયે તેના હક્કમાં શાંતિદાયક નહિ પરંતુ અસંતોષના કારણરૂપ થઇ પડી હતી. આવી મહાન આત્મશક્તિને વિશેષ દુઃખ દેવાનું પરમાત્માને પણ ગમતું નહોતું. ઈ૦ સ૦ ૧૮૯૮ ના જુલાઇ માસને છેલ્લે દિવસે તેનાપર જુના ભયંકર રોગે હુમલો કર્યો, અને એ રોગથીજ જર્મનીના યોગ્યતમ પુત્રની દેહલીલાની શાંતિ થઇ.

## પ્રકરણ ૩ જું—કિંબહુના.

બિસ્માર્કનું નામ સંસારના મહાપુરૂષોની શ્રેણીમાં લખાઇ ચૂક્યું છે; હવે એ નામને ત્યાંથી ભુંસી નાખવાની શક્તિ કોઇમાં પણ નથી. જે પુરૂષ કોઇ મહાન કાર્ય કરી જાય છે, તેનેજ મહા પુરૂષ કહેવામાં આવે છે. લેખકો તથા કવિઓએ પોતાની સમસ્ત કલ્પના-શક્તિનો ઉપયોગ કરીને મહાપુરૂષ શબ્દની વ્યાખ્યા કરી છે. કોઇએ એક જાતની વ્યાખ્યા કરી છે, તો કોઇએ બીજી જાતની કરી છે. કોઇએ આત્મિકબળને પ્રધાન રાખ્યું છે તો કોઇએ લૌકિક બળને પ્રધાન રાખ્યું છે. ધીમે ધીમે સઘળા વિચારકો એવા વિચારપર આવીને અટક્યા છે કે, સંસારમાં મહાપુરૂષ તેજ કહેવાય છે કે જે કોઇ મહાન કાર્ય કરી જાય. આ સિદ્ધાંત અનુસાર બિસ્માર્ક પણ મહા પુરૂષ હતો એ નિઃસંદેહ છે. ઇતિહાસે ઉંચા હાથ કરીને તે મહાપુરૂષ હતો અને છે એમ જાહેર કર્યું છે અને કરે છે. બિસ્માર્કનું સ્થાન ચાણક્ય, સમુદ્રગુપ્ત, ફ્રેડરિક ધી ગ્રેટ તથા કેવુર વગેરે સામ્રાજ્યસ્થાપકોના વર્ગમાં અવશ્ય આવી ગયું છે. એટલું ઠીક છે કે, તે ફ્રેડરિક ધી ગ્રેટની માફક રાજા નહોતો, અગર તો તે સમુદ્રગુપ્તની માફક હજારો સેનાઓનો સ્વામિ નહોતો; પરંતુ શું એ એકજ વાત બિસ્માર્કને ફ્રેડરિક ધી ગ્રેટના કરતાં ઉંચા આસનપર નથી બેસાડી શકતી? સેના તેની સત્તામાં નહોતી પરંતુ જે લોકો સેનાઓના સ્વામિ હતા તેઓ તેની સત્તામાં હતા. તે રાજા નહોતો; પરંતુ તે એ લોકોને બનાવનારો તેમજ બગા-ડનારો હતો; કે જેઓ પોતાની અનેક પેઢીઓથી રાજ્ય કરતા આવ્યા હતા. આ સઘળું બિસ્માર્કે પોતે રાજા નહિ હોવા છતાં પણ કર્યું. આથી કરીને મહાપુરૂષોની શ્રેણીમાં બિસ્માર્કનું સ્થાન બહુ ઉંચું હતું.

અલેકઝાંડર તથા નેપોલિયન મહાપુરૂષો કહેવાય છે; પરંતુ તેમનું

મહત્ત્વ 'નાશ' તરફ હતું, સ્થાપના તરફ નહોતું. જ્યારે બિસ્માર્કનું મહત્ત્વ સ્થાપના તરફ હતું. અલેકઝાંડરે જ્યારે પરલોકવાસ કર્યો ત્યારે તેણે જીતેલું સામ્રાજ્ય ટૂટી પડવાને માટે હાલી રહ્યું હતું, અને નેપોલિયનનું સામ્રાજ્ય તો તેનું મૃત્યુ થતાં પહેલાંજ મરી ગયું હતું; પરંતુ જે સામ્રાજ્ય બિસ્માર્કે સતત યત્નથી સ્થાપિત કર્યું તે તો આજે પણ સંસારને આશ્ચર્યમગ્ન કરે છે. જર્મનસામ્રાજ્યની સ્થાપનામાં મોલ્ટ્કે, રૂન તથા વિલિયમે જે કાર્યો કર્યાં તેને કોઇ ભૂલાવી શકશે નહિ, પરંતુ તેમનાં કાર્યો માત્ર સહાયકજ હતાં. એક બિસ્માર્કનીજ ઇચ્છાશક્તિ એવી હતી કે જેણે અનેક પ્રકારના મત ધરાવનાર વ્યક્તિઓને ઇષ્ટકાર્યની સિદ્ધિમાં જોડી દીધી. જર્મન સામ્રાજ્યની સ્થાપનાના કાર્યમાં જીવન નાખનારી શક્તિ બિસ્માર્કની માનસિક શક્તિજ હતી.

જો કાર્ય ઉપરથી કારણનું કાંઈ પણ અનુમાન થઈ શકતું હોય તો જર્મન સામ્રાજ્યની હાલની સ્થિતિ ઉપરથી બિસ્માર્કના શીલસ્વભાવનો ઘણો પરિચય મળી શકે છે. તેની નીતિ, તેની દૃઢતા તથા તેની પ્રતિદિન વધવાની ઇચ્છાજ જર્મન સામ્રાજ્યની હાલની સ્થિતિમાં સ્પષ્ટ રીતે ઝળકી રહી છે. જર્મન સામ્રાજ્યની નીતિમાં સરળ સત્યનું જોર હમણાં ઓછું જણાય છે તો તેની જવાબદારી બિસ્માર્કને માથેજ છે. 'લોહી તથા લોઢા'ની નીતિનો ઉપદેશ કરીને ઇ૦ સ૦ ૧૯૧૪ ના મહા યુદ્ધનું બીજ રોપનાર બિસ્માર્કજ હતો. જે મનુષ્ય એકજાતિપર આટલો બધો પ્રભાવ પાડી શકે છે તેના મહાન હોવામાં સંદેહ નથી. બિસ્માર્કને મહાન બિસ્માર્ક કહેવામાં આવ્યો નથી તેનું કારણ તો એજ છે કે સાધારણ જનસમાજની દૃષ્ટિમાં કાર્ય કરતાં નામની પ્રતિષ્ઠા વિશેષ છે. જે મનુષ્ય 'રાજા' એ નામથી પોકરાય છે તેજ મહાન થઇ શકે છે, બીજો થઇ શકતો નથી. જો લોકોએ આવો ખોટો નિયમ ન માની રાખ્યો હોત તો આજે અમારા આ ગ્રંથનું નામ "મહાન બિસ્માર્કનું જીવન ચરિત્ર" હોત.

**સમાપ્ત**

# ગોદરેજની તીજોરીની એક વધુ પરીક્ષા.

મીટસુ બુસેન કઇશા નામની એક મોટી જાપાની કંપનીની ઑફીસ મુંબઇમાં છે. એ ઑફીસ જ્યારે પહેલાં મુંબઇમાં ઉઘડી ત્યારે **ગોદરેજે** પોતાની તીજોરી ખરીદવાની ભલામણ કરી હતી પણ સાહેબોના ધ્યાનમાં વાત ઉતરી નહિ અને વિલાયતી તથા જાપાની બનાવટની તીજોરીઓ ખરીદી.

એ કંપનીની એક શાખા કરાંચીમાં છે અને તે ઠેકાણે **ગોદરેજની** એક નાની તીજોરી વપરાતી હતી. ચાર મહીના ઉપર કરાંચીની ઑફીસમાં આગ લાગી અને **ગોદરેજની** તીજોરીમાં ત્રીસ હજાર રૂપીઆની નોટો હતી તે સલામત મળી આવી અને તે ઉપરથી મુંબઇની ઑફીસે તુરતાતુરત અગીઆરસો રૂપીઆની એક મોટી **ગોદરેજની** તીજોરી ખરીદી.

આવી રીતે આગ થયા પછી કૂવો ખોદાવવાનું કામ વાજબી કહેવાય નહિ. જો કે નાના મોટા બધાઓ એવુંજ કરે છે. થોડા વખત ઉપર મુંબઇમાં ઇવટ લેધમની કંપનીની ઑફીસમાં મોટી આગ લાગી તે વખતે જાણીતા મોટા વિલાયતી મેકરની ચાર તીજોરી ઑફીસમાં હતી અને તેનો જે અનુભવ સાહેબોને મળ્યો તે ઉપરથી આગ પછી **ગોદરેજની** મોટી સાત તીજોરીઓ અહીંની તેમજ કરાંચીની ઑફીસો માટે ખરીદવામાં આવી.

**કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઈ.**

**શાખા—રીચીરોડ, ફુવારા સામે—અમદાવાદ.**

# ગ્લૅડસ્ટન અને સસ્તું વાંચન

" સૉક્રેટિસનું તત્ત્વજ્ઞાન સ્વર્ગલોકમાંથી નીચે આણેલું કહેવાય છે; તેજ પ્રમાણે હમણાંના કેટલાક ગ્રંથપ્રકાશકોએ ગરીબ લોકો સહેલાઇથી ખરીદી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે; અને તેનો પુષ્કળ ઉપયોગ થાય છે એ વાત નિાવ-વાદ તથા બહુજ મહત્વની છે. હું ન્હાનપણમાં વારંવાર દુકાનોમાં પુસ્તકો ખરીદવા જતો, ત્યારે ગરીબ માણસ સહેલાઇથી ખરીદી શકે એવું એક પણ પુસ્તક હું ત્યાં જોઇ શકતો નહોતો. એક ઉદાહરણ આપણે શેક્સપિયરના ગ્રંથનુંજ જોઇએ. મને યાદ છે કે મેં સર્વથી પ્રથમ એ કવિના ગ્રંથની જે પ્રત વેચાતી લીધી તેના મને ૨ પાઉન્ડ ૧૬ શિલિંગ આપવા પડ્યા; પરંતુ એ કરતાં પણ સારૂં એજ પુસ્તક હવે માત્ર ૩ શિલિંગમાંજ મળે છે! વળી જે પુસ્તકો પહેલાં મળતાંજ નહોતાં તે હવે જોઇએ એટલાં મળવા લાગ્યાં છે. * * * આપણે જે જોઇએ છીએ તે એજ કે આપણા લોકોએ સારાં સારાં પુસ્તકો વાંચીને, પોતાની જાતની સ્થિતિ સુધારીને આપણા રાજ્યને શ્રેષ્ઠ દરજ્જે ચઢાવવામાં સહાયતા કરવી. "

" આ. ગ્રંથમાળાજ. "